હતી. કુમારોની જેમ જ કન્યાઓને પણ ઉપનયન અથવા ગાયત્રી-દીક્ષા અને બ્રહ્મચર્ય(સંયમ અને સ્વાધ્યાય)ના સંસ્કાર આપવામાં આવતા હતા. હિંદુઓના વેદોએ સ્ત્રીને પુરુષ સાથે જેવી સમાનતા આપી છે, તેવી સમાનતા જગતના બીજા ધર્મ-ગ્રંથોએ ભાગ્યે જ આપી છે.

૨

પાછળના વેદકાળમાં પણ શિક્ષિત સ્ત્રીઓના બે વર્ગ હતા: (૧) સદ્યોદ્વાહા (સદ્યોવધૂ) એટલે લગ્ન સુધી જ શિક્ષણ લેનારી અને (૨) બ્રહ્મવાદિની એટલે લગ્નની પરવા કર્યા વગર આજીવન સ્વાધ્યાયમય રહેનારી. બ્રહ્મયજ્ઞને સમયે જે વૈદિક ઋષિઓનું આદરપૂર્વક સ્મરણ કરવામાં આવતું તેમાં ગાર્ગી વાચક્નવી, વડવા પ્રાતીથેયી અને સુલભા મૈત્રેયી[૧] એ ત્રણ મહાન સ્ત્રીઓનાં નામોનો સમાવેશ થાય છે.

આ રીતે વેદાધ્યયનસહિતનું ઉચ્ચતમ શિક્ષણ સ્ત્રીઓ અને પુરુષો બન્નેને સમાન રીતે ઉપલબ્ધ હતું. ઘણી સ્ત્રીઓ વેદાધ્યયનમાં પારંગત થઈને મહાન દાર્શનિક, નિપુણ વિવાદકર્મી અને ઉજ્જ્વળ અધ્યાપિકાઓ બનતી હતી. વળી વૈદિક યજ્ઞોમાં ઘણુંખરું પતિ-પત્ની સાથે જ આહુતિઓ આપતાં હતાં.

વેદકાળના આરંભના તબક્કામાં સામાન્ય રીતે પિતા સંતાનોને શિક્ષણ આપતો. બ્રાહ્મણગ્રંથો અને ઉપનિષદોના યુગમાં કન્યાના શિક્ષણમાં એના પિતા, ભાઈઓ અને કાકા વગેરે ધ્યાન આપતા; જો કે કેટલીક કન્યાઓ બહારના શિક્ષકો પાસેથી પણ કેળવણી પામતી હતી; તો વળી થોડીક કન્યાઓ છાત્રીશાલા તરીકે ઓળખાતાં કન્યા છાત્રાલયોમાં પણ અધ્યયન અર્થે રહેતી હતી. આ યુગની કેટલીક સ્ત્રીઓએ પંડિતસભાઓની ચર્ચાઓમાં સક્રિય ભાગ લઈને પહેલાંના યુગની પરંપરા જાળવી રાખી હતી.

આ યુગની કેટલીક વિદુષીઓએ કાશકૃત્સ્નના મીમાંસાશાસ્ત્રનું વિશેષ અધ્યયન કર્યું હતું. હવે ધીમે ધીમે દર્શનશાસ્ત્રોનો અભ્યાસ વધારે લોકપ્રિય થતો જતો હતો. સુલભા, ગાર્ગી અને વડવા જેવી વિદુષીઓએ આ અભ્યાસમાં ઊંડો રસ દાખવ્યો હતો. આમાંની કેટલીક સ્ત્રીઓએ પરિણીત જીવનના ઉપભોગો અને લાભોનો ત્યાગ કરી તપશ્ચર્યાનો માર્ગ અપનાવ્યો હતો. બૌદ્ધધર્મ પહેલાં પણ ભાર-

---

૧. આશ્વલાયન ગૃહ્ય-સૂત્ર, ૩-૪-૪.

તીય સમાજમાં–ભલે થોડી સંખ્યામાં પણ–ભિક્ષુણીઓ હતી ખરી. ક્રમેક્રમે જેમ તપશ્ચર્યાની ભાવના વધારે ને વધારે સ્વીકાર્ય બનતી ગઈ, તેમ સામાન્ય પરિણીત જીવન અને આધ્યાત્મિક જીવન પરસ્પર અસંગત ગણાવા લાગ્યાં.

આવા સમાનતાના વાતાવરણમાં જ પ્રાચીન ભારતવર્ષમાં સ્ત્રીઓ જ્ઞાન સંપાદન કરી શકી હતી, અને આધ્યાત્મિક ઉત્કર્ષ સાધી શકી હતી. પુરુષો તેમ જ સ્ત્રીઓ બન્નેમાં ભક્તો, તપસ્વીઓ અને ઋષિઓ ઉદ્‌ભવ્યા હતા, જે માટે ભારતીય લગ્ન-જીવનનો ઉચ્ચ કક્ષાનો આદર્શ મોટે ભાગે કારણભૂત હતો. આ દેશની આધ્યાત્મિક પરંપરા લોકોના માનસમાં એવી તો ઘર કરી ગઈ છે કે લગ્નજીવન અને ગૃહસ્થાશ્રમને ઐહિક સંતોષનાં સાધન તરીકે નહિ, પણ પૂર્ણત્વપ્રાપ્તિ માટેનાં આત્મ–વિકાસનાં સોપાન તરીકે ગણવામાં આવ્યાં છે. લગ્નને રોમાંચક દૃષ્ટિકોણથી સ્વીકારવાના વિષયમાં ભારતીય ધર્મે હમેશાં નકારાત્મક વલણ રાખ્યું છે: પતિ-પત્ની આધ્યાત્મિક પથનાં સહયાત્રી છે, એકબીજાનાં પૂરક છે, અને આધ્યાત્મિક ધ્યેય તરફ કદમ ભરનારાં સહપ્રવાસી છે. લગ્નની સાર્થકતા સંયમ અને સેવામાં રહેલી છે, નહિ કે ઉપભોગમાં.

કુટુંબો કે ગ્રામસમૂહોમાં ઊછરતી વ્યક્તિઓ, શું જુવાન કે શું વૃદ્ધ, આ બધીના જીવનની સર્વ પ્રવૃત્તિઓને, પછી ભલે તે સાવ નજીવી હોય, પણ આધ્યાત્મિક ઝોક આપવામાં આવતો. તેથી જ અનેક યુગો દરમિયાન આવા વિશાળ ખંડમાં આધ્યાત્મિક પ્રગતિના અંતિમ સોપાન–સંન્યાસ માટે યોગ્ય નીવડીને સંતકોટિ પ્રાપ્ત કરે તેવાં સ્ત્રીપુરુષો વિપુલ સંખ્યામા જન્મ લેતાં હતા, એમા સહેજે આશ્ચર્ય પામવા જેવુ નથી.

પરમ સત્યનો સાક્ષાત્કાર કરી ચૂકેલી ઘણી સ્ત્રીઓનાં નામ આપણને ઋગ્વેદમાં મળી આવે છે. એઓ સત્યની દ્રષ્ટાઓ તરીકે, અધ્યાત્મ ગુરુ તરીકે, દિવ્ય વક્તાઓ તરીકે અને અલૌકિક જ્ઞાનની આવિષ્કર્તાઓ તરીકે માન્યતા પ્રાપ્ત કરી ચૂકી છે. એકલા ઋગ્વેદમાં જ સત્તાવીશ બ્રહ્મવાદિનીઓએ અથવા ઋષિ-નારીઓએ રચેલાં મનાતાં સૂક્તો વિપુલ સંખ્યામાં આપણને મળે છે. ઋગ્વેદના પ્રથમ મંડળના ૧૨૬મા સૂક્તની રચયિતા તરીકે રોમશાને અને એ જ મંડળના ૧૭૯મા સૂક્તની રચયિતા તરીકે લોપામુદ્રાને ગણવામાં આવે છે. આ વિદુષીઓની આધ્યાત્માન્વેષણની ઊંડાઈ વાસ્તવમાં વિલક્ષણ હતી. વાક્ નામની બ્રહ્મવાદિની, જે અંભૃણ ઋષિની સુપુત્રી

હતી, એવું બ્રહ્મતત્ત્વની સાથે એકતાનો અનુભવ કર્યો હતો. આધ્યાત્મિક આનંદની મસ્તીમાં એ કહી દેતી: "હું સામ્રાજ્ઞી છું જે ભોજન કરે છે તે મારા દ્વારા કરે છે, જે જુએ છે, શ્વાસ લે છે, અગર સાભળે છે તે પણ મારા દ્વારા જ વસ્તુમાત્રની સ્રષ્ટા એવી હું, પવનની માફક પ્રસરી રહુ છું. હું છું સ્વર્ગની પેલે પાર, અરે, પૃથ્વીની પણ પેલે પાર એવી ભવ્ય છે મારી મહત્તા"[1]

આ ઉપરાંત વિશ્વવારા, શાશ્વતી, અપાલા, ઘોષા અને અદિતિ નામની બીજી પણ વૈદિક સત્યદ્રષ્ટા સ્ત્રીઓ હતી, જે બધી જ આધ્યાત્મિક જીવન જીવતી હતી, અને દુનિયાદારીના સંગથી અસ્પૃષ્ટ રહીને નિષ્ઠાપૂર્વક ધાર્મિક કાર્યો કરતી, પવિત્ર મંત્રો ગાતી અને મહાન તત્ત્વજ્ઞો સાથે ચર્ચા કરતી અને ક્યારેક આવી ચર્ચામા પ્રકાંડ સમકાલીન વિચારકોને હરાવતી પણ ખરી

વૈદિક કાળની શરૂઆતમા પણ ભારતીય સ્ત્રીઓમા આધ્યાત્મિક પરંપરા બરાબર રૂઢ થઈ હતી ખુલ્લી રાજસભામા તત્ત્વજ્ઞાનની ઓીણવટભરી દલીલોમા મહાન ઋષિ યાજ્ઞવલ્ક્યને ખુલ્લો પડકાર આપતી કુમારિકા ગાર્ગીમા આ પરંપરા મૂર્તિમાન થતી દેખાય છે[2]

શાંતિ અને અમરત્વ કેવી રીતે લાધે એ પ્રશ્ન એકલી અપરિણીત સ્ત્રીઓને જ નહિ, પણ પરિણીત સ્ત્રીઓને પણ મૂંઝવતો હતો એની સાબિતી આપણને યાજ્ઞવલ્ક્ય અને એમની પત્ની મૈત્રેયી[3] વચ્ચેના સંવાદમાથી મળે છે યાજ્ઞવલ્ક્ય સંન્યાસ ગ્રહણ કરવા માટે, જગતનો ત્યાગ કરતા પહેલા, પત્ની મૈત્રેયીને પોતાની મિલકતમાથી એનો ભાગ આપીને વિદાય લેવા ચાહતા હતા, ત્યારે મૈત્રેયી એમને પૂછે છે "હે ભગવન! ધનથી ભરેલી આ સકળ પૃથ્વી મને મળે તો હુ એના વડે અમર બનું ખરી?"

યાજ્ઞવલ્ક્યે કહ્યુ "ના, પૈસાદાર માણસોની જિંદગી હોય છે તેવી તારી જિંદગી થાય. ધન વડે અમર થવાની આશા ન રાખી શકાય."

મૈત્રેયી બોલી. "જેના વડે હુ અમર ન થઈ શકુ તે લઈને હુ શુ કરુ ? હે ભગવન! અમર બનવાનું જે સાધન તમે જાણતા હો, તે મને કહો"

યાજ્ઞવલ્ક્યે કહ્યું "હે મૈત્રેયી! તું મને વહાલી છે, અને તું જે વાત અત્યારે કહે

---

૧ ઋગ્વેદ, ૧૦-૧૨૫.

૨ બૃહદારણ્યક ઉપનિષદ, ૩-૬

૩ બૃહદારણ્યક ઉપનિષદ, ૨-૪-૩

છે, તેથી વધારે વહાલી લાગે છે. આવ, બેસ, હું તને સમજાવું. હું જેમ જેમ સમજાવતો જાઉં, તેમ તેમ તું એના પર ઊંડો વિચાર કરજે." પછી યાજ્ઞવલ્કયે કહ્યું: "અરે! પતિ તે પતિને ખાતર પ્રિય નથી, મૈત્રેયી; પણ આત્માને ખાતર પતિ પ્રિય છે. ખરેખર પત્ની પત્નીને ખાતર પ્રિય નથી, મૈત્રેયી; પણ આત્માને ખાતર પત્ની પ્રિય છે. ખરેખર પુત્રો પુત્રોને ખાતર પ્રિય નથી, મૈત્રેયી; પણ આત્માને ખાતર પુત્રો પ્રિય છે. ખરેખર ધન ધનને ખાતર પ્રિય નથી, મૈત્રેયી; પણ આત્માને ખાતર ધન પ્રિય છે... આ આત્મા વિશે પ્રથમ ગુરુ પાસેથી અને શાસ્ત્રો પાસેથી શ્રવણ કરીને, પછી બુદ્ધિપૂર્વક એનું મનન કરીને, પછી એનું નિદિધ્યાસન કરીને એનો સાક્ષાત્કાર કરવો જોઈએ. અરે મૈત્રેયી, આત્માનું શ્રવણ કરવાથી, તેનું મનન કરવાથી અને તેનું નિદિધ્યાસન કરવાથી આ બધું જાણેલું થાય છે; કારણ કે, આત્મા સિવાય બીજું કશું નથી."

તત્ત્વજ્ઞાનની ગહન ચર્ચાઓમાં ઘણીવાર સ્ત્રીઓ મધ્યસ્થ તરીકે રહેતી, અને એમનાં ગહન જ્ઞાન અને તટસ્થ બુદ્ધિને લીધે બધાંની પ્રશંસા સંપાદન કરતી. પાછળના સમયમાં જ્યારે શંકરાચાર્ય પ્રખર મીમાંસક મંડનમિશ્ર સાથે વાદવિવાદમાં ઊતર્યા હતા ત્યારે પણ એમની બહુશ્રુત પત્ની ભારતીએ જ મધ્યસ્થ તરીકેનું કામ સંભાળ્યુ હતું. સાત સાત દિવસ સુધી ચાલેલી આ ચર્ચામાં શંકરાચાર્યના પ્રતિપક્ષી તરીકે પોતાનો પ્રિય પતિ હોવા છતાં ભારતીએ શંકરાચાર્યને વિજેતા તરીકે જાહેર કર્યા! આ મહત્ત્વના વિવાદને અંતે શંકરાચાર્યે પોતાના સન્યાસાશ્રમના નામની પાછળ ઉપનામ તરીકે 'ભારતી' શબ્દ જોડ્યો એ જ એમનો મંડનમિશ્રની પત્ની માટેનો અત્યધિક આદર સૂચવે છે.

વેદોત્તર કાળમાં 'ઉપાધ્યાયાની' અથવા 'આચાર્યાણી' તરીકે ઓળખાતી ગુરુ-પત્નીઓથી ભિન્નતા બતાવવા માટે અધ્યાપિકાઓને 'ઉપાધ્યાયા,' 'ઉપાધ્યાયી' અથવા 'આચાર્યા' તરીકે ઓળખવામાં આવતી હતી.

## ૩

પુરાણો અને આર્ષ મહાકાવ્યોના સમય તરફ નજર નાખતાં, ઘણી સાધ્વીઓ, તપસ્વિનીઓ અને યોગિનીઓ મળે છે. રામાયણ શ્રમણી અને શબરી નામની બે તાપસીઓનો ઉલ્લેખ કરે છે. એમાંથી શબરી માતંગ ઋષિની શિષ્યા હતી અને એણે ઉચ્ચ પ્રકારની આધ્યાત્મિક સિદ્ધિઓ પ્રાપ્ત કરી હતી. આ તાપસી વલ્કલ પહેરતી,

જટા ધારણ કરતી અને ઉગ્ર તપશ્ચર્યામાં મગ્ન રહેતી. પરમહંસ દશામાં વિચરતી મહાન યોગિની સુલભાનો ઉલ્લેખ મહાભારતમાં મળે છે એણે જનકની રાજસભામાં જઈને યોગના અભ્યાસ દ્વારા મેળવેલી મહાન સિદ્ધિઓ અને જ્ઞાનનો પરચો બતાવ્યો હતો. શિવા નામની બીજી એક તાપસી વેદોમાં પારંગત હતી, અને આધ્યાત્મિક પૂર્ણત્વ પામી હતી. શાંડિલ્યની દુહિતા આજીવન બ્રહ્મચર્યને વરી હતી અને પૂર્ણાત્માની કોટિએ પહોંચી હતી. ઘણીવાર પરિણીત સ્ત્રીઓ પણ તપશ્ચર્યાનો માર્ગ અપનાવતી હતી. પ્રભાસની પત્નીએ બ્રહ્મવાદિની બનીને, આખું જીવન સાધ્વી તરીકે વિચરતાં યોગના અભ્યાસમાં ગાળ્યું હતું

આજે પણ આધ્યાત્મિક દૃષ્ટિએ ઉચ્ચ કક્ષાએ પહોંચેલી યોગિનીઓ ભારતમાં હયાત છે આમાની ઘણી યોગિનીઓ મનુષ્યોને આધ્યાત્મિક માર્ગ પર દોરનારી નીવડી છે શ્રીરામકૃષ્ણના ગુરુઓમા આવી એક યોગિનીનું સ્થાન પણ હતુ રામ કૃષ્ણને અનેક શિષ્યાઓ એવી હતી, જે સાધ્વી તરીકે જીવન ગાળતી હતી અને આધ્યાત્મિક માર્ગમા લોકોને દોરવણી આપતી હતી.

જૈનધર્મ અને બૌદ્ધધર્મની સાધ્વીઓ અને ભિક્ષુણીઓ વિશે હવે પછીના પ્રકરણમા કહેવામા આવશે.

ભારતવર્ષના ઇતિહાસમા સ્મૃતિઓ અને પુરાણોનો યુગ (ઇ સ પૂ ૫૦૦ - ૬૦૦) અંધકારયુગ કહી શકાય, કારણ કે, આ યુગમાં કન્યાઓને શિક્ષણની તકો ઘણી ઓછી આપવામા આવતી હતી. બાળલગ્નની પ્રથા અસ્તિત્વમા આવી અને કન્યાઓ માટે પરણવુ ફરજિયાત લેખાવા લાગ્યુ કન્યાઓના માનસિક અને આધ્યાત્મિક વિકાસ માટે અનુકૂળ વાતાવરણની સગવડ આ યુગમા પૂરતી આપવામા આવી નહોતી. આ યુગની શરૂઆતમા જ કન્યાઓનો ઉપનયન સસ્કાર માત્ર ઔપચારિક થઇ ગયો હતો, અને એ સસ્કાર પછી વેદોનું શિક્ષણ આપવામા આવતું નહિ. એમ પણ કહેવામા આવતું કે કન્યાઓએ પોતે વેદમંત્રોનું ઉચ્ચારણ કરવું નહિ અને એમને માત્ર ઉપનયન સસ્કાર જ કરવો. ધીમે ધીમે ધર્મવેત્તાઓને પણ લાગ્યું કે સાવ ઔપચારિક બની રહેલો ઉપનયન સસ્કાર રદ થવો જોઈએ. તેથી યાજ્ઞવલ્ક્ય તેમ જ બીજા સ્મૃતિકારો કન્યાઓને ઉપનયનની છૂટ આપતા નથી

જો કે હિંદુઓમાં થોડીક સાધ્વીઓ હતી ખરી, પણ એમનું હિંદુ ધાર્મિક જીવનમા ખાસ મહત્ત્વ ન હતું વાનપ્રસ્થાશ્રમમાં માત્ર આધ્યાત્મિક ઉત્કર્ષ પાછળ શેષ જીવન અર્પવા અર્થે કોઇ પણ મનુષ્ય પત્ની સાથે અરણ્યમાં જઇ શકતો, પણ

આવા દાખલા જૂજ હતા. પાછળથી હિંદુધર્મે પત્ની માટેની અરણ્યમાં જવાની સંમતિ પાછી ખેંચી લીધી, અને જાહેર કર્યું કે કલિયુગમાં સ્ત્રીને સન્યસ્તની છૂટ આપવા જેવી નથી. બૌદ્ધ ભિક્ષુ અને ભિક્ષુણીઓના વિહારોમાં પેઠેલા સડા પછી આ બંધન વધારે સખત કરવામાં આવ્યું.

૪

ઈ. સ. ૬૦૦–૮૦૦ના અરસામાં રામાયણ, મહાભારત અને પુરાણોનો ધર્મ વધારે લોકપ્રિય બન્યો. આશરે અગિયારમી સદીના અરસામાં પુરાણો અને સ્મૃતિઓ, જે શિષ્ટ સંસ્કૃત ભાષામાં લખાયેલાં હતાં, તે ભાષા સામાન્ય લોકો માટે દુર્બોધ બનવા માંડી. વેદના અભ્યાસનો અધિકાર સ્ત્રીઓને મળતો સદંતર બંધ થયો. ભક્તિ સંપ્રદાયનો ઉદ્‌ભવ આ જ યુગમાં થયો; અને સ્ત્રીઓ એની ચુસ્ત અનુયાયી બની. બધી જ હિંદુ સાધ્વીઓ એક અગર તો બીજા ભક્તિ સંપ્રદાયની અનુયાયી હતી. આવી સાધ્વીઓ ભારતવર્ષમાં બધા જ પ્રાંતોમાં ઉદ્‌ભવી છે. આ સાધ્વીઓ વ્રત (એટલે કે જાગરણ સહિત કે એ વગરના ઉપવાસ), પૂજા, સ્તોત્ર, ધર્મગ્રંથોનું શ્રવણ અને બીજા ધાર્મિક આચારવિચારનું પાલન કરતી. આ યુગની કેટલીક આગળ પડતી પ્રખ્યાત સાધ્વીઓનો સમાવેશ આ ગ્રંથમાં કરવામાં આવ્યો છે.

જોકે ઊંડું વિશાળ આધ્યાત્મિક વલણ ધરાવનાર સાધ્વીઓ અને ઊંડી આધ્યાત્મિકતાવાળી ભક્ત નારીઓને જન્મ આપ્યો તે વિશાળ ભારતવર્ષમાં સાધ્વી સંઘનો સંપ્રદાય નથી, એ સહેજ વિચિત્ર લાગે. આવી વ્યવસ્થાના અભાવનાં અનેક કારણો છે. પ્રથમ તો, આખોયે દેશ રાષ્ટ્રીય અવનતિ અને સામાજિક વિચ્છિન્નતાના કાળમાંથી પસાર થતો હતો એના મૂળમાં હિંદુ સમાજ, વ્યવસ્થામાં અંતર્ગત રહેલાં વિચ્છેદક બળો અને મુસ્લિમ શાસનને લીધે ઊભા થયેલા અવરોધો હતા. બીજું, સામાન્ય જનતા અને બુદ્ધિજીવી વર્ગ ઉપર પ્રભાવ પાડી શકે તેવી એકે વિભૂતિ હિંદુધર્મમાં પ્રગટી ન હતી; જો કે આ સમાજના બુદ્ધિવાદી અને આધ્યાત્મિક વલણ ધરાવનાર વર્ગ ઉપર શંકરાચાર્યે પોતાનાં અગાધ જ્ઞાન અને ઉદાત્ત આધ્યાત્મિકતાને લીધે પ્રભાવ જમાવ્યો હતો. ત્રીજું, આ સમયની સાધ્વીઓ અનેક સંપ્રદાયો, જેવા કે શૈવ, શાક્ત, વૈષ્ણવ અગર રામ અને કૃષ્ણ જેવા વિષ્ણુના બીજા અવતારો, ગણેશ, સૂર્ય વગેરેમાંથી એક અગર બીજાની અનુયાયી બની રહેતી હતી, અને તેથી સાધ્વીઓનો સંઘ સ્થાપવા માટે જરૂરી એવી

એકસૂત્રતાનો સદંતર અભાવ હતો. ચોથું, કુટુંબમાં અને સમાજમાં, સ્ત્રી આર્થિક રીતે સંપૂર્ણ પરાવલંબી હતી, અને તેથી માનસિક કે આધ્યાત્મિક વિકાસ માટે સહુ-પ્રથમ આવશ્યક એવું વર્તન-સ્વાતંત્ર્ય એની પાસે રહ્યું ન હતું. પાંચમું, જુદા જુદા પ્રાંતોની આધ્યાત્મિક વલણ ધરાવતી સ્ત્રીઓને એકબીજા સાથેના સંપર્કની તકો ન હતી; ને ન હતી પરસ્પર વ્યવહાર માટેની સમાન ભાષા. બૌદ્ધ ભિક્ષુણીઓના સંઘની અવનતિ પછી, મુખ્યત્વે આ બધાં કારણોને લીધે, ભારતવર્ષની સ્ત્રીઓમાં, એ કાળના ધાર્મિક નેતાઓ પાસેથી માન્યતા માગી કે મેળવી શકે તેવો સાધ્વીઓનો સંઘ સ્થાપવાની પ્રબળ ઇચ્છા જાગી ન હતી. પરિણામે, ઔપચારિક સ્વરૂપની સંસ્થા પર ભાર મૂકવાને બદલે વ્યક્તિગત આધ્યાત્મિક ઉત્કર્ષ પર ભાર મૂકવામાં આવ્યો.

## ૫

આશરે ઓગણીસમી સદીની પ્રથમ પચ્ચીસીમાં અસ્તિત્વમાં આવેલા આધુનિક ભારતવર્ષે મહાન રાષ્ટ્રીય પુનરુત્થાન નિહાળ્યું છે. આધુનિક વિચારના સંપર્કથી અને પાશ્ચાત્ય કેળવણીના વિતરણથી કેટલાક સમયને માટે સુષુપ્ત દશામાં રહેલાં ભારતીય સંસ્કૃતિ અને ધર્મને વેગ આપતી પ્રેરણા મળી. એને પરિણામે આવેલી જાગૃતિ સ્ત્રીપુરુષ બન્નેને માટે લાભદાયી નીવડી. સદીઓ દરમિયાન, સ્ત્રીઓમાં આંશરૂપે જીવતી રહેલી આધ્યાત્મિક પરંપરા આ પછીની પેઢીઓમાં ચોક્ક જ વખતમાં જ્વાળારૂપે ભભૂકવાની હતી. આ માટેની પ્રેરણા આપી નવજીવન પામેલા હિંદુધર્મે. એના આદિવિધાયકોએ સંસ્કૃત વિદ્યાને અને ભારતીય જ્ઞાનને પુનર્જીવિત કરવાનો પ્રયત્ન કર્યો. આ બધાંએ એની ખોવાઈ ગયેલી પ્રતિષ્ઠા પાછી મેળવવામાં સહાય કરી. તરત જ સ્ત્રીને અમુક પ્રમાણમાં સામાજિક સ્વતંત્રતા મળવાનો યોગ પ્રાપ્ત થયો અને શિક્ષણમાં અને નાગરિક તેમ જ સામાજિક જીવનમાં સમાન તકો મળવા લાગી.

હિંદુધર્મના પુનરુત્થાનના જુવાળે લાવી આપેલી બધી જ ધાર્મિક પ્રવૃત્તિઓએ સ્ત્રીનો ઉત્કર્ષ સાધવામાં પોતાનો ફાળો આપ્યો. સ્વામી વિવેકાનંદ અને બીજા અનુયાયી સંન્યાસીઓની જ્વલંત પ્રેરણા અને પ્રબુદ્ધ દોરવણી દ્વારા રામકૃષ્ણ મિશને, તેમ જ મહાત્મા ગાંધીજીની રાષ્ટ્રવ્યાપી પ્રવૃત્તિએ મેળવી આપેલી સિદ્ધિઓ નાનીસૂની નથી. આજે ભારતમાં સ્ત્રીઓ પહેલાં કરતાં વધારે સામાજિક સ્વતંત્રતાના

વાતાવરણમાં જીવી રહી છે. એમની આ આગેકૂચમાં ખાસ કરીને બંગાળ, મહારાષ્ટ્ર, કેરળ, તમિળનાડ અને ભારતના બીજા પ્રાંતોએ નોંધપાત્ર ફાળો આપ્યો છે.

રામકૃષ્ણ, શારદાદેવી, વિવેકાનંદ અને રામકૃષ્ણના બીજા શિષ્યોનાં જીવન અને ઉપદેશોએ માત્ર ઉદાત્ત અને ત્યાગી પુરુષોના જ નહિ, પણ એ ઉપરાંત સ્વાર્પણ-શીલ, આધ્યાત્મિક માનસવાળી સ્ત્રીઓના ઘડતરમાં પણ ફાળો આપ્યો છે. એમની પ્રેરણા, એટલી બધી દૂરગામી નીવડી છે કે ભગિની નિવેદિતા (કુમારી માર્ગારેટ નોબલ), ભગિની ખ્રિસ્ટિન જેવી થોડીક પશ્ચિમની સન્નારીઓ પણ અહીં ખેંચાઈ આવી છે; એમણે સાધ્વીજીવનનો અંગીકાર કર્યો અને ભારતીય સ્ત્રીઓ માટે કામ કર્યું. ભારતના જુદા જુદા પ્રાંતોમાંથી હજારો સ્ત્રીઓ અને કન્યાઓએ સ્વાર્પણ અને સેવાનો સંદેશો ઝીલ્યો છે; એટલું જ નહિ, પણ આત્મભાનને પંથે પળીને રાષ્ટ્રની સર્વાંગીણ સેવામાં જીવન અર્પ્યું છે. આજથી આશરે અઢી હજાર વર્ષ પહેલાં બુદ્ધની અનુજ્ઞાથી ભિક્ષુણીઓનો સંઘ સ્થપાયો હતો; તેમ આમાંની વધારે ઉત્સાહી સ્ત્રીઓ આવો કોઈ સંઘ સ્થાપે એવી આશા અસ્થાને ન ગણાય. કોઈ પણ મંડળ કે સંસ્થાની મદદ વિના આ દિશામાં એક અનૌપચારિક પ્રયાસ કરવાનું માન પૂજ્ય માતા શારદા-દેવી અને તેમના સંબંધમાં આવેલી રામકૃષ્ણની શિષ્યાઓને ફાળે જાય છે. આ સાધ્વીઓના જીવનમાંથી છેલ્લી બે પેઢીઓની સ્ત્રીઓએ સમર્થ આધ્યાત્મિક પ્રેરણા લીધી છે. એમની પ્રેરણા ભવિષ્યની પેઢીઓની સ્ત્રીઓને ઘડવા અને માર્ગદર્શન કરવા સમર્થ બની રહો!

## પ્રકરણ બીજું

# અવ્વૈયાર

પ્રાચીન ભારતની સર્વોત્તમ સાહિત્યિક વ્યક્તિઓમાંની એક તે અવ્વૈયાર છે તદી ઓળી જેમનાં નામ આજપર્યંત લોકની જીભ ઉપર રમી રહ્યા છે, તેવી મહાન સાધ્વીઓમાંની એક એ છે

ઘણા લોકો જાણતા નથી કે જગતની જીવંત ભાષાઓમાં તમિળ એ સૌથવ પ્રાચીનતમ ભાષા છે તમિળ ભાષાની શરૂઆત ઇ. સ. પૂર્વે ૪૦૦૦ વર્ષ કરતાં પણ જૂની છે ઇ. સ. ૧૦૦૦થી ઇ. સ. પૂર્વે ૧૦૦૦ના ગાળા સુધીનું પ્રાચીન તમિળ સાહિત્ય આપણા સુધી ઊતરી આવ્યું છે ગમે પણ દેશના સુવિકસિત આધુનિક સાહિત્યની સરખામણીમાં ઊભું રહી શકે એવું આ સાહિત્ય ગહન, વૈવિધ્યપૂર્ણ અને રસપ્રદ છે આ ઉપરથી એવું અનુમાન થાય છે કે એ સમયનો તમિળ પ્રદેશ દક્ષિણ ભારતની હાલની સીમાઓની પણ બહાર સુધી વિસ્તરેલો હતો. આજે ઉપલબ્ધ થતા અતિપ્રાચીન તમિળ સાહિત્યમાં મળતા નિર્દેશો પ્રમાણે, એક આખો ઉપખંડ દરિયામાં ડૂબી ગયો છે આધુનિક ભૂસ્તરશાસ્ત્રીય સંશોધનો પણ આ વાતનું સમર્થન કરે છે કે હજાર વર્ષ પહેલાં ભારતવર્ષ જમીનરસ્તે આફ્રિકા સાથે જોડાયેલું હતું, અને કન્યાકુમારીની દક્ષિણ પણ કેટલેય સુધી જમીન વિસ્તરેલી હતી. જગતના જુદા જુદા ભાગોમાં વિભિન્ન ભાષાઓ પ્રવર્તી છે ને તે સમય વિકસી છે, અને ઘણી સદીઓ પછી પાછી વિલીન પણ થઈ ગઈ છે સુમેરિયન, એસીરિયન અને બીજી સંસ્કૃતિઓનું પણ અસ્તિત્વ હતું અને એમાંની દરેકને પોતાની સમૃદ્ધ ભાષા પણ હતી, જે પાછળથી નાશ પામી અર્વાચીન ભાષાઓમાંની ઘણીની માતા જેવી, ખૂબ પ્રાચીન અને જગતમાંનું ઘણું ઉત્કૃષ્ટ સાહિત્ય ધરાવતી સંસ્કૃત ભાષા આજે પંડિતોને બાદ કરતાં, બોલચાલની ભાષા રહી નથી. તમિળની પરિસ્થિતિ વિશિષ્ટ છે હજાર વર્ષ પહેલાં જન્મેલી પ્રાચીન સમયની સમૃદ્ધતમ સાહિત્ય ધરાવતી તમિળ ભાષા આજે પણ વપરાશમાં ચાલુ છે એ પ્રાચીન સાહિત્યમાં આપણે વિચારમાં સમૃદ્ધ અને જીવનના સર્વોચ્ચ દૃષ્ટિમાન સમજાવતી સભ્યતા અને સંસ્કૃતિના દર્શન કરીએ છીએ

આ પ્રાચીન સાહિત્યમાં ઘણી મહાન વિભૂતિઓનાં દર્શન થાય છે અને એમાંની સૌથી પ્રસિદ્ધ વ્યક્તિ તે અવ્વૈયાર. અવ્વૈયાર બે થઈ ગઈ છેઃ એક તો નીતિશાસ્ત્ર-વિષયક સાર્વકાલિક ગ્રંથોમાંના એક તિરુક્કુરળના રચયિતા તિરુવળ્ળુવરની સમકાલીન છે, જે ઇ. સ. પૂર્વે થોડી સદીઓ પહેલાં થઈ ગઈ, જ્યારે બીજી અવ્વૈયાર સાતમી સદીની છે. પૂર્વકાલીન અવ્વૈયાર તે આ નિબંધનો વિષય છે, અને તેનું વ્યક્તિત્વ વધારે પ્રભાવશાળી હતું એમ લાગે છે; જ્યારે બીજી અવ્વૈયારે તો પોતાની પ્રભાવશાળી પુરોગામીનું નામ ઉછીનું લીધું લાગે છે. સંખ્યાબંધ સદીઓ પહેલાંની આ મહાન સાધ્વીનું ચરિત્ર દંતકથાઓમાં ઢંકાઈ ગયું હોય એ સ્વાભાવિક છે, પણ આ બધી દંતકથાઓની આરપાર જઈને પરમ બુદ્ધિશાળી, સહૃદયતાથી છલકાતી અને મોટા રાજવીઓથી માંડીને દીનહીન સ્ત્રીપુરુષો સુધીના બધા જ માનવોની મિત્ર એવી અવ્વૈયારને શોધવી મુશ્કેલ નથી.

એમ કહેવાય છે કે બાલ્યાવસ્થામાં એ અનાથ બની હતી અને એક કવિને મળી આવી હતી. આ કવિએ એને ઉછેરી મોટી કરી. સોળ વર્ષની વયે, પોતાના સૌંદર્ય માટે એ એટલી જાણીતી બની કે ઘણા રાજાઓમાં એને રાણી તરીકે મેળવવા અંદરોઅંદર સ્પર્ધા જાગી હતી; પણ એનો આત્મા ધર્મ, સાહિત્યિક સિદ્ધિઓ અને જનસેવાને ઉત્કટતાથી વરેલો હતો. આવું ધ્યેય હોવાને લીધે એણે લગ્નબંધનમાં જકડાવાની સાફ ના પાડી. પણ એનાં પાલક માતાપિતાનું દબાણ અતિશય હતું: આવી મોટી વ્યક્તિઓ તરફથી આવતાં માગાંઓને નકારવાની એ લોકોમાં હિંમત ન હતી. અને અંતે, પડોશી રાજ્યના એક યુવરાજ સાથે અવ્વૈયારને પરણાવવાનું એમણે નક્કી કરી નાખ્યું. આવા દબાણથી અકળાઈ ગયેલી અવ્વૈયારે ખૂબ આક્રંદ કર્યું અને એણે ઈષ્ટદેવ વિઘ્નેશ્વરને[1] આ સંકટમાંથી પોતાને ઉગારી લેવા આર્તહૃદયે પ્રાર્થના કરી. એણે કહ્યું: "ઓ મારા પ્રભુ, આ લોકો મારાં યૌવન અને સૌંદર્ય પાછળ પડયા છે, પણ હું મારી જાતને સરસ્વતીને ચરણે ધરવા માગું છું, અને જ્ઞાનનો પ્રચાર કરવા ઇચ્છું છું, તેથી કૃપા કરીને મારાં યૌવન અને સૌંદર્ય પાછાં લઈ લો, જેથી મને શાંતિ મળે અને હું મારા ઇચ્છેલા માર્ગે જઈ શકું." કહેવાય છે કે પરમાત્માએ એની પ્રાર્થના સાંભળી, અને એ તરત જ સામાન્ય દેખાવની વૃદ્ધામાં ફેરવાઈ ગઈ. લગ્નનાં માગાંઓથી હવે એને છુટકારો મળ્યો, અને પછી એ સમયના તમિળ

૧. દ્રાવિડી ભાષાઓમાં 'એ'કાર દીર્ઘ તેમ જ હ્રસ્વ પણ હોય છે; પણ પ્રસ્તુત ગ્રંથમાં એ ભેદ ક્યાંયે દર્શાવ્યો નથી.

પ્રદેશમાં એ ફરી, અને જે જે વ્યક્તિને એ મળી, તેને તેને અનુભવજ્ઞાનનો ઉપદેશ આપ્યો. આ અહેવાલ દંતકથા હોઈ શકે, પણ આમાંથી સત્ય શોધવું મુશ્કેલ નથી. એ માર્યું જ છે કે માણસ પરમ સત્યનો સાક્ષાત્કાર એના ધ્યેય પ્રત્યેની અનન્ય નિષ્ઠાથી જ કરી શકે. પણ સત્યની ખોજમાં નીકળનારને યૌવન અને સૌંદર્યના આનંદો જતા કરવા પડે છે. અવ્વૈયારે આ જ કર્યું એમ જણાય છે. થોડાંક વર્ષોના ગાળામાં આ હકીકત દંતકથામાં પરિણમી.

નીચામાં નીચા માનવીથી માંડી ઊંચામાં ઊંચું—જે જે એને મળ્યું, તેને તેને એ પોતાનો ઉપદેશ આપતી ગઈ. એના પરિભ્રમણ દરમિયાન એ એક યુગલને મળી: પત્ની કર્કશા હતી અને પતિ સાથે અતિશય ખરાબ રીતે વર્તતી હતી. પતિએ અવ્વૈયારને ક્ષુધાર્ત દશામાં જોઈ, એને દયા આવી અને એ નિમંત્રણ આપી એને પોતાને ઘેર લઈ ગયો. પણ અવ્વૈયારને જમાડવાનું પત્નીને કહેવાની એની હિંમત ચાલી નહિ. પત્નીને આ બાબતમાં સમજાવવા એણે એને બુલાવીફુલાવી, એના વાળ ઓળ્યા, એની સાથે મીઠી વાતો કરી અને છેવટે કહ્યું કે તે એક ગરીબ વૃદ્ધ બાઈને જમાડવા ઘેર લાવ્યો છે. આ સાંભળી પત્ની એકદમ ગુસ્સે થઈ ગઈ અને પતિની ખબર લઈ નાખી. આ પ્રસંગ અવ્વૈયારે જોયો અને એ ત્યાંથી ચાલી નીકળી; જ્યારે આ માણસ એની માફી માગતો આવ્યો, ત્યારે એણે સહાનુભૂતિ દર્શાવી કહ્યું: "જો તમે પ્રેમાળ અને અનુકૂળ પત્ની મેળવી શકો તો લગ્નજીવન તમારે માટે આનંદપ્રદ અને ઉલ્લાસમય બને; પણ જ્યારે એ શક્ય ન હોય, ત્યારે એ નરક સમાન છે, અને એવે વખતે સાચો રસ્તો ઘરસનારને ત્યજી દઈ સંન્યાસ ગ્રહણ કરવો એ છે."

એની યાત્રાઓ દરમિયાન આવા જ એક બીજા પ્રસંગે એ ખેતી કરતા ખેડૂતને મળી. એની પત્ની—આ વખતે આ યુગલ સ્નેહાળ હતું—એને ખેતીનો ધંધો છોડી દઈ, નજીકના ઠાકોરને ત્યાં નોકરી લેવા વીનવતી હતી. એ બન્નેએ અવ્વૈયારની સલાહ પૂછી અને અવ્વૈયારે એમને આ પ્રમાણે કહ્યું: "નદીના કાંઠે ઊભેલું વૃક્ષ અને રાજાશ્રિત માણસ—આ બન્નેનું અસ્તિત્વ બિનસલામત છે; અને એ ગમે ત્યારે નાશ પામે. જમીન ખેડવા કરતાં વધારે ગૌરવવાળો બીજો કોઈ ધંધો નથી. ખેતી જેવો સ્વતંત્ર અને સ્વમાનભર્યો બીજો કોઈ ધંધો નથી."

એ સમયના તમિળ પ્રદેશના જુદા જુદા ભાગમાં રાજ્ય કરતા ઘણા રાજાઓ અવ્વૈયાર પ્રત્યે ખૂબ જ માનની દૃષ્ટિથી જોતા હતા. પોતાના દરબારમાં એને નિમં-

ત્રણ આપવા એમની વચ્ચે સ્પર્ધા થતી હતી એકબે પ્રસંગોએ જ્યારે યુદ્ધ થવાની શકયતા હતી, ત્યારે એણે સફળતાપૂર્વક સધિકારનું કાર્ય બજાવ્યુ હતુ એણે રાજાઓને સમજાવ્યુ કે એમની મહત્ત્વાકાક્ષા યુદ્ધો સર્જે છે, પણ બને પક્ષે સહન કરવાનું આવે છે સામાન્ય કોટિનાં સ્ત્રીપુરુષોને એણે યુદ્ધના અનિષ્ટો દર્શાવી એમને શાંતિથી રહેવા સમજાવ્યા

એની ઋતભરા પ્રજ્ઞાને લીધે, રાજાઓ એને નિમત્રવાની ઇચ્છા રાખતા, છતા એ એમનાથી દૂર ભાગતી એને જોતાંવેંત વીંટળાઈ વળતા ગરીબ, અભણ ગામડિયાઓની વચ્ચે રહેવુ વધારે પસંદ કરતી, એમના સાદાં ઝૂપડાઓમા રહેતી, એમનો સાદો ખોરાક ખાતી, એમના સાદા વસ્ત્ર પહેરતી અને સુખદુ ખમાં એમની માર્ગદર્શક બની રહેતી હતી બધાની એણે એટલી ચાહના મેળવી હતી કે બધા એને 'જગજ્જનની'ના બિરુદથી નવાજતા એ પાકટ વૃદ્ધાવસ્થાપર્યંત જીવી અને એના જીવનકાળ દરમિયાનના અનેક વર્ષો સુધી લોકો માટે આશીર્વાદ સમાન બની રહી

અવ્વૈયાર ઘણા નીતિવિષયક ગ્રથો લખ્યા છે આજે પણ શાળાના બાળકો એમાના કટલાક ગ્રથો ભણે છે એમાના ખૂબ પ્રખ્યાત ગ્રથો આ પ્રમાણે છે

'આત્તિ ચૂડિ', 'મેન્રૈ વે તન', 'ઉલકનીતિ', 'મૂતુરૈ', 'નલ્વળી', 'નન્નેરિ', 'નીતિ નેરિ વિળક્કમ', 'નીતિવેણ્બા', અને 'અરનેરિચ્ચારમ' આમાના કટલાક ગ્રથો સક્ષિપ્ત કહેવતોવાળા છે તો બીજા કેટલાક સામાન્ય 'વણ્બા' સ્વરૂપનાં મુક્તકો છે એ બધા જ પુસ્તકો જુવાનો અગર મોટાઓને ઉદ્દેશીને લખાયેલા ઉપદેશવચનો છે એમાના કટલાક નીચે આપ્યા છે

૧ ઉશ્કેરણી થાય એવુ બોલશો નહિ — આત્તિ ચૂડિ

૨ ભેટ આપી રાજી થાઓ — આત્તિ ચૂડિ

૩ કરો તે પહેલા વિચારો — આત્તિ ચૂડિ

૪. તમારી સિદ્ધિઓની બડાઇ ન હાકશો — આત્તિ ચૂડિ

૫. કોતરા નીચેથી ઊગે તો ડાગર જ, પણ જો કોતરા ન હોય તો ડાગર નહિ ઊગે, તેવી રીતે શકિતશાળી માણસો પણ અનુકૂળ સાધનો વગર કશુ કરી શકતા નથી. — મૂતુરૈ

૬. તાડનું પાંદડું મોટું હોય છે; પણ એમાં સુગંધ નથી. નાનકડા મજિષ્ઠા[1] ફૂલમાં મધુર સુગંધ હોય છે. માત્ર કદ ઉપરથી માણસોનું મૂલ્ય ન આંકશો. વિશાળ સાગરમાં સ્નાન કરવા લાયક પાણીયે મળતું નથી, જ્યારે એની પાસે રહેલો નાનકડો ઝરો આપણી તૃષાને છિપાવે છે. —મુતુરૈ

૭. કર્કશ શબ્દો કદી મૃદુ શબ્દો પર જીત મેળવતા નથી; હાથીઓને વીંધી નાખનાર બાણ રૂના પૂમડા પર નિષ્ફળ જાય છે, અને લાંબા તીક્ષ્ણ લોખંડી સળિયાથી ન ભેદાતો ખડક સુકુમાર છોડનાં મૂળિયાં એમાં પેસતાં ભેદાય છે. —નલ્વળિ

૮. માણસ ગમે તેવો સદ્‌ગુણી હોય, પણ નીચ માણસ તો એના દોષોને જ જુએ છે; જેમકે ફળફૂલોથી મઘમઘી રહેલા અને ભ્રમરોથી ગુંજી રહેલા બાગમાં કાગડો મરઘોસાનાં ફળ શોધે છે. —નન્નેરિ

૯. સિંચાઈના તળાવને બંધની જરૂર હોય છે, સમુદ્રને એની જરૂર નથી. નીચ માણસે પોતાનું રક્ષણ કરવું પડે છે, ડાહ્યાને એવું નથી કરવું પડતું —નન્નેરિ

૧૦. જુવાની પાણીમાંનો પરપોટો છે, ભવ્યક સમૃદ્ધિ સાગર પરના ઊછળતા તરંગોના જેવી છે; અને માણસનું શરીર પાણી પર અંકિત થયેલા અક્ષરો જેવું છે તો પછી, હે મિત્રો, શા માટે હરિમંદિરમાં જઈ ભક્તિ કરતા નથી. —નીતિ—નેરિ—વિળક્કમ

૧૧. સાચો ન્યાયી[2] રાજા કદી પણ જાસૂસોની માહિતીથી સંતોષ પામતો નથી, પણ કોઈક ઠેકાણે એકલો ગુપ્તવેશે જઈને સત્ય જાણવા પ્રવાસ કરે છે, અને પરિપક્વ વિચારણા પહેલા નિર્ણય લેતાં અવકાશ છે; કારણ કે, એ જાણે છે કે માત્ર હકીકતો પર લેવાયેલા નિર્ણયમા સાચો ન્યાય ન પણ અપાય. —નીતિ — નેરિ — વિળક્કમ

૧૨. સાચા પ્રધાનો રાજાના ક્રોધથી સહેજ પણ પાછા પડ્યા વગર પોતાની શુભ સલાહ એના કાન ઉપર પાડયા કરીને વિવેકજ્ઞાનનો સાદ સંભળાવતા રહે છે. જેવી રીતે મદમસ્ત હાથી મહાવતના અંકુશમા રહે છે, તેવી રીતે રાજા એના પ્રધાનોને આધીન હોય છે. —નીતિ—નેરિ—વિળક્કમ

---

૧ જાઈનું નાનું સુગંધી ફૂલ

૨ પ્રાચીન સમયમા તમિળ રાજાઓ ગુપ્તવેશે પ્રજાજનોમા ભળી જઈ, સાચી વસ્તુસ્થિતિ જાણતા, તેનો નિર્દેશ અહીં છે.

૧૩. માતાના અવસાનથી માણસ ભોજનનો મધુર સ્વાદ ગુમાવે છે, પિતાના મૃત્યુથી એનું શિક્ષણ કથળે છે, ભાઈના મૃત્યુથી બાહુબળ ઓસરે છે, હાય! પત્નીના અવસાન સાથે સર્વસ્વ નષ્ટ થાય છે.

—નીતિ વેણ્બા

૧૪. સભાને શોભાવનાર રત્ન વિદ્વાન છે, આકાશની શોભા સૂર્ય છે, ઘરની શોભા ✓ પુત્ર છે.

—નીતિ વેણ્બા

૧૫. કન્યાના લગ્નમાં પિતા (વરની) વિદ્યા ઇચ્છે છે, માતા ધન ઇચ્છે છે, સગાં-✓ સંબંધીઓ જ્ઞાતિ જુએ છે અને કન્યા પોતે વરનું રૂપ જુએ છે.

—નીતિ વેણ્બા

૧૬. સજ્જનો આપવામાં તાલવૃક્ષ જેવા ઉદાર છે. તેઓ થોડું લે છે, અને વધારે આપે છે. એની પછીની શ્રેણીમાં સોપારીનાં વૃક્ષ અને કેળની જેમ વધારે લઈને થોડું આપનાર લોકો આવે છે.

—નીતિ વેણ્બા

૧૭. ચંદ્રનાં કિરણો શીતળ છે, એથીયે વધુ શીતળ છે ચંદનલેપ; પણ સ્નેહ, સરસ્વતી અને સહનશીલતાથી શોભતા સજ્જનોનાં મધુર વચનો સૌથી વધુ શીતળ છે.

—નીતિ વેણ્બા

૧૮. હે હિમાદ્રિના અધિરાજ! માનવની મૂડી એની પાછળ ઘરમાં પડી રહે છે, એના રડતા–કકળતા બંધુઓ એને સ્મશાનમાં મૂકી આવે છે; અગ્નિ એના દેહને ભસ્મસાત્ કરે છે; ઊંડો વિચાર કરતાં જણાય છે કે એનું પુણ્ય જ એની સાથે આવે છે.

—અરનેરિચારમ

૧૯. વીતેલા દિવસો આંગળીને વેઢે ગણી શકાય, પણ અનાગત દિવસો કોઈ ગણી શકે નહિ. સત્કાર્ય કર્યા વગર દિવસો જવા દેવા એ તો મોટી આપત્તિ!

—અરનેરિચારમ

૨૦ સ્નાન કરતાં પહેલાં મોજાંને ધમાવી દેવાં આવશ્યક છે એ જ રીતે શ્રીમંત થઈએ ત્યાં સુધી સત્કાર્ય કરવાની રાહ જોતા રહેવું એનો કશો જ અર્થ નથી, કારણ કે, સંપત્તિ થાકી ન પણ આપે. જે માણસ યથાશક્તિ સત્કાર્ય તત્ક્ષણે જ કરે છે, તેની જ સમૃદ્ધિ કામની છે

—અરનેરિચારમ

૨૧ પરોપકાર કરતાં બીજો એકે સદ્‌ગુણ મોટો નથી, ડહાપણ કરતાં માણસને વધારે સારો મિત્ર નથી, સ્વમાનથી જીવવા કરતાં બીજો વધુ યોગ્ય આચાર નથી. નિંદાથી બચવા માગતા માણસો આ જ માર્ગને અનુસર્યા છે

—અરનેરિચારમ

૨૨ અતિ-આહાર પરિણમે છે ઇન્દ્રિયોના બહેકાવમાં, તૃષ્ણાની વૃદ્ધિમાં અને અંતે વિનાશમાં જીવન ટકાવવા પૂરતો જ આહાર લેવો અને આ જીવનમાંથી ઉત્તમ તત્ત્વ તારવવું એ જ દરેક ડાહ્યા માણસની ફરજ છે

—અરનેરિચારમ

## પ્રકરણ ત્રીજું

# કારૈક્કાલ અમ્મૈયાર

શિવ સંપ્રદાયના ચાર આચાર્યોમાંના એક સંત સુંદરે પૂરી પાડેલી તમિળનાડના શાસ્ત્ર-માન્ય શૈવ સંતોની યાદીમાં આવતી ત્રણ સંત નારીઓમાં કારૈક્કાલ અમ્મૈયારનો સમાવેશ થાય છે. બાકીની બે સંત નારીઓમાંના એક હતાં પાંડ્યરાણી સંત મંગૈયર્કર-શિયાર અને બીજાં હતાં સંત સુંદરની માતા ઇશૈ જ્ઞાનિયાર. કારૈક્કાલ[1] તેનું જન્મસ્થળ હોવાને લીધે આ સાધ્વીને કારૈક્કાલ અમ્મૈયાર તરીકે ઓળખવામાં આવે છે. તે કયા સૈકામાં થઈ ગઈ, તે વિશે કશી જ માહિતી આપણી પાસે નથી; પણ નિઃશંક-પણે જેમને સાતમી સદીના પૂર્વાર્ધમાં મૂકવામાં આવે છે એ શૈવ આચાર્ય સંત તિરુજ્ઞાન સમ્બન્દ કરતાં તે ઘણા પહેલાં થઈ ગઈ છે એ વિશેના પુરાવાઓ છે. કારૈક્કાલનો સમય આશરે ઈ. સ. ૪૦૦ અને ઈ. સ. ૬૦૦ વચ્ચેના ગાળામાં હશે.

આ સાધ્વીના જીવન વિશેની પ્રાથમિક માહિતી આપણને ચોળસમ્રાટ કુલોત્તુંગ બીજા(ઈ. સ. ૧૧૩૩ ૧૧૪૬)ના પંત પ્રધાન સેક્કિળારના[2] તિરુતોંડર પુરાણ, જે સામાન્ય રીતે પેરિય પુરાણ તરીકે ઓળખાય છે તેમાથી મળે છે. આ સાધ્વીની કાવ્યકૃતિઓ આપણને એની માન્યતાઓ, આકાંક્ષાઓ અને આધ્યાત્મિક સિદ્ધિઓનો ખ્યાલ આપે છે.

પેરિય પુરાણમાં મળતા વૃત્તાન્તને સંપૂર્ણપણે વળગી રહીને, આ સાધ્વીનો જીવનવૃત્તાન્ત હવે આપવામા આવશે.

અનેક સદીઓ સુધી બહોળા પાયા પર આયાત અને નિકાસનો વેપાર ચલાવતું આ કારૈક્કાલ ધીકતું અને સમૃદ્ધ બંદર હતું. એની તાલેવંત વેપારી આલમ પોતાની બધી જ પ્રવૃત્તિઓમાં સચ્ચાઈ અને પ્રામાણિકતાને વળગી રહેતી. અમ્મૈયારના સમયમાં આ આલમનો વડો દાનદત્ત નામે વેપારી હતો. આ દાનદત્તની અસાધારણ સૌંદર્યવતી પુત્રી તરીકે તે અવતરી અને તેનું નામ 'પુનીદવતી'–જેનો અર્થ 'વિશુદ્ધ' થાય છે, તે રાખવામાં આવ્યું.

---

૧ કોરોમાંડળ કિનારા પરનું આ બંદર ફ્રેંચ તાબામાં હતું. મદ્રાસ રાજ્યના તંજાવૂર જિલ્લામાંનું આ એક થાણું છે.

૨ જુઓ : બીજા પ્રકરણની પ્રથમ ટિપ્પણી.

સાવ બાલ્યાવસ્થામાં પણ પુનીદવતી પ્રેમ અને હોંશપૂર્વક શિવનાં પવિત્ર નામાનું રટણ કાલીઘેલી બોલીમાં કરતી હતી મોટી ઉંમરે રચેલ એક સ્તુતિમાં એ નીચે પ્રમાણે ગાય છે

> ઓ દેવાધિદેવ નીલકંઠ! હું બોલતાં શીખી તે સમયથી જ મેં તારા પવિત્ર ચરણારવિંદનો ઉત્તરોત્તર વધતા જતા પ્રેમથી આશરો લીધો છે મારા પર કૃપા કરીને મારી વેદનાનો અંત તું ક્યારે આણીશ ?

કહેવાની જરૂર નથી કે આ શેઠની પુત્રીનો ઉછેર શક્ય એટલા સુંદર વાતાવરણમાં થયો વયની સાથે એનું નૈસર્ગિક સૌંદર્ય પણ ખીલતું ગયું પણ એ જોવામાં આવ્યું કે એની બધી જ બાલસહજ રમતો શિવભક્તિ સાથે સંકળાયેલી હતી. એ જ રીતે શિવભક્તો માટેનો તેનો પ્રેમભાવ અને તેમની સેવા કરવાની ઉત્કંઠા દિવસે દિવસે વધતાં ગયાં.

જોતજોતામાં તે પરિપક્વ ઉંમરે પહોંચી (આ ઉંમરે ભારતીય કન્યાને ઘરમાંથી બહાર જવાની બહુ છૂટ આપવામાં આવતી નથી અને લગ્નની વાતચીત શરૂ થાય છે) એ વખતે નાગપત્તિનમ નામના બીજા વિશાળ બંદરમાં નિધિપતિ નામે એક તવંગર વેપારી રહેતો હતો તેને પરમદત્ત નામે પુત્ર હતો તેણે પોતાના પુત્ર માટે પુનીદવતીનું માગું કરવા વડીલોને કારૈક્કાલ મોકલ્યા દાનદત્તે આ માગું સ્વીકાર્યું આ લગ્ન કન્યાના પિતાને ત્યાં ખૂબ ઠાઠમાઠથી ઊજવવામાં આવ્યું પુનીદવતી તેનું એક માત્ર સંતાન હોવાને કારણે દાનદત્તે જમાઈને કારૈક્કાલમાં રહેવા સમજાવ્યો અને તેને રહેવા માટે આલીશાન મકાન આપ્યું દાનદત્તે તેને સ્વતંત્રપણે ધંધો ચલાવવા માટે અઢળક ધન પણ આપ્યું

દેખીતી રીતે તો શુભ શુકનો સાથે પુનીદવતીનું લગ્નજીવન આરંભાયું સંસ્કારી કુટુંબોની પતિપરાયણ પત્નીઓની માફક તે પતિને ચાહતી હતી અને તેના સુખ માટે તેની સેવામાં તત્પર રહેતી હતી પણ સાવ કુમળી વયમાં જ પ્રગટ થયેલો એનો શિવ માટેનો દૃઢમૂળ અને અખંડ પ્રેમ ઉંમરની સાથેસાથે વધ્યો હતો તેથી જ્યારે જ્યારે શિવભક્તો તેને ત્યાં આવતા, ત્યારે તે ખૂબ ભક્તિભાવપૂર્વક તેમને સારી રીતે જમાડતી, અને તેમને સોનું અને સારાં વસ્ત્રો ભેટમાં આપતી, આમ દિવસે દિવસે શિવ માટેનો એનો પ્રેમ વધારે ને વધારે ઉત્કટ થતો ગયો. એના પતિનું આ દિશા તરફ સહેજે વલણ ન હતું, પણ એ આવાં ધાર્મિક કાર્યોમાંથી એને વારતો નહિ.

એક દિવસ પરમદત્ત જ્યારે પેઢીએ બેઠો હતો, ત્યારે મુલાકાતીઓનું એક નાનકડું ટોળું એને મળવા આવ્યું અને એને બે મધુર કેરીની ભેટ આપી. આ મહેમાનો સાથે વેપાર અંગેની વાતચીત પૂરી થયા પછી, તેણે નોકર સાથે આ કેરીઓ પોતાની પત્નીને મોકલાવી. પુનીદવતીએ તે લઈને સલામત સ્થળે મૂકી. એવામાં એક વયોવૃદ્ધ શિવભક્ત એને ત્યાં આવ્યો. તે ભૂખ અને તરસથી ખૂબ દુર્બળ દેખાતો હતો. એને લાગ્યું કે આને તરત જ ભોજન કરાવવું જોઈએ. તેણે પગ ધોવા પાણી આપ્યું, અને ખોરાક પીરસવા પતરાળી માંડી. પણ એ વખતે માત્ર ભાત જ રંધાયા હતા અને એકકે શાક તૈયાર ન હતું. તેથી પુનીદવતીએ પહેલાં તેને ભાત પીરસ્યા અને પછી એના પતિએ એને સાચવવા મોકલેલી બે મધુર કેરીઓમાંથી એક કેરી સુધારીને આપી. વૃદ્ધ આગંતુક તેને મળેલા ભોજનથી, અને જે પ્રેમ અને આદરથી એ ભોજન પીરસાયું હતું એનાથી ખૂબ પ્રસન્ન થયો. પુનીદવતીનો આભાર માની, આશીર્વાદ આપી તે વિદાય થયો.

પછી બપોરે પરમદત્ત જમવા માટે ઘેર આવ્યો. સ્નાન કર્યા બાદ તે જમવા બેઠો. એની પતિપરાયણ પત્નીએ પહેલાં તેના ભાણામાં ભાત અને બીજી અનેક સ્વાદિષ્ટ વાનગીઓ પીરસી, અને પછી બાકી રહેલી કેરી પતરાળીમાં મૂકી. ફળનો અસાધારણ મધુર સ્વાદ ચાખ્યા પછી તેણે બીજી કેરી પણ માગી. પત્ની ક્ષણભર તો સ્તબ્ધ થઈ ગઈ, મૂંઝાઈ ગઈ; પણ પછી પતિની આજ્ઞાને અનુસરીને, મને-કમને તે જ્યાં પહેલાં બે કેરીઓ મૂકી હતી, ત્યાં જઈને એણે એકાગ્રચિત્તે શિવનું ધ્યાન ધર્યું, અને પ્રાર્થના કરી કે એક કેરી મોકલી આપો. અને અરે! એક અસાધારણ મધુર કેરી તેના હાથમાં આવી પડી. ખુશી થઈને ચૂપચાપ તેણે તે કેરી પતિને આપી. પણ તેને ચાખ્યા પછી, તેનો અલૌકિક આસ્વાદ માણ્યા પછી, પરમદત્તે તરત જ કહ્યું કે આ પોતે મોકલેલી કેરી ન હતી અને પછી કઠોરપણે પૂછ્યું કે આ કેરી ક્યાંથી લાવી?

પુનીદવતી ભારે દ્વિધામાં પડી ગઈ; અને તેનું આખું શરીર કંપવા લાગ્યું: એક બાજુ તેને થયું કે દિવ્ય અનુગ્રહની વાત ભકત તરીકે બીજા પાસે પ્રગટ કરવી એ અનુચિત ગણાય; તો બીજી બાજુ તેને લાગ્યું કે આજ્ઞાંકિત પત્ની તરીકે પતિના હુકમને માન આપી, તેણે માગેલી માહિતી પૂરી પાડવાની પોતાની ફરજ હતી. અંતે જે બન્યું તે યથાતથ સ્વરૂપે પતિને નિવેદન કરવાની ફરજ તેને મોટી લાગી. ઈશ્વરભકિતમાંથી હિંમત મેળવીને તેણે યથાતથ બીના કહી સંભળાવી. પરમદત્ત આ સાંભળી

ઠ્યાઇ ગયો અને એ જ પળે આજ્ઞા કરી કે જો એ કેરી ખરેખર શિવે જ આપી હોય તો એવી બીજી કેરી એણે શિવ પાસેથી મેળવી આપવી. પુનીદવની માટે શિવ પાસે બીજી કેરી માગવા સિવાય બીજો રસ્તો ન રહ્યો; નહિતર એનો પતિ એણે વર્ણવેલી હકીકતને જૂઠી માને. પતિ પાસેથી સહેજ દૂર જઇને એણે શિવને પ્રાર્થના કરી. બીજી એક સુંદર કેરી તેના હાથમાં આવી, અને તે તેણે આભા બનેલા પતિને આપી. પણ એના હાથમાં જતાં જ એ કેરી અદશ્ય થઇ ગઇ.

પરમદત્ત મૂંઝાયો અને ગભરાયો. તે તરત જ નિર્ણય પર આવ્યો કે પોતાની પત્ની સાધારણ સ્ત્રી નથી, પણ માનવદેહધારી કોઇ દેવી છે, અને તેથી તેનો ત્યાગ કરવાનો નિર્ણય કર્યો એક જ ઘરમાં રહેવા છતાં, એની સાથે પત્ની તરીકેનો વ્યવહાર એણે બંધ કર્યો અને કારિકાલમાંથી જતા રહેવાની તૈયારી કરવા માંડી.

પ્રાચીન તમિળ પ્રદેશમાં ઘણા સોદાગરો વેપાર અર્થે માલભરેલાં જહાજો લઇ દરિયાપાર જતા. પરમદત્તે પણ કેટલાંક વેપારી જહાજો બાંધ્યાં અને માલ ભરી દૂરના દેશો તરફ હંકારી ગયો. અઢળક નફો કરી તે પોતાની માતૃભૂમિ તમિળનાડમાં પાછો ફર્યો. પણ કારિકાલ કે નાગપત્તિણમમાં ગયો નહિ. પાંડ્ય રાજ્યના પ્રખ્યાત પાટનગર મદુરૈમાં પહોંચ્યો, અને ત્યા પુનીદવતીના પતિ તરીકે પોતાની જાતને છતી કર્યા સિવાય એણે વેપાર ચાલુ રાખ્યો અને ત્યાં વસ્યો, એટલું જ નહિ, પણ પ્રથમ પત્ની કે તેનાં સગાંઓને જણાવ્યા સિવાય તે મદુરૈમાં એક કન્યાને પરણ્યો પણ ખરો. યોગ્ય સમયે તેની બીજી પત્નીએ એક સુંદર કન્યાને જન્મ આપ્યો. પુનીદવતીને દેવી તરીકે નિત્ય મનોમન પ્રણામ કરવાનું કદીય ન ચૂકનાર પરમદત્તે પોતાની બાલિકાનું નામ પણ એ જ રાખ્યું. આ બધી વસ્તુસ્થિતિથી અજાણ એવી પુનીદવતી પતિની ગેરહાજરીમાં આદર્શ હિન્દુ પત્નીને છાજે એ રીતે કૌટુંબિક ફરજો બજાવે જતી હતી.

સમય જતાં, મદુરૈમાં પરમદત્તે કરેલાં બીજાં લગ્નની વાત તેનાં સગાંઓને કાને પહોંચી. ખાતરી કર્યા પછી તે લોકો એક સુંદર શણગારેલી પાલખીમાં પુનીદવતીને ઠીક ઠીક દૂર એવા મદુરૈમાં લઇ ગયા અને એના પતિને એના આગમનના સમાચાર જણાવ્યા આ સમાચાર સાંભળતાં પ્રથમ એ ક્ષુબ્ધ થઇ ગયો, અને પછી બીજી પત્ની અને બાળકીને લઇ, પોતાની બાવરી બનેલી પ્રથમ પત્નીને પગે પડ્યો. નવી પત્નીએ પણ તેને પ્રણામ કર્યા. પરમદત્તે કહ્યુ: "તારી કૃપાથી જ હું અહીં રહું છું, અને એથી બાળકીને પણ તારું જ નામ અપાયું છે." પુનીદવતી ભયની ધ્રુજારી સાથે દૂર ખસી. પોતાની જ પત્નીને દંડવત્ પ્રણામ કરવાના આ અસાધારણ કૃત્યનું કારણ

સગાંઓએ તેને પૂછતાં, તેણે મક્કમતાથી અને સ્પષ્ટતાથી કહ્યું : "આ પુનીદવતી સામાન્ય માનવી નથી, પણ એક મહાન કૃપાળુ દેવી છે. આ સત્ય સમજાતાં મેં એને છોડી દીધી, અને મારી બાળકીનું નામ પણ તેના પરથી જ પાડ્યું છે. તેથી ભક્તિભાવે હું તેને પગે લાગ્યો છું. તમે બધા પણ એવું કરો."

એની આ વર્તણૂકથી બધા સંબંધીઓ ખૂબ અચંબો પામ્યા. પતિના શબ્દો સાંભળતાં પુનીદવતીએ શિવનું ધ્યાન ધર્યું; અને ગાઢ હૃદયદ્રાવક લાગણીથી આ પ્રમાણે પ્રાર્થના કરી : "ઓ પરમેશ્વર ! આ માણસનું મારા તરફનું વલણ આ પ્રકારનું છે, તેથી હું તને પ્રાર્થું છું કે માત્ર તેના ખાતર જ સૌંદર્ય ટકાવી રહેલા મારા શરીરમાંથી લોહીમાંસ હવે દૂર થાય અને તારી આસપાસ ભક્તિથી નૃત્યો કરતાં ભૂતોનું સ્વરૂપ મને પ્રાપ્ત થાય." આ રીતે હૃદય પલટી નાખે એવા ભાવભર્યા હૃદયે તે ખડી હતી ત્યારે તેના પર ઈશ્વરની કૃપા ઊતરી; અને જેમાંથી આત્માનું સૌંદર્ય પ્રકાશી ઊઠતું હતું એવા તેના શરીરે સૌંદર્યને અળગું કર્યું અને માનુષી આંખોને બિહામણું લાગે એવું હાડચામનું બનેલું, ભક્તિમાં લીન એવા ભૂતનું સ્વરૂપ એણે ધારણ કર્યું. એના પર દેવદૂતોએ સ્વર્ગીય પુષ્પો વરસાવ્યાં, અને કોઇ અજાણ્યા દિવ્ય અદ્ભુત સંગીતે આખી પૃથ્વીને ભરી દીધી. સ્વર્ગના દેવો આનંદથી નાચી ઊઠ્યા—પણ આ પરિવર્તનથી ગભરાઇ ગયેલાં સગાંઓ એને પ્રણામ કરીને નાસી ગયાં.

કારૈક્કાલ અમ્મૈયારે હવે નવી જિંદગીની શરૂઆત કરી. આ નવીન ભૂતસ્વરૂપમાં ખૂબ રાચતી એ શિવની સ્તુતિઓ ગાઈ ઊઠી. આ ભાવસ્થિતિમાં એણે અર્પુદ તિરુવન્તાદિ [1] નામે ઓળખાતા એકસો એક શ્લોકો રચ્યા અને તિરુ ઈરટ્ટૈ મણિમાલૈ નામે ઓળખાતા વીસ શ્લોકોની માળા ગૂંથી.

એણે કરેલો લોહીમાંસના શરીરનો ત્યાગ એ એણે સાંસારિક જીવનથી તોડી નાખેલ સર્વ સંબંધોનું સમુચિત પ્રતીક હતો. એક જ ઉત્કટ ઝંખના એના મનમાં રમી રહી અને એ હતી, આ જ પૃથ્વી ઉપરના કૈલાસ પર્વત ઉપર ભવ્યતાથી બિરાજતા શિવનું દર્શન કરવાની. તેણે પોતાનાં પગલાં ઉત્તર ભણી વાળ્યાં, અને કૈલાસ પર્વતની યાત્રા ચાલુ રાખી. રસ્તે મળતા લોકો એને જોઈ બીતા અને નાસી જતા. તેણે પોતાની જાતને કહ્યું: "જો માત્ર પરમેશ્વર મને તેની ભક્ત તરીકે ઓળખતો હોય તો પછી

---

1 આનો અક્ષરશઃ અર્થ થાય છે, " 'અંતાદિ' સ્વરૂપનો ચમત્કારપૂર્ણ શ્લોક," જેમાં દરેક ટૂકનો અંતિમ શબ્દ આખો કે અડધો એના પછીની ટૂકની શરૂઆતમાં આવે છે.

દુનિયાના બધા ખૂણાઓમાંથી આવતા અને સત્યથી અજાણ એવા લોકોને હું ગમે તે સ્વરૂપે દેખાઉં, તેની મને શી પરવા છે!"

આ વખતે એક વિચિત્ર લાગણી એને થઈ આવી કે આ પવિત્ર પર્વત પગ વડે નહિ, પણ ઊંધે માથે ચડવો જોઈએ. કેટલાક વિદ્વાનો એનો અર્થ એવો ઘટાવે છે કે એણે અપનાવેલો જીવનમાર્ગ અને દૃષ્ટિકોણ પાર્થિવ દુનિયાથી વિપરીત હતા. બીજા માને છે કે આ ખરેખર સાચું પણ હોઈ શકે; કારણ કે, ઈશ્વરને સર્વસ્વ અર્પણ કરી દેનારા અને જેમનાં તન, મન અને આતમમાં ઈશ્વર વ્યાપી રહ્યો હોય એવા ભકતો માટે બધું જ શક્ય છે. આ ઘટનામાં ભલે કાંઈ સાચુંખોટું હોય, પણ અમ્મૈયાર કૈલાસ શિખર પરના શિવના ધામમાં પહોંચી.

શિવની અર્ધાંગિની ઉમાની દયામયી નજર ઊંધે માથે ઉપર ચડતી આ કારેક્કાલ સાધ્વીના ભૂત જેવા સ્વરૂપ ઉપર પડી. ઉમાએ શિવનું ધ્યાન ખેંચતાં કહ્યું:

"આ હાડચામના શરીરમાંથી વ્યકત થતો તમારા માટેનો પ્રેમ કેટલો અદ્ભુત છે!"

શિવે જવાબ આપ્યો: "ઉમા! આપણી પાસે આવતી આ સ્ત્રીને મારી માતા જાણ! સાચા હૃદયની એની પ્રાર્થનાના જવાબમાં તેણે ભક્તિભાવ દાખવતું આ ભૂતસ્વરૂપ પ્રાપ્ત કર્યું છે." શિવની એકદમ નજીક જ્યારે અમ્મૈયાર જઈ પહોંચી, ત્યારે તેમણે 'મા' કહી તેનું સ્વાગત કર્યું. લાગણીથી ગદ્ગદ કંઠે એણે શિવને 'પિતા' કહી સંબોધ્યા અને તેમના પગે પડી. પછી ભગવાન શિવે તે શું ઇચ્છે છે તે પૂછ્યું. સેક્કિળાર કવિએ એક હૃદયદ્રાવક શ્લોકમાં તેનો ઉત્તર નીચે પ્રમાણે આલેખ્યો છે:

પ્રથમ તો તેણે ભગવાન માટેનો કદી ન કરમાય તેવો વરદ પ્રેમ માગ્યો અને પછી આ પ્રમાણે પ્રાર્થના કરી: "મને જન્મમાંથી મુક્તિ આપો. છતાં જો તમારી ઇચ્છા એવી હોય કે મારે ફરી જન્મ લેવો તો એવું વરદાન આપો કે હું તમારામાં જ તન્મય બની રહું. હે ધર્મરાજ, બીજું એક વધારે વરદાન હું એ માગું છું કે જ્યારે તમે તાંડવનૃત્ય કરો ત્યારે તમારાં ચરણકમળ પાસે ઊભી રહી તે હું નિહાળું."

ત્યારે ભગવાન શિવે એને તિરુવાલંગાડુ[1]માં તેમનું તાંડવનૃત્ય ખુશીથી જોવા અને તેમની સ્તુતિ ગાવા કહ્યું. અમ્મૈયારને પરમ આનંદ અને ધન્યતા સાંપડ્યાં. તે કૈલાસ પર્વત ઉપરથી દક્ષિણ ભારતના તમિળનાડમાં પાછી ફરી અને પછી સીધી જ ઊંધે માથે તિરુવાલંગાડુ તરફ ચાલવા માંડી. નટરાજના રૂપમાં શિવના આ અવિરત

૧. મદ્રાસની પશ્ચિમે અર્કોણમ જવાના રસ્તે સાડત્રીસ માઈલ દૂર આવેલા તિરુવાલંગાડુ સ્ટેશનથી બે માઈલ દૂર આ મંદિર આવેલું છે.

ચાલી રહેલ તાંડવનૃત્ય[1]ને સદાકાળ નિહાળતી એ આજ સુધી ત્યાં છે. આ પવિત્ર મંદિરમાં પહોંચીને અને નૃત્યને નજરે નિહાળ્યા પછી આ સંત નારીએ અગિયાર સ્તોત્રોની બે માલાઓ રચી. એમાં એણે તિરુવાલંગાડુમાં ભગવાનના નૃત્યના રૌદ્ર સ્વરૂપની સ્તુતિ કરી છે.

ઉપરના વૃત્તાંતથી એક વસ્તુ સ્પષ્ટ જણાય છે કે અમ્મૈયારનો પતિ શિક્ષણ, સંસ્કારિતા કે આધ્યાત્મિક જાગૃતિની બાબતમાં એની પત્ની જેટલો આગળ વધેલો ન હતો. અમ્મૈયારનો ચરિત્રકાર એના પતિને સુંદર જુવાન આખલા સાથે અને પત્નીને કળા પ્રસારી અગર સંકેલી શકતા મોર સાથે સરખાવીને આ ફરકનું સરળ સૂચન કરે છે. છતાં એણે આજ્ઞાંકિત અને પતિપરાયણ પત્ની તરીકે પતિ પ્રત્યે આદર રાખ્યો અને એની સેવા કરી. તમિળના શૈવશાસ્ત્રોમાં સ્થાન પામી શકે એવી ઉચ્ચ કક્ષાનાં ઊંડી ભક્તિ અને અંતરસૂઝવાળાં પદો એણે રચ્યાં એ જ બતાવી આપે છે કે તે સુશિક્ષિત નારી હતી. આજદિન સુધી એના પ્રત્યે સંત સમ્બન્દ અને બીજા સંતોએ આદર દાખવ્યો છે. જે જે શૈવમંદિરોમાં નાયન્મારોની મૂર્તિઓ રાખવામાં આવી છે, તેમાં અમ્મૈયારની મૂર્તિ આજે પણ આપણને જોવા મળે છે.

નમૂના તરીકે આ સાધ્વીની કૃતિ 'અર્પુદ તિરુવન્તાદિ'માંથી થોડાક શ્લોકો ભાષાન્તર કરીને નીચે આપ્યા છે:

૧. હાથમાં ત્રિશૂળ અને (કંઠમાં) મુંડમાળા સાથે નૃત્ય કરતા મારા ભગવાન જો મારાં દુઃખ દૂર નહિ કરે, મારા તરફ અનુકંપા નહિ દર્શાવે અને મારે અનુસરવાનો માર્ગ નહિ ચીંધે, તો પણ મારું હૃદય એમના માટેનો પ્રેમ ત્યજશે નહિ.

૨. કેટલાક કહેશે કે ભગવાન અજ્ઞ સ્વર્ગમાં બિરાજે છે; બીજા વળી કહેશે કે એ તો દેવાધિરાજ છે, પણ હું તો કહીશ કે જ્ઞાનનો અધિષ્ઠાતા અને હલાહલના પાનને લીધે નીલકંઠ બનેલા દેવ મારા અન્તરમાં જ બિરાજમાન છે.

૩. માત્ર મનને જ તપશ્ચર્યાનું ફળ લાધ્યું છે; મારું જ હૃદય સારું છે; મેં એકલીએ જ જન્મ (અને મરણનાં) બંધનો કાપવાનો દઢ નિશ્ચય કર્યો છે; કેમ કે, ગજાજિનધારી ભસ્મચર્ચિત ત્રિલોચનની દાસી માત્ર હું જ બની છું.

---

1. આ સનાતન નૃત્ય અણુઓમાં અને આત્માઓમાં ચાલી રહ્યું છે. એના પાંચ હેતુઓ છે: સર્જન, ધારણ, વિકાસ, પ્રલય, તિરોભાવ. પ્રથમ ત્રણનો સંબંધ ભૌતિક જગત જોડે છે, અને બાકીના બેનો સબધ આત્માઓના વિશ્વ સાથે છે

૪. ભગવાનનો અનુગ્રહ જ જગત ઉપર શાસન કરે છે. એ જ અનુગ્રહ આત્માઓને જગતનાં બંધનથી છોડાવે છે. એના કૃપાકટાક્ષ દ્વારા પરમતત્ત્વનું દર્શન કરવાનું મારું જીવનધ્યેય છે; અને તેથી બધી વસ્તુઓ હમેશાં મને સુલભ છે.
૫. એક જ વાતનું હું ચિંતન કરું છું; એક જ વાત કરવાનો મારો નિશ્ચય છે; એક જ વાત મારા હૃદયમાં સંઘરાઈ છે અને એ એક વાત તે છે ગંગાધારી, ચંદ્રમૌલી, હાથમાં ભડભડતો અગ્નિ ધારણ કરતા ભગવાનના સેવક બનવાની.
૬. હું એને હર કહું કે બ્રહ્મા કહું, અથવા બધાથી પર કહું? હું એનું સ્વરૂપ જાણતી નથી ..
૭. જ્ઞાતા એ જ છે, ઉપદેશ એ જ છે. જ્ઞાનરૂપે જ્ઞાતા એ જ છે. શૈવ પરમતત્ત્વ પણ એ જ છે. એ જ દેદીપ્યમાન જ્યોતિ છે, પૃથ્વી છે અને આકાશ પણ છે.
૮. એના સાચા સ્વરૂપને જાણવા માટે અસમર્થ લોકો જ એનો ઉપહાસ કરે છે એ લોકો માત્ર એના ભભૂતિ ચોળેલા અને ભૂતની જેમ અસ્થિમાલાથી શોભતા સ્વરૂપને જ જુએ છે.
૯. જેમનામાં શાસ્ત્રોનો પાર પામીને, એમાં રહેલા સત્યનું દર્શન કરવાની ગુંજાશ ન હોય, એવા પુસ્તકિયા વિદ્વાનો ભલે વાદવિવાદ કરે. એના ભક્તો એને ધ્યાનમાં જે સ્વરૂપે જુએ છે, એ સ્વરૂપે જ એમને દર્શન દેવાનો (પ્રગટ થવાનો) નીલકંઠનો સ્વભાવ છે.
૧૦. પિતા! મારી ઉત્કટ અને કદી ન વિલાતી એક અભિલાષા આ છે જ્યાં તું અગ્નિ લઈ સંહાર (બધી વસ્તુઓના પ્રલય)ની કાળરાત્રિએ નૃત્ય કરે છે, એ પ્રદેશનું દર્શન તું એક દિવસ મને નહિ કરાવે?
૧૧. જ્યારે તારા ચરણો ગતિમાન થાય છે, ત્યારે પાતાળલોક રસ્તો આપે છે જ્યારે તારું મસ્તક ઊંચું થાય છે, ત્યારે આકાશના ઘુમ્મટમાં તિરાડ પડે છે અને બાજુબંધવાળા તારા હાથ ગતિશીલ થાય છે, ત્યારે દિશાઓ પોતે જ ધ્રૂજે છે વિશ્વનો તખતો તારા નૃત્યનો વેગ બરાબર ખમી શકતો નથી.
૧૨. અમે મૃત્યુને જીતી લીધું છે, અને નરકને દૂર ધકેલ્યું છે અમે શુભ અને અશુભ કર્મોનાં બંધનોને ઉખેડી નાખ્યાં છે આ બધું અમે ત્રિપુરાસુરોના દુર્ગને નેત્રાગ્નિથી ભસ્મસાત્ કરનાર ભગવાનના ચરણારવિંદ સાથે તાદાત્મ્ય સાધીને સિદ્ધ કર્યું છે

## પ્રકરણ ચોથું

# આંડાળ

ઓ તપસ્વિની, હે તુલસીસુતા, હે હરિ-પ્રિયા,
હે મૂર્તિમંત કરુણા, હે સાક્ષાત્ ભક્તિરૂપા !

દક્ષિણ ભારતના, ખૂબ પ્રાચીન સમયથી આધ્યાત્મિક અને સાંસ્કારિક પરંપરાઓથી સમૃદ્ધ એવા ઐતહાસિક શહેર મદુરૈથી નૈર્ઋત્ય દિશામાં આશરે પચાસ માઈલ દૂર, શ્રીસંપ્રદાયના વૈષ્ણવભક્તોની યાદમાં સદાય તાજું રહેતું શ્રીવિલ્લિપુત્તૂર નામે નગર આવેલું છે શ્રીવિલ્લિપુત્તૂરનો અર્થ નવું વિલ્લિ નગર એવો થાય છે આ શહેર વસાવવામાં વિલ્લિ અને કતન નામના બે બહાદુર અને દયાળુ શિકારી ભાઈઓની કરુણા કારણભૂત છે દૈવી આદેશને વશ થઈ, એમણે નજીકનાં પશુઓ અને ઝેરી સાપોથી ભરેલી ગીચ ઝાડીઓ અને ભયંકર જગલોને બે મહાન વૈષ્ણવ સંતો અને એમના અનુયાયીઓની પ્રખ્યાત કર્મભૂમિમાં ફેરવી નાખ્યાં આ ભૌતિક પરિવર્તન, આપણા પ્રકરણની નાયિકા અને પ્રેમની અમર દિવ્ય રાણી આડાળ આ જગતના આધ્યાત્મિક ક્ષેત્રમાં જે ધરમૂળ ફેરફાર કરવાની હતી, તેની માત્ર આવશ્યક પશ્ચાદ્ભૂમિકા જ ન હતું, પણ તેનું સાચું પ્રતીક પણ હતું

ઈશ્વર સાથે અખંડ આત્મૈક્ય અને તાદાત્મ્ય અનુભવતા પરમભક્તો દિવ્ય પ્રેમના પ્રકાશ છે શ્રીવૈષ્ણવ સંપ્રદાયમાં એમને 'આળવારો' કહેવામાં આવે છે તમિળ શબ્દ 'આળવાર'નો અર્થ થાય છે "જે ઈશ્વરના અનંત પુનિત નામ-સાગરમાં નિમગ્ન છે તે" અને આવો જ નારીજાતિનો શબ્દ છે આડાળ-" દિવ્ય પ્રેમસાગરમાં નિમગ્ન સ્ત્રી" આળવાર શબ્દ જ્યારે અગિયાર સંતોને માટે વપરાય છે, ત્યારે એવો જ સામાન્ય શબ્દ આંડાળ માત્ર એક જ સાધ્વીનું વિશિષ્ટ ઉપનામ બની ગયો એ હકીકત જ ગોપીગત પ્રેમના ધ્રુવતારક તરીકે પ્રકાશતી આ દિવ્ય કન્યકાના આધ્યાત્મિક ઉત્કર્ષ વિશે ઘણું ઘણું કહી નાખે છે

બીજા ઘણા મહાન સંતોની બાબતમાં બને છે તેમ આડાળનો આ દુનિયામાં પ્રવેશ અને એનો નિષ્ક્રમ બન્ને નિગૂઢ છે, છતાં આ સાધ્વી ઈ સ. ની સાતમી સદીની મધ્યમાં થઈ ગયેલી એક ઐતિહાસિક વ્યક્તિ છે જેમ જનકને સીતાને દુહિતા

કહેવડાવવાનો લહાવો મળ્યો હતો, તેમ શ્રીવિલ્લિપુત્તૂરના આ પેરિઆળ્વારને આ સાધ્વીના લૌકિક પિતા તરીકે ઓળખાવાનું સદ્‌ભાગ્ય સાંપડ્યું હતું. પરંપરા અનુસાર, એક દિવસ જ્યારે મહર્ષિ પેરિઆળ્વાર તુલસીના બાગમાં જમીન ખોદીને સરખી કરતા હતા, ત્યારે ચમત્કારિક રીતે એમનું ધ્યાન, છોડવા નીચે સૂતેલી અને સદ્યોજાત શિશુ કરતાં મોટી દેખાતી બાલિકાએ ખેંચ્યું. સંતાનવિહોણા પેરિઆળ્વારે એને ઈશ્વરદત્ત પુત્રી માનીને એનું નામ 'કોદા' ('ભૂમાતામાંથી ઉદ્‌ભવેલી') પાડ્યું. વિપુલ ધનભંડારને એકદમ જોતા કૃપણની જેમ, આ સંતે એનું મૂલ્ય પારખ્યું. એને અતિશય લાડપૂર્વક ઉછેરી, એ સમયના શ્રીવૈષ્ણવોમાં પ્રચલિત પાવનકારી સંસ્કારો એના પર કર્યા અને યોગ્ય સમયે એની વય અને શક્તિને અનુરૂપ આધ્યાત્મિક ઉપદેશો આપવાની ફરજ પણ બજાવી.

જુવાનીના દિવસોમાં વિષ્ણુચિત્ત (હમેશાં વિષ્ણુમાં આસક્ત ચિત્તવાળા) તરીકે ઓળખાતો પેરિઆળ્વાર જન્મથી જ યોગી હતો. જમીનદાર પ્રત્યે સોગંદથી બંધાયેલા સામંતની જેમ એ પરમાત્મા માટે સ્વાભાવિક ભક્તિ ધરાવતો હતો. આ સંતે સહેજ પણ અહંકાર વિના અને ફક્ત ઈશ્વરને પ્રસન્ન કરવાની એકમાત્ર તમન્નાથી ઈશ્વરની પ્રેમપૂર્વક સેવા કરવામાં પોતાની જાતને ધમી નાખી. આ સંતના જીવનનો મુખ્ય રસ પુષ્પોથી મઘમઘતાં ઉદ્યાનો ઉગાડવામાં અને પછી મનપસંદ ફૂલોની માળા વડે સવારસાંજ ઈષ્ટદેવતાને શણગાર ધરવામાં રહેતો હતો. એની દૃષ્ટિએ તો, મંદિરમાંનો દેવ એ દિવ્ય અનુગ્રહનો મૂર્તિમંત આવિષ્કાર હતો; આ પૃથ્વી પરના ભક્તો દિવ્ય સાહચર્યનો દુર્લભ આનંદ અનુભવે અને માણે એ હેતુથી પરમાત્માએ સ્વેચ્છાએ સ્વીકારી લીધેલી મર્યાદા હતી. નિરક્ષર હોવા છતાં, ધર્મનાં સત્યો સ્થાપવા માટેના ઈશ્વરી સાદના જાણે કે જવાબરૂપે ન હોય, તેમ એને તરત જ સંસ્કૃત ભાષાનું અગાધ જ્ઞાન અને તર્કવિષયક નિપુણતા અદ્‌ભુત રીતે જ સિદ્ધ થઈ ગયાં. એકવાર એનાં ચર્મચક્ષુઓને ઈશ્વરના મોહક સૌંદર્યની ઝાંખી કરવાનું સદ્‌ભાગ્ય સાંપડ્યું અને એ દર્શને એના હૃદયમાં એવું તો વાત્સલ્યનું પૂર ઉમટાવ્યું કે એણે તત્ક્ષણે જ તમિળ ભાષામાં ઈશ્વરમાં અનંત જીવનની કલ્પના કરતા શ્લોકો રચ્યા. આ બનાવ પછી એની ભક્તિએ નવો વળાંક લીધો અને વૃંદાવનની યશોદાની જેમ, દિવ્ય શિશુ કૃષ્ણ માટેના ઊંડા અને કાયમી એવા માતૃસહજ વાત્સલ્યમાં આ ભક્તિ પરિણમી. એણે પોતાનું શેષ જીવન, માનસિક અને આધ્યાત્મિક રીતે, ગોવાળિયાઓ અને મહિયારીઓની સાથે વૃંદાવનમાં ગાળ્યું, અને કૃષ્ણની દિવ્યક્રીડા—કૃષ્ણલીલાનો આધ્યાત્મિક અનુભવ માણ્યો.

આવો ધન્ય પૈતૃક અને આધ્યાત્મિક વારસો સાવ કુમળી વયે પણ આંડાળની અંતર્ગત આધ્યાત્મિક પ્રતિભાનો આવિષ્કાર ત્વરિત ગતિએ કરવામાં સહાયભૂત થાય એમાં સહેજે આશ્ચર્ય નથી. મધુર મહેક સાથે જ ઊગતા તુલસીની જેમ આંડાળ પણ 'પ્રેમ' સાથે જ ઉદ્‌ભવી હતી અને કૃષ્ણ માટેના ઉત્કટ પ્રેમથી પરિપ્લુત વાતાવરણમાં જ ઊછરી હતી. દાંપત્યપ્રેમનાં સૂક્ષ્મતમ ભાવસંવેદન ઝીલતી આંડાળની વિશુદ્ધ નારીપ્રકૃતિએ કૃષ્ણને આત્મલગ્નથી વરેલી ગોપીના આદર્શને તરત જ ઝીલી લીધો. બાળપણથી જ એ પોતાની જાતને વૃંદાવનના દિવ્ય મોહનની દૈવનિર્મિત વધૂ તરીકે માનતી હતી; અને એના પ્રેમ અને ભવ્યતાની ચારુતાના અખંડ ધ્યાનમાં રાચતી એક દિવસ કૃષ્ણની લાવણ્યમયી વધૂ તરીકે પોતાની યોગ્યતાની પરીક્ષા કરવા માટે તેણે એના પિતાએ ઇષ્ટદેવને ધરવા માટે તૈયાર કરેલી ફૂલમાળા વડે છાનામાના પોતાની જાતને શણગારી, પોતાના પ્રતિબિંબને એકીટશે જોઈ રહી અને પછી માળા પાછી મૂકી દીધી. ત્યાર પછી રોજ ને રોજ એ આ રમત સાવ છાનીમાની રમતી હતી અને એના પિતા આ જ 'નિર્માલ્ય' માળાઓ દેવને ધરાવતા હતા. પણ એક દિવસ આળવારે એને માળા પહેરીને ઊભેલી જોઈ, અને એને એની અધાર્મિકતા માટે ઠપકો આપ્યો, અને ફરી આવું અનાદરયુક્ત કાર્ય કદી ન કરવા ફરમાવ્યું. એ સાંજે આ માળાઓ દેવને ધરાવવી કે નહિ એ વિશે એ હજી શંકાશીલ હતો, ત્યાં તો એને આશ્ચર્યચકિત કરી દેતા ભગવાને દર્શન આપ્યું, અને આજ્ઞા કરી કે આંડાળના વિશુદ્ધ પ્રેમસ્વરૂપના સંગથી વધારે સુગંધિત બનેલી ફૂલમાળાઓ જ હવેથી એણે ધરવી. બીજી સવારે, આળવારે પુત્રીને ભગવાનની આજ્ઞા વિશે વાત કરી, અને ભગવાનને ધરાવતાં પહેલાં આ ફૂલમાળાઓ પહેરી લેવા વિનતિ કરી. આ વિશ્વની દિવ્ય માતા અને નિયંતા સાથે તેનું ઐક્ય જાણીને, આળવારે તેનું નામ 'આંડાળ' રાખ્યું.

આંડાળની ઉંમરની સાથેસાથે પ્રતિદિન પરિપક્વ થતાં એનાં પ્રજ્ઞા અને ભક્તિએ છેવટે ઈશ્વરને વરવાની ઉત્કટ અને અદમ્ય ઇચ્છાનું સ્વરૂપ લીધું. પ્રિયતમના વિરહની વેદના અને વણફળી પ્રીતનું દર્દ ખમવું અસહ્ય થતાં, શ્રીકૃષ્ણને ઉદ્દેશીને એવી જ દશા અનુભવતી, પ્રેમથી ઘાયલ થયેલ વૃંદાવનની મહિયારી—ગોપીઓએ આચરેલા ઉપાયોનો આશરો લેવાની ફરજ આંડાળને પડી. એની સમૃદ્ધ અને પ્રબળ કલ્પનાશક્તિએ તેને વૃંદાવનના રમણીય નિકુંજોમાં અને યમુનાનાં મધુર નિર્ઝરોમાં લાવી મૂકી—ત્યાં પોતાને શ્રીકૃષ્ણના સાન્નિધ્ય માટે તલસતી ગોપી કલ્પીને, તે રોજ

સવારે શિયાળામાં માર્ગશીર્ષના (ડિસેમ્બર - જાન્યુઆરી) શુભ મહિનામાં વહેલી ઊઠતી, અને સ્નાન કરી, શણગાર સજીને મનોમન નિર્ધાર્યા વ્રતની સિદ્ધિ કાજે સૂતી સહિયરોને જગાડીને તેમના સાથમાં ભકતમંડળી રૂપે પોઢેલા શ્યામસુંદરને જગાડી' પરે[1]ના વરદાન માટે વીનવવા તેમના મહેલે જતી. શ્રીકૃષ્ણ જાગે છે, અને સભાગૃહમાં આનનારૂઢ થઇ એમની અરજી સાંભળવા તત્પર બને છે પણ આ સમૂહની અગ્રણી આંડાળ કોઈ જ લૌકિક ચીજ માટે પ્રાર્થતી નથી, એને તો માત્ર તેના પ્રભુની, અને માત્ર એટલા ખાતર જ અખંડ પ્રેમભરી સેવાના હકની ઝંખના છે, કારણ કે, તે બધા પ્રભુ સાથે અતૂટ આત્મસંબંધથી બંધાયાં હતાં. આ આખુંયે દશ્ય એના અમર ઊર્મિકાવ્ય "તિરુપ્પાવૈ"(દિવ્ય ગીત)માં આબેહૂબ આલેખાયું છે ત્રીસ પંકિતના આ કાવ્યમાં આપણને કલાત્મક ઉત્કૃષ્ટતા, આધ્યાત્મિક પ્રતીકવાદ અને ભક્તિનો ઉદ્રેક—આ ત્રણેનો અદ્ભુત સમન્વય મળે છે પ્રત્યેક વૈષ્ણવ મંદિરમાં આજે પણ આ કવિતા રોજ ગવાય છે

કલ્પનામાંથી ધીમે ધીમે અત્યુત્કટ લાગણીમાં નૈસર્ગિક રીતે વિકસતી જતી આંડાળની દિવ્ય ઘેલછાની છાંયો એની વધારે વિસ્તૃત કૃતિ તિરુમોળી(પવિત્ર વચન)માં આત્મકથાના સ્વરૂપમાં આલેખાઇ છે આ કૃતિમાં તેના અગાધ ગોપીપ્રેમની વિવિધ ભાવસ્થિતિઓનું નિખાલસ અને મુકત ઉચ્ચારણ છે — તેની સુકુમાર આશાઓ અને ઊંડી આશંકાઓનુ, એણે મદનને — કામદેવને ઇશ્વર કાજે પોતાને સજ્જ કરવા કરેલી હાર્દિક વિનવણીઓ, અને આર્ત આરઝૂઓનું, એના વિશ્વાસ અને વિજયનું, એના તીવ્ર રોષનું, પ્રિયતમ સાથે સ્વપ્નમાં લગ્ન થતાં એના આનંદના અતિરેકનું, એના સર્વગ્રાહી પ્રેમ અને ભરપૂર હતાશાનું, પથ્થર જેવા હૈયાને પણ પીગળાવે એવા એણે પ્રિયતમને પાઠવેલા સંદેશાઓનું, પ્રિયતમને એની નિષ્ઠુરતા બદલ આપેલા ઠાવા ઠપકાઓનું, પ્રિયતમના સાન્નિધ્યમાં પોતાને લઇ જવાની ના પાડતાં પોતાનાં સગાંઓ પ્રત્યેના ગુસ્સાનું અને અંતમાં દેહની અસહ્ય દાહવ્યથા, જે માત્ર શ્રીકૃષ્ણના દેહને શોભાવતી વસ્તુઓના સગથી જ શમતી, તેનું

આંડાળની ભગવાન તરફની વિશુદ્ધ ભકિતનો વિકાસ આશ્વાસક, ગૂઢ અને ત્વરિત હોવા છતા, વિવાહયોગ્ય ઉંમરે એ પહોચતા જ પોતાના નિઃસંતાન કુટુંબના

1 પરૈ એ એક પ્રકારનું નગારું છે, જેના વડે દેવને ઊંઘમાંથી જગાડવામાં આવે છે. અહીં આંડાળ એ નગારું વગાડવાનો અને શ્રીકૃષ્ણને જગાડવાનો પોતાનો વિશિષ્ટાધિકાર સમજે છે.

રત્નસમી આ કન્યા માટે અનુકૂળ માનુષી પતિ શોધવાની ચિંતા એના મહર્ષિ પિતાના મનને સ્વાભાવિક રીતે ઘેરી વળે એ અશક્ય નથી. એક દિવસ, આ વિષયમાં એની લાગણીઓ જાણવા, એણે મૃદુભાવે પૂછ્યું: "બેટી, તું કોને વરવા ઇચ્છે છે?" આંડાળે કરડાકીમાં પ્રત્યુત્તર આપ્યો: "મર્ત્યને પરણવાનું છે એમ જો મેં સાભળ્યું હોત તો હું જીવી શકત નહિ." પિતાએ પૃચ્છા કરી, "તો મારે આગળ શું કરવું?" "મારે ભગવાનને જ પરણવું છે," આ હતો એનો પ્રગલ્ભ જવાબ. પછી પેરિઆળ્વારે તેની પાસે ભગવાનના વિવિધ અવતારોમાંના પ્રત્યેકનાં વિશિષ્ટ પાસાઓનું અને દિવ્ય ઐશ્વર્યનું નિરૂપણ કર્યું, અને આ દેદીપ્યમાન વર્ણનોના એના પર પડતા પ્રત્યાઘાતોનું નિરીક્ષણ પણ એ કરતા. એ વાત એને સ્પષ્ટ થઈ ગઈ હતી કે દક્ષિણ ભારતમાં કાવેરીના કાંઠે આવેલા મંદિર શ્રીરંગમમાંના શ્રીરંગનાથ ઉપર એની પસંદગી *ઊતરી હતી; કારણ કે, એમના ઐશ્વર્યનું વર્ણન સાંભળતાં જ એ કન્યકોચિત* મર્યાદાને વટાવે એટલી હદે આનંદવિભોર થઈ હતી. આ પછી આંડાળ એમની સાથે લગ્નસંબંધથી જોડાવાનાં મનગમતાં સ્વપ્નાં સેવવા લાગી.

છતાં આળ્વારનું મન આવા માગાની ઇચ્છાના વ્યવહારુપણા અંગે સાશંક અને ચિન્તિત બન્યું; કારણ કે, એ તો દિવ્ય અનુગ્રહના દુર્લભ ચમત્કાર વિના સિદ્ધ થઈ શકે તેમ ન હતું. ગમે તેમ પણ એક રાત્રે આંડાળના ઇચ્છાવર શ્રીરંગમના ભગવાને આળ્વારને સ્વપ્નામાં ખાતરી આપી કે જો આંડાળને મંદિરમાં એમના સાન્નિધ્યમાં લાવવામાં આવશે તો તેઓ દિવ્યવધૂ તરીકે એનો અંગીકાર કરશે. આ આદેશને વશ થઈ, આળ્વાર અને બીજા ભક્તો તેને શ્રીરંગનાથની સંનિધિમાં લઈ ગયા. ત્યાં સ્વર્ગીય જ્યોતિરશ્મ જોતાં જ એનું શરીર, હૃદય અને આત્મા દુર્દમ્ય રીતે એની તરફ ખેંચાવા માંડયાં. તે સીધી ભગવાન પાસે ગઈ અને તેમની બાજુમાં ઊભી રહી. અને અહો! બધા જ જોનારાઓના અતિશય આશ્ચર્ય અને ઊંડા દુ:ખ વચ્ચે તે માનવદૃષ્ટિથી અલોપ થઈ ગઈ. તરત જ સ્તબ્ધ બનેલા આળ્વાર દિવ્ય વાણીથી જાગ્યા અને એ વાણીએ આશ્વાસન આપતાં કહ્યું, "હવે તું મારો શ્વશુર થયો. તારા ઘરમાં આંડાળને મારી બાજુમાં સ્થાપી મારી પૂજા કર, અને ભક્તિપૂર્વક મને માળા ધરાવવાનું ચાલુ રાખ." ભારેખમ હૈયે, ઘર અને હૃદયમાં ભારે શૂનકાર અનુભવતો આળ્વાર પોતાને ગામ પાછો ફર્યો. છતાં દૈવી ઇચ્છાને માથે ચડાવી એણે પોતાના ઘરને મંદિરમાં ફેરવી એમાં શ્રીરંગનાથ અને આંડાળની પ્રતિષ્ઠા કરી અને જિંદગીના અંત સુધી સચ્ચાઈથી ભગવાનની સેવા કરી.

આ પ્રમાણે દૈવી ભક્તયોગી આંડાળનું માનવતખતા પર ભજવાયેલું નાટક પૂરું થયું, એનું નામ આજે દક્ષિણ ભારતમાં, ખાસ કરીને શ્રીવૈષ્ણવોમાં, ઘરેઘર જાણીતું બન્યું છે એની બાબતમાં, વિશુદ્ધ ભગવત્પ્રેમની અદમ્ય ઘેલછામાંથી ઉદ્ભવેલા સંપૂર્ણ આત્મસમર્પણના માર્ગનું પુનરુત્થાન કરવા એ પૃથ્વી પર આવી પોતાના હૃદયને જીતી લેનાર દૈવી પ્રિયતમને એણે બંદી બનાવ્યો–પ્રથમ તો એના સ્વરૂપ અને કેશકલાપના સંપર્કને અલૌકિક મહેકવાળી ફૂલમાળાઓથી અને પછી ભાવો ટૂંકથી સભર એવા અમર ઊર્મિકાવ્યોની માળાઓથી પ્રેમ એ જ એનું અન્ન હતો, એનું જળ હતો, એનું પાન હતો, ટૂંકમા પ્રેમ એ જ એના જીવનનું ધારણ હતો, વૈભવ હતો દિવસેદિવસે, ના, ના, ક્ષણેક્ષણે ઈશ્વર માટેની એની અનવદ્ય ભક્તિ એટલી બધી ગાઢ અને તીવ્ર થતી જતી હતી કે છેવટે તે એને છુપાવતી–સમાવતી સુકુમાર દેહની મૂર્તિને ફોડીને, જે પરમતત્ત્વનું એ મૂર્તસ્વરૂપ હતી, એમાં સમાઈ જવામા પરાકાષ્ઠાએ પહોચી. એની કવિતાઓમાં ઉપનિષદોના સારની છાપ પડેલી છે, તેમ જ પ્રબુદ્ધ અવસ્થા પહેલાની કાઈ ભૂલો અથવા આત્મ–ઉપાલભ અથવા ભૂતકાલીન દુષ્કૃત્યો માટના પશ્ચાત્તાપના એક પણ ઉલ્લેખનો અભાવ જેની સાક્ષી પૂરે છે એવા નિષ્કલંક ચારિત્ર્યની છાપ પણ આ કવિતાઓમા ઊપસી આવે છે તેણે મનોવાંછિત પ્રીતમને કરલું આત્મસમર્પણ એટલું તો સંપૂર્ણ હતું કે એમાં ન હતો સ્વાર્થ કે ઈર્ષાનો લેશ પણ અણસારો, ને ન હતા એકે ડાઘ કે માનવીય દુર્બળતા કે માલિન્યની છાય. તે હતી કૃષ્ણપ્રેમના વિશુદ્ધ ભાવથી 'જ્વલંત કવયિત્રી' અને એનું સમગ્ર જીવન ગોપીની દૈવી ઝંખનાઓના વિકાસ અને સંસિદ્ધિનું એક કાવ્ય હતું કૃષ્ણ માટેના એના અલૌકિક પ્રેમનો ઉત્કટ આવેશ, નીચે આપેલા એના કાવ્યોના અનુવાદમા વ્યક્ત થયો છે

૧ દેદીપ્યમાન ગોકુલમા વસતી ઓ રત્નભૂષિત સુન્દરીઓ! રૂપેરી ચંદ્રિકાળી રાત્રિઓથી શોભતું ઊગ્યું પુનિત પરાઢિયું તો ચાલો, સ્નાન કરીને, પવિત્ર થઈને, જ્યાં પેલો બેઠો–શૂરવીર નંદનો દિવ્યનંદન, ચક્રધારી અને કુશાગ્ર, યશોદાનો સબળ દુલારો, નયનવિશાલ, નીલવર્ણ, કમલનયન, તું જ સૌમ્યવદન, નારાયણ, પ્રભુ, તું જ અમે ઝંખેલ પરેનું ધન્ય વરદાન આપી શકે[1]

૨ ઓ ભવ્ય સમર્થ અનંગ કામદેવ! મલિન શરીરવાળી, વિખરાયેલા વાળવાળી,

---

૧ તિરુપ્પાવૈમાંથી અનુવાદ કરેલ છે

નિસ્તેજ આંખોવાળી, એકવાર ભોજન કરતી હું મારું તપ સમજાવા તને પ્રાર્થું છું. ઓ દેવ! મારે તને એક શબ્દ કહેવો છે કે મને જીવન ટકાવવા એટલું જ માત્ર વરદાન આપ કે હું કૃષ્ણના ચરણકમળનો સ્પર્શ કરું.[1]

3. ઓ કોકિલ! દિવસો સુધી મારાં હાડકાં કળે છે, મારી ભાલા જેવી આંખો અનિમેષ છે, અપાર દુ:ખસમુદ્રમાં નિમગ્ન હું, ભગવાન વૈકુંઠરૂપી નાવ મેળવવામાં હતાશ થયેલી હું દુ:ખી છું. પ્રણયીઓને સંતાપતી તીવ્ર વિરહવ્યથાને તું પણ જાણે છે. ગરુડધ્વજ સોનાવરણા મારા પ્રીતમને તું શું ન બોલાવી શકે?
4. ઓ સમભાગી વાદળો! મારી કાન્તિ અને મારો વર્ણ, મારાં કંકણો, મારી નિદ્રા, બધાં મને એકાંત દુ:ખમાં મૂકીને નાસી ગયાં છે, જેથી હું વિનાશને પામું. શું પ્રાણ ટકાવવા હું, શીતળ જળપ્રપાતથી શોભતા વેંકટાચલ પર રહેતા મારા ગોવિંદના પવિત્ર ગુણો ગાવામાં ગૂંથાઈ શકું?
5. હવે પછી લજ્જાનો કશો જ અર્થ નથી; કારણ કે, નાનામોટા, બધા જ આ હકીકત જાણે છે. વિના વિલંબે મને પૂર્વવત્ સ્વસ્થ કરવાનો અને મારી જિંદગી ટકાવવાનો કોઈ ઉપાય જો શોધવા માગતા હો, તો મને ગોકુળમાં લઈ જાઓ.
6. આ જગતમા, નંદગોપના નિર્દય અને નટખટ પુત્રના પગ નીચે કચડાઈ આદરવિહોણી હું હાલી પણ શકતી નથી. એ શામળિયા નંદપુત્રે ખૂંદેલી ધરતીની રજ મને લાવી આપો; અને મારા શરીરે એનો લેપ કરો; તો જ મારા પ્રાણ શરીરને છોડી નહિ જાય

બંગાળના ભકતકવિ દેવેન્દ્રનાથ સેનની કલમે અર્પેલ અંજલિ વડે આ સંક્ષિપ્ત ચરિત્રનું સમાપન થાય છે.

"ઓ કલ્પનાતીત છતાં કલ્પનાગમ્ય, કોઈક ધન્ય ઝરણાની જેમ તેં તારા સમૃદ્ધ હૃદયના ઊંડાણમાંથી, ઓ સાધ્વી, સ્ફટિક શુદ્ધ પ્રેમ મસ્ત દશામાં વહાવ્યા જ કર્યો. ઓ વિહંગિની! આનંદમાં પાંખો પ્રસારીને તેં ભક્તિભાવનું ઉચ્ચ શિખર સર કર્યું અને આકાશ અને પૃથ્વી મુદિત બનીને તારા સુધામધુર સ્વરોનું આકંઠ પાન કરે છે. તારો પ્રેમ અપાર્થિવ હતો. કોઈ સ્રીહૃદયે માનુષી પ્રેમને પણ આટલી ઉત્કટતાથી નથી ઝંખ્યો; અને જે પરમેશ્વરને પોતાને જ વરી, જે લક્ષ્ય અમારી કલ્પનાથી પર છે, જેની અમે ઝાંખી પણ ન કરી શકીએ. આત્મા આત્મામાં વિલીન થાય, સૂર્યકિરણ સૂર્યમા વિલીન થાય, તેમ, ઓ રહસ્યમયી સાધ્વી! તું વિલીન થઈ ગઈ.

1 રથી 6 સુધીના ફકરાઓ તિરુપ્પાવૈમાંથી અનુવાદ કરેલા છે.

## પ્રકરણ પાંચમું

# અક્ક મહાદેવી

ઈ. સ.ની બારમી સદીનો મધ્યકાળ કન્નડ દેશના ઇતિહાસમાં ખૂબ જ મહત્ત્વનો સમય હતો. આ જ સમયે મહાન ધાર્મિક નેતા અને સામાજિક સુધારક શ્રી બસવેશ્વર અને મહાન યોગી અને આચાર્ય અલ્લમ પ્રભુ જેવા એમના સહકારીઓએ શૈવધર્મ અને શૈવદર્શનને નવું બલ પ્રદાન કરી, એને નવું સ્વરૂપ આપી, વીરશૈવ સંપ્રદાયના અભિનવ અને ચિરસ્થાયી સ્વરૂપમાં પલટી નાખ્યાં. આ યુગના જ્યોતિર્ધરોમાં સૌથી અધિક દેદીપ્યમાન તારક છે અક્ક મહાદેવી, જેણે—શરણ[1] સતિ લિંગ[2] પતિ(ભક્ત એ પત્ની છે અને શિવ પતિ છે)નો ઉપાસના-સિદ્ધાંત પોતાના જીવનમા ચરિતાર્થ કર્યો. વિશેષવાચક નામને લગાડાતા આ માનવાચક ઉપનામ 'અક્ક'નો અર્થ કન્નડમાં 'મોટી બહેન' થાય છે. મહાદેવી સાચે જ આધ્યાત્મિક દૃષ્ટિએ વડીલ હતી, અને એ રીતે માન્યતા મેળવી ચૂકી હતી, પણ ખરેખર તો એ વીરશૈવ સંપ્રદાયના નાની ઉંમરના સભ્યોમાંની એક હતી. ભગવાન શિવ પ્રત્યેની આત્યંતિક ભક્તિ અને એમની અનન્ય ચિત્તે આદરેલી ખોજને ખાતર એણે રાજમહાલયની સમૃદ્ધિ અને સુખસગવડોને ઠોકર મારી, કૌટુંબિક બંધનોને ઝટકાવ્યાં અને પરિવ્રજ્યા લઈ પરિભ્રમણ કરતી આ ભક્તનારી માર્ગમાં આવતાં અનેક વિઘ્નોને વટાવતી અંતિમ ધ્યેયની સફરે નીકળી પડી. આ ઉપરાંત એને કલ્પનાસમૃદ્ધ ભાષાની જન્મજાત બક્ષિસ હતી. એના અનુભવના નિચોડ સમા કેટલાક ઉદ્ગારો પછીની પેઢીઓ માટે 'વચન' એટલે સુભાષિતોના રૂપમા સચવાઈ રહ્યા છે. લયબદ્ધ કન્નડ ગદ્યમાં મળતું સાહિત્યનું આ સ્વરૂપ એ સમયના વીરશૈવ સંપ્રદાયના

---

1. 'શરણ', 'મહેશ્વર' અને 'ભક્ત' આ સંજ્ઞાઓ વીરશૈવ સાહિત્યમાં આધ્યાત્મિક ઉન્નતિનાં જુદાં જુદાં સોપાન દર્શાવવા માટે યોજાય છે. ટૂંકમાં, 'ભક્ત' એટલે શિવમાં માનનાર ભક્ત. એનાથી ઉપલી કક્ષાએ આવે છે 'માહેશ્વર', જેની ભક્તિ દૃઢમૂળ છે અને જેણે આ સબંધમાં વિશેષ વ્રતો લીધાં છે. એથી ઊંચી કક્ષાએ આવે છે 'શરણ' જેણે શિવને સંપૂર્ણ આત્મસમર્પણ કર્યું છે.
2. 'લિંગ' એ શિવનું પ્રતીક છે, એનો અર્થ શિવ પણ થાય છે

ભક્તોએ બહોળા પ્રમાણમાં અપનાવેલું હતું, અને કન્નડ સાહિત્યમાં આ એમનું અનોખું પ્રદાન છે. કન્નડમાં 'વચન'ના રચયિતાઓ સંખ્યાબંધ છે; અને એ સર્વેમાં આધુનિક વિવેચકો અને પ્રાચીન પ્રશંસકો બન્નેના મતે મહાદેવીનું[1] સ્થાન સૌથી મોખરે છે. ઉત્કટ ભાવના અને ઊંડી સૂઝ એ એના 'વચન'ની ખાસિયતો છે. એનો આધ્યાત્મિક ઇતિહાસ, એનું સાક્ષાત્કાર પહેલાંનું મંથન અને પછી સાક્ષાત્કાર—આ બધા વિશેનો આછો ખ્યાલ એના 'વચન'માંથી મળી આવે છે.

કૌશિક નામે રાજવીના શાસન હેઠળ આવેલા ઉડતડિ નામના શહેરમાં રહેતા શિવભક્ત દંપતી[2]ની પુત્રી તે જ આ મહાદેવી. ઉંમર વધતાં મહાદેવી સર્વાતિશાયી લાવણ્યવતી સુંદરી બની. એક દિવસ જ્યારે કૌશિકની સવારી વ્યાયામશાળામાંથી પાછી ફરતી હતી, ત્યારે એકાએક એની નજર પોતાના ઘર આગળ બેઠેલી મહાદેવી ઉપર પડી. કૌશિક ત્યાં ને ત્યાં જ તત્ક્ષણે મદનબાણે ઘવાયો. પરવશ બનીને એણે એ જ જગ્યાએ હાથી થંભાવ્યો. આખી સવારી પણ અટકી. મહાદેવી, જે કદાચ અત્યાર સુધી નિર્દોષપણે રાજરસાલાને પસાર થતો જોતી હતી, તે હવે એકદમ સભાન બની કે એ પોતે જ કૌશિકના ધ્યાનનું કેન્દ્ર હતી; અને ઝડપથી ઘરની અંદર ચાલી ગઈ. કૌશિકના ચક્ષુઓ જ્યાં પહોંચે એમ ન હતા, ત્યાં એનું હૃદય પહોંચ્યું. એવામાં એના પ્રધાનોએ એને માંડમાંડ સંભાળી લીધો અને એને રાજમહેલમાં લઈ ગયા. પણ મહાદેવી તરફનું એનું આકર્ષણ એટલું દુર્દમ્ય હતું કે પ્રધાનો માટે મહાદેવીના પિતા પાસે મહાદેવીનું માગું કર્યા સિવાય છૂટકો ન હતો. તેમણે ઉત્કંઠિત કૌશિકની સંતપ્ત દશાનું તાદૃશ વર્ણન તેના પિતા આગળ કર્યું, તેમણે એમને ધમકી પણ આપી કે રાજકુમારનો ગુસ્સો એની ઇચ્છાને ધૂળધાણી કરનાર રાય કે રંક ગમે તેના ઉપર ઊતરશે. મહાદેવીનાં સરળ અને ભીરુ માતાપિતા સાચેસાચ ગભરાઈ ગયા અને રાજકુમારને પરણવા તેમ જ એની સમૃદ્ધિની સ્વામિની બનવા એને

---

૧. અક્ક મહાદેવીની રચના ગણાતો 'યોગાંગ ત્રિવિધિ' નામનો બીજો પણ એક લઘુ સંગ્રહ ઉપલબ્ધ છે. એમાં સડસઠ ત્રિપદિ શ્લોક છે જે મુખ્યત્વે પ્રતીકોની સહાયથી, સાંકેતિક ભાષામાં, આત્મવિકાસની પ્રગલ્ભાવસ્થાનું નિરૂપણ કરે છે.

૨. હરિહરે આપેલી મહાદેવીના જીવનની રૂપરેખાનો સાર અહીં આપવામાં આવ્યો છે. હરિહર મહાદેવીના માતાપિતાનું નામ શિવભક્ત અને શિવભક્તે આપે છે. ચામરસના મતે એ નિર્મલ અને સુમતિને નામે ઓળખાતાં એમનાં નામો સાચા સ્વરૂપમાં સચવાયાં છે કે નહિ એ ચોક્કસ નથી.

વિનવી. પણ કૌશિક 'ભવિ', એટલે કે શૈવેતર, હતો અને તેથી મહાદેવીએ એ માગણી સાફ તરછોડી કાઢી.

મહાદેવી બાળપણથી જ ચેન્ન મલ્લિકાર્જુનની ભક્ત હતી—એ જ એના એકમાત્ર નાથ હતા, એના પ્રીતમ હતા તેથી એ ચોખ્ખું જ હતું કે એણે કોઈ લૌકિક પતિને પરણવાનું કબૂલ્યું જ ન હતું. લગ્નના આ માગાથી અકળાઈને મહાદેવીએ નીચેનું 'વચન' નહિ જ ગાયું હોય એમ કોણ જાણે છે ?

> હો મન મારું મોહ્યું રે, ઓ મા,
> સુંદરવર એ મરણરહિત જે,
> અજર અરૂપ નિર્ગુણમાં. હો મન મારું૦
>
> હો મન મારું મોહ્યું રે, ઓ મા,
> સુંદરવર એ મધ્યરહિત જે
> અંત વિભાગ-અવયવ રહિતમાં. હો મન મારું૦
>
> હો મન મારું મોહ્યું રે, ઓ મા,
> સુંદરવર એ જન્મરહિત જ,
> (ભયો તમા ભય) નિર્ભયમાં. હો મન મારું૦
>
> હો મન મારું મોહ્યું રે, ઓ મા
> સુંદરવર નિઃસંગ નિરાનનમાં
> દેશભૂમિ સ્થળકાળ રહિતમાં હો મન મારું૦
>
> અનુપમ ચેન્ન મલ્લિકાર્જુન છોગાળો
> એ છે નાથ હમારા,
> બળો રે મરણશીલ જનના વર હો મન મારું૦

જ્યારે એની લાગણી આવી હતી ત્યારે મહાદેવી કૌશિક સાથે—નખશિખ ભવિ એવા કૌશિક સાથે પરણવાના વિચારને સંમતિ આપે એ અસંભવ જ છે

પાછા આપણે હરિહરે આપેલ વૃત્તાન્ત તરફ નજર નાખીએ. કૌશિકના દૂતો પાછા ગયા અને એને એમના કાર્યની નિષ્ફળતાનું નિવેદન કર્યું એમણે એને કહ્યું કે મહાદેવીને દુન્યવી સમૃદ્ધિમાં સહેજે રસ ન હતો, અને ભગવાન શિવમાં એ એટલી

બધી તન્મય હતી કે 'ભક્ત' કે 'ભવિ' કોઈને તે પરણશે નહિ. આ સમાચારે કૌશિકના ભડકે બળતા કામાગ્નિ માટે પવનની ગરજ સારી. એણે પ્રધાનોને એટલું જ કહ્યું: "તેને સમજાવીને લાવો અગર જોરજુલમથી લાવો. એને જે જોઈએ એનું વચન આપો. પણ એને મારી પાસે તો લાવો જ." પ્રધાનો ફરીથી મહાદેવીનાં માતાપિતાને ત્યાં આવ્યા. એમણે જાહેર કર્યું કે રાજાજ્ઞા હતી કે જો એનાં માતાપિતા પોતાની પુત્રીને કૌશિક સાથે પરણાવવાની ના પાડે તો એમને દેહાંતદંડ દેવો. "એને સોંપી દો અને જિંદગીપર્યંત દોલત અને સુખમાં આળોટયા કરો," આટલી ધમકી પૂરતી હતી. માતાપિતાના પગ ભાંગી ગયા. એમની આંખોમાં આંસુ ઊભરાયાં. એમણે કહ્યું: "ઓ દીકરી! અમ વૃદ્ધ દંપતીને તારી જિદ્દને કારણે કારમા મોતે મરવું પડશે. તારી ભક્તિ ખરેખર વિચિત્ર છે. શું આપણી સમક્ષ ભવિઓની સાથે લગ્નસંબંધથી જોડાયેલ ભાવિક શૈવ સ્ત્રીઓના દાખલા નથી? તું અમને આવા ભયંકર મોત તરફ શા માટે ધકેલે છે? માટે મહેરબાની કરી બીજાઓ જેમ કરતા આવ્યા છે, તેમ તું પણ કર અને કૌશિકને તારા પતિ તરીકે અપનાવ."

આ એક વાર્યો ન વરાય એવો ઘા હતો. જો એની પોતાની વાત હોત તો મહાદેવીએ એનો ઠેઠ સુધી પ્રતિકાર કર્યો હોત; પણ હવે એને માતાપિતાની જિંદગી બચાવવાનો પણ વિચાર કરવાનો હતો. પોતાનું રક્ષણ કરવા જે એણે કદી ન કર્યું હોત તે એણે પોતાનાં શિવભક્ત માતાપિતાને ખાતર કરવાનો નિર્ધાર કર્યો. આ વખતે સંતોનું એક પ્રાચીન સુભાષિત એને યાદ આવ્યું: "કોઈ પણ ભોગે માણસે શિવના ભક્તોનું રક્ષણ કરવુ જોઈએ. 'શરણ'ને બચાવવા ભક્તે પ્રત્યેક પ્રકારનું દુઃખ અને દર્દ ખમવા તૈયાર રહેવું જોઈએ." આ રીતે પોતાના નિશ્ચયમાં મક્કમ બનીને એણે સર્વોચ્ચ બલિદાન આપવાનો નિર્ણય લીધો કે એ લગ્નમાં પોતાનું શરીર સોંપશે હવે એણે એનાં માતાપિતાને શાંત પાડયાં અને પ્રધાનોને કહ્યું કે જો તેઓ એની શરતોને કબૂલ રાખે તો એ એમની માગણી કબૂલ રાખશે: "મને ગમે તે રીતે હું શિવની ભક્તિમાં રોકાઈશ. 'માહેશ્વર' લોકના સંગમાં હું મને ગમે તે રીતે વખત વિતાવીશ. મારા ગુરુની, મારી ઇચ્છા પ્રમાણે સેવા કરીશ અને મને પસંદ પડશે તેમ હુ તમારા રાજકુમાર સાથે રહીશ. અને આ શરતોના ભંગને માત્ર ત્રણ જ વાર હું માફ કરીશ." પ્રધાનોએ ઘણી ખુશીથી શરતો કબૂલ રાખી અને એ શરતો સાથેનો એક દસ્તાવેજ પણ તૈયાર કર્યો. છેવટે મહાદેવી એને પરણવા કબૂલ થઈ હતી, એ જાણતાં કૌશિકના આનંદનો પાર ન રહ્યો. એણે તેનાં માતાપિતા પર

અઢળક ધન વરસાવ્યું, અને એ લગ્ન માટે નિર્ધારિત શુભ દિવસની ઉત્સુકતાપૂર્વક રાહ જોવા લાગ્યો.

એ દિવસ આવી પહોંચ્યો. મહાદેવીએ પોતાના દેહને બહુમૂલ્ય વસ્ત્રો અને મહાર્ઘ આભૂષણોથી શણગારવા દીધો, પણ એના હૃદયમાં તો દુઃખ અને હતાશાનું જ સામ્રાજ્ય વ્યાપ્યું હતું. લગ્નવેદી પર લઈ ગયા પહેલાં શણગારાતા બલિના પશુ જેવી જ મનોદશા એણે અનુભવી હશે; અને એ સ્વેચ્છાએ આ બલિદાન માટે તૈયાર થઈ હતી, એને લીધે એની વ્યથા વધારે દારુણ હશે. લગ્નમંડપમાં નક્કી કરેલ મુહૂર્તે અનાતુર વધૂ અતિ આતુર વરના હાથમાં સોંપી દેવામાં આવી, અને કૌશિકના રાજમહેલમાં એની પરિણીત પત્ની તરીકે રહેવાની એને ફરજ પડી.

પણ હજુયે એને એક દિલાસો હતો. જ્યારે સર્વસ્વ ગુમાવ્યું ભાસતું હતું, ત્યારે શી ખબર કઈ રીતે એની જાત માટે એણે એ બચાવ્યું હતું. રોજ એ બને એટલા લાંબા વખત સુધી શિવની ભક્તિમાં રોકાતી, હથેળીમાં રાખેલા લિંગ ઉપર એ પોતાની તરસી નજર ઠેરવતી, વિધિસર એની પૂજા કરતી, પોતાના હૃદય સાથે એને ચાંપતી, ચેન્ન મલ્લિકાર્જુન પ્રત્યેની એની ભક્તિને નિરૂપતાં ગીતો ગાતી અને ભવિ સાથે એને જકડતાં બંધનોમાંથી મુક્તિ અપાવવા યાચના કરતી. પછી એ 'શરણ' લોકોને જમાડતી, એમના ઉન્નતિકારક સંગમાં થોડો સમય ગાળતી અને આ અલૌકિક અનુભૂતિને સાકાર કરતાં નવાં નવાં વચન રચીને ગાતી. પણ આ આનંદમય દશામાં એ લાંબો સમય રહેવા પામતી નહિ. સૂર્ય આથમતો અને જગતની સાથેસાથે એના ઉમંગ પર અંધકારના ઓળા છવાઈ રહેતા. કૌશિકનું તેડું આવતું અને એ મહાપરાણે શિવભક્તોને વળાવી દેતી હતી. અને આ રીતે ભક્તિ અને સાંસારિક જંજાળ વચ્ચે અહીંતહીં ઝોલાં ખાવાની ફરજ પાડનાર ભગવાનને સંબોધીને રોષ અને હીણપત વ્યક્ત કરતું બીજું પદ ગાતી. એ બધાં આભૂષણો ફેંકી દેતી, ધૂળભર્યાં વસનો પહેરતી, બધા શણગાર પરિહરતી, અને ત્યારે હવે જ્યાં કૌશિક એની ઉત્સુક મને પ્રતીક્ષા કરતો બેઠો હોય એ શય્યાગારમાં જતી.

અને કૌશિકનો મહાદેવી માટેનો રાગ એટલો તો અત્યુત્કટ હતો કે એનો નિર્વેદ એને મીઠો લાગતો. જાણે કે સ્પર્શમણિની (બધી જ વસ્તુઓને સ્પર્શતાંવેંત સોનામાં પલટી દેતો ચમત્કારિક મણિ) પ્રતિમા રોષમાં લોહના પૂતળાને અડતી હોય; તોયે લોહનું પૂતળું તેથી સોનેરી વર્ણ તો પામતું જ હતું! શિવ માટેની પ્રબળ ઝંખનાના

દર્દમાં મહાદેવીએ શિવને સંબોધેલું એક 'વચન' નીચે પ્રમાણે છે:

> ઓ પ્રભુ! મન હોય તો સાંભળો, મન ન હોય તો ન સાંભળશો;
> તમારે વિશે ગાઈશ નહિ ત્યાં સુધી મને જંપ નહિ વળે.
>
> ઓ પ્રભુ! તમારી ઇચ્છા હોય તો સ્વીકારો, ઇચ્છા ન હોય
> તો ન સ્વીકારશો. તમને ભજ્યા વિના મને જંપ નહીં વળે.
>
> ઓ પ્રભુ! તમારી ઇચ્છા હોય તો મને ચાહો; ઇચ્છા ન
> હોય તો ન ચાહશો. તમને હાથમાં ઝુલાવ્યા વિના મને જંપ નહિ વળે.
>
> ઓ પ્રભુ! તમને ગમે તો મારી સામે જુઓ, ન ગમે તો ન જોશો.
> પણ અદમ્ય ઉત્કંઠાથી તમારી સામે એકીટશે ન નિરખું
> ત્યાં સુધી મને જંપ નહિ વળે.
>
> ઓ ભગવાન ચેન્ન મલ્લિકાર્જુન! હું તમારી ભક્તિ
> કરું છું અને આનંદમસ્ત બની રાચું છું.

મહાદેવીનો ભગવાન માટેનો પ્રેમ અપાર્થિવ હતો, જ્યારે કૌશિકનો એના માટેનો રાગ પાર્થિવ હતો. બાકી, કૌશિકે એની આરાધ્યદેવીને બરાબર આવા જ શબ્દોમાં સંબોધી હોત!

તો પછી મહાદેવીએ આ વિપરીત મિલનની વેદના શી રીતે સહી? કવિ કહે છે કે દુઃસ્વપ્નમાં અનુભવેલા મિલન જેવું એ હતું; મહાદેવીનો આત્મા એના દેહ ઉપર ગુજરતા ત્રાસને એક ઉદાસીન સાક્ષી તરીકે જોતો હતો. આવી હતી એની નિર્વિકારતાની પરાકાષ્ઠા!

આમ ને આમ થોડા વખત સુધી ચાલ્યા કર્યું. એક દિવસ કેટલાક 'માહેશ્વર' સંતો દૂરથી રાજમહેલમાં આવ્યા અને રાણીને સમાચાર કહેવડાવ્યા. પણ એ વખતે મહાદેવી આરામ લેતી હતી, અને કૌશિકે નોકરને પાછો મોકલ્યો અને જોરથી કહ્યું કે એકે દિવસ આ ભગતડાઓના આગમન વગર ખાલી જતો નથી, અને રાણીને વધારે નહિ તો એક દિવસ તો નિશ્ચિત ઊંઘ લેવા દેવી જોઈએ. આ બધા ઘોંઘાટથી મહાદેવી જાગી ગઈ. ભક્તો માટે અપમાનજનક શબ્દો ઉચ્ચારવા બદલ એ કૌશિક ઉપર ખૂબ ક્રોધે ભરાઈ અને આવો બનાવ બન્યો તે બદલ રડવા લાગી. કૌશિકનો આ પ્રથમ અપરાધ હતો, અને એણે વીનવતાં, મહાદેવી ક્ષમા આપવા કબૂલ થઈ. બીજો અપરાધ તરત જ થવાનો હતો. એક સવારે દેવની પૂજામાં વિધિસર શુદ્ધ થઈને મહા-

દેવી એકચિત્તે બેઠી હતી, ત્યારે કૌશિક એના દર્શનથી પોતાની આંખોને ઠારવા જરૂ-ખામાં આવ્યો એના અલૌકિક સૌંદર્યથી એ એવો તો અંજાઈ ગયો કે એ પરવશ બની એના તરફ ધસ્યો અને એને બાહુપાશમાં જકડી. મહાદેવીની યોગસમાધિમા ભંગ પડ્યો એણે પાછળ જોયું અને જાણે કે તીક્ષ્ણ તલવારથી પાછળ હટતી હોય એમ કૌશિકના મુખ સામે જોયું અને પાછી હટી ગઈ ગુસ્સામાં અકળાઈને એણે કૌશિકને ઉગ્ર શબ્દો કહ્યા. 'ભવિ' એવો એ એની શિવભક્તિની વચ્ચે ત્યા આવીને એને સ્પર્શી શી રીતે શકે? ઠીક, પણ એણે બીજો ગુનો કર્યો હતો

કહેવાય છે કે વળી એક દિવસે જ્યારે મહાદેવી એના પતિ સાથે એકાતમા હતી, ત્યારે એના ગુરુનું રાજમહેલમા આગમન થયુ એ વખતે એણે પૂરા વસ્ત્રો પહે-રેલા ન હતા, પણ એની ઇચ્છા સહસા ગુરુને દંડવત્ પ્રણામ કરવાની થઈ આવી. કૌશિકને પોતાની માનહાનિ થતી લાગી અને એણે અધીરા થઈને એનું વસ્ત્ર ઝૂટવી લેતા કટાક્ષમાં કહ્યું "રહેવા દે, રહેવા દે! તારા જેવી પરમભક્ત હૃદયની સાધ્વીને કપડાની શી જરૂર છે?" આ તો હદ થઈ[1] એના ત્રણ અપરાધોનો આકડો હવે પૂરો

[1] ચામરસના 'પ્રભુલિંગલીલે'મા આ કથાનક જુદી રીતે આપ્યુ છે ચામરસના મતે જ્યારે મહાદેવીને સમાચાર મળ્યા કે કૌશિક એને પરણવા માગે છે, ત્યારે એણે શરત મૂકી કે રાજકુમાર જાતે આવીને સોગંદ લે કે એનુ હૃદય જીતવા પહેલા એ એનુ કહ્યું કરશે જ્યારે કૌશિકે આવા સોગંદ લીધા, ત્યારે મહાદેવીએ એની બેટો સ્વીકારી અને એના મહેલમા ગઈ ત્યા એણે શરત મૂકી કે કૌશિક જો ભક્ત બને તો જ એ એનો સ્વીકાર કરે પણ કૌશિકે જવાબ આપ્યો કે એ એની સાથે રહેવા કબૂલ નહિ થાય અને કૌશિકે આપેલા બધા વસ્ત્રો અને આભૂષણો એને પાછા આપી એ મહેલ છોડી ગઈ આ અસાધારણ વર્તણૂકથી કૌશિક સ્તબ્ધ થઈ ગયો એને લાગ્યુ કે મહાદેવીએ મગજ પરનો કાબૂ ગુમાવ્યો હતો એનો એના પરનો પ્રેમ ઓસરી ગયો અને એને પરાણે રોકવાનો વિચાર માંડી વાળ્યો

થોડાક સમય માટે મહાદેવીએ કૌશિક સાથે વિવાહિત જીવન ગાળ્યુ હતુ કે નહિ એ ખૂબ ઉગ્ર ચર્ચાનો વિષય થયો છે બધા મુદ્દાઓ વિચારતા વિદ્વાનોને લાગે છે કે હરિહરની કવિતામા મળતો વૃત્તાત વધારે વિશ્વસનીય છે, કારણ કે, એ વધારે પહેલાનો અને સ્વાભાવિક છે એ ન ભુલાવુ જોઈએ કે મહાદેવીનુ કૌશિક સાથે પરણે લગ્ન થયેલુ અને માતાપિતાને બચાવવા જ એ લગ્નને એણે નમતુ આપેલુ તેથી એ હકીકત એની આધ્યાત્મિક મહાનતામા જરાયે ઊણપ આણતી નથી હરિહરે એના આત્મસમર્પણની વાર્તા એવી કુશળતાથી આલેખી છે કે એની ઊડી ભક્તિ અને તપઃપૂત સ્વભાવ ઊપસી આવે

થયો હતો. મહાદેવી પ્રત્યેનો કૌશિકનો અતિશય પ્રેમ, એને પોતાની સાથે જ જકડી રાખવાની એની અત્યંત ઈચ્છા અને પ્રયત્ન હોવા છતાં, કૌશિકે ત્રણવાર લગ્નની શરતોનો ભંગ કર્યો હતો. એ મહાદેવી અને 'માહેશ્વર' સંતોની વચ્ચે અંતરાયરૂપ થયો હતો અને મહાદેવી અને ગુરુની વચ્ચે આવ્યો હતો. મહાદેવી જે મુક્તિની ઝંખના કરતી હતી એ હવે હાથવેંતમાં હતી. એની પૂજાનું લિંગ હાથમાં લઈને એણે રાજમહેલ છોડ્યો. દેહસુખની અભિલાષાઓ અને ઈન્દ્રિયો પર ગુજરતો ત્રાસ હવે ભૂતકાલીન બની ગયાં હતાં. આ નવી મળેલી મુક્તિમાં આનંદવિભોર બની એણે માતાપિતાની અને ગુરુની વિદાય લીધી અને સંન્યાસની જીવંત મૂર્તિ બની એણે એકલાં જ નગર છોડ્યું.

હરિહરનાં વૃત્તાંત અનુસાર, અક્ક મહાદેવીએ એના આરાધ્યદેવ શ્રીચેન્ન મલ્લિકાર્જુનના પવિત્ર નિવાસસ્થાન શ્રીશૈલ પર્વતની દિશામાં પોતાની દૃષ્ટિ ઠેરવી, અને વિકટ મુસાફરી પછી, એ એની યાત્રાના લક્ષ્ય ઉપર પહોંચી, અને ઈશ્વરની અનવરત પૂજા અને ધ્યાનમાં ઠરીઠામ થઈ. શિવની મનભર ભક્તિ કરતી તે કંદરાઓ નજીક, ઝરણાંઓ નજીક, ઉપવનો અને પુષ્પોદ્યાનો નજીક ફરતી દેખાતી હતી, પણ એના પૂર્વાશ્રમના ઓછાયા હજીયે એનો પીછો છોડતા ન હતા. એનાં માતાપિતા એને મળવા આવ્યાં અને પોતાની યુવાન કન્યાનું કઠોર તપસ્વી જીવન જોઈ દુ:ખી થયાં. પણ એણે એમને કહ્યું કે, એ હવે તે 'ભવિ'ના બંધનોમાંથી મુક્ત થઈ હતી અને 'ભવ'ની સેવાને વરી હતી. એની મક્કમતાથી આશ્ચર્યચકિત થયેલાં માતાપિતાએ એની વિદાય લીધી. પણ હજી મહાદેવીનાં પ્રલોભનોનો અંત નહોતો આવ્યો. હવે પ્રેમસંતપ્ત કૌશિક એની પાસે નવા વેશે આવ્યો. કૌશિકે ધાર્યું કે પોતે શૈવ વિધુનો ધારણ કરે તો હજી મહાદેવીનો પ્રેમ જીતી શકે. આ રીતે એ પવિત્ર રુદ્રાક્ષની માળા પહેરી, પુનિત ભસ્મની અર્ચા વગેરે કરી આવ્યો અને એના પગે પડી, હવે પોતે 'ભક્ત' થયો હતો, એમ જણાવી એણે મહાદેવીને તેના ઉપર દયા કરવા યાચના કરી. પરિસ્થિતિમાં આવો અણધાર્યો પલટો આવેલો જોઈ, હરિહર કહે છે, મહાદેવીએ એ વખતે આ પ્રખ્યાત 'વચન'[1] ઉચ્ચાર્યું:

> ઓ ભગવાન! મેં તમારી માયાનો ત્યાગ કર્યો છતાં
> તમારી માયા મને છોડતી નથી. હું પ્રતિકાર કરું છું,
> છતાં એ મને વળગે છે અને મારી પાછળ પાછળ આવે છે.

[1] હરિહરે આપેલ 'વચન'ના અન્વયાર્થને ઉપરનું અવતરણ અનુસરે છે.

યોગી માટે તમારી માયા યોગિની બનીને આવે છે;
સાધુ માટે સાધ્વી બનીને આવે છે; તો સંત માટે
એ છબીદાર બનીને આવે છે. દરેકના સ્વભાવ
પ્રમાણે સ્વાંગ સજીને એ આવે છે

જ્યારે હું પર્વત પર ચઢી, ત્યારે તમારી માયા
પણ મારી પાછળ ચઢી. જ્યારે હું જંગલમાં પ્રવેશી
ત્યારે તમારી માયા પણ મારી પાછળ જ ત્યાં દાખલ
થઈ. અરે! હજીયે જગત મારો પીછો છોડતું નથી.

ઓ અનંત કૃપાનિધાન પ્રભુ! ઓ મલ્લિકાર્જુન!
તમારી માયા મને બીવડાવે છે તમારો અનુગ્રહ
મારા પર વરસાવો.

સાચે જ મહાદેવીએ માયાને જીતી લીધી હતી. પાર્થિવ પ્રેમનાં બધાં જ પ્રલોભનોથી તે પર બની ગઈ હતી. કૌશિકનાં વિકારી દબાણોને તેણે પાછાં ઠેલ્યાં હતાં અને એણે તેને કહ્યું કે તેની સાથે પોતાને હવે કશી જ નિસ્બત નથી, પછી ભલે એણે ભકતનાં લક્ષણ ધારણ કર્યાં હોય હવે કૌશિકે છેલ્લો ઉપાય અજમાવ્યો. એ ભેટો લઈને શિવભકતો પાસે ગયો અને એમને કહ્યું કે પોતાની પત્ની મહાદેવીએ પોતે 'ભવિ' હોવાને કારણે એને છોડી દીધો હતો પણ હવે એ ભકત થયો હતો અને તેથી એણે મહાદેવીને પોતાની પાસે આવવા માટે સમજાવવા ભકતોને વિનવ્યા. 'માહેશ્વર' સંતોને એની માગણી ન્યાય્ય લાગી; અને એમણે મહાદેવીને તેડું મોકલ્યું; સંદેશવાહક મહાદેવી પાસે ગયો ત્યારે એણે આ સાધ્વીને પ્રેમસમાધિમાં નિમગ્ન જોઈ અને એના ધ્યાનમાં ખલેલ પાડવાની હિંમત કર્યા વગર એ પાછો આવ્યો 'માહેશ્વર' સંતો પોતે જ એ જ્યાં હતી ત્યાં ગયા. એની પરમોત્કૃષ્ટ આધ્યાત્મિકતાની પ્રશંસા કરી એમણે કૌશિકને પાછા જવા કહ્યું; કારણ કે, મહાદેવીના નિર્વિકારી હૃદયમાં કૌશિક માટે સ્થાન ન હતું.

થોડા સમય પછી મહાદેવી આ પાર્થિવ જીવનથી કંટાળી ગઈ અને એણે ભવિના સંસર્ગથી દૂષિત થયેલા શરીરમાંથી પોતાને છોડાવવા શિવને પ્રાર્થના કરી. એની

ઇચ્છા ફળીભૂત થઈ અને એ અભિનવ દિવ્ય શરીરે કૈલાસમાં પહોંચી.[1]

ખરેખર જિંદગી એના માટે કપરી નીવડી હતી. એના આત્માની જરૂરિયાતો સમજ્યા વગર જગતે એને ગોઝારા જીવન તરફ ધકેલી હતી. મક્કમ નિશ્ચય અને અસામાન્ય હિંમતથી જ મહાદેવી એનાં બંધનોને ફગાવી દઈ શકી હતી, પણ એને કારણે એની જગત તરફની દૃષ્ટિ કડવી નહોતી થઈ. ઊલટું જગતની ધમાચકડી અને ધમાલે તો એને સમતાનો પાઠ શીખવીને અમૂલ્ય વિદ્યાક્ષેત્રની ગરજ સારી:

> પર્વતટોચે ઘર બાંધ્યા પછી માણસને પશુઓની બીક રાખવી કેમ પાલવે?
> સાગરકાંઠે ઘર બાંધ્યા પછી, ઊછળતાં મોજાંઓથી ગભરાવું કેમ પાલવે!
>
> બજારમાં ઘર કર્યા પછી એના ઘોંઘાટથી પાછું પડવું કેમ પાલવે
> ઓ ચેન્ન મલ્લિકાર્જુન! હું કહું છું તે સાંભળો.
>
> આ જગતમાં જન્મ્યા પછી માણસે પ્રશંસા કે નિંદાથી મિજાજ ગુમાવવો
> ન જોઈએ, પણ પોતાના આત્માનું સંતુલન ટકાવવું જોઈએ.

મહાદેવી આધ્યાત્મિક દોરવણી લેવા માટે કલ્યાણમાં આવી હતી. પણ વડીલોએ આશ્ચર્ય વચ્ચે જોયું કે મહાદેવી આ માર્ગે ખૂબ આગળ વધેલી હતી, અને એમની પાસે એને શિખવાડાય એવું ઓછું હતું. ખાસ કરીને બસવેશ્વર આ યુવાન સંત નારીની આધ્યાત્મિક પૂર્ણતાથી બહુ ખુશ થયા હતા અને મહાદેવી છુપાતા વાલમ ચેન્ન મલ્લિકાર્જુનની ખોજ કરવા માટે બીજાં બધાં કરતાં એમની પાસે જ સલાહ માટે વધુ જતી. એ અને બીજા વડીલોએ એના હૃદયનાથ સાથે અખંડ મિલન સાધવાના દૃઢ નિશ્ચયને આશીર્વાદથી વધાવ્યો; જાણે કે એમણે એમની પુત્રીને ભગ-

1 કૌશિકનાં બંધનમાંથી છેવટે છૂટ્યા બાદના મહાદેવીના આધ્યાત્મિક ઉત્કર્ષ અને જાગૃતિ વિશે હરિહરે ખાસ કંઈ કહ્યું નથી. વીરશૈવ સંપ્રદાયના મહાન સુધારક બસવેશ્વર સાથેની મુલાકાતનો પણ હરિહરે નિર્દેશ કરેલો નથી. અહીં 'પ્રભુલિંગલીલે' અને 'શૂન્યસંપાદને' આપણી મદદે આવે છે. એમના મતે, શ્રીશૈલ પર જતાં પહેલાં મહાદેવી અલ્લમ પ્રભુની કાર્યભૂમિ અને વૈષ્ણવ સંપ્રદાયનો દોરીસંચાર કરતા કેન્દ્ર-સંસ્થા સમા બસવેશ્વરના નિવાસસ્થાન કલ્યાણમાં ગઈ હતી. અક્ક મહાદેવીનાં પોતાનાં કેટલાંક 'વચન'ના પુરાવા ઉપરથી એના જીવનમાં આવો વચગાળો આવ્યો હશે, એનું સમર્થન મળી શકે છે.

યોગી માટે તમારી માયા યોગિની બનીને આવે છે,
સાધુ માટે સાધ્વી બનીને આવે છે; તો સંત માટે
એ છપ્રીદાર બનીને આવે છે. દરેકના સ્વભાવ
પ્રમાણે સ્વાંગ સજીને એ આવે છે

જ્યારે હુ પર્વત પર ચઢી, ત્યારે તમારી માયા
પણ મારી પાછળ ચઢી. જ્યારે હું જંગલમાં પ્રવેશી
ત્યારે તમારી માયા પણ મારી પાછળ જ ત્યા દાખલ
થઈ અરે! હજીયે જગત મારો પીછો છોડતું નથી.

ઓ અનંત કૃપાનિધાન પ્રભુ! ઓ મલ્લિકાર્જુન!
તમારી માયા મને બીવડાવે છે તમારો અનુગ્રહ
મારા પર વરસાવો

સાચે જ મહાદેવીએ માયાને જીતી લીધી હતી. પાર્થિવ પ્રેમનાં બધાં જ પ્રલોભનોથી તે પર બની ગઈ હતી. કૌશિકનાં વિકારી દબાણોને તેણે પાછાં ઠેલ્યાં હતાં અને એણે તેને કહ્યું કે તેની સાથે પોતાને હવે કશી જ નિસ્બત નથી, પછી ભલે એણે ભકતનાં લક્ષણ ધારણ કર્યાં હોય હવે કૌશિકે છેલ્લો ઉપાય અજમાવ્યો એ ભેટો લઈને શિવભકતો પાસે ગયો અને એમને કહ્યું કે પોતાની પત્ની મહાદેવીએ પોતે 'ભવિ' હોવાને કારણે એને છોડી દીધો હતો પણ હવે એ ભકત થયો હતો અને તેથી એણે મહાદેવીને પોતાની પાસે આવવા માટે સમજાવવા ભકતોને વિનવ્યા. 'માહેશ્વર' સંતોને એની માગણી ન્યાય્ય લાગી, અને એમણે મહાદેવીને તેડું મોકલ્યુ. સંદેશવાહક મહાદેવી પાસે ગયો ત્યારે એણે આ સાધ્વીને પ્રેમસમાધિમાં નિમગ્ન જોઈ અને એના ધ્યાનમા ખલેલ પાડવાની હિંમત કર્યા વગર એ પાછો આવ્યો 'માહેશ્વર' સંતો પોતે જ એ જ્યાં હતી ત્યાં ગયા. એની પરમોત્કૃષ્ટ આધ્યાત્મિકતાની પ્રશસા કરી એમણે કૌશિકને પાછા જવા કહ્યું; કારણ કે, મહાદેવીના નિર્વિકારી હૃદયમાં કૌશિક માટે સ્થાન ન હતું

થોડા સમય પછી મહાદેવી આ પાર્થિવ જીવનથી કંટાળી ગઈ અને એણે ભવિના સંસર્ગથી દૂષિત થયેલા શરીરમાંથી પોતાને છોડાવવા શિવને પ્રાર્થના કરી. એની

ઈચ્છા ફળીભૂત થઈ અને એ અભિનવ દિવ્ય શરીરે કૈલાસમાં પહોંચી.[1]

ખરેખર જિંદગી એના માટે કપરી નીવડી હતી. એના આત્માની જરૂરિયાતો સમજ્યા વગર જગતે એને ગોઝારા જીવન તરફ ધકેલી હતી. મક્કમ નિશ્ચય અને અસામાન્ય હિંમતથી જ મહાદેવી એનાં બંધનોને ફગાવી દઈ શકી હતી, પણ એને કારણે એની જગત તરફની દૃષ્ટિ કડવી નહોતી થઈ. ઊલટું જગતની ધમાચકડી અને ધમાલે તો એને સમતાનો પાઠ શીખવીને અમૂલ્ય વિદ્યાક્ષેત્રની ગરજ સારી:

> પર્વતટોચે ઘર બાંધ્યા પછી માણસને પશુઓની બીક રાખવી કેમ પાલવે?
> સાગરકાંઠે ઘર બાંધ્યા પછી, ઊછળતાં મોજાંઓથી ગભરાવું કેમ પાલવે?
>
> બજારમાં ઘર કર્યા પછી એના ઘોંઘાટથી પાછું પડવું કેમ પાલવે
> ઓ ચેન્ન મલ્લિકાર્જુન! હું કહું છું તે સાંભળો.
>
> આ જગતમાં જન્મ્યા પછી માણસે પ્રશંસા કે નિંદાથી મિજાજ ગુમાવવો
> ન જોઈએ, પણ પોતાના આત્માનું સંતુલન ટકાવવું જોઈએ.

મહાદેવી આધ્યાત્મિક દોરવણી લેવા માટે કલ્યાણમાં આવી હતી. પણ વડીલોએ આશ્ચર્ય વચ્ચે જોયું કે મહાદેવી આ માર્ગે ખૂબ આગળ વધેલી હતી, અને એમની પાસે એને શિખવાડાય એવું ઓછું હતું. ખાસ કરીને બસવેશ્વર આ યુવાન સંત નારીની આધ્યાત્મિક પૂર્ણતાથી બહુ ખુશ થયા હતા અને મહાદેવી દુઃખાતા વાલમ ચેન્ન મલ્લિકાર્જુનની ખોજ કરવા માટે બીજાં બધાં કરતાં એમની પાસે જ સલાહ માટે વધુ જતી. એ અને બીજા વડીલોએ એના હૃદયનાથ સાથે અખંડ મિલન સાધવાના દૃઢ નિશ્ચયને આશીર્વાદથી વધાવ્યો; જાણે કે એમણે એમની પુત્રીને ભગ-

---

[1] કૌશિકનાં બંધનોમાંથી છૂટ્યા બાદના મહાદેવીના આધ્યાત્મિક ઉત્કર્ષ અને અનુભૂતિ વિશે હરિહરે ખાસ કંઈ કહ્યું નથી. વીરશૈવ સંપ્રદાયના મહાન સુધારક બસવેશ્વર સાથેની મુલાકાતનો પણ હરિહરે નિર્દેશ કર્યો નથી. અહીં 'પ્રભુલિંગલીલે' અને 'શૂન્યસંપાદને' આપણી મદદે આવે છે. એમના મતે, શ્રીશૈલ પર જતાં પહેલાં મહાદેવી અલ્લમ પ્રભુની કાર્યભૂમિ અને વૈષ્ણવ સંપ્રદાયનો પ્રચાર કરતી કેન્દ્ર-સંસ્થા સમા બસવેશ્વરના નિવાસસ્થાન કલ્યાણમાં ગઈ હતી. અક્ક મહાદેવીના પોતાનાં કેટલાંક 'વચન'ના પુરાવા ઉપરથી એના જીવનમાં આવો વળાંક આવ્યો હશે, એનું સમર્થન મળી શકે છે.

વાન સાથે પરણાવી હોય અને હવે એને શ્રીશૈલ પરના પતિગૃહે મોકલતા હોય! અને મહાદેવીએ એમની વિદાય લેતી વખતે એમને ખાતરી આપી કે એના આધ્યાત્મિક ગૃહ ઉપર કદી નામોશી નહિ લાવે.

> ગુરુના હાથે મારો જન્મ થયો,
> અસંખ્ય શરણ સંતોએ દયાથી મને ઉછેરી,
> અર, એમણે મને 'ભાવ'નું દૂધ, સત્યજ્ઞાનનું ઘી
> અને પરમાર્થની[1] સાકર—આ ત્રિવિધ અમૃત
> ખવડાવ્યું—અને મોટી કરી.

તમે મારા અનુકૂળ પતિ સાથે લગ્ન કરી આપ્યા, અને હવે મને પતિગૃહે મોકલવા તમે અગણિત સંખ્યામા ભેગા થયા છો બસવણ્ણને સંતોષ થાય એ જ રીતે હુ મારા નાથની સેવા કરીશ.

ચેન્ન મલ્લિકાર્જુનનું પાણિગ્રહણ કરીને હુ હમેશા તમને યશસ્વી બનાવીશ, નામોશી નહિ લાવું આ વિશે નિશ્ચિત બનો અને, ઓ વડીલો, મહેરબાની કરી પાછા જાઓ મારા તમને પ્રણામ હજો

આધ્યાત્મિક વધૂ મહાદેવી એના પ્રીતમને સન્મુખ મળવાની આશાએ સાવ એકલી જ શ્રીશૈલ પર્વત પર ગઈ એના અલૌકિક પ્રેમની દર્દભરી ઝંખનાને વ્યક્ત કરતા આ 'વચન' કન્નડના સર્વોત્કૃષ્ટ ઊર્મિમયોમાં સ્થાન ધરાવે છે ઊંડી ઇચ્છાથી અકળાયેલી આકુળ હૃદયે પ્રતીક્ષા કરતી આ વધૂએ પ્રભુને આમંત્ર્યા.

> ઓ મારા નાથ! તમે કનકાચ્છાદિત થઈને, જરિયાન
> વસ્ત્રો સજીને, સુગંધથી મહેકતા મારી પાસે આવો
> તમારુ આગમન એ સાચે જ મારા પ્રાણોનું પુનરાગમન

કોઈ પ્રણયકથાની નાયિકાની જેમ અલૌકિક પ્રિયતમની ગેરહાજરીથી મહાદેવી અસહ્ય દર્દ અનુભવતી. નીચેનું 'વચન' પરંપરાગત અંતરંગ દૂતીને જ સંબોધાયું છે, પણ એમાં મૂર્ત થતો ભાવ રૂઢ નથી, બલકે જુદો છે:

> મારું વ્યાકુળ હૃદય સંપૂર્ણપણે અસ્વસ્થ થઈ ગયું છે,
> ઓ વહાલા! વાતો પવન એ મારા માટે જાણે કે
> સળગતી જ્વાળા છે. ઓ વહાલા! ચાંદની મને દઝાડતા
> સૂર્યમાં ફેરવાઈ ગઈ છે. ઓ મારી સખી! નગરના
> જકાત અધિકારીની માફક હું અહીંતહીં ભમું છું. ઓ
> સખી, એમને મનાવ, એને મારી પાસે લાવ;
> ચેન્ન મલ્લિકાર્જુન રીસાઈને મારી પાસેથી જતા
> રહ્યા છે.

પ્રેમજ્વર વધતાંની સાથે દુન્યવી ડહાપણ લોપાય છે. મહાદેવી પહેલેથી જ સમજતી હતી કે પ્રભુ સર્વ જગતમાં વ્યાપી રહેલા છે અને પ્રભુને સર્વ વસ્તુઓમાં પ્રગટ થવા એણે પ્રાર્થના કરી હતી:

> સમસ્ત અરણ્ય તમે છો,
> કાન્તારનાં બધાં જ ભવ્ય વૃક્ષો તમે જ છો,
> વૃક્ષોમાં ફરકતાં બધાં જ પક્ષીઓ અને
> પશુઓ તમે જ છો,
> ઓ ચેન્ન મલ્લિકાર્જુન, સર્વવ્યાપી તમારી મુખચ્છવિને મારી
> પાસે પ્રગટ કરો

કલ્પનાસભર પ્રાર્થનાનું સ્થાન હવે મહાદેવીની ઘેલી આંખને દૃષ્ટિગોચર થતી પ્રત્યેક વસ્તુને કરવામાં આવતી કાકલૂદીભરી વિનવણીઓ લે છે:

> કલરવ કરતા અને બોલતા ઓ પોપટો, તમે, શું તમે એમને જોયા છે?
> પંચમનું કૂજન કરતા ઓ કોકિલો, તમે, શું તમે એમને જોયા છે?
> ભટકતા ઓ ભમરાઓ, તમે, શું તમે એમને જોયા છે?
> સરોવરકાંઠે સરકતા ઓ હંસો, તમે, શું તમે એમને જોયા છે?
> ગિરિકંદરાઓમાં નૃત્ય કરતા ઓ મયૂરો, તમે, શું તમે એમને જોયા છે?
> કહો, મને કહો, મલ્લિકાર્જુન ક્યાં છે?

અને છેવટે ખૂબ આધ્યાત્મિક યાતના પછી એને પરમાત્માએ દર્શન આપ્યું. સમૃદ્ધ અને લાક્ષણિક તાદશતા ધરાવતું નીચેનું 'વચન' એની સાક્ષી પૂરે છેઃ

મેં એમને દિવ્ય સ્વરૂપે જોયા છે,
જટાધારી,
રત્નજડિતમુકુટધારી,
શુભ્રદંતાવલિયુકત,
સ્મિતવદન,
ચૌદે બ્રહ્માંડને આંખોની દ્યુતિથી અજવાળતા એમને,
મેં નીરખ્યા અને મારાં નયનોની તૃષા છિપાઈ ગઈ.
શ્રેષ્ઠ પુરુષો પણ સખીભાવે જેની સેવા કરે છે,
એમને મેં જોયા.
આદ્યશકિત સાથે લીલા કરતા સર્વોપરી ગુરુ
ચેન્ન મલ્લિકાર્જુનને મેં જોયા છે,
અને હું તરી.

ઈશ્વરનો પરમસ્વરૂપે થયેલો એ સાક્ષાત્કાર હતો, પણ મહાદેવી એથી પણ ઊંચે ઊઠી અને એણે નિરાકાર બ્રહ્મ સાથે પણ ગૂઢ અદ્વૈત સાધ્યું જણાય છે. એ અવ્યકતને એણે આ પ્રમાણે વ્યકત કર્યું છે, અને આ 'વચન' સાથે આપણે વિરમીએ છીએ:

હું એમ નથી કહેતી કે આ લિંગ છે,
હું એમ નથી કહેતી કે એ લિંગ સાથેનું ઐકય છે,
હું એમ નથી કહેતી કે એ અદ્વૈત છે,
હું એમ નથી કહેતી કે એ સમન્વય છે,
હું એમ નથી કહેતી કે એ બન્યું છે,
હું એમ નથી કહેતી કે એ નથી બન્યું.
હું એમ નથી કહેતી કે એ તમે છો,
હું એમ નથી કહેતી કે એ હું છું.
લિંગ સાથે, ચેન્ન મલ્લિકાર્જુનમાં એકરૂપ બન્યા પછી
હું કશું જ કહેતી નથી.

## પ્રકરણ છઠ્ઠું

# કાશ્મીરની લલ્લેશ્વરી અથવા દીદી

લલ્લ યોગીશ્વરી, લાલ દીદી અથવા લાલદેદ નામે ઓળખાતી લલ્લેશ્વરી ઈ. સ. ની ૧૪મી સદીમાં થયેલી કાશ્મીરની સંતકવયિત્રી હતી. એના પ્રદેશની માનીતી આ કવયિત્રીનું નામ આજપર્યંત કાશ્મીરના ઘેરઘેર જાણીતું છે. કાશ્મીરવાસીઓની સર્વોચ્ચ મહત્ત્વાકાંક્ષાને એ પોતાનામાં મૂર્ત કરે છે, અને એના સમયમાં કાશ્મીરમાં પ્રચલિત શૈવ પ્રત્યભિજ્ઞા દર્શનની શ્રેષ્ઠ ઉપદેષ્ટા છે. "અહં બ્રહ્માસ્મિ" ના આ મહાવાક્યમાં સંક્ષેપમાં રજૂ થયેલી વેદાંતની વિચારધારાને શૈવધર્મે અપનાવી છે. એ ભારપૂર્વક કહે છે કે પરમાર્થતઃ જીવ એ શિવથી અભિન્ન છે, અને આ નશ્વર જગતની પાછળ એ જ પરમ સત્ય છે. તે આ વિશ્વમાં વ્યાપી રહેલો છે, વિશ્વનો આધાર છે અને વિશ્વથી પર પણ છે; તેથી એને અંતર્યામી અને પરાત્પર કહેવામાં આવે છે. લલ્લના ઉપદેશોનો આ જ મુખ્ય વિષય છે, અને અગણિત વૈવિધ્યપૂર્ણ દૃષ્ટાંતો દ્વારા આ એક જ વિચાર તેણે રજૂ કર્યો છે. જો કે લલ્લે એકક સંપ્રદાય અગર વાદનો પ્રચાર નથી કર્યો કે પંડિતની પેઠે કોઈ મત પ્રવર્તાવ્યો નથી, પણ એના પોતાના ગૂઢ અનુભવોના ઊંડાણ દ્વારા ઉપદેશ કર્યો છે; અને જ્યારે માણસ એના હૃદયના ઊંડાણમાંથી બોલે છે, ત્યારે એ શબ્દો સજીવ બનીને યુગો સુધી સમયની પાંખો પર સંચરે છે. સર રિચર્ડ કર્નાક ટેમ્પલે એમની કૃતિ 'સિદ્ધા - લલ્લનાં વચનો'ની પ્રસ્તાવનામાં પંડિત આનંદ કૌલની કૃતિમાંથી અવતરણ ટાંક્યું છે: આનંદ કૌલ કહે છે, "લાલ વાખ્ય અથવા લાલનાં વચનો કાશ્મીરીઓના કાનની સાથે એમની હૃદયતંત્રીને પણ ઝણઝણાવે છે, અને ઉચિત પ્રસંગોએ ઘણીવાર એ વાતચીતમાં પણ આ વચનો કહેવત તરીકે ટાંકે છે. આ વચનોએ રાષ્ટ્રનાં મન અને આદર્શને ઘડ્યાં છે." અને લેખક (ટેમ્પલ) આગળ કહે છે, "જે લોકોને આ વચનો સંબોધાયાં છે, એમનાં માનસ પર આટલી પ્રબળ અસર કરનાર આ વચનોમાં અવશ્ય તપાસ કરવા લાયક કંઈક તત્ત્વ હોવું જોઈએ."

લલ્લની જિંદગી ચમત્કારો અને દંતકથાઓમાં ઢંકાયેલી છે. ઉપર જેનો નિર્દેશ કર્યો છે, એ સર આર. સી. ટેમ્પલની કૃતિ ઉપરાંત રૉયલ એશિયાટિક સોસાયટીએ

પ્રાચીન કાશ્મીરની ભક્ત કવયિત્રીના 'લલ્લ વાક્યાનિ' અથવા 'લાલ દેદનાં (યા લલ્લનાં) સુવચનો' નામના મોનોગ્રાફ(ગ્રંથ ૨૭)ના સ્વરૂપમાં સર જ્યૉર્જ ગ્રીઅર્સન અને ડૉ. લાયોનલ બાર્નેટના ભાષાંતર સાથેની એક આવૃત્તિ બહાર પાડી છે. કાશ્મીરના પંડિત આનન્દ કૌલે મુખ્યત્વે લોકકથા અને પરંપરાના આધારે "લલ્લ યોગેશ્વરી : તેનું જીવન અને વચનો" એ નામની પુસ્તિકા લખી છે. આ આટલી માહિતી બાદ કરતાં લલ્લ જેવી મહત્ત્વની વ્યક્તિ વિશે ભાગ્યે જ અથવા નહિ જેવું સાહિત્ય લખાયું છે ઊણપ હોવા છતાં, એણે પ્રગટાવેલો પ્રદીપ સદીઓ સુધી પ્રકાશ આપતો જ રહ્યો છે, અને જમાને જમાને એનાં વચનો શ્રદ્ધાપૂર્વક સચવાતાં આવ્યા છે જેમનો અર્થ આજે લુપ્ત થયો છે એવાં ભાષાનાં ઘણાં આર્ષ રૂપો અને શબ્દો આ પદોમા સચવાઈ ગ્યાં છે, આ ઉપરાંત આપણે ધારવુ જ પડે કે આ પદો કંઠોપકંઠ ગવાતાં આવેલા હોવાથી એમની ભાષામાં પણ કંઈક અંશે ફેરફાર થયો હશે. આ રીતે ઇતિહાસકાર અને ચરિત્રકાર બન્નેનું કામ મુશ્કેલ છે, પણ સર્વ-સામાન્ય જનતા નીરસ હકીકતોની બહુ પરવા કરતી નથી. ભગિની નિવેદિતાના નીચેના જ્વલંત શબ્દોમાં વ્યક્ત થયેલું સત્ય એ લોકો સહજ રીતે જાણતા જ લાગે છે, "પૌરાણિક કથાઓ એ માનવજાતના પેઢી દર પેઢીના સ્વપ્નો, સ્નેહ અને નિરાસાની સમૃદ્ધિને સંઘરીને અનુગામીઓ માટે અક્ષત અને અવિનાશી ખજાનાના સ્વરૂપમાં રાખનાર રત્નમંજૂષા સિવાય બીજું શું છે?"[1]

આથી પંડિત આનન્દ કૌલ દ્વારા ઉપલબ્ધ બનેલી સામગ્રીમાંથી લલ્લના જીવનની ટૂંકી રૂપરેખા આપવી યોગ્ય ગણાશે. કાશ્મીરની મુલાકાતે ઈ. સ. ૧૩૭૯-૮૦ થી ૧૩૮૫-૮૬ દરમિયાન આવેલ સૈયદ અલી હમદાની નામના જાણીતા ફારસી સૂફી સંતની સમકાલીન હોવાથી, લલ્લ ઈ. સ. ની ચૌદમી સદીમાં જ થઈ ગઈ હશે, એમ આપણે ધારી શકીએ. આ સદર્ભમાં એક વસ્તુ નોંધતા આનંદ થાય છે કે ભારતમા ઈ સ. ની ચૌદમી અને સોળમી સદીના ગાળામા ઘણા પ્રખ્યાત સંતકવિઓ, ધાર્મિક ઉપદેશકો અને ભક્તો થઈ ગયા, જેમણે જનતાનાં જીવન અને વિચારો ઉપર ઊંડી અસર પહોચાડી. એમના સમયમા એ પ્રજાના નેતા હતા, અને આજે પણ એમની એવી જ અસર કાયમ છે. ઈ. સ. ની પંદરમી સદીમાં થયેલા રામાનંદ આ હરોળમાં પ્રથમ ગણાય છે, અને એમના પછી ઉત્તરમાં થયા તુલસીદાસ, મીરાંબાઈ, નાનક અને કબીર. બંગાળમાં ચૈતન્ય, ચંડીદાસ અને વિદ્યાપતિ થયા અને દક્ષિણમાં

[1] 'ભારતીય જીવનના વાણાવાણા'

વલ્લભાચાર્ય થયા. લલ્લની અસર કાશ્મીરની બહાર પણ થઈ હતી કે કેમ એ આપણે જાણતાં નથી, પણ એ બધાંથી પૂર્વકાલીન છે.

કાશ્મીરમાં શ્રીનગરથી ઈશાન દિશામાં ચાર માઈલ દૂર આવેલા પંદ્રેનથાનના પંડિત કુટુંબમાં એ જન્મી હતી. એના જન્મ સાથે વિચિત્ર પણ લાક્ષણિક હિંદુ દંતકથા સંકળાયેલી છે. એમ લાગે છે કે, પૂર્વજન્મમાં પણ એ કાશ્મીરમાં સ્ત્રી તરીકે જન્મી હતી અને પંદ્રેનથાનમાં રહેતા કોઈક માણસ સાથે પરણી હતી. એ જન્મમાં એણે એક પુત્રને જન્મ આપ્યો હતો. સિદ્ધ શ્રીકંઠ નામનો એ કુટુંબનો પુરોહિત એના જન્મના અગિયાર દિવસ પછી શુદ્ધિકર્મ માટે આવ્યો, ત્યારે તેણે પૂછ્યું, "આ નવજાત બાળક મારે શું સગું થાય?" "કેવો વિચિત્ર પ્રશ્ન!" પુરોહિતે જવાબ આપ્યો, "કેમ, એ તમારો પુત્ર છે." "ના," માએ કહ્યું, અને જ્યારે પુરોહિતે પૂછ્યું કે એ બીજો કોણ હોઈ શકે, ત્યારે તેણે કહ્યું કે તે તરત જ મૃત્યુ પામવાની છે, અને અમુક ગામમાં અમુક નિશાનીવાળી વછેરી તરીકે જન્મવાની છે, અને ત્યાં તે તેના પ્રશ્નનો જવાબ આપશે. તરત જ આ સ્ત્રી મૃત્યુ પામી અને આ પુરોહિત નક્કી કરેલા સ્થળે અને મુહૂર્તે વછેરીને પૂછવા ગયો. એને વછેરી મળી. પણ એણે તેને એ જ વાત કહી કે એ તરત જ મૃત્યુ પામવાની છે અને ફરી ગલૂડિયા તરીકે જન્મ લેશે. પછી એ ગલૂડિયા પાસે ગયો, એણે તેને એ જ જવાબ આપ્યો અને પછી તરત જ મૃત્યુ પામ્યુ. હવે પુરોહિત આ બાબતનો પીછો પકડવાથી કંટાળ્યો અને એણે આ ખોજ પડતી મૂકી. આ પ્રમાણે પશુયોનિમાં ઉપરાઉપરી છ જન્મ લીધા પછી આ આત્મા લલ્લ તરીકે જન્મ્યો, અને એ ભૂતકાળમાં મનુષ્ય તરીકે પોતે જેને જન્મ આપ્યો હતો, એ છોકરા સાથે જ પરણી. એ જ પુરોહિત લગ્નવિધિ કરાવવા આવ્યો અને લલ્લે તેને પોતાનું રહસ્ય કહ્યું. આ વખતે એ બાર વર્ષની હતી અને છોકરો યુવાન થયો હતો.

આ આશ્ચર્યચકિત કરી દેતી દંતકથામાં એક નૈતિક સિદ્ધાંત રહેલો છે. પ્રથમ તો એ દર્શાવે છે કે તેને તેના પૂર્વજન્મો યાદ હતા. આત્મસાક્ષાત્કાર થયો હોય એવી વ્યક્તિને જ એ યાદ રહી શકે. હિંદુ વિચારો સાથે મેળ ધરાવતો અને હિંદુ જીવનપદ્ધતિ સાથે સુસંગત એવો જે *જીવનમાર્ગ લલ્લ પસંદ કરવાની હતી, તેની* પાછળ ગહન દાર્શનિક પાર્શ્વભૂમિકા છે. પ્રજ્ઞાવંતોએ ફરીફરીને જે શિખવાડ્યું છે કે જીવનમાત્ર એક જ છે અને ધર્મી માણસ ભાગ્યે જ કબૂલ કરે એટલી નિકટતાથી પશુજીવન અને માનવજીવન સંકળાયેલાં છે, પૃથ્વી પરના ક્ષણભંગુર જીવનની

જેમ આ ઐહિક સંબંધો કાયમી નથી, એનું દૃષ્ટાંત પૂરું પાડે છે "જિંદગી લાલચોળ તપેલા લોખંડ પર પડેલા જળબિંદુ જેવી ક્ષણભંગુર છે અને પિતા, માતા, પુત્ર, ભાઈ, પત્ની અને બીજાં સંબંધીઓનું મિલન એ હવાડા આગળ પાણી પીવા ભેગાં થયેલાં પ્રાણીઓના ટોળા જેવું છે, અથવા પ્રવાહ વડે નદીમાં ભેગા થયેલા તરતાં કાષ્ઠ જેવું છે" બુદ્ધિજીવી માનવને પરિણામે ઉદ્‌ભવતા બૌદ્ધિક તિરસ્કારને અંગે આ લેખના લેખકને તો, ભલે દંતકથાના સ્વરૂપમાં કેમ ન હોય, તો પણ ઉત્કૃષ્ટ આધ્યાત્મિક સિદ્ધિઓ પ્રાપ્ત કરનાર લલ્લ જેવી નારીના જન્મનું જીવનનાં ગહન અને શાશ્વત મૂલ્યોના આલેખન વડે સ્વાગત થાય એ સાચું અને યોગ્ય લાગે છે

પરંપરા અનુસાર, લલ્લ અને તેનો પતિ કદી પણ પતિપત્ની તરીકે સાથે રહ્યા ન હતાં એના પૂર્વભવનો પતિ અને હાલનો એનો શ્વશુર ફરી પરણ્યો હતો, અને ઘરની માલિકણ એની નવી પત્નીની કઠોર વર્તણૂકને લીધે લલ્લની જિંદગી અતિશય મુશ્કેલ અને આકરી થઈ ગઈ હતી. છતાં લલ્લ ધીરજ અને નમ્રતાનો નમૂનો હતી, અને કુટુંબની પુત્રવધૂના મોભાને છાજે એવી નરમાશથી રહેતી હતી. લલ્લે પોતાનું દુઃખ કેવી સમતાથી અને ફરિયાદનો હરફ સુદ્ધાં ઉચ્ચાર્યા વિના સહન કર્યું એ વિશેની વાતો અને પ્રસંગોનું પુનરાવર્તન કરતાં આજે પણ કાશ્મીરની વૃદ્ધાઓ થાકતી નથી.

ઈશ્વરની શોધ એણે ક્યારે આદરી એ ચોક્કસપણે કોઈ જ જાણતું નથી. પણ આપણે કલ્પીએ છીએ કે એ જન્મજાત વૃત્તિ હતી અને લગ્ન અને ગૃહજીવન પ્રત્યેનું જે થોડુંઘણું વલણ એનામાં કદાચ હશે, તે પણ નાનપણમાં જ પતિના ઔદાસીન્ય અને ઓરમાન સાસુના નિર્દય વર્તનને લીધે મૂળમાં જ ન ખ્યું હશે. એક પ્રસંગે એના સસરાના ખ્યાલમાં આવ્યું કે લલ્લને અપૂરતો ખોરાક – ગોળ પથરાની ઉપર પાતળા પડમાં પથરાઈ રહે એટલો જ ભાત – આપવામાં આવતો હતો, ત્યારે તેણે માથું મારવા પ્રયત્ન કર્યો, પણ તેથી તો એની ઓરમાન સાસુનો ગુસ્સો વધ્યો.

એમ કહેવાય છે કે ઘરમાં એ બાર વરસ રહી. જો એનાં લગ્ન બાર વર્ષની વયે થયાં હોય, તો પણ જ્યારે તેણે ધર્મ પ્રત્યેની અભિમુખતાને લઈને અને સાસરિયાંની પજવણીને લીધે ઘર છોડ્યું અને સેદ બાપુ નામના પ્રખ્યાત શૈવ સંતની શિષ્યા બની, ત્યારે પણ એ નાની જ હશે. બીજા પુરાવાઓ અનુસાર આ મહાત્મા એ જ સેદ અથવા સિદ્ધ શ્રીકંઠ હતો, જે તેના કુટુંબનો પુરોહિત હતો અને તેના પૂર્વજન્મોથી પરિચિત હતો એ પમ્પુર નામના ગામડામાં રહેતો હતો અને કાશ્મીરના આધુનિક શૈવ સંપ્રદાયના સંસ્થાપક વસુગુપ્તની શિષ્યપરંપરામાં સીધો ઊતરી

આવેલો હતો. લલ્લ એના ગુરુ કરતાં પણ ચડિયાતી થઇ હતી અને ઘણીયે વાર સામો જવાબ આપવામાં અને વાદવિવાદ કરવામાં ગુરુને પણ હરાવતી હતી. ગુરુના શિક્ષણનું પરિણામ એ આવ્યું કે એ શૈવયોગિની (ભકત સંન્યાસિની) બની અને પ્રાચીન વેદકાળની જાણીતી બ્રહ્મવાદિની ગાર્ગીની જેમ અર્ધનગ્ન દશામાં આખા દેશમાં વિચરતી હતી. પહેરવેશ અંગેનાં પ્રચલિત ધોરણોને તે અનુસરતી ન હતી. આને લીધે એની હાંસી કરવામાં આવતી હતી તેની એ સંપૂર્ણ જાણકાર હતી, પણ દુનિયાની ટીકાથી કોઇ રીતે એના મનની સમતામાં વિક્ષેપ પડી શકયો નહિ. કૌલ આ સંબંધમાં એક કિસ્સો વર્ણવે છે: એક દિવસ જ્યારે, સામાન્ય રીતે બને છે તેમ, બાળકો એની મશ્કરી ઉડાવતાં હતાં, ત્યારે એક કાપડિયાએ તેમને ઉધડા લીધાં. ત્યારબાદ લલ્લે કાપડના વેપારી પાસેથી થોડું કાપડ માગીને, તે કાપડના સરખા વજનના ટુકડા કર્યા. પછી પ્રત્યેક કકડો પોતાના એક એક ખભા પર મૂકયો અને રસ્તે ચાલતાં, કોઇ એનો આદર કરે તો એક કકડા ઉપર અને અનાદર કરે તો બીજા કકડા પર ગાંઠો બાધતી ગઇ. સાંજે પાછા ફરીને તે પેલા કાપડિયા પાસે ગઇ અને બન્ને ખભા પરના કકડા જોખી જોવા કહ્યું. અલબત્ત, બન્નેનું વજન હજી પણ સરખું હતું, અને એ રીતે એણે સમજાવ્યુ કે સ્તુતિ અને નિંદા બન્ને સમતોલ હતા અને બન્નેને તત્ત્વજ્ઞની શાંતિથી સ્વીકારવાં ઘટે.

આ પછી તે દિવ્ય મસ્તીમાં ગાતી અને નાચતી આખા દેશમાં ફરી. એની મહત્તા વિશે પ્રચલિત થયેલ અસંખ્ય વાતો કાશ્મીરીઓનાં હૃદયમાં એના માટેના પ્રેમનો પુરાવો પૂરો પાડે છે. પાકટ વયે એ શ્રીનગરથી અગ્નિ દિશામાં ૨૫ માઈલ દૂર આવેલા બ્રિજબિહારમાં જુમા મસ્જિદની બહાર મરણ પામી. એણે શરીર છોડયું, ત્યારબાદ એનો આત્મા "હવામાં પ્રકાશજ્યોતની જેમ તરતો થયો અને પછી અદૃશ્ય થયો." (કૌલ)

એના સમયની ભાષા કરતાં જુદી એવી પ્રાચીન કાશ્મીરી બોલીમાં 'લલ્લ વાકયાનિ' રચાયાં છે. ભારતમાં વિદ્વાનોની ભાષા સંસ્કૃતની સાથેસાથે એક જનભાષા પણ હતી અને આ રીતે કાશ્મીરની પોતાની પણ એક બોલી હતી. આ કાશ્મીરી લિપિ દેવનાગરીની અપભ્રંશ લિપિ છે, અને સંસ્કૃત મૂળાક્ષરોના ઉચ્ચારણે પરદેશી અસરને સૂચવતી વિશિષ્ટતા ધારણ કરી છે. કાશ્મીરી સાહિત્ય બહુ મર્યાદિત છે અને 'લલ્લનાં વચનો' તેમાં બહુ અગત્યનું સ્થાન ભોગવે છે; એટલું જ નહિ, પણ બીજી કોઈ

પણ ભાષાના ભક્તિસાહિત્ય અને તત્ત્વચિંતનપરક સાહિત્ય સાથેની સરખામણી કરવા જતાં આ વચનો ઓછાં ઊતરે તેમ નથી.

લલ્લ પોતાના આધ્યાત્મિક અનુભવના વર્ણનથી એના ઉપદેશની શરૂઆત કરે છે:

"તૃષાતુર આંખો સાથે ઉત્કટપણે, તારી શોધ ઠેકઠેકાણે કરી, રાતદિન કરી અને અરે! એ સત્યસ્વરૂપ જ્ઞાનમયને મારા પોતાના જ ઘરમાં તેણે ભરીને મેં દીઠો."

ઘણીવાર લલ્લનાં વચનો ભારે રહસ્યમય બને છે. યોગિની હોવાથી યોગદર્શનના પારિભાષિક શબ્દો વારંવાર યોજાયા છે; એ કહે છે કે પરમતત્ત્વની સિદ્ધિ માત્ર યોગાભ્યાસથી જ ન થાય, પણ યોગાભ્યાસથી સાધકને જગતના મિથ્યાપણાની પ્રતીતિ થાય છે. પછી એનાથી પર થવા તે યત્નશીલ બને છે. સતત્ અભ્યાસથી દશ્યમાન જગતનો અનુભવ જાણે કે લોપાવા લાગે છે, અને જીવાત્મા બ્રહ્મતત્ત્વમાં એકરૂપ બને છે. આ ભૂમિકામાં ઉપાધિથી અવચ્છિન્ન એવું જીવતત્ત્વ અનવચ્છિન્ન શુદ્ધ બ્રહ્મચૈતન્યમાં ઓગળી જાય છે. એ દશાને એ નીચે પ્રમાણે વર્ણવે છે:

> નથી તહીં ચક્ર ત્રિનેત્ર કેરું
> નહિ મહાશક્તિ તણુંય, ત્યાં તો
> છે કાંઈક માત્ર, જયમ સ્વપ્ન દીસે,
> માયા થકી સર્વ ક્રિયા કરંતું.

બાહ્ય જગતને માયા તરીકે ઓળખીને, એ નીચેના શ્લોકમાં પોતાની દિગંબર સ્થિતિનું સમર્થન કરે છે:

> લલ્લ, તું તારે વાયુથી પરિવેષ્ટિત થઈને નાચ.
> ગા, ઓ લલ્લ, ગા. માત્ર આકાશનું વસન ધારણ કરીને
> તું ગા.
> વાયુ અને આકાશ—એના કરતાં કયું પરિધાન વધારે સુંદર છે?
> રિવાજ બોલ્યો, "વસ્ત્ર"—શું એ પાવન કરે છે?

લલ્લ માને છે કે શરીરની જરૂરિયાતો અવશ્ય પૂરી પાડવી, પણ મનને તો માત્ર આત્માથી જ પરિપૂર્ણ કરવું જોઈએ. તૃષ્ણાને એ લેણદાર સાથે સરખાવે છે, અને કહે છે કે તૃષ્ણાના બંધથી બંધાયેલ ગુલામ યમના હાથમાંથી છટકી શકતો નથી. જેને તૃષ્ણા ઉધાર આપવાની ના પાડે છે એ સંતોષી આત્મા સુખી છે:

એ જ સુખી છે અને શાંતિમાં રાચે છે,
જે ખોટી આશાઓ ત્યજીને એવી ઉચ્ચ
ભૂમિકાએ સંચરે છે, જ્યાં આગળ ઇચ્છાનું
દાન અટકે છે—
જ્યાં નથી હોતું ઋણ કે નથી હોતા લેણદાર.

સાચા તત્ત્વદર્શીની જેમ ઈશ્વરની શોધમાં નીકળી પડેલ સાધકને માર્ગમાં આવી મળતી અતિમાનુષી સિદ્ધિઓનાં પ્રલોભનોને એ ઠોકરે મારે છે. એ પૂછે છે:

એ યોગી! જ્વાળાઓને શા માટે બુઝાવવી?
શા માટે પ્રવાહને થંભાવવો?
આકાશમાં પગ અધ્ધર રાખી શા માટે ચાલવું?
શા માટે બળદને દોહવો? શા સારુ માયાસ્વપ્ન રચવું?
શા માટે આ મદારીના હલકા ખેલમાં પડવું?

બ્રહ્મને સર્વવ્યાપક નિરૂપતી નીચેની પંક્તિઓ ઉપનિષદોની ખૂબ જ નજીકની જણાય છે:

આકાશ તું છે, પૃથિવી ય તું છે:
દિન, વાયુ, રાત્રી, પણ તું જ તું:
છે તું જ તારા થકી સર્વ જન્મ્યું,
અંજલિ સુંદર પુષ્પોતણી તું જ.

એનો અદ્વૈત વેદાંતનો સિદ્ધાંત એના ભગવદ્-અનુગ્રહના ભાવમાંની શ્રદ્ધાને આડે આવતો નથી કે ઈશ્વર માટેની ઊંડી ભક્તિથી વિહોણા જ્ઞાનમાર્ગે આથડનારાઓમાંની તે ન હતી. સ્પષ્ટ ભાવ સાથે એ ગાય છે:

મથતી અને બાખડતી, કેમકે બારણાં સખત બીડેલાં હતાં,
આગળાથી જકડેલાં હતાં, ઉલાળો દીધેલો હતો.
જે એની દૃષ્ટિની પેલે પાર હતો એને જોવા
માટે એ વધુ ને વધુ ઝંખી રહી. છતાં એ બારણા
તરફ જોયા વગર રહી શકતી નહિ.

જો કે માનવીએ તો પૂરી તાકાતથી મથવું જોઈએ, છતાં અંતમાં તો ઈશ્વરના અનુગ્રહથી જ પરમ પુરુષનો સાક્ષાત્કાર થઈ શકે છે. એ આગળ કહે છે:

અને છતાં યે, એ બારણે મીટ માંડીને, પોતાના પૂરા હૃદયથી એનું ધ્યાન ધરીને ખડી હતી—ત્યાં તો, ઓહોહો! એણે સદાને માટે એ ખોલી નાખ્યાં:

નહીં જ પોતામાં એણે પૂર્ણ પુરુષ જોયો,
લલ્લે આત્માનો મેલ બાળી મૂક્યો.
દશે દિશામાં તેની સંતની ખ્યાતિ પ્રસરી,
નૃપણાના બંધ તૂટયા, હૃદય પૂર્ણતા પામ્યું,
નમી તે ત્યાં જ ઘૂંટણિયે પડીને.

બ્રહ્મ અને જીવાત્માના અદ્વૈત ઉપર એ જુસ્સાથી બોલે છે અને કાવ્યમય બાનીમાં ગાય છે:

મારા આત્માનો આત્મા, તું હું જ છે.
મારા આત્માનો આત્મા, હું તું જ છું.
આપણે બન્ને એક, ન કદી મરીશું.
પછી 'કેવી રીતે' અને 'શા માટે' એની શી નિસ્બત?

એનાં કેટલાંક પ્રસિદ્ધ વચનોમાં એ દુન્યવી વસ્તુઓની નશ્વરતા ઉપર ભાર મૂકે છે. દા૦ ત૦:

લીલાછમ ઝાડ ઉપર પ્રફુલ્લ અને પ્રકાશિત,
પુષ્પ માત્ર ક્ષણવાર માટે જ ઊગે છે:
કાંટાળી ઝાડીમાંથી મુક્ત વહેતો
પવન ક્ષણવાર માટે જ વાય છે.

ફળની આશા રાખ્યા વિના કર્મને ખાતર કર્મ કરીને ભગવાનને અર્પણ કરવું એ ગીતાનો જાણીતો સિદ્ધાંત છે. લલ્લ એ જ સત્ય એનાં ગીતોમાં શીખવે છે:

અહંના ખ્યાલ વિના જ જે હું કર્મ કરું,
મારાં બધાં જ કર્મો હું આત્મા સમક્ષ ધરું,
શ્રદ્ધા અને કર્મો અહંથી પહેલાં મૂકું,
તો, આગળનો રસ્તો મારો જ છે.

શ્રમ એ જ પ્રાર્થના છે, પણ એ શ્રમ પરમાત્માને સમર્પિત હોવો જોઈએ:

જે જે મહેનત મેં કરી છે,
જે જે વિચાર મેં કર્યા છે,
એ મારા શરીરમાંની નિગૂઢ ભક્તિ હતી,
એ મારા મસ્તકમાંની નિગૂઢ ભક્તિ હતી.

રૂના કાલાનું પરિચિત રૂપક યોજીને, લલ્લ ઈશ્વરખોજમાં ફકીરીને વરેલા જીવનની મુશ્કેલીઓ વર્ણવે છે. પ્રથમ તો, વણકર અને પીંજારો એને હડફેટમાં લે છે, પછી મુશ્કેલીઓ એ દોરારૂપે વણાય છે, એને વણકરની સાળની ત્રાક ઉપર ફાંસીએ ચડવું પડે છે. પછી જ્યારે એનું કપડું બને છે, ત્યારે એમાં સફેદાઈ લાવવા ધોબી એને ધીબે છે, અને છેવટે વસ્ત્ર બનાવવા દરજી એને વેતરે છે. દરેક રૂપકની સમજૂતી સ્પષ્ટ નથી, પણ એના દ્વારા જ્ઞાનપ્રાપ્તિની જુદી જુદી ભૂમિકાઓ દર્શાવવામાં આવી છે.

પહેલાં હું, લલ્લ, કપાસના ફૂલની જેમ
જિંદગીના રસ્તે આનંદથી નીકળી પડી.
પછી પીંજારાના ઓરડામાં ધોલો મને વાગી,
અને એ પછી વણકરની સ્ત્રીએ સખત માર માર્યો.

એક સ્ત્રીએ મને એના ચકર્ની ત્રાક
ઉપર ચડાવી અને મને મરડીને
એમાંથી તાંતણો કાઢ્યો. પછી મને
સાળ ઉપર ચઢાવવામાં આવી, ત્યારે
વણકરની લાતો મને વાગી.

વસ્ત્ર બન્યા પછી, ધોબીઘાટ ઉપર
ધોબીએ મને સારી રીતે પછાડી, પછી
મને માટી, ચામડી અને હાડકાંથી ગફેદ કરી,
અને મને નવાઈ પામું એટલી હદે સાબુથી ઊજળી કરી.

એ પછી દરજીઓ એમની કાતર વડે
મારા પર હાથ ચલાવવા લાગ્યા, મને
વેતરી અને કટકે કટકે સીવી. છેવટે
વસ્ત્ર થયું ને આત્મા મુક્ત થયો.

એ મુસાફરીના લક્ષ્ય સુધી પહોંચે એ પહેલાંનો,
આ પૃથ્વી ઉપર આત્માનો માર્ગ ઘણો કઠણ છે,
કોઈ મિત્રની સહાય તું મેળવી શકે તે
પૂર્વેની દરેક ભવની જીવનયાત્રા મહાદુષ્કર છે.

જન્મમરણના ફેરામાંથી મોક્ષ ઝંખતો આત્મા નીચેની કવિતામાં આવી રીતે આલેખાયો છે, અને એનો પડઘો પવિત્ર માણસોના હૃદયમાં પડશે.

મારી પીઠ ઉપરનો સાકરનો ભાર ઓછો કરો
વસ્ત્રનું બંધન અને ગાંઠ મારા ખભાને પીડે છે.
મારું આખા દિવસનું કામ ઊંધું થયું છે,
હું એને કેવી રીતે ઉપાડી શકું? રખે હું પડી જઉં.

મારા ગુરુની ખોજ કરતાં, મેં એમને
કોદરાની જેમ મારા હૃદયને પીડતાં
સન્તોની, અને જે ભ્રાન્તિને મેં ખૂબ
ચાહી હતી, એ ખોવાઈ ગયાના દુઃખની
વાત કરતા સાંભળ્યા હું આ બધું
કેવી રીતે સહન કરી શકું?
રખે અમે જુદા પડી જઈએ.
મારી ચેતનાનાં બધાં યે પાસાંઓ ખોવાઈ ગયા છે,
ગોવાળ પાછા બોલાવી શકે એથી યે દૂર ગયા છે,
રખે મોક્ષનો પર્વત ઓગળી જવાય,
હું એ કેવી રીતે વેઠી શકું? રખે હું પડી જઉં

મારા અંતરતમ આત્મામાંથી ખોજ કરતા અને
શોધતાં મને ઉજ્જ્વળ જ્ઞાનપ્રકાશ લાધ્યો.
ખોજ કરતાં અને શોધતાં, મને સમગ્ર સત્ય
લાધ્યું કે સમાન સમાન સાથે જ જોડાય.

ઓ નારાન,[1] સર્વસ્વ તું જ છે
અને તારામાં જ, નારાન, હું સર્વસ્વ જોઉં છું
ઓ નારાન, તારા વડે દર્શાવાતી બધી લીલાઓ
મારા માટે ચોખ્ખી ભ્રમણાઓ છે
મારી જાતને પરમતત્ત્વ તરીકે જાણતી
હું શીખી કે, નારાન, તું ક્યાં જુદો પડે છે
મેં સ્વપ્નનો કોયડો ઉકેલ્યો છે,
જ્યાં આપણે બન્ને સહધર્મચારી છીએ

---

૧ પરમતત્ત્વ માટેના બીજા નામ 'નારાયણ'નું અહીં 'નારાન' થયું છે.

અહીં આગળ દુન્યવી ભ્રમણાઓ અને આનંદોના ભારને સાકરના ભાર સાથે સરખાવવામાં આવ્યો છે, અને એને ટકાવતા વસ્ત્રબંધનની ગાંઠ શિથિલ થઈ છે, એને પીડે છે. દુનિયા એ સ્વપ્ન છે અને સર્જન એ ઈશ્વરની લીલા છે.

આપણે ગમે તે માર્ગને અનુસરીએ, અને ગમે તે સંપ્રદાયમાં માનીએ, છતાં અંતિમ પૃથક્કરણમાં તો માનવઆત્માને ઈશ્વર–ચૈતન્યમાં સુસ્થિર થતાં પહેલાં એ જ મુશ્કેલીઓ અને દુઃખોમાંથી પસાર થવું પડે છે.

ધારેલા લક્ષ્યને પર્વત જેટલા મોટા દેખાડતાં અચકિત અને અશ્રદ્ધા જ બધા સાધકોની નિરાશાનું કારણ છે. લલ્લે પોતાના ભજનને છેડે ગાયેલા આત્મસાક્ષાત્કારના આનંદથી આપણામાંનો મોટો ભાગ વંચિત રહે છે. પણ આપણે "ખૂબ ચાહી હતી એવી ભ્રમણા ખોવાઈ ગયાનું દુઃખ" તીવ્રપણે અનુભવીએ છીએ અને આ મહાન પંથ વિશેની આપણી જાણકારી ઘણીવાર "શેલ્લાની જેમ મારા હૃદયને પીડતાં સત્યોના જખમોમાં" જ સમાઈ જતી હોય છે; અને આવા લોકો કે જેમનાં પગલાં સ્થિર નથી હોતાં, જેમની દૃષ્ટિ ધૂંધળી હોય છે, જેમના માટે ધ્યેય ઘણું દૂર છે, એમને માટે લલ્લના ભજનો આશાપ્રેરક સંદેશ લાવે છે. એણે માત્ર પોતાના દેશના વિદ્વાનોને જ અસર કરી ન હતી, પ્રચલિત શ્લોકો દ્વારા એણે પોતાનો ધર્મ જનતા સુધી પહોંચાડયો. આધુનિક સમયમાં લલ્લનાં ભજનોમાં જાગેલા રસને લીધે, શ્રી આર. સી. ટેમ્પલ માત્ર શૈવધર્મનો જ નહિ, પણ ભારતીય દર્શનશાસ્ત્રના સમગ્ર બંધારણનો અભ્યાસ કરવા પ્રેરાયા. એમના પુસ્તકમાં લલ્લને અર્પણ થયેલ એક લાંબુ કાવ્ય છે, જેની શરૂઆત નીચેના શ્લોકથી થાય છે:

> લલ્લ, કેવળ ભક્ત એવી તેં
> તારી જાતિ અને તારા સમયની પનોતી પુત્રી બની,
> તારા ગીત વડે તેં
> પરદેશી જાતિ અને વાતાવરણના પુત્ર એવા મને
> પરવશ કર્યો છે.

અહીં હૃદય હૃદયને સંબોધે છે એ સુભાષિતનો પૂરતો પુરાવો આ જ્વલંત અંજલિ છે. લલ્લના શબ્દો દેશકાળથી અબાધિત છે. છસો વર્ષ પહેલાં, જ્યારે સૌથી પ્રથમ વાર એ ગવાયાં હશે, ત્યારના જેવી જ તાજગી અને નવીનતા એનાં ભજનોમાં છે, એટલે જ્યાં જ્યાં એ જાણીતાં થશે, ત્યાં ત્યાં એમની કદર થશે અને બધાંનાં હૃદયમાં રમશે.

પ્રકરણ સાતમું

# મીરાંબાઈ

ઉત્તર હિંદના ઘેરેઘેર મીરાંબાઈનું નામ જાણીતું છે. આ સંત નારી મર્વાનુમતે હિંદની મહત્તમ સંત નારીઓમાં સ્થાન પામેલી છે. એના જીવનના ઈતિહાસની વિગતો રહસ્યમાં ઢંકાયેલી છે એની જન્મતિથિ અંગે, લગ્ન અંગે, મૃત્યુ અંગે, અરે, એના પતિના નામ અંગે પણ ઈતિહાસકારોમાં મતભેદ પ્રવર્તે છે. બધા એક બાબતમાં સંમત થાય છે કે મેડતાના રાઠોડવંશની તે રાજકુમારી હતી. તાજેતરમાં, કેટલાક વિદ્વાનોએ જુદા જુદા વૃત્તાન્તોને ગૂંથવાનો પ્રયત્ન કર્યો છે અને તેમને એક ચરિત્રકથાના રૂપમા સાંકળ્યા છે.

આ વૃત્તાંત પ્રમાણે, રાજસ્થાનના મેડતા જિલ્લાના ચૌકરી નામના ગામમાં ઈ. સ. ૧૫૦૪માં મીરાંનો જન્મ થયો એના પિતા રતનસિંહ, જોધપુરના સ્થાપક રાવ જોધાજી રાઠોડના વંશજ રાવ દુદાજીના દ્વિતીય પુત્ર હતા. મીરાં દસ વર્ષની હતી ત્યારે તેની માતા અવસાન પામી. પછી એ મેડતામાં તેના દાદા પાસે રહેવા આવી. દુદાજી ઈ. સ. ૧૫૧૫માં મૃત્યુ પામ્યા અને એમના પછી ગાદીએ આવેલા એમના જ્યેષ્ઠ પુત્ર વિક્રમદેવે ભત્રીજી મીરાંનું લગ્ન ચિતોડના રાણા સંગના જ્યેષ્ઠ યુવરાજ ભોજરાજ સાથે ગોઠવ્યું. આ લગ્નને લીધે મીરાંની સામાજિક પ્રતિષ્ઠા બહુ વધી ગઈ, કારણ કે, એ વખતે ચિતોડનો રાણો હિંદુ રાજાઓમાં અગ્રણી ગણાતો હતો પણ નસીબે રાજકુમારી મીરાંને યારી ન આપી. ઈ. સ. ૧૫૨૭ સુધીમાં તો તેણે પિતા, પતિ અને શ્વશુર ત્રણેને ગુમાવ્યાં હતા.

એ પરિસ્થિતિમાં બીજી કોઈ રાજકુમારી હોત તો કાં તો શેષ જીવન શોકમગ્ન થઈને પૂરું કરત અથવા તો એ સમયની પ્રથા પ્રમાણે ભવિષ્યની આપત્તિઓથી બચવા સતી થવાનું પસંદ કરત. પણ પરમેશ્વરને પોતાનું જીવન સમર્પી ચૂકેલી મીરાંએ તો આપત્તિઓને રોજ બ રોજની ઘટનાઓ તરીકે સહજમાં સ્વીકારી. કહેવાય છે કે એ સૌરાષ્ટ્રમા દ્વારકામાં ઈ. સ. ૧૫૫૦માં અવસાન પામી.

આ સાધ્વીના આધ્યાત્મિક અને ધાર્મિક અનુભવોની જાંચ કરીએ એ પહેલાં એના આધ્યાત્મિક જીવનના ઘડતરમાં ફાળો આપનારી તત્કાલીન રાજકીય, સામાજિક અને ધાર્મિક પરિસ્થિતિનો અભ્યાસ કરવો વધુ ઉપયોગી થઈ પડશે.

મીરાં જન્મી એ વખતે ભારતમાં વિશાળ પાયા પર રાજકીય ઊથલપાથલ ચાલુ હતી. અફઘાન સામ્રાજ્યનો કરુણ અંજામ આવ્યો હતો અને મુસ્લિમ સરદારો આ સામ્રાજ્યના અવશેષોરૂપ નાનાં રાજ્યો તફડાવવા માટે અંદરોઅંદર લડતા હતા. ઉત્તર હિંદમાં રજપૂતો પોતાનું સાર્વભૌમત્વ સ્થાપવા માટે ફરીથી પ્રયત્નશીલ થયા હતા. પણ કમભાગ્યે તેમનામાં સંગઠન ન હતું અને અંદરઅંદરનાં યુદ્ધો એ તેમનું મુખ્ય વલણ હતું. આ જ સમયે મહાન મોગલ બાબરે એના સામ્રાજ્યનો પાયો નાખવા ચડાઈઓ શરૂ કરી હતી. માનવજીવન માટેના પ્રેમ અને આદર પરવારી ચૂકયા હતા. રાજકીય સાર્વભૌમત્વ માટે રજપૂતોમાં ચાલતી ખૂનખાર લડાઈઓ, રજપૂતો અને પડોશના મુસ્લિમ સરદારો વચ્ચેનાં યુદ્ધો અને નજીકનાં સગાંઓનાં ઉપરાછાપરી મરણોએ યુવાન મીરાંને વિચારતી કરી મૂકી હતી. એણે એ કુમળી વયે પણ દુનિયાને માનવીય દૃષ્ટિકોણથી નિહાળી. આ બધા દ્વેષનો શો અર્થ હતો; કર્તવ્ય, શાન્તિ અને પ્રેમનો ભોગ વૈયકિતક મહત્ત્વાકાંક્ષાઓને અર્થે શા માટે આપવામાં આવતો હતો, અને શા માટે માનવજીવનને આટલું સસ્તું બનાવવામાં આવતું હતું, એ તે ન સમજી શકી પોતાનાં સ્વજનોની વચમાં પણ પોતે જાણે પારકી હોય એમ એને લાગતું. સ્નિગ્ધ અને શાન્તિપ્રદ સહારાની શોધમાં આસપાસ એ નજર કરતી. આવી હૂંફ એને વૈષ્ણવ સંપ્રદાયમાં મળી.

અફઘાન શાસનના પ્રથમ તબક્કા દરમિયાન હિંદુઓ એમના ઉપર લદાયેલાં બંધનોને લીધે અને એમને સહન કરવા પડેલાં અપમાનોને લઈને, સંકુચિત દૃષ્ટિવાળા થઈ ગયા હતા. સંસ્કૃતિ અને ધર્મનું સંરક્ષણ કરવા, અસલની ધાર્મિક માન્યતાઓ અને સામાજિક રિવાજો કરતાં સાવ અળગી એવી ખોટી માન્યતાઓ અને પ્રથાઓ એમણે અપનાવી હતી. તેમના આધ્યાત્મિક અને સામાજિક જીવનમાં ભારે જડતા આવી ગઈ હતી. નિર્દય પરદેશી શાસનને લીધે આવેલાં બંધનો અને અપમાનો હિંદુઓની આધ્યાત્મિક શકિતનો હ્રાસ કરવા શકિતમાન નીવડયાં ન હતાં. કુંઠિત અને વામણી બનેલી હિંદુ પ્રતિભાને છતાંયે પોતાની અસ્મિતાનો જોરદાર આવિર્ભાવ કરવાની નવી સ્ફૂર્તિ મળી. રામાનન્દ, ચૈતન્ય, વલ્લભાચાર્ય, કબીર, નાનક અને બીજા ઘણા મહાન સુધારકો અને સંતો આ અરસામાં પ્રકટયા અને એમણે હિંદુઓ અને તેમનાં ધર્મ અને સંસ્કૃતિ નિર્વીર્ય નહોતાં બન્યાં એની યાદ આપી. ઈશ્વર એક છે અને એ કરુણાનિધાન છતાં સર્વશકિતમાન રક્ષણહાર હોવાથી યુગેયુગે દુષ્ટોનું દલન અને સજ્જનોનું પરિમાણ કરવા અવતાર લે છે એવો

ઉપદેશ એમણે લોકોને આપવા માંડ્યો. ભક્તિથી જ ઇશ્વર સાથે સાયુજ્ય પામી શકાય. આ સુધારકોએ એ પણ શીખવ્યું કે જાતિ અને સંપ્રદાયથી નિરપેક્ષ રીતે પ્રાણીમાત્ર માટેનો પ્રેમ અને આદર એ ઇશ્વરની પ્રાપ્તિનું પ્રથમ સોપાન છે. વૈષ્ણવ સિદ્ધાંતના આ મુદ્દાએ હિંદુઓના દિલમાં મુસ્લિમો માટે, તેમ જ તેમના દલિત અસ્પૃશ્ય બાન્ધવો માટે પ્રેમભાવ ઉત્પન્ન કર્યો અને ત્યારથી તેઓ આ બન્ને વર્ગ સાથે સહૃદયતાપૂર્ણ વ્યવહાર રાખવા લાગ્યા.

આ વૈષ્ણવધર્મના ઉપદેશોમાં મીરાંને એના અંતરની ઝંખનાઓ સાકાર થતી લાગી. પ્રેમસ્વરૂપ દયામય હરિને મીરાં મોહી પડી અને કૃષ્ણના રૂપે ભજવા માંડી. કૃષ્ણનાં અનેક નામો છે. એમાંથી 'ગિરધર નાગર'માં એનું મન મોહ્યું. ઘટઘટમાં વ્યાપેલ પરમેશ્વર માટેનો એનો પ્રેમ એટલો તો ગાઢ હતો કે તે પોતાનો બધો જ સમય એમની સ્તુતિ ગાવામાં અને એમની સેવા કરવામાં ગાળતી. જ્યારે એની માતાએ એને સામાન્ય લૌકિક જીવન તરફ લક્ષ રાખવાની અને રાજકુટુંબની મર્યાદા અને પ્રણાલિકાઓ જાળવવાનું કહ્યું, ત્યારે એણે જવાબ વાળ્યો:

"આ મા, ગિરિધર ગોપાલ મને સ્વપ્નામાં પરણ્યા છે. મેં રાતીપીળી ચૂંદડી પહેરી હતી અને મારી હથેલીમાં સુંદર રીતે મેંદી લગાડવામાં આવી હતી. યમુનાના કાંઠે બંસી બજાવતા આ ગોવાળ માટે મને સાવ નાનપણથી જ પ્રેમ છે. આ પ્રેમ કદી છોડી શકાય એમ નથી. એ શાશ્વત છે."

રાણા ભોજરાજ સાથેના એના લગ્ન પછી, મીરાંની પરમેશ્વર માટેની પ્રીત ઓસરવાને બદલે વધવા લાગી. લગભગ બધો જ સમય એ ભજનમાં ગાળતી; એ સાધુસંતોની સંગતમાં રહેતી અને એમની સાથે સત્સંગ કરતી હતી. એથી એના સસરા અને બીજાં સગાંઓ ખૂબ રોષે ભરાયાં. આ રીતભાત છોડી દઈને રાજ-કુળની મર્યાદા અનુસાર વર્તવાનું એને ફરમાવવામાં આવ્યું. પણ મીરાંએ કશું ગણ-કાર્યું નહિ, એથી રાણાએ એની હિલચાલ પર નિયમનો મૂક્યાં અને એને ચેત-વણીઓ આપવામાં આવી. મીરાં એને આ રીતે વર્ણવે છે:

> ઘરકે સ્વજન હમારે જેતે[1] સબન ઉપાધિ બઢાઈ.
> સાધુસંગ ઔર ભજન કરત મોહિ દેત કલેશ મહાઈ.[2]

[1] બધાં

[2] મહાન

સો તો અબ છૂટત નાહીં, કયો હું લગી લગન[૧] બરિયાઈ[૨]
બાલપનેમેં મીરાં કીન્હીં ગિરધરલાલ મિતાઈ.[૩]

મીરાં વિધવા બની, ત્યારે એના સસરા રાણા સંગને લાગ્યું કે મીરાંનું કાસળ કાઢવાની આ એક સારી તક હતી. એમણે મીરાંને 'સતી' થવા કહેવડાવ્યું. પણ આપણી ભકતનાગીને એના પ્રીતમ પરમેશ્વરનાં સાચ અને સર્વવ્યાપીપણાની એવી તો પ્રતીતિ થઈ ગઈ હતી કે એણે નીચે પ્રમાણે પ્રત્યુત્તર વાળ્યો :

મીરાં રંગ લાગ્યો હો નામ હરિ, ઓર રંગ અટકિ પરી.[૪]
ગિરધર ગાસ્યાં,[૫] સતી ન હોસ્યાં,[૬] મન મોહ્યો ગિરધારી.
જેઠ બહૂ નહીં રાણાજી, થે સેવક હું સ્વામી.[૭]

એના સસરા રાણા સંગના મૃત્યુ પછી, રતનસિંહ રાણો બન્યો. એ પણ ટૂંક સમયમાં સ્વર્ગે સિધાવ્યો અને રાજકુમાર વિક્રમાદિત્ય ચિતોડના રાણાપદે આવ્યો. એણે મીરાંને હુકમ કર્યો કે સાધુઓને મળવું નહિ અને કૃષ્ણની મૂર્તિ આગળ નાચવું અને ગાવું નહિ. રાજમહેલનાં આ બંધનો એટલાં તો કડક હતાં કે મીરાંને માટે મહેલમાં ભકિત કરવાનું મુશ્કેલ બન્યુ. તેથી એ સાર્વજનિક મંદિરમાં ગઈ અને ત્યાં પોતાની ભકિત ચાલુ રાખી. એ ઘણીવાર પ્રેમસમાધિમાં પોતાની જાતને વીસરી જતી અને ભગવાન સાથે ઐકય અનુભવતી. આ દશામાં એ ભગવાનની મૂર્તિ સમક્ષ ગાતી હતી અને નૃત્ય કરતી હતી. ઘણીવાર એ સમાધિમાં લીન બની જતી. મેવાડની પ્રજા આ સાધુચરિત રાજકુમારીને આદરણીય ગણવા લાગી અને તેની કીર્તિ દૂરદૂર સુધી ફેલાઈ. પંડિતો અને સંતો એનાં દર્શને આવતા અને તેને નમન કરતા, પણ એથી તો રાણાનો, એના ભાયાતો અને સગાંઓનો ક્રોધ પ્રદીપ્ત થયો. એ લોકોને ખૂનખાર યુદ્ધો અને એની કસોટીઓમાં કે અલ્પજીવી શાન્તિવાળા વચગાળામાંના એશઆરામ સિવાય બીજા કશાનું મહત્ત્વ સમજવું મુશ્કેલ

૧ લગની
૨ વધારે
૩ મિત્રતા
૪ બીજા રંગ દૂર રાખ્યા છે.
૫ ગાઇશ.
૬ નહિ થઉં
૭ તમે રાજા છો, હું પ્રજાજન છું

હતું. એથી રાણાએ મીરાંને ખૂબ ત્રાસ આપ્યો. એને ઓરડામાં પૂરવામાં આવી અને ખીલાની પથારી પર સૂવાની ફરજ પાડવામાં આવી. ફૂલોના કરંડિયામાં સંતાડીને એક ઝેરી ફણીધર ભેટ આપવામાં આવ્યો. ઝેર પણ આપવામાં આવ્યું. આ યુવાન ભકતનારી પર એકકે ત્રાસ ગુજારવાનો બાકી નહોતો રહ્યો. પણ જેને રામ રાખે, એનો વાળ પણ કોણ વાંકો કરી શકે? મીરાંની આધ્યાત્મિક શકિત એટલી બલવત્તર હતી કે રાણાએ એને હેરાન કરવા નીમેલાં બધાં જ સ્રીપુરુષોને એણે જીતી લીધાં અને પલટી નાખ્યાં. રાણાએ મીરાંને જે જે રીતે હેરાન કરી તે વિશે મીરાંએ અનેક પદો લખ્યાં છે:

> મીરા મગન ભઈ હરિકે ગુણ ગાય
> સાપ પિટારા રાણા ભેજ્યો, મીરાં હાથ દિયો જાય.
> ન્હાયધોય જબ દેખણ લાગી, સાલિગરામ [1] ગઈ પાય.
> જહરકા પ્યાલા રાણા ભેજ્યો, દીજો મીરા જાય.[2]
> ન્હાયધોય જબ પીવણ લાગી, હરિ અમૃત દિયો બનાય.[3]
> સૂલસેજ રાણાને ભેજી, દીજ્યો મીરાં સુલાય.
> સાંઝ ભયી મીરા સોવણ લાગી, માનો ફૂલ બિછાય
> મીરાં કે પ્રભુ સદા સહાઈ, રાખે વિઘન હટાય.
> ભજનભાવમેં મસ્ત ડોલતી, ગિરધર પૈ બલિ જાય [4]

ઈશ્વરે મીરાંનુ રક્ષણ કર્યું અને એ બધી કસોટીઓમાંથી પાર ઊતરી. પણ મીરાંને જંપ ન હતો ભકિત માટે આવશ્યક એવાં સુખશાન્તિ તેને મળ્યાં નહિ. વળી કેટલાંય વર્ષોથી ચાલતી આ હેરાનગતિથી પણ તે કંટાળી હતી. તેથી એણે ચિતોડ છોડી, એના કાકાના રાજ્ય મેડતામા જવાનો નિર્ણય કર્યો જતા પહેલાં એણે દૃઢ તાથી અને નિખાલસતાથી રાણાનાં કુટુંબીજનોને કહ્યું:

> સિસોદિયો રૂઠયો તો મ્હારો કાંઈ કરલેગી.
> મ્હેં તો ગુણ ગોવિન્દકા ગાસ્યાં હો માઈ

---

૧ કૃષ્ણ (શાલિગ્રામ)
૨ અમૃત બનાવી દીધુ
૩ આચમન કરીને
૪ ગિરધરને સમર્પણ થઈ છે.

રાણોજી રૂઠયો વારો દેસ રખાસી.[૧]
હરિ રૂઠયા કુમ્હલાસ્યાં[૨] હો માઈ.
લોકલાજકી કાણુ[૩] ન માનૂં.
નિરભૌ નિસાણુ ધૂરાસ્યાં હો માઈ.[૪]
રામનામકા ઝાંઝ ચલાસ્યાં ભવસાગર તિરજાસ્યાં હો માઈ.[૫]
મીરાં સરણુ સાંવલ ગિરધરકી, ચરણુ કંવલ લપટાસ્યાં હોમાઈ.[૬]

આ પછી મીરાં મેડતા ગઈ. તેના કાકાએ એને ભક્તિપૂર્ણ જીવન ગાળવા પૂરી સગવડ કરી આપી. પણ એના કાકા પર ઊતરી આવેલી રાજકીય આફતોએ એને રજપૂતાના છોડાવ્યું. તે વૃંદાવન, મથુરા, અને બીજાં પવિત્ર તીર્થોની યાત્રાએ નીકળી. છેવટે તે કાઠિયાવાડમાં આવેલા દ્વારકામાં ઠરીઠામ થવા માટે ગઈ. ત્યાં એણે રણછોડરાયજીના મંદિરમાં શેષ જિંદગી ગાળી અને હરિના ચરણકમલમાં જ વિલીન થઈ.

સાચા વૈષ્ણવની ભક્તિથી મીરાંબાઈએ હરિને પૂરા મનથી અને વિશુદ્ધ ભાવે ભજ્યા. એ પોતાને વૃંદાવનની કૃષ્ણઘેલી ગોપી લેખતી. દુન્યવી સુખસગવડોની એને કદીયે તમા ન હતી. તન, મન અને પ્રાણનું સમર્પણ કરીને એના વહાલમ-(ઈશ્વર)ને રીઝવવો એ જ એની જિંદગીનું એકમાત્ર લક્ષ્ય હતું. હરિને ભેટવા, એમની સાથે તદાકાર થવાની તેની આત્મઝંખના હતી. પરિણામે એની કવિતામાં એના વહાલમાની સ્તુતિ અને એમના વિરહથી અનુભવેલી વ્યાકુળતા અને વ્યથાને વર્ણવતાં ગીતો મળે છે. અહીં એનાં પદોમાંથી થોડાંક અવતરણો આપ્યાં છે.

છોડ મત જાજ્યોજી મહારાજ.
મૈં અબળા બળ નાહિ ગુસાઈં, તુમ હી મેરે સિરતાજ.
મૈં ગુણહીન નહિ ગુસાઈં, તુમ સમરથ મહારાજ.

---

૧ આપો દેશ રાખશે.
૨ ક્યાં જઈશ?
૩ આબરૂ
૪ નિર્ભયતાનો ધ્વજ ફરકાવીશ
૫ ભવસાગર તરી જઈશ.
૬ મીરાં એમનાં ચરણકમળને વળગશે

ચારી[1] હોય કે કિયુરે જાઉં, તુમ હી હિવડરો[2] સાજ.
મીરાકે પ્રભુ ઔર ન કોઈ, રાખો અબકે લાજ.

અને :

હરિ બિન ક્યૂં જીઉં રી માય.
હરિ કારણ બૌરી ભઈ, જ્યૂ કાઠ હી ઘુન ખાય.[3]
ઔષધ મૂલ ન સંચરે, મોહિ લાગ્યો બૌરાય.[4]

અને વળી :

તુમરે કારણ સબ સુખ છોડયા, અબ મોહિ ક્યૂં તરસાવો હો
બિરહ – બિથા લાગી ઉર અંતર, સો તુમ આય બુઝાવો[5] હો
અબ છોડન નહિ બણૈ[6] પ્રભુજી, હંસકર તુરત બોલાવો હો.
મીરા દાસી જનમજનમકી અંગસે અંગ લગાવો હો.[7]

અંતે પ્રીતમના મિલનની મીરાંની ઝંખના અટકી, કારણ કે હરિ સાથેના એના વિરહનો હવે અંત આવ્યો અને પ્રીતમનો સંગ થતાં ભક્તોને પ્રાપ્ત થતાં આનંદ અને શાંતિ તેને લાધ્યા. પછી એણે જુદા જ સૂરમાં ગાયું, દા. ત. :

મૈં તો રંગરાતી ગુંસાઈયાં, મૈં તેરે રંગરાતી.
ઔરાં કે પિયા પરદેશ બસત હૈં, લિખલિખ ભેજતી પાતી.
મેરે પિયા મેરે હિય બસત હૈં, ગાતી રહૂં દિનરાતી.

પછી જ્યારે મીરાંને સાક્ષાત્કાર થયો અને નામના તથા પ્રસિદ્ધિ આખા દેશમાં પ્રસરી, ત્યારે એનાં કુટુંબીજનો અને બીજાં સગાંઓ આવી એને વીંટળાઈ વળ્યાં. આ

---

૧ તમારી
૨ હૃદયના
૩ હરિ માટે પાગલ થઈ છું અને જીવડાએ કોતરી કાઢેલા લાકડા જેવી છું.
૪ ઔષધિઓ અને મૂળિયાં કામ લાગતાં નથી, કારણ મને ગાંડપણ લાગ્યું છે.
૫ શાંત કરો
૬ હવે છોડી દેવાનું નહિ બને.
૭ એને તમારી સાથે ભેળવી દો.

બીનાને એ પોતાના શબ્દોમાં નીચે પ્રમાણે રજૂ કરે છે:

> મૈં આપણે સૈયાં સંગ સાંચી.[૧]
> અબ કાહેકી લાજ સજની પરગટ[૨] હૈવ નાચી.
> દિવસ ભૂખ ન ચૈન કબહિન, નીંદ નીસું[૩] નાસી.
> બેધ વારકો પાર હૈવ ગો,[૪] જ્ઞાન ગુહ ગાંસી[૫]
> કુલ કુટુંબ સબ આનિ[૬] બૈઠે, જૈસે મધુમાસી.
> દાસી મીરાઁ લાલ ગિરધર, મિટી જગ હાંસી.

મીરાં પોતાની માતૃભાષા મારવાડી હિન્દીમાં લખતી, પણ એનાં કેટલાંક પદોમાં ભારોભાર ગુજરાતી અને પંજાબી શબ્દો છે. સરળ અકૃત્રિમ શૈલીમાં રચાયેલાં આ પદો સજીવ અને હૃદયસ્પર્શી છે. એના પવિત્ર વિચારો અને દિવ્ય પ્રેમ જે સાહજિકતાથી વ્યક્ત થાય છે, એને લીધે પદોનું સૌંદર્ય ઑર વધે છે. ઈશ્વર માટેની એની લગનીને મીરાં કરતાં વધારે મર્મસ્પર્શી રીતે કોણ આલેખી શકે?

> હરિ મેરે જીવન પ્રાન-અધાર.
> ઓર આસરો નાંહી તુમ બિનુ, તીનૂં લોક[૭] મંઝાર.
> આપ બિના મોહિ કછુ ન સુહાવે,[૮] નિરખ્યૌ[૯] સબ સંસાર.
> મીરાઁ કહે મૈં દાસી બાવરી, ન દીજ્યૌ મતિ બિસાર.[૧૦]

મીરાં જન્મજાત કવયિત્રી હતી; અને હરિ માટેના ગાઢ અને તીવ્ર પ્રેમને ગાવામાં એણે કાવ્યપ્રતિભાને જોતરી. પરમાત્માથી વિખૂટા પડેલા મીરાંના આત્માની વ્યાકુળતા

૧ હું મારા નાથને વફાદાર છું.
૨ જાહેરમાં
૩ રાત્રે
૪ બાણ મને વીંધીને બહાર આવ્યું છે
૫ દિવ્ય જ્ઞાન વડે હું મારું છું.
૬ કુટુંબીજનો અને સગાઓ આવીને બેઠાં છે
૭ ત્રણે લોકમાં
૮ સારું લાગતું નથી.
૯ જોયો.
૧૦ ભૂલી ન જશો.

મર્મસ્પર્શી શબ્દોમાં કેવી રીતે આલેખાય છે એનું સુંદર ઉદાહરણ નીચેના પદમાં છે:

હેરી મેં તો પ્રેમ દિવાણી, મેરો દરદ ન જાણે કોય.
ઘાયલકી ગતિ ઘાયલ જાણે, જો કોઈ ઘાયલ હોય.
જૌહરીકી ગતિ જૌહરી જાણે, કી જિન જૌહર હોય.[1]
સૂલી ઉપર સેજ[2] હમારી, સોવણ કિસ બિધ હોય.
ગગનમંડલ પર સેજ પિયાકી કિસ બિધ મિલણા હોય.
દરદકી મારી બનબન ડોલૂં, બૈદ મિલ્યો નહિ કોય.
મીરાકી પ્રભુ પીર મીટેગી, જબ બૈદ સંવલિયા હોય[3]

મીરાં પોતાના જીવનનું અંતિમ ધ્યેય સુંદર અને સચોટ ભાષામાં વર્ણવે છે:

મેરે તો ગિરધર ગોપાલ, દૂસરા ન કોઈ.
જાકે સિર મોરમુકુટ, મેરો પતિ સોઈ.
તાત–માત–ભ્રાત બન્ધુ, આપનો ન કોઈ.
છાડી દઈ કુલકી કાન,[4] કયા કરેગા કોઈ.
સંતન ઢિગ બૈઠી બૈઠી, લોકલાજ ખોઈ.
ચૂનરીકો કીન્હે ટૂક,[5] ઓઢ લીન્હીં લોઈ.
મોતી મૂંગે ઉતાર, બનમાલા પોઈ[6]
અંસુવન જલ સીંચિ સીંચિ, પ્રેમ બેલિ બોઈ.
અબ તો બેલ ફૈલિ ગઈ, આનન્દ ફલ હોઈ.
દૂધકી મથનિયા, બડે પ્રેમસે બિલોઈ[7]
માખન જબ કાઢિ લિયો, છાછ[8] પિયે કોઈ.
આઈ મૈં ભક્તિ કાજ, જગત દેખ રોઈ.
દાસી મીરાં ગિરધર પ્રભુ, તારો અબ મોઈ.

---

૧ ઝવેરી જ ઝવેરીનું દુઃખ જાણે અથવા, જેની પાસે ઝવેરાત હોય તે જાણે.
૨ શય્યા
૩ જ્યારે વૈદ કૃષ્ણ હોય
૪ આબરૂ
૫ કામળી
૬ પોણી
૭ વલોવી.
૮ છાશ

સજ્જનોનો રક્ષણહાર અને ભક્તોનો તારણહાર એવો મીરાંનો અવિનાશી ગિરધર ગોપાલ આ જ સુંદર નટવર છે. સાદા છતાં ભાવવાહી સચોટ શબ્દોમાં મીરાં તેને વર્ણવે છે:

> બસો મોરે નૈનનમેં નંદલાલ.
> મોહની મૂરતિ સાંવરિ સુરતિ નૈણા બને બિસાલ.
> અધર સુધારસ મુરલી રાજતિ ઉર બૈજંતિ-માલ.
> છુદ્રઘંટિકા કટિતર સોભત નૂપુર સબદ રસાલ,
> મીરાં પ્રભુ સંતન સુખદાઈ ભગતબછ્છલ[1] ગોપાલ.

મીરાંનું સાહિત્ય વિવિધ રાગોમાં રચાયેલાં સેંકડો પદોમાં સમાયું છે. આ ઉપરાંત મીરાંએ ગીતગોવિન્દ અને રાગ-ગોવિન્દ ઉપર ટીકાઓ લખી હતી એમ કહેવાય છે, પણ એમાંની એકે હાલ ઉપલબ્ધ નથી.

મીરાં કરતાં કોઈ કવયિત્રીએ વધારે ખ્યાતિ નથી મેળવી. એનાં પદોએ અપૂર્વ ચાહના મેળવી છે અને આજદિન સુધી રામરંક બધા એનાં પદો લલકારે છે.

આવી હતી રાજકુમારી મીરાં, કે જેણે જગતના સુખસમૃદ્ધિનો ત્યાગ કરી, ગોવિન્દના ગુણ ગાવામાં જિંદગી ગાળી. એ ભારતની એક મહાન ભક્તનારી હતી અને એની યાદ અમર રહેશે.

---

૧ ભક્તવાત્સલ

## પ્રકરણ આઠમું

# મહારાષ્ટ્રની સંત નારીઓ

'નવનીત' નામે મરાઠી કાવ્યસંગ્રહમાં મહારાષ્ટ્રની માત્ર ત્રણ જ ભક્ત નારીઓનો નિર્દેશ છે. જનાબાઇ, રાજાઇ અને ગોણાઇ. મહાન સંત નામદેવની શિષ્યા હોવાને લીધે જનાબાઇ પ્રસિદ્ધ છે. આ બધા સંતોના ચરિત્ર મહીપતિના ભક્ત–વિજયમાં ખૂબ વિગતવાર આપવામાં આવ્યાં છે, પણ આધુનિક વાચકો તેમાં ઐતિહાસિક ચોકસાઇ હોવાની બાબતમાં શંકાશીલ છે.

પંઢરપુરની ભક્તનારી તરીકે જનાબાઇ ખૂબ પ્રખ્યાત હતી અને ભગવાન વિઠોબા એની ભક્તિનું લક્ષ્ય હતા. ગોદાવરી નદીને કાંઠે આવેલા ગંગાખેડ નામના ગામડામાં જનાબાઇનો જન્મ થયો હતો. તેના પિતા દામાજી, વિઠોબાના મહાન ભક્ત હતા. જાતિએ શૂદ્ર હોવા છતાં તેમને ઈશ્વર તરફ બહુ ભક્તિભાવ હતો અને દરવર્ષે તે પંઢરપુરની યાત્રાએ જતા. જનાબાઇની માતાનું નામ કરુંડ હતું. આ માતા-પિતાની પુત્રી તે જનાબાઇ, અને જ્યારે તે પાંચ કે છ વર્ષની બાળકી હતી, ત્યારે તેના પિતા તેને નામદેવના પિતાને ત્યાં લઇ ગયા અને તેણે આખી જિંદગી નામદેવના પિતાના ઘરમાં કામવાળી તરીકે ગાળી. આથી જ તે પોતાને "દાસી જની" (ચાકર જની) તરીકે ઓળખાવે છે. નામદેવના પિતા દામા શેટી જ્ઞાતિએ દરજી હતા. તે દર વર્ષે જનાબાઇને એમની સાથે યાત્રાએ લઇ જતા. જનાબાઇએ ઘણા ચમત્કારો કરેલા એમ કહેવાય છે. નિરક્ષર હોવા છતાં, જનાબાઇએ ભગવાન વિઠ્ઠલ ઉપર ઘણાં પદો રચ્યાં છે એ આશ્ચર્ય પમાડે તેવી વાત છે. જનાબાઇ એક પદમાં કહે છે:

"ભગવાન તમારી સાચી લાગણી જ જુએ છે, અને એકનિષ્ઠ ભક્તિથી આકર્ષાઇને સ્વર્ગ છોડીને તમને મળવા પણ આવે છે. એ પુંડલિકની પાસે આવી એની આગળ ખડા થયા. પુંડલિકે એમને બેસવા ઈંટ ફેંકી, પણ એ બેઠા નહિ. એ આનંદસાગર છે. જેમના ઉપર એ પોતાની કૃપા વરસાવે છે, તેને માટે આખી દુનિયા કૃપાળુ બની જાય છે. એ લોકો કશા બદલાની અપેક્ષા રાખતા નથી. આવા ભક્ત ઉપર પડતી આપત્તિઓને ભગવાન પોતે ખમી લે છે.

અને હાજરાહજુર રહીને તેને બધી મુશ્કેલીઓ અને દુ ખના પ્રસગોએ બચાવી લે છે એને નાતજાતની પડી નથી ચોખામેળા તો અસવર્ણ હતો, પણ એના હૃદયમા ખૂબ ભકિત હતી તેથી ભગવાન એના સેવક બન્યા અને એની સાથે જમતા ચોખામેળાએ ભગવાનને પણ પોતાના જેવા અસવર્ણ કરી મૂકયા એ જોઈને જનીને હસવુ આવે છે"

એણે લગભગ ત્રણસો પદો રચ્યા હોવાનું કહેવાય છે, પણ શ્રી આજગાવકર માને છે કે આ બધામાથી પચ્ચીસ શ્લોકો જ ખરખર એણે રચેલા છે એ અધ શ્રદ્ધાળુ ભકત ન હતી, એને જીવાત્મા અને પરમાત્માના સબધ અને જગતની માયાની સમજણ હતી

રાજાઈ અને ગોણાઈનો ઉલ્લેખ શ્રી આજગાંવકરની કૃતિમા નથી, પણ તેમના થોડાક શ્લોકો 'નવનીત'માં જોવા મળે છે

રાજાઈ નામદેવની પત્ની હતી અને ગોણાઈ એની માતા હતી જિંદગીમા ઈશ્વર સિવાય બીજા કશામા રસ ન ધરાવનાર નામદવ સાથના સબંધને લઈને જ આ બન્ને સ્ત્રીઓ સત બની નામદેવ પઢરપુરના વિઠ્ઠલના મહાન ભકત હતા રાજાઈ અને ગોણાઈએ રચેલા શ્લોકો હાલ છૂટાછવાયા મળી આવે છે એ સાવ સ્વાભાવિક છે ક નામદેવને તેમણે કૌટુબિક બાબના તરફ બેદરકાર બનતા અટકાવવા શકય તેટલા પ્રયત્નો કર્યા એમ લાગે છે ક નામદવ આખા ભારતની યાત્રા કરી હતી અને પંજાબમા પણ એ ફર્યા હતા બાલ્યવયમા એ ખૂબ તોફાની હતા, પણ પાછળથી એમણે પોતાનો સ્વભાવ સુધાર્યો, અને પંઢરપુરના મદિરમા આવતા જ્ઞાનેશ્વરી સાધુઓ સાથના નિકટના સંપકને પરિણામે પોતે પણ સત બન્યા

જ્ઞાનેશ્વર પ્રથમ મહાન સંત છે, જેમનાથી મહારાષ્ટ્રમા સતપરંપરા ચાલુ થઈ એમણે ઈ સ ૧૨૯૦મા ભગવદ્ગીતા પર જ્ઞાનેશ્વરી નામની ટીકા લખી જ્ઞાનેશ્વરી પહેલા પણ મરાઠીમા મહાનુભાવ પથનું ઘણ સાહિત્ય રચાયું હતુ આ મહાનુભાવ સંપ્રદાય ગુપ્ત સપ્રદાય હતા અનક કારણોને લીધે એ બહુ પ્રચાર ન પામ્યો

આજગાંવકરના મતે ઈ સ ૧૨૧૩ના અરસામા થયેલી મહદાઈમા ઉર્ફે મહદમ્બા પ્રથમ મરાઠી સત નારી હતી, અને આ સંપ્રદાયના સ્થાપક તેમ જ અલૌકિક સિદ્ધિઓ માટે પ્રસિદ્ધ એવા ચક્રધરની એ શિષ્યા હતી. માત્ર અર્વાચીન મરાઠી ભાષા જ જાણનારને મહદાઈસાની કવિતા સમજવી અઘરી પડે છે, પણ હવે એના પર ટિપ્પણો લખવામાં આવ્યાં છે

એના પછી થઈ ગયેલી બીજી સંત નારી છે જ્ઞાનેશ્વરની બહેન મુક્તાબાઈ. તે પ્રખર વિદુષી હતી અને એણે ખાસ્સી સંખ્યામાં કવિતાઓ લખી છે. નિવૃત્તિ, જ્ઞાનદેવ, સોપાન અને મુક્તાબાઈ—આ ચારે મહાન મરાઠી સંતો હતા. મુક્તાબાઈ જ્ઞાનેશ્વરની સૌથી નાની બહેન હતી અને પોતે પણ મહાન સંત થઈ. એ વેદાંતમાં પારંગત હતી અને એનાં લખાણોમાં ભરપૂર વેદાંતચર્ચા છે. એણે યોગ-સાધનાનો અભ્યાસ કર્યો હતો એમ જણાય છે, અને જ્ઞાનેશ્વરની જેમ એની ગુરુ-પરંપરા પણ મચ્છેન્દ્રનાથ, ગોરક્ષનાથ, ગૈહિનનાથ અને પોતાના જ્યેષ્ઠ બંધુ નિવૃત્તિ સુધીની બતાવવામાં આવે છે.

આ ત્રણે ભાઈઓ અને મુક્તાબાઈનાં જીવન ભલે ટૂંકાં હતાં, છતાં પણ નોંધ-પાત્ર પ્રસંગોથી ભરપૂર હતાં. પૈઠણ નજીક આપેગાંવમાં એક ત્ર્યંબકપંત રહેતા હતા. એ યુવાન હતા ત્યારે પ્રસિદ્ધ સૈનિક હતા, પણ પાછળથી સંત ગોરક્ષનાથના સંપ્રદાયના અનુયાયી બન્યા. ત્ર્યંબકપંતને ગોવિંદ નામે પુત્ર હતો. ગોવિંદની પત્ની નિરાબાઈએ વિઠ્ઠલ નામે પુત્રને જન્મ આપ્યો. બાળપણથી જ વિઠ્ઠલનું વલણ સંયમ, ભક્તિ અને તપ તરફ હતું અને એક વખત યાત્રા દરમિયાન તે પૂના નજીકના આળંદી ગામે ગયો ત્યાં તે સિધોપંત નામના ગૃહસ્થની કન્યા રુક્મિણીને પરણ્યો. લગ્ન પછી પણ એ હમેશાં ધ્યાનમગ્ન રહેતો તેથી સ્વાભાવિક છે કે એને સર્વસામાન્ય ગૃહસ્થજીવનમાં રસ લેતો કઈ રીતે કરવો એ બાબત રુક્મિણીને ચિંતા થતી હતી. એક દિવસ વિઠ્ઠલપંતે અચાનક આળંદી છોડ્યું અને કાશી જઈને મહાન સંત રામાનંદને મળ્યો. એણે રામાનંદને કહ્યું કે પોતે એકલો હતો અને પત્ની કે બાળકોની જંજાળ હતી નહિ. રામાનંદે એને સંન્યાસની દીક્ષા આપી અને 'ચૈતન્યાશ્રમ'નું નવું નામ આપ્યું. સમય જતાં રુક્મિણીને યાત્રાળુઓ પાસેથી આની જાણ થઈ, પણ આશાના અને પ્રાર્થનાના બળે તે ટકી રહી. બાર કે તેર વર્ષો પછી, યાત્રાએ નીકળેલા રામાનંદ જાતે જ આળંદી ગયા અને મંદિરમાં રુક્મિણીને મળ્યા અને એના પતિના સંન્યાસ વિશે સાંભળ્યું. એમને ઘણું દુઃખ થયું અને જ્યારે બનારસ પાછા ફર્યા ત્યારે ચૈતન્યને એની પત્ની પાસે પાછા જવાનું અને ગૃહસ્થજીવન જીવવાનું કહ્યું, કારણ કે તેને પત્ની હોવાથી સંન્યાસની દીક્ષા લેવાનો કોઈ અધિકાર ન હતો, વળી એણે જૂઠું બોલીને દીક્ષા ગ્રહણ કરી હતી. તેથી એ ચૈતન્યાશ્રમ આળંદીમાં પાછો ફર્યો પણ આળંદીના ધર્મજડ રૂઢિ-ચુસ્ત બ્રાહ્મણો એકવાર સંન્યાસ ગ્રહણ કર્યા બાદ ગૃહસ્થજીવનમાં પ્રવેશ કરનારને

સાંખી લેવા તૈયાર ન હતા. તેથી વિઠ્ઠલ, એની પત્ની, નિવૃત્તિ, જ્ઞાનદેવ, સોપાન નામના ત્રણ પુત્રો અને મુકતાબાઈ નામે પુત્રી—એટલાંના બનેલા આ આખા કુટુંબનો સંપૂર્ણ સામાજિક બહિષ્કાર કરવામાં આવ્યો. પુરોહિતો અને બ્રાહ્મણોની ઇચ્છાને અનુસરી વિઠ્ઠલ અને તેની પત્નીએ બાળકોને આળંદીમાં મૂક્યાં અને પ્રયાગ (અલાહાબાદ) જઈને ગંગાયમુનાના પવિત્ર સંગમમાં જળસમાધિ લીધી. બ્રાહ્મણોના મતે વિઠ્ઠલપંતે કરેલા મહાન પાપનું આ જ એકમાત્ર પ્રાયશ્ચિત્ત હતું. આથી નિવૃત્તિ, જ્ઞાનદેવ, સોપાન અને મુકતાબાઈ આ જગતમાં અનાથ, નિરાધાર અને જ્ઞાતિબહિષ્કૃત થઈ રહ્યાં. આ વખતે નિવૃત્તિની ઉંમર દસ વર્ષની હતી, જ્ઞાનદેવની આઠ વર્ષની, સોપાનની છ વર્ષની અને મુકતાબાઈની ચાર વર્ષની હતી. સમય જતાં જ્ઞાનદેવના અગાધ પાંડિત્ય, બુદ્ધિમત્તા અને ચમત્કારિક શકિતઓને લીધે બ્રાહ્મણો સાથે સમાધાન થઈ ગયું એમણે આ બાળકોને આળંદીમાં રહેવા છૂટ આપી, પણ હજી એ બ્રાહ્મણજ્ઞાતિની બહાર હતાં અને કોઈ તેમની સાથે ભળવા કે લગ્નસંબંધથી જોડાવા તૈયાર ન હતું. તેથી તે બધાં અહમદનગર જિલ્લાના નેવાસે ગામે ગયાં. ગૈહિનનાથ પાસેથી નિવૃત્તિને નાથપથનાં કેટલાંક ગુપ્ત રહસ્યોની દીક્ષા મળી એમ કહેવાય છે. એણે પછી જ્ઞાનદેવને દીક્ષા આપી. સોપાન અને મુકતાબાઈ જ્ઞાનદેવ સાથેના સતત સંપર્કને કારણે સંત બન્યાં. મુકતાબાઈએ ઈ. સ. ૧૨૯૬માં ૨૧ વર્ષની ઉંમરે અનેક પદો રચ્યાં. જ્ઞાનદેવ બ્રહ્મલીન થયા અને સદેહ સમાધિ લીધી. આજે પણ લોકો આળંદીના આ સમાધિસ્થાનની યાત્રાએ જાય છે.

એના શ્લોકો ઉપરથી સાબિત થાય છે કે મુકતાબાઈ વેદાંતમાં પારંગત હતી. એ કહે છે, "જેનામાં દયા છે, ક્ષમા છે અને જેના હૃદયમાં લોભ કે અહંકાર નથી એ જ સાચા સંત છે; એવા જ લોકો સાચા ત્યાગી છે; એ જ ઈહલોક અને પરલોકમાં સુખી થઈ શકે." એણે શીખવ્યું: "વિશુદ્ધ હૃદયવાળાને માટે ઈશ્વર દૂર નથી." બીજા એક શ્લોકમાં એ કહે છે: "નથી એ બજારમાં વેચાતો કે નથી પૈસા આપીને એ ખરીદાતો. આ બાબત છે સમ્યક્ જીવનની. ઈશ્વરસાક્ષાત્કાર કરવાનું કોણ શીખવી શકે? દરેકે જાતે જ ઈશ્વર શોધવો જોઈએ."

ઈ. સ. ૧૨૯૭માં મુકતાબાઈએ વેરૂળ નજીક માણગાંવમાં અંતિમ સમાધિ લીધી.

આજગાંવકરે ઉલ્લેખેલ બીજી સંત તે જની. એનો વિઠોબાની મહાન ભકત જનાબાઈ તરીકે ઉપર ઉલ્લેખ થયો છે.

એના પછીની બીજી સંત તે સોયરાબાઈ. અછૂત ગણાતી મહાર જ્ઞાતિમાં એ

થઈ હતી તેનો પતિ પ્રસિદ્ધ સંત હતો અને એનું નામ ચોખામેળા હતું તેનું હૃદય અત્યંત ભક્તિપૂર્ણ હતું પતિને પગલે ચાલીને તે પોતે પણ સંત થઈ એણે સ્વરચિત મુક્તકરૂપે વિપુલ સાહિત્ય આપ્યું છે ચોખામેળા એ અછૂત જાતિનો પ્રસિદ્ધ સંત હતો અને આજદિન સુધી એને પુષ્કળ આદર અપાય છે જો કે સોયરાબાઈએ મોટી સંખ્યામાં શ્લોકો રચ્યા હતા, છતાં આજે તેમાંના માત્ર બાસઠ જાણીતા છે એ કહે છે, "માત્ર શરીર જ મેલું કે અપવિત્ર થઈ શકે, પણ આત્મા તો હમેશાં વિશુદ્ધ જ્ઞાનસ્વરૂપ છે શરીર જન્મથી જ અશુદ્ધ છે પછી શરીર વિશુદ્ધ હોવાનો દાવો કોઈ કેવી રીતે કરી શકે? શરીર મેલથી ભરેલું છે, પણ શરીરની અશુદ્ધિ શરીરમાં જ રહે છે આત્મા એનાથી અસ્પર્શ્ય રહે છે" આ પ્રમાણે ચોખામેળાની મહાર પત્ની કહે છે

એ દર વર્ષે નિયમિત રીતે પંઢરપુરની યાત્રાએ જતી. એને અને એના પતિને ખૂબ હેરાન કરવામાં આવ્યા હતા, પણ એમણે શ્રદ્ધા કે મનની શાંતિ કદી ગુમાવી નહિ, અને અંતે સનાતની બ્રાહ્મણોના ત્રાસમાંથી વિજયી નીવડી છૂટ્યાં. ચોખામેળાની સમાધિની જગ્યા મંગળવેઢામાં ફરીથી બંધાય છે

એ પછી આવે છે સંત નિર્મળા. એ ચોખામેળાની નાની બહેન હતી. એ સ્વાભાવિક છે કે સોયરા અને નિર્મળા બન્નેએ ચોખામેળા સાથેના તેમના સંબંધને કારણે સંત તરીકે ખ્યાતિ મેળવી હતી. એક મહાર પણ સંત થઈ શકતો હતો એ હકીકત જ એ સમયની સહિષ્ણુતા માટે ઘણું ઘણું કહી નાખે છે ઉપર જણાવ્યા પ્રમાણે, ચોખામેળા સાંગલી પાસે આવેલ મંગળવેઢામાં જન્મ્યા હતા અને ત્યાં આજે પણ તેની સમાધિ છે

બીજી સંત તે કાન્હોપાત્રા નામે હતી. એનો જન્મ ઈ સ. ૧૪૭૦ના અરસામાં થયો હતો. એની માતા નાચનારી હતી. એ એટલી લાવણ્યમયી હતી કે લોકો ઇચ્છતા હતા કે તે એ વખતના મોગલ બાદશાહની રખાત બને. પણ એણે ઈનકાર કર્યો અને જ્યારે તે અસહાય થઈ ત્યારે પંઢરપુર ગઈ એને જાણવું હતું કે દયાળુ દેવ તરીકે જાણીતા ભગવાન વિઠોબા પોતાને ભક્ત તરીકે સ્વીકારશે કે નહિ એને કહેવામાં આવ્યું કે અલબત્ત, વિઠોબા એનો સ્વીકાર કરશે, કારણ કે એ બહુ દયાળુ અને પતિતોદ્ધારક છે એ લોકોના દેવ હતા, જનસામાન્યના દેવ હતા, દીનદલિતના દેવ હતા આજે પણ એમનું મંદિર બધી જ્ઞાતિઓ માટે, કહેવાતા અસ્પૃશ્યો માટે પણ ખુલ્લું છે તેથી કાન્હોપાત્રાએ એની જન્મભૂમિ મંગળવેઢે છોડી જન

પંઢરપુર પહોંચી વિઠોબાના મંદિરે ગઈ. કહેવાય છે કે શહેનશાહની રખાત બનાવવા માટે તેડી જવા એના દૂતો ત્યાં આવ્યા. એણે કહ્યું કે પહેલાં પોતે મંદિરમાં જશે; એ મંદિરમાં ગઈ અને વિઠોબાની મૂર્તિને ભેટી એમનાં ચરણકમળમાં મૃત્યુ પામી.

પ્રેમાબાઈ વિધવા હતી. સંત કરતાં કવયિત્રી તરીકે તે વધારે પ્રખ્યાત છે. એણે ભક્તિવિષયક કાવ્યો ઘણાં લખ્યાં છે, પણ એના અંગત જીવન વિશે ઘણી ઓછી માહિતી મળે છે, પણ એના કેટલાક શ્લોકો વિદ્યમાન છે.

ત્યારબાદ થઈ બહિણાબાઈ. ૧૭મી સદીની ત્રીજી વીસીમાં જન્મેલી એ સંત નારી ઈ. સ. ૧૭૦૦માં મૃત્યુ પામી.[1]

બહિણાબાઈ પોતાની પાછળ નોંધપાત્ર સાહિત્ય મૂકી ગઈ છે. એના પછી સત્તરમી સદીના મહાન સંત રામદાસની શિષ્યા વેણાબાઈ આવે છે. વેણાબાઈ વેણાસ્વામી રામદાસી તરીકે પણ ઓળખાય છે. એને રામદાસ માટે એટલો ભક્તિભાવ હતો કે રામદાસના અનુયાયી થવા માટે એણે પતિના કુટુંબને અને માતાપિતાને ત્યજ્યાં હતાં, અને એથી એને એ બધાં તરફથી ખૂબ ત્રાસ સહન કરવો પડ્યો. એના જન્મનુ વર્ષ ઘણું ખરું ઈ. સ. ૧૬૨૦ છે. રામદાસી વિદ્વાન અને સંશોધક શ્રી શંકર શ્રી કૃષ્ણ દેવે એનો નિર્દેશ કર્યો છે. અને એ મહાન સંત રામદાસમાં જ ભક્તિવાળી હતી એમાં શંકા નથી. રામદાસે દાસબોધ અને બીજું ધાર્મિક સાહિત્ય લખ્યું છે.

વેણાબાઈ પછીની બીજી સંત નારી છે બૈયાબાઈ ઉર્ફે બયાબાઈ રામદાસી. એ ૮૪ વર્ષ જીવી અને ખૂબ ખ્યાતિ પામી. એને ગિરિધર નામે શિષ્ય હતો. એ ઉર્દૂ અને મરાઠી બન્ને ભાષાઓ જાણતી હતી અને ઈશ્વરની સ્તુતિપરક ઘણી ઉર્દૂ કવિતા એણે રચી છે. એના અંગત જીવનની કશી વિગતો ઉપલબ્ધ નથી.

---

૧ વિગતો માટે આ પછીનું પ્રકરણ જુઓ.

## પ્રકરણ નવમું

# બહિણાબાઈ

ત્રણ સદીઓ પૂર્વે, ઇ. સ. ૧૬૨૮માં પ્રખ્યાત એલોરાની ગુફાઓ પાસે વેરૂળ નજીક આવેલા દેવગાંવમાં બહિણાબાઇના જીવન-કથાનકની રજૂઆત કરતો કાળનો પડદો ઊપડે છે. "દેવોની નગરી" તરીકે એ ગામ ઓળખાય છે. શિવા નદી નજીકમાં જ વહે છે અને બીજાં બધાં તીર્થ કરતાં આ તીર્થ ચડિયાતું છે. તેથી એ લક્ષતીર્થ કહેવાતું હતું એક સૂચક બીના છે. પ્રાચીન આર્યોના અગ્રણી અગત્સ્ય ઋષિએ આ ભૂમિને વરદાન આપ્યું હતું કે, જે અહીં સ્નાન કરશે અને તપશ્ચર્યા આદરશે એની બધી જ કામનાઓ ફળશે.

આઊજી કુલકર્ણી નામે બ્રાહ્મણ આ ગામનો લહિયો હતો. તે સરળ અને બડભાગી હતો. એની પત્ની જાનકીબાઇ ગૃહસ્થાશ્રમનાં કર્તવ્યો સારી રીતે બજાવતી હતી. આ યુગલ નિ:સંતાન હતું. એમણે સંતાનપ્રાપ્તિની અભિલાષાથી લક્ષતીર્થમાં તપ કર્યું.

આઊજીએ ઉપરાઉપરી ત્રણ વખત આવેલા સ્વપ્નમાં એક પવિત્ર બ્રાહ્મણને, પોતાને બે પુત્રો અને એક પુત્રીનો આશીર્વાદ આપતાં જોયો. એક જ વર્ષમાં, ઇ. સ. ૧૬૨૮માં એમને એક પુત્રી જન્મી. એનું નામ એમણે બહિણા પાડ્યું.

હિંદુ પ્રથા પ્રમાણે વિશ્વેશ્વર નામના એક બ્રાહ્મણ જ્યોતિષીએ કન્યાની કુંડળી માંડી, એની મહાનતાની આગાહી કરી.

બહિણા ચાર વર્ષની થતાં, શિવપુરમાં રહેતા કુલકર્ણી કુટુંબના સગા ગંગાધર પાઠક સાથે બહિણાનું લગ્ન કરવામાં આવ્યું. આ વખતે એની ઉંમર ત્રીસ વર્ષની હતી.

ચાર વર્ષ શાંતિથી પસાર થઇ ગયાં, પણ પૈતૃક સંપત્તિની બાબતમાં આઊજી અને એનાં સગાંઓ વચ્ચે થયેલ ઝઘડાને કારણે કૌટુંબિક મુશ્કેલીઓ અને ગરીબી આવી પડવાથી એનાં માતાપિતા હેરાન થઈ ગયાં. ગંગાધર એમની મદદે આવ્યો. એણે પ્રસંગનો તાગ લીધો અને નિર્ણય કર્યો કે આ જગ્યા છોડવા સિવાય ઉપાય ન હતો. રાત્રિના અંધકારમાં આ કુટુંબે દેવગાંવ છોડ્યું મુસાફરી દરમિયાન એમને ખૂબ મુશ્કેલીઓ સહન કરવી પડી અને રસ્તે જતાં, ભીખ માગવી પડી. સુજનતાનો માર્ગ કદી સુંવાળો હોતો નથી. રસ્તામાં આ કુટુંબે ઘણાં પવિત્ર તીર્થો અને નદી-

ઓનાં દર્શન કર્યાં. જ્યારે જ્યારે બહિણા આવાં સ્થળોએ જતી, ત્યારે એને આ સ્થળો માટે ઊંડી મમતા જાગતી. મહારાષ્ટ્રના કાશીસમા પંઢરપુરમાં પૂરા પાંચ દિવસ અને રાત્રિ આ કુટુંબે પસાર કરી. પાંડુરંગ ભગવાનની મૂર્તિનાં દર્શનથી બહિણાને ખૂબ આનંદ થયો. પછી આ લોકો શંકરના સાન્નિધ્યથી પુનિત થયેલા મહાદેવ વનમાં પહોંચ્યાં. જ્ઞાતિએ બ્રાહ્મણ હોવાથી આ કુટુંબ ભિક્ષામાં માત્ર રાંધ્યા વગરનું ધાન્ય જ સ્વીકારતું, અને એથી આ લોકોને આ સ્થળ છોડી રહિમતપુરમાં જઈ વસવાની ફરજ પડી. સદ્ભાગ્યે ગંગાધરને એ ગામના કાયમી પુરોહિતના બદલામાં કામચલાઉ પુરોહિત નીમવામાં આવ્યો.

બહિણા હજુ અગિયાર વર્ષની થઈ હતી, છતાં એને સંતોના રંગમાં રહીને દેવોની કથાઓ સાંભળવાની ઉત્કટ ઇચ્છા થઈ આવતી. પડોશની છોકરીઓ એની સાથે જ્યારે રમવા આવતી, ત્યારે બહિણા ઈશ્વરચિંતનમાં મગ્ન હોય. પૂર્વજન્મોની એની વણપુરાયેલી અભિલાષા એના આ જન્મના દૈનંદિન પ્રસંગોમાં વ્યક્ત થતી: ઈશ્વર માટેનો ભાવાવેશ એ એની એકમાત્ર રમત હતી.

કાયમી પુરોહિત કાશીથી પાછા ફર્યા અને ગંગાધરને છૂટો કરવામાં આવ્યો ત્યારે એને ભરણપોષણનું બીજું સાધન ન હતું. તેથી આ કુટુંબ અત્યંત પવિત્ર એવા કોલ્હાપુરમાં પહોંચ્યું. બહિણાના જીવનનું સાચું મહાકાવ્ય અહીંથી જ શરૂ થાય છે.

કોલ્હાપુરમાં બહિરામ ભટ્ટ નામે બ્રાહ્મણ રહેતો હતો. તે વેદોમાં અને શાસ્ત્રોમાં પારંગત હતો અને આ કુટુંબને આશરો આપવાની એણે કૃપા કરી. એના ઘરમાં આ બધાંને પુરાણો અને હરિકીર્તનો સાંભળવાની તક સાંપડી. એ જ નગરમાં ભાગવતપુરાણમાંથી કથા કહેતા એક જયરામ સ્વામી હતા. એમને સાંભળતાં બહિણાને ધ્યાનની અદમ્ય વૃત્તિ થઈ આવતી હતી.

એક વખત ઉત્સવ દરમિયાન બહિરામ ભટ્ટને દક્ષિણામાં કાળીમેશ ગાય મળી. એનાં શિંગડાં સોને રસેલાં હતાં, અને એની ખરીઓ રૂપાથી મઢેલી હતી, અને એને પીળું રેશમી વસ્ત્ર ઓઢાડવામાં આવ્યું હતું. એ જમાનામાં આ બધું એને દક્ષિણા તરીકે ખાસ લાયક બનાવતું હતું. પોતાના જેવું જ એક કાળુમેશ વાછરડું એ ગાયને આવ્યું. એના જન્મ પછી દસ દિવસે આ ગાય અને વાછરડું બન્ને ગંગાધરને આપી દેવાની પ્રેરણા બહિરામ ભટ્ટને થઈ આવી. આખું કુટુંબ આ ભેટથી ખુશ થયું. વાછરડાને બહિણા સાથે ખૂબ માયા થઈ. તે એની સાથે જ ફરતું હતું બહિણા સિવાય બીજા કોઈ પાસેથી એ ખોરાક કે પાણી લેતું નહિ. બહિણા જ્યારે કૂવે

પાણી ખેંચવા જતી, ત્યારે એ જોરથી ભાંભરતું અને ઊભી પૂંછડીએ એની પાછળ પાછળ જતું હતું. બાળક પોતાના પાળેલા પ્રાણીની ભાષા સમજે એમ બહિણા આ વાછરડાની દરેક ક્રિયા સમજતી હતી. આપણામાં જો સમજવા પૂરતો પ્રેમ હોય તો પ્રાણીની દરેક ક્રિયાને આપણે ઉકેલી શકીએ. પવિત્ર કીર્તનો માટેનો ખૂબ જ ભક્તિભાવ બહિણાએ આ વાછરડામાં જોયો, કારણ કે જ્યારે એ કીર્તનો સાંભળવા જતી, ત્યારે વાછરડું એને અનુસરતું હતું. શ્રોતાઓને સહેજ પણ ખલેલ પહોંચાડયા વગર એ એકચિત્તે કથા સાંભળતું હતું. બહિણા અને બીજાને એ વાછરડામાં પૂર્વજન્મમાં યોગમાંથી ચળી પડેલ કોઈ યોગભ્રષ્ટ આત્માની પ્રતીતિ થતી હતી.

કોલ્હાપુરમાં જયરામ સ્વામીનાં કીર્તનો બહુ લોકપ્રિય થતાં હતાં; અને બહિણા એમને સાંભળવાનું કદી ચૂકતી નહિ. બહિણા અને એનું વાછરડું આખા શહેરની વાતનો વિષય બન્યાં હતાં. એનો પતિ સંન્યાસી હોવા છતાં સ્વભાવે ક્રોધી હતો. એની પત્ની સમાજની કુશલીનું લક્ષ્ય બને એ એને જરા પણ રુચ્યું નહિ. એક દિવસ, ઉશ્કેરાટમાં આવી જઈને, એ ઘેર દોડયો અને પત્નીના વાળ પકડીને એને મારવા માંડયો. બહિણાને ખૂબ સંતાપ થયો. ગાય અને એનું વાછરડું જોરથી ભાંભરવા લાગ્યાં. એ વખતે અગિયાર વર્ષની ગભરુ બહિણા સાડત્રીસ વર્ષના પોતાના પતિને કશું કરી શકે એમ ન હતી. એના પ્રત્યેની કઈ ફરજમાં પોતે ચૂકી હતી? એનાં માતાપિતા પણ એના ક્રોધને શાંત પાડવા અસમર્થ નીવડયાં. એમણે આ પાશવી વર્તણૂકનું કારણ એને પૂછ્યું.

ઈર્ષાળુ પતિએ જવાબ આપ્યો: "જયરામ સ્વામીમાં એવી તે કઈ મહત્તા એણે જોઈ? હરિકીર્તનની કોને પડી છે? જો એ ફરીફરી ત્યાં જવાનું ચાલુ રાખશે તો હું એને બીજી વાર પીટીશ." આ પછી એ એને અવારનવાર પીટતો.

છેવટે, આ પરિવારના વડા બહિરામ ભટ્ટ આ બધું લાંબો વખત સાંખી ન શકયા. એમણે એ જ ક્ષણે ગંગાધરને ઘર છોડી જવા કહ્યું. આ પછી થોડો કાળ સરળતાથી ચાલ્યું. એક પખવાડિયું શાંતિથી પસાર થયું. અચાનક વાછરડું એકદમ માંદું પડયું. બધાંએ એ સાજું થશે એ આશા છોડી દીધી. એને બચાવવા માટે કશો ઉપાય બાકી ન રાખ્યો. એના હોઠ ધ્રૂજતા હતા. વાછરડાને માટે અત્યંત પ્રેમ હોવાને કારણે બહિણા એના અંતિમ શબ્દો સાંભળી શકી. એના બાળમાનસને એ શબ્દો વાછરડાએ ઈશ્વરને કરેલી અંતિમ પ્રાર્થનાના હતા એમ ભાસ્યું. બીજે દિવસે વાછરડું શાંતિથી મરણ પામ્યું. આ પ્રસંગે બહિણાના મન ઉપર ખૂબ ઊંડી અસર પાડી.

ત્રણ દિવસ એ બેભાન રહી. પણ ચોથે દિવસે એને એક અલૌકિક ઝાંખી થઈ. એક બ્રાહ્મણ એને દેખાયો અને કહ્યું, "બહિણા, જાગ! વિચારવા માંડ. તારા મનને જાગ્રત થવા દે."

અને જાગીને એણે જોયું તો દીવો બળતો હતો. એ મધરાતનો સમય હતો, અને એનાં માતાપિતા, પતિ અને ભાઈઓ બધા ચિંતાતુર ચહેરે એની પથારી પાસે બેઠાં હતાં. પેલા બ્રાહ્મણમાં બહિણાને પંઢરપુરના પાંડુરંગની ઝાંખી થઈ. હવે માત્ર દેવો અને સાધુઓની મૂર્તિઓ, એમની વાર્તાઓ અને શ્લોકો જ એની સ્મૃતિમાં સંઘરાતા. મરાઠાઓના પ્રાંત મહારાષ્ટ્રમાં જેની સંત તરીકેની ખ્યાતિ ક્યારનીય પ્રસરી ચૂકી હતી, એવા સંત તુકારામનાં દર્શન કરવાની તૃષ્ણા બહિણામા જાગી. તુકારામને એણે પોતાના ગુરુ તરીકે માન્યા, એની દોરવણી વિના એની દશા પાણી વિના તરફડતી માછલી જેવી થઈ.

તુકારામે એક બ્રાહ્મણને ખુશ કરવા એનો એક હસ્તલિખિત શ્લોક નદીમાં નાખી દઈને, તેર દિવસ પછી એના પવિત્ર જળમાંથી હેમખેમ પાછો મેળવ્યો હતો: બધા સંતોમાં એણે જ, સામાન્ય જનતાને મરાઠી ભાષામાં વેદાંતનો સાર સમજાવ્યો હતો. એ બધું બહિણાને સારી પેઠે યાદ હતું. એના વિશેની બહિણાના ચિંતનની તીવ્રતાએ એને અચેતન બનાવી દીધી અને વાછરડાના મૃત્યુ પછીના સત્તરમા દિવસે તુકારામે એને સ્વપ્નમાં દર્શન આપી સાંત્વન આપ્યું અને 'રામ – કૃષ્ણ – હરિ' નો મંત્ર આપ્યો.

તુકારામે એને આત્મજ્ઞાનનો ઉપદેશ આપ્યો. એ આ દશામાં હતી, ત્યારે જયરામ સ્વામી એને જોવા આવ્યા. એની પથારી પાસે બેઠા પછી ક્ષણભર એ ભાવાવેશમાં આવી ગયા. પણ બહિણાએ સ્પષ્ટપણે તુકારામને બોલતા સાંભળ્યા: "હું જયરામને મળવા આવ્યો છું, તારી મુક્તિ માટેની ઝંખના મેં જોઈ છે. હવે તું અહીં વધારે વખત રહીશ નહિ; આત્મજ્ઞાન અને સાક્ષાત્કાર માટે પ્રયત્નશીલ થા." હવે એને વારંવાર તુકારામ દેખા દેતા. પણ ઘણા લોકોને તે ગાંડી લાગતી હતી. લોકો ટોળાબંધ એની ખબર પૂછવા આવવા લાગ્યા. કેટલાકે એના સંતચરિતને નોંધપાત્ર ગણ્યું. ગંગાધર નિર્દય અને ઈર્ષાખોર હતો. એની પત્નીને જોવા લોકો ટોળે મળે એ એને પસંદ ન હતું. વળી પોતાના જેવા બ્રાહ્મણની પત્ની તુકારામ જેવા એક શૂદ્રને ગુરુ તરીકે સ્થાપે એ પણ એને ગમતું ન હતું. એને લાગ્યું કે તુકારામને લીધે એનું ગૃહજીવન જડમૂળથી હાલી ઊઠ્યું હતું. બહિણાની લોકપ્રિયતાનો અને એની હાજરીમાં પોતાની તરફ લોકો વડે દાખવાતા અનાદરનો એને ડર લાગ્યો. એક સ્ત્રીની

મહાત્માને નમતુ આપવામાં એનો પુરુષ અહંકાર ઘવાતો. જે ઘરમાંથી પોતાનું વર્ચસ્ જતદી ઓગળતું જતું હતું એવા ઘરમાં રહેવાનું એને માટે અશકય બન્યું

એક દિવસ એણે ખૂબ નમ્રતાથી પોતાના સસરાને જણાવ્યું "મારી પત્ની, કે જે તમારી પુત્રી છે, એની પ્રસૂતિના દિવસો નજીક આવી રહ્યા છે છતાં એને તમારી પાસે રાખીને યાત્રાએ જવાનો મારો વિચાર છે એને ભગવાન માટે ખૂબ ભક્તિભાવ છે અને એના ગુરુ તુકારામ માટે વધારે પડતું માન છે, તેથી હું હવે પાછો આવીશ નહિ અને ફરી એનું મોં જોઈશ નહિ પોતાની પત્નીના હાથે થતો સ્વમાનભંગ હું સહન કરું"

અચાનક ઘરમાંથી એના જવાના દિવસે જ ગંગાધર ગંભીર માંદગીમાં પટકાયો સાત દિવસ સુધી પુષ્કળ તાવ આવવાને લીધે એ પથારીવશ રહ્યો. એણે ખોરાક કે દવા કશુ લીધું નહિ બહિણા રાતદિવસ એના ઓશીકે હતી. એને અત્યંત દર્દ થતું હતું છેવટે એને પસ્તાવો થયો, અને એણે માન્યું કે ભગવાન પાંડુરંગ અને તુકારામનું અપમાન કરવાથી જ આ વેદના પોતાને સહન કરવી પડી. એની આ દશામાં કોઈ — કદાચ એના પોતાનો અંતરાત્મા — એને કહેતું "તું શા અર્થે મરવા ઇચ્છે છે? જીવવા માગતા હોય તો તારી પત્નીને સ્વીકાર. એણે તારુ શું બગાડ્યું છે? એ હરિની સાચી ભકત છે અને તારે એના આધ્યાત્મિક જીવનમાં સાથ આપવો જોઈએ" આ બધી વાતચીત બહિણાની હાજરીમાં થઈ અને પછી સૌને આશ્ચર્ય થાય એવી રીતે એના પતિએ પુનઃ સ્વાસ્થ્ય પ્રાપ્ત કર્યું ગંગાધરને પોતાનો પુનર્જન્મ થતો લાગ્યો અને એણે હરિની ભક્તિમાં પોતાની જાતને સમર્પી દેવાનો નિર્ણય લીધો પોતાના સસરાને દેવગાવ પાછા ફરવાનું કહી, સ્વપત્ની સાથે વનમાં ધ્યાન ધરવા જવાની અનુજ્ઞા માગી

હવે બહિણાના આખા કુટુંબે, તુકારામને પગે લાગવા પૂના નજીક આવેલા પવિત્ર દેહૂ ગામે જવાનો નિર્ણય લીધો પાવનકારી ઇન્દ્રાયણી નદીમાં નાહ્યા પછી આ બધાં મંદિરમાં પૂજા કરતા તુકારામને પગે લાગ્યા કોલ્હાપુરમાં સ્વપ્નમાં જેમને જોયા હતા, એ સંતનાં પ્રત્યક્ષ દર્શન થવાથી બહિણા બહુ ખુશ થઈ ઊઠી એમના દર્શન માત્રથી એની લાગણીઓમાં પરિવર્તન આવી ગયુ બધુ બદલાયેલું ભાસ્યું દ્વૈતનો વિચાર અદશ્ય થયો, વૃત્તિ એકાગ્ર બની, નજર સ્થિર થઈ ગઈ, જીભ મૂગી થઈ ગઈ અને હૃદય નિર્વિકાર બન્યું આ ક્ષણનું વર્ણન કરતા એ કહે છે, 'જ્યારે હું

તુકારામને મળી, ત્યારે દુન્યવી જીવનનો અહંકાર અને દુઃખનો ભાર જાણે કે મારા પરથી ઊતરી ગયો."

દેહૂમાં કોંડાજી નામના બ્રાહ્મણે એમના ભોજનની વ્યવસ્થા કરવાનું માથે લીધું, પણ એ રહેઠાણ આપી શકે એમ ન હતો. મમ્બાજી સ્વામી જોડે જ રહેતા હતા. એમનું ઘર મોટું હતું, પણ જ્યારે ગંગાધરે ઘરની માગણી કરી, ત્યારે એમણે એને લાકડી વડે હાંકી કાઢયો. પછી એ લોકો યાત્રાળુઓ માટેની મંદિરમાંની ધર્મશાળામાં રહેવા માંડયાં. અહીં તુકારામના હરિકીર્તન સાંભળતાં, એ લોકોનો વખત શાંતિથી પસાર થતો હતો.

પણ મમ્બાજી ક્રોધી, ઈર્ષાળુ અને ઉદ્ધત હતો. એ પોતાની જાતને દેહૂનો અગ્રણી નાગરિક માનતો હતો. કોઈ પણ જાતની વિદ્યાઓ પર પ્રભુત્વ હોવાની જોણે કદી બડાશ મારી નહોતી, એવા તુકારામને દ્વારે ટોળાબંધ માણસોને ભેગાં થતાં જોઈ, એનો દ્વેષ વધ્યો. એણે ગંગાધર અને એની પત્નીને પોતાના અનુયાયી થવા વીનવ્યાં, પણ જ્યારે એમણે તુકારામને પોતાના ગુરુપદે સ્થાપ્યા હતા એમ સાંભળ્યું, ત્યારે ક્રોધથી ગર્જના કરીને એણે ઊંચા અવાજે કહ્યું. "તમે બ્રાહ્મણ થઈને કોઈને નહિ ને તુકારામ જેવા શૂદ્રને ગુરુપદે કેવી રીતે સ્થાપી શકો? શું શૂદ્રને જ્ઞાનનો અધિકાર છે? યાદ રાખો, તમારો બહિષ્કાર થશે" પછી એ લોકોને એણે દાઢમાં રાખ્યા. આ લોકોનું અપમાન કરવાની અને એમને હેરાન કરવાની પ્રત્યેક તક એણે ઝડપવા માંડી. બહિણાએ કહ્યું: "ભગવાન આપણી કસોટી કરવા જ આપણા ઉપર અનેક દુઃખો વરસાવે છે." એ સાચી હતી આપણે જોઈએ છીએ કે દરેક ઠેકાણે સંતોને કસોટીઓ અને દુઃખોમાંથી પસાર થવુ પડે છે. તુકારામ આમાં અપવાદ ન હતા.

તુકારામ જેવા શૂદ્રની ચડતીને જોઇ ન શકવાથી મમ્બાજીએ પૂનાના એક અપ્પાજી સ્વામીને લખ્યું કે તુકારામ નાચીઝ શૂદ્ર હોવા છતા મંદિરમાં કીર્તન ગાવા જેટલી હદે જતા હતા અને ત્યાં રહેતા બ્રાહ્મણો પાસેથી પણ માન મેળવતા હતા. એણે બહિણા અને ગંગાધરનાં નામોનો પણ નિર્દેશ કર્યો અને તુકારામને કડક શિક્ષા કરવા એમને વિનંતિ કરી. બ્રાહ્મણનો ગુરુ શૂદ્ર બને! આ કદી નહિ સાંભળેલી વાત સાંભળીને અપ્પાજી સ્વામી બહુ ગુસ્સે થઇ ગયા. એમણે બહિણાના કુટુંબને જ્ઞાતિબહાર મુકવાની ધમકી આપી. મમ્બાજીએ એની દુશ્મનાવટ ચાલુ રાખી અને બહિણાના કુટુંબને આ જગ્યા છોડી જવા ફરમાવ્યું.

આ કુટુંબની સાથે પેલી ગાય હતી. એક દિવસ મમ્બાજીએ એમને હેરાન કરવા

જ ગાય ચોરીને સંતાડી દીધી. અને પછી ઘરના એક અંદરના ખૂણામાં એને સહીસલામત રીતે બાંધી દીધી. પુરા ત્રણ દિવસ એને કંઈ ખાવાપીવા ન આપ્યું એનો ક્રોધ દર્શાવવા એ આ ગરીબ પશુને મારતો. બહિણા બેચેન બની અને ગંગાધરે એની તપાસ કરવામાં કશી મહેનત બાકી ન રાખી. ગાયે તુકારામને સ્વપ્નમાં દેખા દઈને પોતાને છોડાવવા પ્રાર્થના કરી. જ્યારે જ્યારે ગાયને મારવામાં આવતી, ત્યારે તેના આત્મા સાથેની એકતાના સાક્ષાત્કારને કારણે તુકારામના શરીર ઉપર સોળ ઊઠતા.

અચાનક મમ્બાજીના ઘરમાં આગ ફાટી નીકળી. લોકો અંદર ધસ્યા અને આગને હોલવી. ત્યાં એમણે દુઃખમાં બરાડતી ગાયને જોઈ. એમણે એને આગમાંથી બચાવી. એની પીઠ ઉપર સોળ ઊઠ્યા હતા અને એવા જ સોળ તુકારામની પીઠ ઉપર જોઈ એ બધા સ્તબ્ધ થયા. એમણે સર્વવ્યાપક પરમાત્મા પાંડુરંગ પોતે જ તુકારામના સ્વરૂપમાં રહેલા છે એમ માન્યું

આ જ સમયે બહિણાએ એક પુત્રીને જન્મ આપ્યો અને એનું નામ કાશીબાઈ રાખ્યું. એને લાગ્યું કે એના પેટે વાછરડીએ પુનર્જન્મ લીધો હતો. સ્ત્રીને માટે બાળકનો જન્મ એ ખરેખર આનંદનો પ્રસંગ હોય છે. પણ બહિણાને સ્વભાવસહજ ઉદાસીનતા થઈ આવી. એને થયું કે સ્ત્રી તરીકે જન્મી હોવાને કારણે દુન્યવી વસ્તુઓને ફગાવી દઈને પોતે તીવ્રપણે ઝંખેલા આધ્યાત્મિક જીવનના પંથે પળવાનું અશક્ય છે. આધ્યાત્મિક સાધના તરફ ઉદાસીન એવા સાંસારિક સગાંઓ અને મિત્રોથી તે વીંટળાયેલી હતી. એનો પતિ વેદાંતી હતો, પણ એને ઈશ્વર માટે સાચો ભાવ કે ભક્તિ ન હતા. આવા ધર્મવિમુખ વાતાવરણમાં જીવવું અકારું થઈ પડવાથી એણે આપઘાત કરવાનું વિચાર્યું. એનો આત્મા મુક્તિની અદમ્ય ઝંખના કરતો હતો. એને લાગ્યું કે પોતાની માનસિક યાતનાનો અંત આપઘાતથી જ આવી શકે એમ છે. ઘણીવાર એને અગ્નિમાં કૂદી પડવાનું અગર નદીમાં ડૂબી મરવાનું મન થતું. વધતી જતી વેદનામાં એણે ભગવાનને પ્રાર્થના કરી. "તું મને મારા પતિ દ્વારા ઉગારે છે, પણ તારી ભક્તિને કારણે મૃત્યુ આવે તો પણ હું તારી ભક્તિ છોડવાની નથી. ઓ પ્રભુ, મને મદદ કર. જો આ આકળામણથી હું આપઘાત કરું તો વાંક તારો જ ગણાશે, તારા બાળકને બચાવ."

ત્રણ દિવસથી એને ધ્યાનમાં બેસવાનું મન થઈ આવતું, પણ પતિને છોડવાની તક એને મળી નહિ. એક દિવસ એના પતિને ધંધાર્થે પૂના જવાનું મન થયું આ વખતે કલાકો સુધી, હૃદયમાં રામચંદ્ર ને નજર સમક્ષ વિઠોબાની મૂર્તિને રાખી,

ધ્યાન ધરવાની એને તક સાંપડી. ઊંઘતાં અને જાગતાં, મીંચેલાં નયને એણે પોતાને કાવ્યપ્રતિભાનું વરદાન આપતા તુકારામનાં દર્શન થયાં. તુકારામે એને જણાવ્યું કે આ એનો તેરમો અને છેલ્લો જન્મ હતો, કારણ એણે એની બધી કામનાઓ સિદ્ધ કરી હતી અને એનાં શેષ કર્મો બળી ચૂકયાં હતાં. હવે એને જે પુત્ર જન્મ-વાનો હતો તે એનો આગલા જન્મનો સાથીદાર હતો. એણે સંતનો સ્પર્શ અનુભવ્યો અને એની ઇન્દ્રિયો બહેરી થઇ ગઇ. એણે ઈશ્વરનું સાન્નિધ્ય અનુભવ્યું. આ ધ્યાનસ્થ દશામાં આત્માના આનંદથી છલકાતી એવી એ ઇન્દ્રાયણી નદીમાં નાહી અને મંદિર-માંની વિઠોબાની મૂર્તિની પૂજા કરી. આશ્ચર્ય સાથે એણે અનુભવ્યું કે પોતાને કવિતા સ્ફુરતી હતી. એણે પાંચ શ્લોકો રચ્યા અને મંદિરમા વિઠોબાને અર્પણ કર્યા. આ એની પ્રથમ કાવ્યપંક્તિઓ હતી.

આ કુટુંબ દેહૂ છોડીને શિઉરમાં આવી વસ્યું. એના જીવનના આ તબક્કામાં એ મૌનવ્રત પાળતી; આધ્યાત્મિક જીવનમાં એટલી બધી પગેવાયેલી હતી કે એ દુન્યવી જીવનમાં રસ લઈ શકતી નહિ. આ અરસામાં કોઈ નોંધપાત્ર બનાવો બન્યા નહિ: બહિણાનું જીવન સરળ રીતે પસાર થયું. એના પતિના અને માતાપિતાના મૃત્યુ વિશે કોઈ જાણતું નથી. ઇ સ. ૧૬૪૯માં તુકારામ વૈકુંઠવાસી થયા. આ સમાચાર સાંભળતાં બહિણાને ગુરુ ગુમાવવા બદલ દુ:ખ થયું દેહૂમાં આવી અઢાર દિવસ સુધી એણે અનશન આચર્યું. એની ઇચ્છા પરિપૂર્ણ થઈ: તુકારામે એને દર્શન આપી આશીર્વાદ આપ્યા.

મહારાષ્ટ્રની જાહોજલાલીના આ દિવસો હતા. શિવાજીની કીર્તિનો સૂર્ય મધ્યાહ્નને તપતો હતો. મહારાષ્ટ્રનું સામ્રાજ્ય સ્થાપવાના એમના પ્રયત્નોમાં એમને રામદાસ અને તુકારામ જેવા સમર્થ સંતોનો સાથ હતો. બહિણાને સત્સંગની જરૂર લાગી. રામદાસમાં એનું હૃદય ઠરતું લાગ્યું એ રામદાસને ભક્તિભાવપૂર્વક જઈ મળી. પણ જ્યારે ઇ. સ. ૧૬૮૧માં રામદાસ પણ આ સંસાર છોડી ગયા, ત્યારે એ ભારે હૈયે શિઉર ખાતે પાછી ફરી. એની ઉત્તરાવસ્થાનાં વર્ષો વિશે બહુ માહિતી મળી નથી, પણ આ વર્ષો માનસિક સંઘર્ષ અને બેચેનીથી ભરપૂર હતાં.

બહિણા હવે ૭૨ વર્ષની થઇ હતી, અને નજીક આવતા મૃત્યુનો પગરવ એને કાને પડવા લાગ્યો હતો. એની પુત્રવધૂ રુકિમણી મૃત્યુ પામી હતી અને રુકિમણીનો પતિ વિઠોબા એની અંતિમ વિધિ કરવા ગોદાવરીના કિનારે આવેલા શુક્લેશ્વર તીર્થમાં ગયો હતો. એ વખતે એને તાત્કાલિક પાછા ફરવાનું જણાવતો પત્ર એની માતા

તરફથી મળ્યો માતાએ એને લખ્યું હતું "આજથી પાંચમા દિવસે મારો અંતકાળ નક્કી છે, છતાં હું આત્મસંયમથી એની પ્રતીક્ષા કરી રહી છું" આ પત્ર વાંચીને એણે માતાની સમાધિ માટે ગોદાવરીના કાંઠે એક જગ્યા પસંદ કરી અને એને મળવા દોડ્યો, અને માના આગામી અંતકાળ વિષે પોતાને સ્વપ્નું આવ્યું હતું, અને જ્યારે એનો કાગળ વાંચ્યો કે તરત જ એ જાણે કે દેવી પાંખોએ ઊડીને ત્યાં કેવી રીતે આવી પહોંચ્યો એ બધી વાત એણે કરી. પણ બહિણાને પોતાની સમાધિ માટે પવિત્ર નદીઓના સંગમ આગળની જગ્યા વધુ પસંદ હતી. એણે કહ્યું "બેટા! મારી વાત સાંભળ આપણે આપણા ગયા બાર જન્મો દરમિયાન સાથે ધાર્મિક વિધિઓ કરી છે અને આ મારા તેરમા જન્મમાં તું મારો પુત્ર છે હવે આ મારો છેલ્લો જન્મ છે, કારણ કે પૂર્વજન્મના કારણભૂત એવી તૃષ્ણાઓ હવે ક્ષય પામી છે" મરણપથારીએ પડેલી માતાએ જે કહ્યું એ સાંભળીને વિઠોબા સ્તબ્ધ થઈ ગયો. એ સંપૂર્ણપણે ભાનમાં હતી આખી જિંદગી દરમિયાન જેણે એકવાર પણ અસત્ય વચન ઉચ્ચાર્યું નથી એના શબ્દોમાં એ શંકા કેવી રીતે લાવી શકે?

એણે કહ્યું "મા! મને એક શંકા છે"

'બેટા, શી શંકા?"

"તમે મને આપણા પૂર્વજન્મો વિષે કહ્યું, પણ તમે એ બધાની વિગતો મને ન કહો?"

"હા, બેટા, મારે એ કોઈની આગળ પ્રગટ ન કરવી જોઈએ, છતાં તને હું કહીશ" આમ કહીને એણે પોતે અગાઉના બાર જન્મ કેવી રીતે ગાળ્યા હતા એ બધું અને આ તેરમો જન્મ છેલ્લો છે એ પણ કહ્યું

મૃત્યુ નજીક આવ્યું, ત્યારે બહિણાએ બ્રાહ્મણોને બોલાવી, એમની પાસે વેદના મંત્રોનો પાઠ કરાવવા પુત્રને આદેશ આપ્યો હવે તો એ આકાશમાં ગૂંજતું સંગીત પણ સાંભળી શકતી હતી પછી એણે પોતાના મૃત્યુપ્રહરની ઝીણામાં ઝીણી વિગતો અને શરીરના અંતિમ સંસ્કાર અંગે સૂચનાઓ આપી

ઈ સ ૧૭૦૦માં, ૭૨ વર્ષની વયે, તેર તેર જન્મ સુધી મુક્તિ માટે મથ્યા પછી, આ ઉદારચરિતા નારીએ દિવ્યધામમાં સંચરવા શાંતિપૂર્વક આ સંસારને રામરામ કર્યા

બહિણા કાંઈ સામાન્ય કક્ષાની કવયિત્રી ન હતી. એની આત્મકથા કાવ્યપ્રચુર છે પોતાની કવિતામાં એણે જેમનો અભંગ છંદ ઠેરઠેર યોજ્યો છે તે તુકારામની

શૈલીની જેમ એની શૈલી પણ અતિશય પ્રવાહી અને પાસાદાર છે. સહજસ્ફુરણા એ એની લાક્ષણિકતા છે. એની કવિતામાં વિષયોનું વૈવિધ્ય છે; દા. ત., આત્મા, જીવન, ધર્મ, સદ્‌ગુરુ, સંતજીવન, બ્રહ્મત્વ, ભક્તિ વગેરે વિશેનું ચિંતન તથા સામાન્ય વાચક માટે પ્રેરણાદાયી બને તેવા નૈતિક અને ગૃહજીવનને લગતા ઉપદેશો એની કવિતામાં જોવા મળે છે. આધ્યાત્મિક જીવન તરફના પ્રબળ આકર્ષણ અને દુન્યવી બાબતો તરફ વૈરાગ્યભાવના હોવા છતાં, આ સ્ત્રીનું ગૃહજીવનને લગતું નિરીક્ષણ અપૂર્વ છે; એના પત્નીનાં કર્તવ્યો વિશેના વિચારો ખાસ નોંધપાત્ર છે, કારણ કે આ વિચારો ત્રણસો વર્ષ પહેલાંની ભારતીય નારીની સામાજિક સ્થિતિનું દર્શન કરાવે છે. એ કાળે સ્ત્રીનું એના પતિથી સ્વતન્ત્ર એવું અસ્તિત્વ ન હતું. બહિણા કહે છે: "કર્તવ્યનિષ્ઠ પત્ની પોતાની કૌટુંબિક ફરજો અને ધાર્મિક ફરજો સાથે જ અદા કરે છે. આવી સ્ત્રીને સ્વર્ગ સુદ્ધા હાથવેંતમાં જ છે, પતિપરાયણ પત્ની એ છે, જેના હૃદયમાં દ્વેષ નથી, ક્રોધ નથી, જેને વિદ્યાનું અભિમાન નથી, જે અનિષ્ટને દૂર રાખે છે, જે આજ્ઞાંકિત છે, જે કામવૃત્તિને કાબૂમાં રાખી શકે છે, સંતોની સેવામાં તત્પર રહે છે અને પતિની આજ્ઞાને સહેજ પણ આનાકાની વિના માથે ચડાવે છે. આવી પત્ની ઐહિક જીવનમાં તો જય મેળવે જ છે, પણ સાથેસાથે સ્વર્ગમા પણ પોતાનું સ્થાન નિશ્ચિત કરે છે. ઉદારતાથી પતિની ઇચ્છાઓને માન આપી, પત્નીએ એના ગૃહજીવનને સુખી બનાવવુ જોઈએ, એમ કરતાં કદાચ મૃત્યુ આવે તો પણ એણે એ ઇચ્છાઓનુ ઉલ્લંઘન ન કરવું જોઈએ. ધન્ય છે આવી સ્ત્રી, ધન્ય છે એની જ્ઞાતિ, અને ધન્ય છે એનું કુટુંબ."

વીસમી સદીમાં, સ્વતંત્રતા અને સમાન હક્ક માટે પુરુષની સાથે ઝઘડતી આપણે બધી સ્ત્રીઓ, આ વિચારો વાંચીને મો ચમકોડીશું, પણ બહિણાબાઈએ એના સમયના સામાજિક વાતાવરણના સંદર્ભમાં અને વેદાંતના દૃષ્ટિકોણથી ચારિત્ર્યગઠનના અને માનવતાના આ આદર્શો ઉપદેશ્યા હતા.

આ રીતે એની જીવનકથા સિદ્ધાવસ્થા અને વ્યવહાર એ ઉભય વિષયમાં માર્ગદર્શક નીવડે છે.

## પ્રકરણ દસમું

# ગૌરીબાઈ

હિંદમાં સંતોનું અથવા કહો કે કોઈ પણ નામાંકિત વ્યક્તિઓનું જીવનચરિત્ર લખવાની પ્રથા ન હતી. દરબારી કવિઓ, રાજાઓ અને રાજકુમારોના ગુણો, વૈભવ અને પરાક્રમને બિરદાવતા શ્લોકો અને ગ્રંથો લખતા, પણ મહેનતના બદલામાં મનમાં ઇચ્છેલ પુરસ્કારના પ્રમાણ ઉપર જ દૃષ્ટિ રાખી મુખ્યત્વે આ ગ્રંથો અને કાવ્યો લખાયેલાં હોવાથી એ બધાંમાં ખૂબ અતિશયોક્તિ થતી અને રાજાઓ કે એમના વાતાવરણનું સાચું ચિત્ર આપણને મળતું નથી. મુસ્લિમ શાસન દરમિયાન મુસ્લિમ લેખકોએ લખેલાં કેટલાંક ઐતિહાસિક ચરિત્રો તત્કાલીન જીવન અને રાજ-વ્યવસ્થા પર પ્રકાશ ફેંકે છે. પણ સંતની જિંદગીની હકીકતો તો પેઢી દર પેઢી ચાલી આવતી દંતકથાઓ અને માહિતીને આધારે જ એકઠી કરવાની રહે છે.

સદ્‌ભાગ્યે ગુજરાતની સંત કવયિત્રી ગૌરીબાઈના જીવન અને કવન વિષેની ચોક્કસ માહિતી મેળવવા માટે આપણે એનાથી સમયની દૃષ્ટિએ ઘણા દૂર નથી. ગઈ સદીમાં, જ્યારે એનું ચરિત્ર લખાયું, ત્યારે એના કુટુંબના બે સભ્યો હયાત હતા અને એમની આ સાધુચરિત પૂર્વજ વિષે થોડીક હકીકતો પૂરી પાડી શક્યા. અલબત્ત, દરેક દેશમાં બને છે તેમ, અહીં પણ ઘણી દંતકથાઓ હકીકતો સાથે વણાઈ ગઈ છે. આ બધાંમાંથી વિશ્વસનીય ચિત્ર ઉપસાવવું સહેલું નથી.

ગુજરાત અને રાજસ્થાનના સીમાડા પર આવેલા વાગડ પ્રદેશના (ડુંગરપુર તરીકે ઓળખાતા) ગિરિપુરમાં ગૌરીબાઈ સં. ૧૮૧૫ (ઈ. સ. ૧૭૫૯)માં જન્મી. જ્ઞાતિએ વડનગરા નાગર ગૃહસ્થ હતી. આ નાની જ્ઞાતિ ગુજરાતની જ્ઞાતિઓમાં સૌથી મોખરે ગણાય છે, અને સેંકડો વર્ષો થયાં આ જ્ઞાતિની બધી જ સ્ત્રીઓ લખીવાંચી શકે છે, એ બાબતમાં આ જ્ઞાતિ ગૌરવ લઈ શકે એમ છે. આ જ્ઞાતિ ઘણા ફારસીના વિદ્વાનો અને ગુજરાતી સાહિત્યના જ્યોતિર્ધરો ધરાવવાનો ગર્વ લે છે, અને એક કાળે મુસ્લિમ અને હિંદુ રાજ્યોમાં સારો હોદ્દો ધરાવવાનો તેમનો વિશિષ્ટાધિકાર હતો.

ગૌરીબાઈનાં માતાપિતા વિષે બહુ ઓછી જાણકારી મળે છે; પણ એ ચોક્કસ

છે કે એને ચમ્પૂ નામે બહેન હતી, આ બહેનને ફૂલશંકર નામે એક પુત્ર હતો અને ચાતુરી તથા જમના નામની બે પુત્રીઓ હતી. એમાંની ચાતુરી બે વર્ષના વિવાહિત જીવન પછી વિધવા થઈ. જમના વેલશંકરને પરણી. એને પ્રભાશંકર તથા રૂપશંકર નામે બે પુત્રો અને તુલજા નામે પુત્રી હતાં. એમ જણાય છે કે આમાંથી પ્રભાશંકર મઝુકુંવર સાથે પરણ્યો અને એને વ્રજલાલ તથા કૃષ્ણલાલ નામના બે પુત્રો હતા, જે બનારસમાં રહેતા હતા, અને ૧૯મી સદીના પાછળના ભાગમાં તેઓ ગુજરાતમાં આવી વસ્યા. ગૌરીબાઈના જીવન અને કવન વિશે થોડી માહિતી પૂરી પાડવામાં એમણે એના ચરિત્રકારને મદદ કરી છે.

એ વખતની પ્રચલિત રૂઢિ પ્રમાણે ગૌરીબાઈનું લગ્ન[1] પાંચ કે છ વર્ષની કુમળી વયે કરવામાં આવ્યું. એનાં લગ્ન પહેલાં ચાર દિવસથી એને આંખમાં તકલીફ થવા માંડી, તેથી આંખે પાટા બાંધીને એને પરણાવવામાં આવી. પણ વધારે કમનસીબી તો હવે આવવાની હતી. આ અવસર વીત્યે ભાગ્યે જ એકાદ અઠવાડિયું પસાર થયું હશે, ત્યાં એના વરને કોઈ જીવલેણ રોગ લાગુ પડ્યો અને એ થોડા કલાકમાં ગુજરી ગયો. આખું વાતાવરણ શોકગ્રસ્ત થઈ ગયુ અને કુટુંબના દુઃખની કંઈ સીમા રહી નહિ, પણ નાની ગૌરીબાઈને કદીય આ દુઃખનો ડુંગર કરવાનું ઉચિત લાગ્યું ન હતું. જ્યારે પણ કોઈ પતિના અવસાન બદલ એની દયા ખાતું, ત્યારે તે દાર્શનિકની જેમ જવાબ વાળતી, "ઈશ્વર મારો નાથ છે, અને મારી જિંદગી એને સમર્પણ થઈ છે" તે વખતના એની જ્ઞાતિના પ્રચલિત રિવાજ અનુસાર એ એના માતાપિતા સાથે રહી.

ગૌરીબાઈ બહુ કુશાગ્ર બુદ્ધિની હતી. એ વખતે કન્યાશાળાઓ હતી નહિ, પણ એણે ઘરે જ વાચતાં અને લખતાં જલદી શીખી લીધું. યુવાન વિધવા માટે ઉચિત ગણાતું તે રીતે એનો સમય ઘરના દેવોને પૂજવામાં, ભક્તિપૂર્ણ પદો ગાવામાં અને ધર્મગ્રંથો વાંચવામાં વ્યતીત થતો. પરમેશ્વર પરની એની શ્રદ્ધા અચળ અને અફર હતી. ઈશ્વરનાં સ્તુતિપરક થોડાંક કાવ્યો એ રચવા લાગી.

હિંદુ સમાજના ઉચ્ચતર સ્તરમાં, હિંદુ વિધવા માટે પુનર્લગ્ન એ યોગ્ય ગણાતું નથી અને એની પાસેથી પવિત્ર અને ધાર્મિક જીવન ગાળવાની આશા રખાય છે. તેર વર્ષની કુમળી વયે પણ ગૌરીબાઈ સમજી કે લોકોમાં ભળવાનું ટાળીને ધાર્મિક

[1] આવા કિસ્સાઓમાં લગ્નનો અર્થ 'વિવિશાજ' જેવો થાય છે.

અભ્યાસમાં નિમગ્ન રહેવું એના માટે શ્રેયસ્કર હતું. એ ઘરમાં શાસ્ત્રોના વાચનમાં અને ભગવાનની પૂજામાં ચિત્ત એકાગ્ર કરવામાં સમય ગાળતી.

એ વખતે શિવસિંહજી નામે એક સન્નિષ્ઠ, વિદ્વાન અને કર્તવ્યપરાયણ રાજા ગિરિપુર ઉપર શાસન કરતો હતો. એણે બધા અન્યાયી વેરાઓ નાબૂદ કર્યા હતા. જ્યારે એના ધ્યાનમાં આવ્યું કે વેપારીઓ માપતોલનાં ખોટાં કાટલાં રાખી લોકોને છેતરે છે, ત્યારે રાજા શિવસિંહજીએ આ બધું અટકાવ્યું અને એક જ ધોરણનું 'શિવશાઈ તોલ' નામે ઓળખાતું વજન આખા રાજ્યમાં દાખલ કર્યું, જે આજે પણ ચાલે છે એણે કૂવાઓ, તળાવો અને મુસાફરો માટે મફત ધર્મશાળાઓ, મંદિરો વગેરે બાંધવામાં અઢળક ધન ખર્ચ્યું. આજે પણ એનું નામ આ સખાવતો માટે યાદ કરવામા આવે છે.

આ રાજાએ ગૌરીબાઈના વિશુદ્ધ જીવન વિશે સાંભળ્યું અને એનુ દર્શન કરવા માટે એના ઘેર ગયો. એની સાથે ધાર્મિક ચર્ચા થઈ, જે દરમિયાન એના શાસ્ત્રજ્ઞાનની અને અધ્યાત્મ દૃષ્ટિની રાજા ઉપર ઊંડી છાપ પડી.

એની વિશુદ્ધિ અને ભક્તિથી ખૂબ પ્રસન્ન થયેલા રાજાએ એના માનમાં એક સુંદર નવું મંદિર બંધાવ્યુ અને એની પાસે વાવ પણ બંધાવી. ગૌરીબાઈ પોતાના ઘરની દેવમૂર્તિઓને આ મંદિરમા લઈ ગઈ અને એનો પ્રતિષ્ઠા–મહોત્સવ સં. ૧૮૩૬ (ઈ. સ. ૧૭૮૦)ના માઘ મહિનાના શુકલ પક્ષની છઠના રોજ ભારે ઠાઠમાઠથી ઊજવાયો.

ગૌરીબાઈએ ઘર અને કૌટુંબિક જીવનનો સદાને માટે ત્યાગ કર્યો અને ઈશ્વરભક્તિને જીવનનુ એકમેવ લક્ષ્ય બનાવીને આ મંદિરમાં રહેવા આવી. એની વિધવા ભત્રીજી ચાતુરી પણ એની પાસે રહેવા આવી. થોડા સમય પછી બીજી ભત્રીજી જમના અને હરિબન નામની એક સગી વૃદ્ધ બાઈ પણ ત્યાં રહેવા આવી.

ગૌરીબાઈ આ મંદિરને સ્વચ્છ અને આકર્ષક રાખવા ખૂબ જહેમત ઉઠાવતી. એની કીર્તિ દૂરદૂર પ્રસરી. યાત્રાળુઓ, સંતો અને વિદ્વાનો થોકબંધ ત્યાં આવવા લાગ્યા. ત્યાં ધાર્મિક શાસ્ત્રાર્થો યોજવા લાગ્યા, જેને લીધે ગૌરીબાઈના શાસ્ત્રજ્ઞાનમાં વધારો થયો. આવા વાતાવરણમાં કાવ્યલેખનની એની નિસર્ગદત્ત શક્તિ વધારે ખીલી ઊઠી, અને એણે ભજનો રચવા માંડયાં.

રાજા શિવસિંહજીએ મંદિરના પ્રાંગણમાં સાધુઓ માટે એક સદાવ્રત ખોલ્યું હતું. હજારો લોકો આ સખાવતનો લાભ લેવા ત્યાં ટોળે મળતા. એક દિવસ

એક વિદ્વાન સાધુ ત્યાં આવ્યો અને ગૌરીબાઈનું શાસ્ત્રજ્ઞાન અને ભકિત જોઈને બોલ્યો: "તમે મીરાંબાઈના અવતાર છો. મીરાંબાઈ ભલે મહાન ભકત હતી, પણ સંતમાં જોઈએ એટલું જ્ઞાન એની પાસે ન હતું. તમે એ ઊણપ નિવારવા જન્મ્યાં છો. હું તમને ઉપદેશ આપીને બીજું આવશ્યક એવું અધિક જ્ઞાન આપવા આવ્યો છું." એણે એને એક બાજુ લઈ જઈને બ્રહ્મજ્ઞાનનો અને આત્મજ્ઞાનનો બોધ કરાવ્યો અને એને અનુસરવાનો સન્માર્ગ એણે ગૌરીબાઈને ચીંધ્યો. પછી આશિષ તેમ જ એક નાની બાલમુકુંદની મૂર્તિ ભેટ આપીને એ રસ્તે પડયો અને કદીય ફરી દેખાયો નહિ.

ગૌરીબાઈનું જ્ઞાન અને સાથેસાથે દુન્યવી બાબતો તરફની વૈરાગ્યવૃત્તિ પણ વધતી ચાલી. એમ કહેવાય છે કે એ ઘણીવાર સમાધિદશામાં પહોંચી જતી અને એ અવસ્થામાં એકીસાથે પંદર પંદર દિવસ કશુ ખાધાપીધા વગર રહેતી. એની ધ્યાનાવસ્થા એવી તો ગાઢ હતી કે એને આજુબાજુના વાતાવરણનું ભાન જતું રહેતું અને એક બંધ ઓરડામાં બેસી રહેતી હતી.

એ એક નોધાયેલ હકીકત છે કે હરિયન નામની જે વૃદ્ધાએ ગૌરીબાઈના ઘરને પોતાનું બનાવ્યું હતું, તેને ઘણીવાર સંશય જતો કે આ સમાધિ દેખાવ માટેની હશે; સાચેસાચી નહિ હોય. એકવાર પરીક્ષા કરવા એ છાનીમાની જ્યાં ગૌરીબાઈ સમાધિદશામાં લીન હતી તે ઓરડામાં ગઈ અને એનાં અંગોમાં સોયો ખોસી. કહે છે કે ગૌરીબાઈને એ સોયોની વેદના સહેજ પણ થઈ નહિ; એણે પલકારો સુદ્ધાં માર્યો નહિ. સોયાને શરીરમા જ રહેવા દઈને હરિયન ભાગી ગઈ. સમાધિનો કાળ પૂરો થયા પછી, સ્નાન કરાવતી વેળાએ ચાતુરીએ ગૌરીબાઈના શરીરમાં સોયો જોઈ અપરાધીને શોધી કાઢવા માટે તપાસ શરૂ થઈ, પણ કોઈએ ગુનો ન કબૂલ્યો. થોડા સમય પછી હરિયનને – એના ગુના માટેની યોગ્ય શિક્ષારૂપે – રગતપીતનો રોગ થયો, એમ ચરિત્રકાર લખે છે. એ ગૌરીબાઈના પગે પડી અને ગુનાનો સંપૂર્ણ એકરાર કરી, એણે ક્ષમા યાચી. આ સાધ્વી સ્રી ઘણી ઉદાર હતી. એણે ગુનેગારને કહ્યુ કે રગતપીતના ચાઠાને બદલે માત્ર સફેદ ડાઘા રહેશે અને રોગ નાબૂદ થઈ જશે.

ગૌરીબાઈ ભવિષ્યના બનાવોની આગાહી કરતી હતી એમ કહેવાય છે. એની ભકિત અને શાસ્ત્રજ્ઞાનની સાથે એની કાવ્યપ્રતિભા પણ વધતી ચાલી. એણે હજારો ભકિતપૂર્ણ પદો અને સ્તુતિઓ રચી હોવાનું કહેવાય છે.

બાહ્ય સૌંદર્ય ઉપરાંત, ગૌરીબાઈનું વ્યક્તિત્વ બહુ આકર્ષક હતું. એણે બધા દુન્યવી ભોગોનો ત્યાગ કર્યો અને પૂજામાં અને જ્ઞાનની ખોજમાં સમય ગાળ્યો. ગુણશાળી, પ્રાજ્ઞ અને પ્રેમાળ હોવાને કારણે, ઉશ્કેરાટનું ગમે તેવું મોટું કારણ હોય તો પણ, એણે કદી મિજાજ ગુમાવ્યો નહોતો. પ્રભુના ભક્તને છાજે એમ એ સાધારણ રીતે આંખો ઢાળીને બેસતી. પણ જ્યારે એ આંખો ઊંચી કરતી, ત્યારે આગંતુક એ આંખોના તેજથી પાછો પડતો. એ સાવ સાદાં સફેદ વસ્ત્રો પહેરતી. એના શરીરને શણગારતા આભૂષણમાં હતી માત્ર પવિત્ર તુલસીના મણકાની માળાઓ. સમાધિદશાનો અનુભવ થયા પછી, એણે ઘન ખોરાક લેવાનો બંધ કર્યો અને માત્ર દૂધ ઉપર રહેતી હતી.

આ રીતે ગૌરીબાઈએ સં. ૧૮૬૦ (ઈ. સ. ૧૮૦૪) સુધી આયુષ્ય ભોગવ્યું. પછી એણે પોતાનું શેષ જીવન પવિત્ર વ્રજભૂમિમાં (ગોકુળ અને વૃન્દાવનમાં) ગાળવાનું ચિંતવ્યું. રાજાને જ્યારે આની જાણ થઈ, ત્યારે એ જાતે મંદિરમાં આવ્યો અને એને ગિરિપુરમાં રહી જવા માટે સમજાવવાનો પ્રયાસ કર્યો. એણે મહામૂલ્યવાન ભેટો પણ ધરી. પણ ગૌરીબાઈને આવી દુન્યવી વસ્તુઓની લિપ્સા હતી જ નહિ. તેથી એ પોતાના નિર્ણયમાં અફર રહી. મુખ્ય દેવની પૂજા એણે કોઈ લાયક સાધુને સોંપી દીધી, અને પોતાની અંગત આરાધ્યમૂર્તિઓ લઈને ભત્રીજીઓ સાથે વૃંદાવન જવા નીકળી પડી.

જ્યારે આ મંડળી જયપુર નજીક આવી, ત્યારે જયપુરનો રાજવી જાતે આ લોકોને સામે લેવા ગયો, કારણ, એણે ક્યારનીય આ સંત નારીની ખ્યાતિ સાંભળી હતી. રાજ્યના મહેમાનો તરીકે આ બધાંની આગતાસ્વાગતા કરવામાં આવી. જયપુરની મહારાણી આ સાધ્વીનાં દર્શન માટે આવી, એના પગે પડી અને પાંચસો સોના મહોરો ભેટ ધરી. પણ ગૌરીબાઈએ આવી રાજવી સોગાદ સ્વીકારવાની ના પાડી અને કહ્યું કે સંન્યાસી હોવાથી પોતાને આવી દુન્યવી ચીજોની જરૂર નથી આ રાજવી દંપતીએ ભેટ સ્વીકારવાનો આગ્રહ ચાલુ રાખતાં ગૌરીબાઈએ એ રકમ પોતાની પાછળ આવતા અનુયાયીને સોંપી દીધી અને સુપાત્ર બ્રાહ્મણો વચ્ચે એ રકમ વહેંચી દેવાનું કહ્યું.

જયપુરના મહારાજા પર ગૌરીબાઈના નિઃસ્પૃહીપણા અને વિદ્વત્તાની ઊંડી છાપ પડી. ભગવાન એની સમક્ષ ઘણીવાર સદેહે પ્રગટ થતા એવી વાતો સાંભળી હોવાથી, રાજાને એના ઈશ્વરસામીપ્યની પરીક્ષા કરવાનું મન થયું. વાર્તા અનુસાર રાજાએ

પોતાના ખાનગી મંદિરના પૂજારીને ગોવિંદજીની મૂર્તિને દબદબાપૂર્વક શણગારવા હુકમ કર્યો, અને પછી દ્વાર બંધ કરાવી દીધા પછી ગૌરીબાઈને મંદિરમાં આમંત્રી અને શ્રીમદ ભાગવત સાંભળવાના બહાને બહાર ચોકમાં બેસાડી જ્યારે ભાગવત કથા પૂરી થઈ, ત્યારે રાજાએ પોતે એની સિદ્ધિની પરીક્ષા કરવા માગે છે એમ જણાવી ગૌરીબાઈને બંધ બારણા પાછળની મૂર્તિના વાઘા અને શણગાર વર્ણવવાનું કહ્યું ગૌરીબાઈને આ સાંભળી ખોટું લાગ્યું અને કહ્યુ કે પોતે તો રાજા અને બીજા બધા માણસો જેવી જ મર્ત્ય હતી, તેમ જ પોતે દિવ્ય સિદ્ધિઓ પ્રાપ્ત કરી હોવાનો દાવો કર્યો ન હતો પણ એણે કહ્યું કે ભગવાન ભક્તો પ્રત્યે દયાળુ હોય છે અને આ કિસ્સામાં પોતાને મદદ કરશે પછી એણે ધ્યાન ધર્યું અને એક પ્રાર્થના રચીને ગાઈ કહે છે કે એમાં એણે ભગવાનના વાઘા અને શણગારોને વિગતવાર વર્ણવી બતાવ્યા અને અંતે કહ્યું, "એક એટલી જ ખામી છે કે મસ્તક ઉપર મુકુટ નથી" રાજા અને બીજાઓને આ વાત સાંભળી ખૂબ નવાઈ લાગી, કારણ કે શ્રીકૃષ્ણની મૂર્તિ કદીયે મુકુટવિનાની હોય નહિ જ્યારે મંદિરનાં દ્વાર ખોલવામાં આવ્યા, ત્યારે ખબર પડી કે ગૌરીબાઈનું નિવેદન સાચું હતું મુકુટ પૂજારીએ બરાબર ગોઠવ્યો ન હોવાથી ભગવાનના મસ્તક ઉપરથી ગબડી પડ્યો હતો રાજાને ખૂબ પસ્તાવો થયો અને એણે માફી માગી અલબત્ત, ગૌરીબાઈના હૃદયમાં કોઈના માટે રોષ તો હતો જ નહિ તેથી એણે ક્ષમા આપી

રાજાએ ગૌરીબાઈને પોતાના કાયમી મહેમાન તરીકે જયપુરમાં વસવા વિનંતિ કરી, અને જેમાં તેને ઉતારો આપ્યો હતો તે મહેલ ભેટમાં ધર્યો તેમ જ એના યોગક્ષેમનો ખર્ચ ઉપાડવાની તૈયારી બતાવી પણ આ સત નારીએ પહેલાંની જેમ જ આ માગણીને નકારી અને વૃંદાવન તરફ આગળ વધવાની ઇચ્છા દર્શાવી રાજાએ વીનવણી ચાલુ રાખતા, એણે એની પૂજાની મૂર્તિ મહેલમાં મૂકી જવાનું કબૂલ કર્યું અને એના રાજવી યજમાનને એ મૂર્તિની પૂજાની વ્યવસ્થા કરવાનું સોંપ્યું એણે એ માન્ય રાખ્યું

મથુરા, ગોકુળ અને વૃંદાવનમાં થોડો સમય ગાળ્યા પછી, ગૌરીબાઈ એની ભત્રીજીઓ સાથે કાશી ગઈ કાશીનરેશ મહારાજા સુંદરસિંહે પણ ગૌરીબાઈના સાધુચરિત્ર વિશે સાંભળ્યું હતું, તેથી એની મહેમાનગતિ કરી એને પણ ભક્તિ સભર પદો રચવાનો શોખ હતો, અને એ અને ગૌરીબાઈ સાથે બેસીને શીઘ્રરચિત

ગીતો અને કાવ્યોમાં જ શાસ્ત્રાર્થ ચલાવતા. એણે રાજાને ધ્યાન ધરતાં શીખવ્યું, અને રાજાએ ગૌરીબાઈને ગુરુપદે સ્થાપી.

રાજા સુંદરસિંહે ગૌરીબાઈને એના તરફથી પચાસ હજાર રૂપિયા સ્વીકારવા કહ્યું. આમાંના વીસ હજાર રૂપિયાનો ઉપયોગ એણે બનારસની નાગર જ્ઞાતિમાં ઉકિલા ઝઘડાઓ શમાવવામાં કર્યો અને બાકીની રકમ પોતે જગન્નાથપુરીની યાત્રામાં ગઈ, ત્યારે દાનમાં વાપરી.

પુરીથી પાછા ફર્યા બાદ, ગૌરીબાઈએ કાશીમાં વસવાટ કર્યો. એક વખત તે સાત દિવસ સમાધિમાં રહી અને પછી ભત્રીજાને કહ્યું કે પોતાનો અંતકાળ આવ્યો છે. પુરાણોમાં જણાવ્યું છે તેમ ધ્રુવે જ્યાં તપ આદર્યું હતું, એ યમુનાના કાંઠે દેહ છોડવાની એની મરજી હતી. એણે આગાહી કરી હતી કે રામનવમીના દિવસે પોતે દેહ છોડશે. રાજા સુંદરસિંહે એને ઇચ્છિત સ્થળે મોકલવાની વ્યવસ્થા કરી. ત્યાં એ થોડાક દિવસ સમાધિમાં રહી અને પછી સં. ૧૮૬૫ (ઈ. સ. ૧૮૦૯)માં પચાસ વર્ષની વયે રામનવમીને દિવસે શાશ્વત શાંતિને પામી.

ગૌરીબાઈને નામે મુકાતી અતિમાનુષી સિદ્ધિઓની વાત આપણે માનીએ કે ન માનીએ, તો પણ એની સરળતા, ભકિત અને વિદ્વત્તાની પ્રશંસા કર્યા વગર છૂટકો જ નથી. પરમાત્માના સર્વશકિતમત્વ અને પરદુઃખભંજનપણા વિશે તેને અતૂટ શ્રદ્ધા હતી. એનુ હૈયું ઉદાર હતું; ધિક્કાર કે ઇર્ષાનું નામ સુદ્ધાં તે જાણતી ન હતી. એણે રચેલાં મનાતાં ભકિતસભર પદોમાં એના સ્વભાવની છાપ ઊપસી આવે છે. એનાં પદો સંસારવ્યાપાર તરફના વૈરાગ્ય અને ઇષ્ટદેવ પ્રત્યેના અનુરાગથી છલકતાં જણાય છે.

એની ઘણીખરી કવિતા ગુજરાતી ભાષામા લખાઈ છે, જો કે એમાં થોડા રાજસ્થાની શબ્દો આવે છે, કારણ કે એની જન્મભૂમિ બન્ને પ્રાંતોના સીમાપ્રદેશ પર આવેલી છે. એણે હિંદીમાં પણ થોડાં ગેય પદો રચ્યાં છે, જેના માટે કદાચ વૃંદાવન, ગોકુળ અને બનારસનો એનો લાંબો વસવાટ પણ કારણભૂત હોય.

એના એક અનુયાયીએ, ભકિત રાખનાર દરેકને પુનિત કરનાર ગંગાજી સાથે ગૌરીબાઈની સરખામણી કરી છે તે યોગ્ય જ છે

## પ્રકરણ અગિયારમું

# કેરળની કેટલીક સંત નારીઓ

યુગોથી ભારત ધર્મ અને તત્ત્વજ્ઞાનને વળગી રહેતું આવ્યું છે અને એણે માનવ-સંસ્કૃતિને ધર્મના પ્રેરક આદર્શોરૂપે કરેલું પ્રદાન એ જ એનું જીવાનુભુત તત્ત્વ છે. પ્રાગૈતિહાસિક ભૂતકાળમાંના વેદકાળથી તે અર્વાચીન કાળપર્યંત, ભારતે એવા ધાર્મિક નેતાઓને ઉત્પન્ન કર્યા છે, જે આખા વિશ્વને પ્રાણપ્રદ વિચારો અને આદર્શો આપવા શક્તિમાન નીવડ્યા. એમાંનાં થોડાંક જ ઉદાહરણો લઈએ તો પણ, બુદ્ધ, શંકર, ચૈતન્ય અને રામકૃષ્ણ ધર્મ અને તત્ત્વજ્ઞાનના ક્ષેત્રે થઈ ગયેલ મહાન વિભૂતિઓ છે.

પ્રાચીન સમયથી જ આ ક્ષેત્રે સ્ત્રીઓએ પુરુષોના જેટલી જ સિદ્ધિઓ હાંસલ કરી છે. ઋગ્વેદનાં કેટલાંક ઉત્તમ સૂક્તોની દ્રષ્ટા વિશ્વવારા, મહાન સમકાલીન ચિંતકોને પડકાર ફેંકનારી અને તેમના આદરને પાત્ર બનનારી ઉપનિષદકાળની પ્રખ્યાત તત્ત્વવેત્તા કુમારિકા ગાર્ગી, બૃહદારણ્યક ઉપનિષદની મુખ્ય વિભૂતિ એવા પોતાના પતિ ઋષિ યાજ્ઞવલ્ક્યે ધરેલી બધી સમૃદ્ધિ અને મિલકતનો ઈનકાર કરી જેણે અમરત્વ તરફ લઈ જતું જ્ઞાન પસંદ કર્યું તે મૈત્રેયી; અને રાણીપદના બધા રાજવી માનમરતબાને ધિક્કારી, શ્રીકૃષ્ણનું સખ્ય માણનારી મધુર ગાયિકા મીરાંબાઈ—આ બધાં હમેશાં માટે, પ્રત્યેક સાચા ભાવિકની અંજલિનાં અધિકારી બની રહે છે.

આ બાબતમાં દક્ષિણ ભારત પછાત નહોતું રહ્યું. શ્રીકૃષ્ણની વધૂ થવા માગતી અને એમનામાં વિલીન થઈ ગયેલી આંડાળ એક ઉજ્જ્વળ ઉદાહરણ છે. આત્માને આનંદતરબોળ કરી દેનાર એના કેટલાંક ગીતોનો અંગ્રેજીમાં અનુવાદ મહાન કવિ અને યોગી શ્રીઅરવિંદે પણ કર્યો છે.

કેરળને પણ એના મહાન ધાર્મિક જ્યોતિર્ધરો — સ્ત્રીઓ અને પુરુષો — લાધ્યાં છે. રામાનુજન એળુત્તચ્છન કે જેમણે મલયાળમ ભાષામાં ભવ્ય ધાર્મિક સાહિત્યનું સર્જન કર્યું છે; ભક્તકવિ નારાયણ ભટ્ટતિરિ—જેમનું નારાયણીય ભાગવતના રમણીય સારરૂપ હોવાથી અને ભક્તિની બેનમૂન કૃતિ હોવાને કારણે આજે પણ વિદ્વાનો અને ભક્તોનાં હૃદયને રોમાંચિત કરે છે; અને પૂન્તનમ, જેમનો ભક્તિનો ભાવા-

વેશ ભગવાને પોતે એમના સમકાલીન નારાયણ ભટ્ટતિરિની અદ્ભુત વિદ્વત્તા કરતાં ઉચ્ચતર ઠરાવ્યો હતો—આ બધાં નામો કેરળમાં ઘેરઘેર પરિચિત છે

કેરળની આત્મસાક્ષાત્કાર કરનાર ભક્ત સ્ત્રીઓમાંની ત્રણનાં નામ આગળ તરી આવે છે ચેંકોત્તુ અમ્મા, વટક્કેડત્તુ નંગ પેણ્ણ અને કુરૂ અમ્મા. એમના જીવન-ચરિત્રના માત્ર ત્રુટક અંશો જ પરંપરામાં ઊતરી આવ્યા છે, જો કે આ અંશો તેમની ગાઢ ભક્તિ અને ભગવદ્‌મસ્તીને પ્રગટ કરવા માટે પૂરતા છે

આમાંની પ્રથમ ભક્ત નારી, એની યાદને તાજી રાખતા અને આજે પણ ચેંકોત્તુ ભવન તરીકે ઓળખાતા ઘરમાં રહેતી હતી. એનું ઘર (તિરીચાકૂરમાં) તિરુવલ્લામાંના શ્રીવલ્લભ(વિષ્ણુ)ના પ્રખ્યાત મંદિરની બરાબર પશ્ચિમે આવેલું છે દક્ષિણ ભારતના મહાન વૈષ્ણવ આળ્વાર સંતોમાંના કેટલાકની કૃતિઓમાં આ મંદિરની પ્રશસ્તિ પણ ગાવામાં આવી છે આ મંદિરની સ્થાપના ચેંકોત્તુના સમયમાં થઈ, અને ઈ. સ.ની નવમી સદીમાં થઈ ગયેલા મનાતા નમ્માળ્વારે એનો નિર્દેશ કર્યો છે, એથી ચેંકોત્તુનો જન્મ ઈ. સ. ની આઠમી સદીમાં થયો હશે.

બાળપણથી જ એ વિષ્ણુની પરમ ભક્ત હતી, અને ભગવાનની પ્રાર્થના અને પૂજામાં એના દિવસો પસાર થતા હતા શુક્લપક્ષ અગર કૃષ્ણપક્ષના પ્રત્યેક અગિયારમા દિવસે પળાતા એકાદશીના ઉપવાસને ખૂબ જ પવિત્ર ઉપવાસ તરીકે ભક્તો પાળે છે એમાં ખાન કોઈ જાતનું લેવાતું નથી એ પવિત્ર દિવસે ચેંકોત્તુ અમ્મા તો પાણીનું એક ટીપું સુદ્ધાં પીતી નહિ અને બીજે દિવસે, સ્નાન કરી, પ્રાર્થના કર્યા પછી રસોઈ તૈયાર કરી ભગવાનને તે ધરાવતી અને બ્રાહ્મણોને જમાડ્યા પછી જ તે પોતે ભોજન કરતી હતી. આ રીતે કેટલાય વર્ષો સુધી એકેવાર ચૂક્યા વિના એણે આ ઉપવાસનું ચુસ્તપણે પાલન કર્યું, પણ એક પ્રસંગે એકાદશીના ઉપવાસના બીજા દિવસે જમાડવા માટે કોઈ બ્રાહ્મણ એને ન મળ્યો આ ઉત્કટ ભક્તિપરાયણ નારી દ્વિધામાં પડી અને છેવટે ઉપવાસનું વિગતવાર પાલન એ દિવસે થઈ શક્યું ન હોવાથી એણે આમરણાન્ત ઉપવાસ આચરવાનો નિશ્ચય કર્યો પોતાના સાચા ભક્તોનું સંકટમાં રક્ષણ કરવા તત્પર રહેતા ભગવાન વિષ્ણુ એની સમક્ષ બ્રહ્મચારીના વેશમાં ઉપસ્થિત થયા. એ આનંદતરબોળ થઈ ગઈ અને નાળિયેરની કાચલીમાં એમને ભોજન પીરસ્યું ભગવાન એની સરળ ભક્તિ અને અડગ શ્રદ્ધાથી બહુ પ્રસન્ન થયા અને ઉદારતાથી એનો નમ્ર છતાં ભક્તિપૂર્ણ અર્ઘ્ય સ્વીકાર્યો. અદૃશ્ય થતાં પહેલાં ભગવાને એને જન્મમરણની અનંત ઘટમાળમાંથી સદાને માટે

મુક્તિનું વરદાન આપ્યું. એ વિસ્તારના લોકોને આ અલૌકિક બનાવની જાણ થતાં, આ સ્થળે વિષ્ણુનું ભવ્ય મંદિર ઊભું કર્યું અને એમની મૂર્તિ પધરાવી. આ છે તિરુવેલ્લમાંના વલ્લભના સુપ્રસિદ્ધ મંદિરની સ્થાપના વિશેની પરંપરા. આ પ્રસંગને ચિરસ્મરણીય બનાવવા, આજે પણ ભોજન નાળિયેરની કાચલીમાં પીરસવામાં આવે છે. આ પવિત્ર નારીને કોઈ વારસો ન હોવાથી એની મિલકત મંદિરની સેવામાં સમર્પણ થઈ ગઈ

ચક્કીત્તુ અમ્માને ભગવાનનો સાક્ષાત્કાર વૃદ્ધાવસ્થામાં થયો હતો, તો નંગ પેણ્ણુને કન્યાવસ્થામાં જ ભગવદ્દર્શનની ધન્ય ઘડી સાંપડી કોચીનના રાજવી ઘરાણાના સ્થળ તૃપ્પૂણિત્તુરના વડક્કેડત્તુ ઇલ્લમના આદરપાત્ર મલયાળી બ્રાહ્મણ કુટુંબમાં એ જન્મી હતી બાલ્યવયથી જ એને ત્યાંના મંદિરમાં પધરાવવામાં આવેલી વિષ્ણુની પ્રતિમા માટે અસીમ ભક્તિ હતી. એ નિયમિતપણે મંદિરમાં જતી અને એના હૃદયમાં ઊભરાતી ભક્તિ અર્પતી, અને તે ઘેર પાછી ફરતી તે પછી પણ ભક્તિનો ઓઘ ઓસરતો નહિ ભગવાનના સતત સ્મરણમાં તથા શ્રદ્ધા અને ભક્તિપૂર્વક તેમના નામસંકીર્તનમાં એના દિવસો વ્યતીત થતા એના કુટુંબના બીજા સભ્યો એને સમજી શકતા નહિ એમને લાગતું કે દુન્યવી સુખનું વરદાન માગવા માટે એ ભગવાનને ભજતી હતી પણ એનો આત્મા આવી બધી સ્વાર્થી ગણતરીઓથી પર હતો ભગવાનને એ વિશુદ્ધ અને નિષ્કલંક ભક્તિથી ભજતી

જ્યારે એ ઉંમરલાયક થઈ, ત્યારે એના માતાપિતાએ એનું લગ્ન ગોઠવ્યું નિર્ધારિત મુરતિયો ખૂબ દેખાવડો અને શ્રીમંત યુવાન હતો લગ્ન માટે નિર્ધારિત શુભ દિવસે વધૂને ત્યાં લગ્નની તૈયારીઓ મોટા પાયા પર થઈ ચૂકી હતી: વર રાજા જમાનાજૂના વગદાર મનાતા રિવાજ અનુસાર વાજતે-ગાજતે આનંદો-ત્સવમાં મગ્ન જાનૈયા સાથે વરઘોડામાં વધૂને ત્યાં આવી પહોંચ્યા જ્યારે લગ્ન માટેનું શુભ મૂહુર્ત હાથવેંતમાં હતું, ત્યારે આ ભક્ત કન્યા નંગ પેણ્ણુ ભગવાનની અંતિમ વિદાય લેવા મંદિરે ગઈ હવે કાયમ માટે પતિને ત્યાં જ રહેવું પડશે અને હવેથી મંદિરમાં નિયમિત દર્શને આવીને પોતાના હૃદયેશ્વરનાં દર્શનથી આંખો કૃતાર્થ કરવાની તક કદીયે નહિ મળે, એ વિચારથી જ એનું હૃદય દુખિયારું થઈ ગયું આ વિચારે એની આંખોમાં આંસુ ઊભરાયાં મહા મુશ્કેલીએ જાત ઉપર કાબૂ મેળવી એ મંદિરમાં પ્રવેશી, અને વ્યથિત હૃદયે ભગવાન આગળ દંડવત્ પ્રણામ કર્યાં એ વખતે એ ત્યાં જ ઊભી રહી ઘેર પાછા

જવાનો એનો વિચાર ન હતો "આવતી કાલથી આ ધન્ય દર્શન મને થશે નહિ. હું ભગવાનને જોયા વગર કેવી રીતે જીવી શકું? મને ભગવાનનાં દર્શન સિવાય આલોકમાં કે પરલોકમાં બીજી કોઈ સ્પૃહા નથી. ઓ પ્રભુ! મને અત્યારે જ તારામાં સમાવી દેવાની દયા કર." આવી હતી તેની આર્ત પ્રાર્થના ભગવાને એ તરત જ સ્વીકારી. આ ભક્ત કન્યાએ ભગવાનને મૂર્તિમાંથી પ્રગટ થઈ, એની તરફ આવતા, એનો હાથ ઝાલી, ફરી પાછા મૂર્તિમાં પ્રવેશતા જોયા આ પ્રસંગના સમાચાર થોડા સમયમાં જ ચારમેર પ્રસરી ગયા. લોકોને કેવું આશ્ચર્ય થયું હશે, કેવો ચમત્કાર લાગ્યો હશે, એ સહેજે કલ્પી શકાય છે મુરતિયાને ભોંય ભારે થઇ પડી અને કોઈની પણ રજા લીધા વિના ઉતાવળમાં ઘર છોડી જતો રહ્યો. માતાપિતા મૂંઝાયાં. નાગ પેણટા ઉત્સવ તરીકે ઓળખાતા વાર્ષિક ઉત્સવને એ મંદિરમાં ઉજવીને અદ્યાપિપર્યન્ત આ પ્રસંગની યાદ જીવત રાખવામાં આવી છે આ ઉત્સવનો અતિ અગત્યનો કાર્યક્રમ એ છે કે ભગવાનનો સુંદર વરઘોડો નગ પેણટાના પિતાના ઘર સુધી લઈ જવાય છે ત્યાં ખુદ ભગવાનને ભિક્ષાની અપાય છે અને એ કુટુંબના બીજા સન્માન વસ્ત્રો અને બીજી ભેટસોગાદો આપવામાં આવે છે

ઉપર વર્ણવેલ બે ભક્તા ભગવાનનાં દર્શન અને સંસારના બંધનોમાંથી મુક્તિ મેળવવાના અધિકારી થયા, જ્યારે આ લેખમા આલેખાયેલ ભક્ત સ્ત્રીઓમાંની છેલ્લી કુરૂર અમ્મા પોતાના ઇષ્ટદેવ બાલકૃષ્ણનાં અખંડ દર્શન મેળવવા સદ્‌ભાગી નીવડી અને આ પૃથ્વી પર ઘણા વર્ષો જીવી. જ્યારે જ્યારે એની ઇચ્છા થાય ત્યાર એ પોતાના હૃદયનાથને જોઈ શકતી હતી

કુરૂર અમ્મા એક પ્રતિષ્ઠિત બ્રાહ્મણ પરિવાર કુરૂર ઇલ્લમને ત્યાં જન્મી હતી. આ સ્થળ કોચીન રાજ્યના સુપ્રસિદ્ધ શહેર ત્રિચુરથી આશરે ચાર માઇલ દૂર છે સત્તરમી સદીની શરૂઆતમાં જન્મેલા નારાયણ ભટ્ટતિરિ અને પૂન્તનમની એ જયેષ્ઠ સમકાલીન હોવાથી એનો સમય સોળમી સદીનો ઉત્તરાર્ધ હોવા જોઇએ કુરૂર અમ્માની સરળ ભક્તિ પૂન્તનમ કરતા પણ ચઢિયાતી ગણાય છે, એ એક નોંધપાત્ર બીના છે એની ભક્તિ એવા ઉચ્ચોચ્ચ પ્રેમમાં પરિણમી, કે જે દશામાં પ્રેમી, પ્રિયતમા અને પ્રેમ બધાનું અદ્વૈત સધાય છે એ પ્રેમના પ્રભાવે, જ્યારે એ ઇચ્છે ત્યારે ભગવાન એને પ્રત્યક્ષ થતા, તે કહે તમ કરવા તૈયાર રહેતા

કુરૂર અમ્માના ઉજ્જવળ નામની આજુબાજુ ઘણી વાર્તાઓ ગૂંથાઇ ગઈ છે. એ જ એની અનુપમ ભક્તિના પુરાવારૂપ બની રહે છે એક દિવસ એક બ્રાહ્મણ

ભિક્ષા અર્થે એને ઘેર આવ્યો. એ વખતે ઘરમાં કોઈ પુરુષ હતો નહિ. સનાતની સ્ત્રીઓમાં ચુસ્તપણે પડદો પાળવાનો રિવાજ હોવાથી બહારના પુરુષો આગળ દેખાવાની તેમને મના હતી. તેથી એણે અભ્યાગતને કહ્યું કે ભોજન હમણાં તૈયાર થઈ જશે, પણ એ એણે જાતે જ પોતા માટે પીરસી લેવું પડશે. બધાં સ્તબ્ધ થઈ ગયાં, કારણ કે જેવું ભોજન તૈયાર થયું, ત્યાં તો બાળબ્રહ્મચારીના રૂપમાં ભગવાન જાતે આવ્યા અને અભ્યાગતને ભોજન પીરસ્યું. અભ્યાગત પોતે પણ મહાન ભક્ત હોવાથી એણે આ બટુક તે ભગવાન પોતે જ છે એ ઓળખી લીધું. બીજા એક પ્રસંગે ભગવાનનું અખંડ ધ્યાન ધરતાં જ તે તે વખતે ભગવાનનું દર્શન પ્રાપ્ત કરતા એક સંતે પોતાના ઇષ્ટદેવ શ્રીકૃષ્ણને લાંબા વખત સુધી બોલાવ્યા, પણ કંઈ અર્થ સર્યો નહિ. ઘણા લાંબા સમય પછી જ એમને ભગવાનના દર્શન થયાં. જ્યારે એમણે શ્રીકૃષ્ણને આ વિલંબ માટે કારણ પૂછ્યું, ત્યારે એમણે સમજાવ્યું કે કુરૂર અમ્માના વિશુદ્ધ અને પ્રબળ પ્રેમે એમને બંદીવાન બનાવ્યા હતા અને કુરૂર અમ્માએ હમણાં જ એમને છોડયા!

નારાયણ ભટ્ટતિરિ મૃત્યુપથારીએ હતા ત્યારે કુરૂર અમ્મા એમની ખબર પૂછવા આવી. આ સમયે એને જોઈને એ બહુ ખુશ થયા એમણે કહ્યું: "પૂજ્ય બહેન, મારી છેલ્લી ઘડીઓ ગણાઈ રહી છે અને હુ હમણાં ભગવાનમાં વિલીન થઈ જઈશ. મારા અંત સુધી તમે મારી પડખે રહો એવી મારી ઇચ્છા છે." એણે જવાબ આપ્યો: "ના, નારાયણ, હજી એટલી ઉતાવળ નથી. મારે આજે ઘેર પાછા ફરવું છે, પણ તમારી ઇચ્છા છે તો તમારી અંતિમ ક્ષણો વખતે હું તમારી પાસે આવી પહોંચીશ." છતાં નારાયણ ભટ્ટતિરિએ આગ્રહ જારી રાખ્યો અને કહ્યું: "હું કદાચ આજે પણ મૃત્યુ પામું. માટે જો તમે અત્યારે જતા રહેશો તો મારી ઇચ્છા વણપુરાયેલી રહેશે." પણ કુરૂર અમ્માએ આત્મવિશ્વાસપૂર્વક જવાબ આપ્યો, "ખરે વખતે હું તમારી સાથે રહીશ. હું આવુ એ પહેલાં તમારું મૃત્યુ ન જ થઇ શકે" પછી પણ ભટ્ટતિરિને આશા તો ન હતી, છતાં એમણે એની ઇચ્છા પ્રમાણે જવા દીધી. કુરૂર અમ્માએ લાગણીપૂર્વક એમને ફરી ખાતરી આપી અને એ ગઈ. ત્રીજે દિવસે સવારે એ પાછી આવી. નારાયણ ભટ્ટતિરિ હજુ જીવતા હતા, પણ સાવ નખાઈ ગયેલ હાલતમાં. એણે આ શબ્દોથી એમને ઉઠાડયા: "નારાયણ, સમય આવી પહોંચ્યો છે. એના માટે સાબદા થાવ. નારાયણ, ભગવાનનું નામ જપો. એની કૃપા તમારા પર ઊતરો." એના કહેવા પ્રમાણે ભક્તે ભગવાનના નામનું

ત્રણ વાર રટણ કર્યું અને પછી આ સંત સ્ત્રીની હાજરીથી પ્રોત્સાહિત થઈને શાન્તિ અને આનંદથી મરણશરણ થયા કહેવાય છે કે એ પોતે પણ તરત જ સંપૂર્ણ શ્રદ્ધા ભક્તિ અને ભક્તિપૂર્વક એમની પાછળ સિધાવી

પરંપરા જણાવે છે કે કુરૂ અમ્મા એક પ્રસિદ્ધ ભક્ત ઋષિ વિ-રામનાથ સ્વામીની સમકાલીન હતી આ સ્વામી કેવી રીતે ભક્તમાં પરિણમ્યા એ બીના શ્રીરામકૃષ્ણના એક મહાન શિષ્ય ગિરીશચન્દ્ર ઘોષે રચેલા નાટકમાં વર્ણવાઈ છે એક વાર માસિક ધર્મના દિવસો દરમિયાન કુરૂ અમ્મા ભગવાન 'નારાયણ'નો જપ કરતી હતી, ત્યારે અચાનક સ્વામી ત્યાં જઈ ચડ્યા એમને આશ્ચર્ય થયું અને એમણે પૂછ્યું કે આવી શારીરિક અશુદ્ધિ દરમિયાન ભગવાનનું નામસ્મરણ કરવું શું યોગ્ય છે? આ પ્રશ્નના સમુચિત ઉત્તર સ્વામીજીના મનનું સંપૂર્ણ સમાધાન કર્યું એણે કહ્યું "કોઈને ચોક્કસ ખાતરી છે ખરી કે પોતે શારીરિક અશુદ્ધિની દશામાં જ મૃત્યુ નહિ પામે?"

કુરૂર અમ્માનો ભગવાન માટેનો પ્રેમ એક માતાનો બાળક માટે જેવો વાત્સલ્ય ભર્યો હોય છે એવો હતો કહેવાય છે કે એ પૂજામાં બેસતી ત્યારે ભગવાન એના ખોળામાં બેસતા, એની પીઠ પર ચડતા અથવા બાળકની માફક ગેલ કરતા

કેમ । કૂજ્જન્ વેણુમ્
શ્યામલોઽયં કુમારક ।
વેદવેદ્ય પર બ્રહ્મ
ભાસતા પુરતો મમ ।

ભાવાર્થ "મધુર વેણુ વગાડતા આ શ્યામવર્ણ કુમાર (કૃષ્ણ) જેને વેદો પરબ્રહ્મ કહીને સંબોધે છે, તે મારી સામે દેખાઈ રહ્યા છે"

તાત્પર્ય એ કે ભક્ત પોતાની ભાવના પ્રમાણે ભગવાનનું રૂપ જુએ છે, જેવું આ સંતે જોયું

સાંસારિક લોકોની વાતને અગર બનાવટને ગણકારશો નહિ. આપણે કોને ખુશ કરવાના છીએ? ભગવાને આપેલા આ કેશને મૂંડાવવાથી શો ફાયદો છે? એને રાખવામાં કઈ રીતે અપ્રીતિ થાય છે? આપણી ભાવનાઓ શુદ્ધ હોય ત્યાં સુધી આપણે સંસારની રૂઢિઓ અને રીતરિવાજોને માન નહિ આપીએ તોયે, ભગવાન આપણા પર રૂઠવાનો નથી, અને આપણી ભાવનાઓ મલિન હશે, તો ભલે આપણે રૂઢિઓ અને રીતરિવાજોને માન આપીશું, છતાં ભગવાન આપણને છોડવાનો નથી. માટે કૃપા કરીને મને મારી મરજી મુજબ કરવા દો." પોતાની કન્યાના ચારિત્ર્યની નિષ્કલંક પવિત્રતાને જાણતા કૃષ્ણે મૌન રાખ્યું.

આ જ અરસામાં પુષ્પગિરિ પીઠના મુખ્ય મહંત તરિગોન્ડાની મુલાકાતે આવ્યા. એ ટાણે ગ્રામજનોએ વેંકમ્માની વર્તણૂક વિષે નિષ્ઠુરપણે ફરિયાદ કરી અને એનું માથું મૂંડાવવાની ફરજ પાડવા વિનંતિ કરી. અરર! કોઈને તે હથોડાના ઘા હોય! એક નિર્દોષ વિધવાના માથા ઉપરના વાળ કઢાવવા માટે આટલું બધું ધાંધલ! મહંતે વેંકમ્માના પિતાને ત્યાં બોલાવ્યા, અને જ્ઞાતિબહાર મૂકવાનો ભય દેખાડીને તે ને તે જ વખતે વેંકમ્માના વાળ કઢાવી નાખવાની આજ્ઞા કરી. કૃષ્ણે હાથ જોડી વિનંતિપૂર્વક કહ્યું "મહારાજ, એમાં મારો વાંક નથી. આપ જાતે જ તેને કહો."

એને પ્રત્યક્ષ બોલાવીને મહંતે કડકાઈપૂર્વક પોતાનો હુકમ કહ્યો, ત્યારે વેંકમ્માએ આદરપૂર્વક કહ્યું "પૂજ્ય સ્વામીજી, તમે જગદ્ગુરુ છો. આપના કરતાં મારું જ્ઞાન ઓછું છે. મહેરબાની કરીને કહો કે કયા વેદમાં વિધવાએ વાળ ન રાખવા એવું કહ્યું છે? માથું મૂંડાવીને સ્ત્રીને શા સારુ કદ્રૂપી બનાવવી પડે છે? શું આપણાં શાસ્ત્રો એમ નથી માનતાં કે જ્યાં સ્ત્રીઓનું સન્માન નથી થતું, ત્યાં બધા પ્રયત્નો અને કાર્યો વૃથા નીવડે છે? જો વિધવાની ભાવના શુદ્ધ હોય તો એ વાળ રાખે અગર આભૂષણ સુદ્ધાં પહેરે એમાં ખોટું શું છે? પરમ કૃપાળુ ઈશ્વરે જન્મથી જ બક્ષેલા વાળ એક વખત મૂંડાવ્યા પછી શું ફરી નહિ ઊગે? જો આપની પાસે વાળને ફરી ઊગતા અટકાવવાની સિદ્ધિ હોય, તો આપ એને આ ક્ષણે જ કપાવી નાખો. ભગવાનની બક્ષિસનો અનાદર કરવો મને અયોગ્ય લાગે છે." વેંકમ્માનો આ વિરોધ એ સ્ત્રીજાતિનો, અરે, માનવતાનો, મહંતોની જોહુકમી સામેનો વિરોધ હતો. એના જવાબથી ખિજાયેલ મહંતે ત્યાં ને ત્યાં જ હજામને બોલાવી, પરાણે એનું માથું મૂંડાવી નખાવ્યું. શરમ કે દિલગીરીથી નહિ, પણ ભક્તિથી હૃદય ભરાઈ આવવાથી વેંકમ્મા એક નજીકની નદીએ ગઈ અને ઇષ્ટદેવ શ્રીકૃષ્ણની સ્તુતિ

કરીને એણે નદીમાં ડૂબકી મારી અને અરે! જ્યારે તે પાણીમાંથી ઉપર આવી ત્યારે એનું માથું પહેલાંની જેમ લાંબા સુંદર કેશકલાપથી શોભતું હતું. આવી ચમત્કારિક ઘટનાથી મહંત અને બીજાઓ એકદમ આભા બન્યા અને એની પાસે ઘોથવાતી જીભે ક્ષમા માગવા લાગ્યા. આ એક એવો પ્રસંગ હતો, જ્યારે ભક્તિ અને દલિતપણાની નમ્રતાએ સત્તા અને જ્ઞાનની ઉદ્ધતાઈને નમાવી.

વેંકમ્માના ભાવોનો અત્યંત અસરકારક પડઘો સ્વામી વિવેકાનંદના શબ્દોમાં પડ્યો છે. એમણે છડેચોક કહ્યું છે: "પહેલાં તમારી સ્ત્રીઓને શિક્ષણ આપો અને એમને છૂટી રહેવા દો; પછી એમના માટે કયા સુધારા જરૂરી છે તે, તે પોતે જ તમને કહેશે. એમને સ્પર્શતી બાબતોમાં બોલનારા તમે તે કોણ?

"સ્વતંત્રતા એ વિકાસ માટેની પ્રથમ જરૂરિયાત છે. જો તમારામાંનો કોઈ એમ કહેવાની હિંમત કરતો હોય કે 'હું સ્ત્રી વગર બાળકોનો ઉદ્ધાર કરીશ.' તો એ ખોટું છે,– હજારવાર ખોટું છે. મને વારંવાર પૂછવામાં આવે છે કે વિધવાના પ્રશ્ન અંગે તમારા શા વિચારો છે? સ્ત્રીઓના પ્રશ્ન વિશે તમારો શો મત છે? મને એ બધાનો કાયમ માટે જવાબ આપી દેવા દો:

"શું હું વિધવા છું કે તમે મને આવો મૂર્ખ સવાલ કરો છો? શું હું સ્ત્રી છું કે આનો આ પ્રશ્ન તમે ફરીફરીને મને પૂછો છો? સ્ત્રીઓના પ્રશ્નનું નિરાકરણ કરનાર તમે કે હું કોણ? શું તમે તે પરમેશ્વર છો કે દરેક વિધવા અને દરેક સ્ત્રી પર તમારે શાસન ચલાવવું જ જોઈએ? બસ કરો! એમની ગૂંચોનો ઉકેલ એ લોકો જાતે જ લાવશે."

કહેવાતા પંડિતો અને પુરોહિતો સ્ત્રીઓના હક્ક અને વિશિષ્ટાધિકારોની બાબતમાં માથું મારે છે એનાં કારણો શોધવાં અઘરાં નથી. સ્ત્રીઓ અને જનતા પ્રત્યે સંકુચિત–દૃષ્ટિથી જોનારી સ્મૃતિઓ અથવા ધર્મશાસ્ત્રો રચાયા. પણ વેદકાળમા અને ઉપનિષદ કાળમાં સંજોગો જુદા જ હતા. તે સમયે સ્ત્રીઓનો સામાજિક અને ધાર્મિક દરજ્જો પુરુષો કરતાં કોઈ રીતે ઊતરતો ન હતો. વૈદિક ઋષિઓની નામાવલિમા આપણને વિશ્વવારા, અપાલા, લોપામુદ્રા અને ઘોષા જેવી ભવ્ય સ્ત્રીઓનાં નામો સાંપડે છે. તૈત્તિરીય ઉપનિષદમાં, શિષ્યને સમાવર્તન પ્રવચનની શરૂઆતમા જ આચાર્ય શિખામણ આપે છે: તમાની માતા જ તમારો ઈશ્વર છે–'માતૃ દેવો ભવ.' અને જ્યારે ચંડી (દિવ્યજનની) રીઝે છે, ત્યારે અનુગ્રહ કરે છે અને મનુષ્યની મુક્તિનું કારણ બને છે."

એમતેમ, પણ વેંકમ્માના સુકુમાર હૃદયને ગ્રામજનો અને પુરોહિતોની આ વર્તણૂકથી ભારે ચોટ લાગી. ઈશ્વરસાક્ષાત્કાર માટેની એની તાલાવેલી ખૂબ વધતી જતી

હતી એવી એણે ચિત્તૂર પ્રાંતના મદનપલ્લીના વતની કૃપાવતાર્ સુબ્રહ્મણ્યશાસ્ત્રી નામના ખ્યાતનામ ગુરુ પાસે આધ્યાત્મિક દીક્ષા અંગીકાર કરવાનું નક્કી કર્યું. ઉત્કૃષ્ટ કાવ્યકૃતિ 'વેંકટાચલ-માહાત્મ્ય'માં વેંકમ્મા પોતાના ગુરુને આ રીતે અંજલિ અર્પે છે:

> "નમું સુબ્રહ્મણ્યગુરુ પાદપંકજે
> જેણે વિદ્યાત્મવિષયે પરબ્રહ્મ દૃષ્ટિ બોધી."

આધ્યાત્મિક સાધના માટે એકાંત જગ્યાની શોધ કરતાં કરતાં એ પોતાના વતનના નૃસિંહ મંદિરમાં ગઈ અને નિરાંતે હનુમાનની મૂર્તિની પાછળની નીરવ જગ્યામાં એ બેઠી અને ધ્યાનમાં ખોવાઈ ગઈ. શારીરિક નબળાઈ કે શારીરિક આવશ્યકતાઓની પરવા કર્યા વગર એ સ્થિતિમાં એ રહી. ક્યારેક સહેજ નૈવેદ્ય ખાવા માટે એ પોતાનું ધ્યાન તોડતી. એક દિવસ મંદિરના પૂજારીએ એને જોઈ, અને ગાળોનો વરસાદ વરસાવીને એ જગ્યાએથી એને કાઢી મૂકી. ભગવાનની ઇચ્છાને સંપૂર્ણપણે આધીન રહેવાના ભાવમાં વેંકમ્માએ વિરોધનો હરફ સુદ્ધાં ન ઉચ્ચાર્યો. એણે ઘર તો ક્યારનું ય છોડ્યું જ હતું અને હવે વતન પણ કાયમ માટે છોડીને, વર્તમાન કલિયુગના દેવ જેમને એ લેખતી એવા વેંકટેશ્વરનાં ચરણનું શરણ લેવા તિરુપતિ તરફ ચાલી નીકળી વેંકટાચલ-માહાત્મ્યમાં એ સૂર્યપ્રકાશથી ઝગમગતા મંદિરોનાં શિખરો, રથો, વિહારો, ઉદ્યાનો, હાથીઓ, મયૂરો અને પોપટોથી શોભતા આ શહેરનું ઝળહળતું વર્ણન અપાયું છે. એકબીજા સાથે જોડાયેલી સાત ટેકરીઓવાળા પર્વત ઉપર બંધાયેલું આ શહેર, પ્રકૃતિની ઉદાત્ત શોભા અને સંસ્કૃતિની કલાકારીગરીનો જ્યાં સુંદર સુમેળ સધાય છે, એવી રમણીય જગ્યા પર આવેલું છે.

પર્વતને મઢી દેતાં આવાં ભવ્ય મંદિરોથી શોભતું વેંકટાચલમ તરીકે ઓળખાતું તિરુપતિ, સાચે જ, જીવશિવના તાદાત્મ્યની તરફ લઈ જતી આત્માની જીવનસફરનું મૂર્તસ્વરૂપ છે. ભારતભરમાંથી સેંકડો યાત્રાળુઓ પ્રતિદિન તિરુપતિની યાત્રાએ આવે છે.

ત્યાં પહોંચીને વેંકમ્માએ ત્યાંના અધિષ્ઠાતા દેવને પ્રણામ કર્યા અને આધ્યાત્મ-સાધના માટે યોગ્ય સ્થળની શોધ આદરી. ત્યાંના લોકો અને મંદિરના વહીવટકર્તાઓ પર એના ધાર્મિક ઉદ્રેકની ઘણી સારી છાપ પડી, અને એને એક નાનકડું ઘર અને રોજ થોડા ભાત આપવાની ગોઠવણ થઈ. આ ઉપરાંત એણે દેવની અમુક ખાસ સેવા કરવાની પરવાનગી મેળવી, (જે આજે પણ એના નામે ચાલુ

રખાઈ*છે) પણ સમય જતાં, એને આ લોકપ્રિયતા ભારે પડી, કેટલાક ઈર્ષાળુ પૂજારીઓનો ગુસ્સો એના પર ઊતર્યો અને એ લોકો એને અનેક રીતે હેરાન કરવા લાગ્યા; પણ પોતાની અદ્‌ભુત લગની અને ભક્તિને લીધે આવા અનેક અવરોધોને એ પહોંચી વળી. એના હૃદયમાં ફરી એકવાર એકાંતની ઇચ્છા જાગી, અને તુમુલુરુ-કોણ ખીણમાં એને અનુકૂળ એકાંત જગ્યા મળી આવી, જ્યાં એણે દિવ્ય સાહચર્યનો અભ્યાસ આદર્યો. જાણે કે આકાશના ગૂઢ રહસ્યનો તાગ લેવા મથતાં હોય એવાં ઊંચાં શિખરોવાળી ટેકરીઓ, ફળથી લચી પડતાં વૃક્ષો, દૂરદૂર સુધી સુગંધ પસરાવતા ફૂલછોડોથી છવાયેલી ખીણો અને મેદાનો, કિરણોરૂપી કર લંબાવીને પૃથ્વી અને સ્વર્ગની દરેક વસ્તુને ચૂમતા અને ભેટતા સૂર્ય, ચંદ્ર અને તારાઓ—આવાં નૈસર્ગિક દશ્યો ગહન સૌંદર્યદૃષ્ટિ ધરાવનાર વેંકમ્માને ખૂબ રુચતાં હતાં, કારણ કે પાછળથી આપણે એને નૈસર્ગિક સૌંદર્ય બહુ અસરકારક રીતે વર્ણવતી જોઈએ છીએ. અહીં એણે એની અધ્યાત્મસાધના છ વર્ષ સુધી ચાલુ રાખી અને બહુ ઊંચી કોટિનાં દિવ્યદર્શનો અને સાક્ષાત્કારો એને સાંપડયાં. પછી એ સ્વામિ-પુષ્કરિણી નામે ઓળખાતા સરોવરની દક્ષિણે આવેલા એક મંડપમાં ગઈ અને પોતાનાં લખાણો દ્વારા એણે જગતને એના સાક્ષાત્કારોનો લાભ આપવાનો આરંભ કર્યો.

વેંકમ્માને લાગ્યું કે પોતાના વતન આન્ધ્રદેશનાં સ્ત્રી અને પુરુષ ઉભયના પુનરુત્થાન માટે નૈતિક, ધાર્મિક અને તત્ત્વજ્ઞાનવિષયક ઉપદેશોનો સરળ ભાષામાં પ્રચાર કરવો અત્યંત જરૂરી છે. એ સમયમાં ગ્રંથો લખાતા, તે અત્યંત આલંકારિક શૈલીમાં લખાતા અને એનો ઉદ્દેશ આમજનતાને ઉપયોગી થવા કરતાં પણ શિક્ષિત વર્ગને મનોરંજન પૂરું પાડવાનો વધારે હતો. કીર્તિ અને ધન મેળવવાના હેતુથી લખાયેલાં આવાં પુસ્તકો સામાન્ય રીતે રાજાઓ અને જમીનદારોને અર્પણ થતાં. પણ વેંકમ્માનું ધ્યેય મનુષ્યસેવા દ્વારા ઈશ્વરસેવા કરવાનું વધારે હતું. એણે પોતાનાં બધાં લખાણો ભગવાનને અર્પણ કર્યાં. વાસિષ્ઠ-રામાયણના દરેક પ્રકરણને અંતે એ કહે છે: "તરિગોંડમાં નૃસિંહ તરીકે પ્રગટ થયેલા ઓ વેંકટેશ્વર પ્રભુ, હું તારા દયામય પાદપંકજને આ અર્પણ કરું છું. જો કોઈ અંતઃકરણપૂર્વક આને લખે, અગર વાંચે અગર સાંભળે, એ આ દુ:ખોથી ભરેલા સંસારસાગરને તરી જઈને નિર્વાણ પામો."

વેંકમ્માની કૃતિઓ, જેમાંની ઘણીખરી કાવ્યમય છે, તે કાવ્યના જુદા જુદા પ્રકારોને આવરી લે છે; જેવા કે મહાકાવ્ય, ઊર્મિકાવ્ય, ગીતિકાવ્યો, ગીતો અને વિવિધ પ્રકારનાં નાટકો. પોતાના ભાગવતપુરાણને અંતે એ પોતાની કૃતિઓની યાદી

આપે છે, પણ એમ લાગે છે કે આ પછી પણ એણે થોડાં પુસ્તકો લખ્યાં. એની કૃતિઓમાંથી વેંકટાચલ માહાત્મ્ય, રાજયોગસાર અને વાસિષ્ઠરામાયણ મૂળ સંસ્કૃત કૃતિઓ પર આધારિત છે અને આ ત્રણે છપાયાં છે

વાસિષ્ઠરામાયણ એ એક સંસ્કૃતમાં લખાયેલું મહાકાવ્ય છે, બહુ જ વિસ્તારવાળું આ એક મહાકાય પુસ્તક છે એનો મુખ્ય વિષય વસિષ્ઠે રામને આપેલો ઉપદેશ છે આ ઉપદેશ માત્ર હિંદુ જ્ઞાનસંપત્તિમાં જ નહિ, પણ જગતના વિચારોમાં પણ અપૂર્વ અને અજાયબનો ફાળો આપવા માટે પ્રશસ્ય બન્યો છે વેંકમ્માએ પોતાની આ સુંદર કાવ્યમય સંક્ષેપકૃતિ વાસિષ્ઠરામાયણ દ્વારા એ મહાન કૃતિને સદૈવ લોકપ્રિય બનાવ્યો. સૃષ્ટિની ઉત્પત્તિ વિશેના મતો વર્ણવતા અને ગહન તત્ત્વજ્ઞાનની ચર્ચાઓનું નિરૂપણ કરતા મૂળ કૃતિના પ્રબંધ ફકરાઓને બાજુએ રાખીને, એણે આ સંગ્રહમાં મોટે ભાગે, પરમ તત્ત્વોનો ઘરગથ્થુ દૃષ્ટાંતો દ્વારા સમજાવતી કથાઓની સીમામાં જ પોતાની આ કૃતિને મર્યાદિત રાખી. એને બરાબર ખ્યાલ હતો કે ઉચિત ઉપમાઓ અને ઉદાહરણો સહિત મધુર અને લલિત ભાષામાં વ્યક્ત થયેલા વિચાર જ વાચકના હૈયામાં સોંસરા ઊતરી જાય છે, અને ત્યાં પાણી પર પડેલા તેલના ટીપાની માફક પ્રસરે છે દેખાવમાં ઉઠાવદાર કે રંગમાં ખૂબ ચમકદાર ન હોવા છતાં જેમ જૂઈનું ફૂલ મહેકે છે, તેમ એના વ્યક્તિત્વને ઝીલતી એની શૈલી સરળ છતાં કમનીય અને વેધક છે પણ એ હંમેશા શૈલીની સુંદરતા કરતા ભાવોની ઉદાત્તતા માટે વધાર કાળજી રાખતી. એને મન કવિતા તત્ત્વજ્ઞાનની અનુગામી હતી. એના મતાનુસાર કાવ્યશાસ્ત્રના સિદ્ધાંતો કવિના માટે બન્યા હતા, નહિ કે કવિ એ સિદ્ધાંતો માટે હતો એણે અનુભવ્યું કે નિયમ એનો સેવક છે, નહિ કે સ્વામી. એ અહીંતહીં વ્યાકરણના અને છંદના નિયમોનો ભંગ કરતી જણાય છે જ્યાર જ્યાર ઠીક લાગે ત્યારે, એ છૂટથી તળપદી ભાષાનો ઉપયોગ કરે છે ઘણી કૃતિઓમા આપણે એને અંગ્રેજી 'બ્લેન્ક વર્સ'ને લગભગ મળતો દ્વિપદ નામનો છંદ (મુકત છંદ) વાપરતી જોઈએ છીએ. પા કુરિકિ સોમનાથ જેવા પ્રસિદ્ધ કવિઓએ આ છંદની બહુ પ્રશંસા કરી છે

વેંકમ્માના ઘણા ગીતો લોકસાહિત્ય બની ગયાં છે વીરેશલિંગમ પંતુલુ અને પ્રભાકર શાસ્ત્રી જેવા પ્રસિદ્ધ તેલુગુ કવિઓ અને વિવેચકોએ એની કૃતિઓના મુક્ત કંઠે વખાણ કર્યાં છે

વેંકમ્મા એક જન્મજાત કવયિત્રી હતી. જો 'હૃદયની સભરતામાંથી વાચા સ્ફુરતી

હોય" તો પ્રેમ અને ભકિતની સભરતામાંથી એને કવિતા સ્ફુરી. કવિતા એ અનેક અર્થોમાં એને માટે ઈશ્વરદત્ત બક્ષિસ હતી. વેંકટાચલ-માહાત્મ્યમાં એ કહે છે:

"મારા બાળપણમાં હું કોઈ શિક્ષક પાસેથી મૂળાક્ષર પણ નથી શીખી. છંદની બારાખડી પણ હું શીખી નથી કે નથી કર્યું મેં સાહિત્યિક કૃતિઓનું વાચન. સંગીતકારના હાથમાંના તંતુવાદ્યની જેમ હું ગાઉં છું. સાચું પૂછો તો, મારી જિહ્વા પર વસીને પરમકૃપાળુ ભગવાન મને જેમ ગવડાવે છે એમ હું ગાઉં છું. મૌલિકતાનો મારો જરા યે દાવો નથી.

"વિદ્યાની દેવી સરસ્વતીની હું સદાને માટે ઓશિંગણ છું, કારણ કે એક ધન્ય બપોરે એણે મને દર્શન આપ્યાં, અને પુરાણપુરુષ અને મારા ગુરુનું દર્શન કરાવ્યું. જ્યારે હું થાકથી કંટાળી જતી, ત્યારે એ સ્વર્ગમાંથી નીચે ઊતરી મારી સમક્ષ ઝગઝગતી કાવ્યપંકિતના રૂપમાં પ્રગટ થતી.

"ભગવાન શ્રીકૃષ્ણને હું નમું છું, જેમણે મોહક સ્વરૂપમાં મારી પાસે આવીને મને ગૂઢ અને શૃંગારિક ભાષામાં (એમની રાસલીલાઓ વિશે) કવિતા લખવાની આજ્ઞા કરી; અને જ્યારે મેં મારી અશક્તિ દાખવી ત્યારે એમણે રોષભર્યા વદને મારી સામે જોયું અને મેં એમને દંડવત પ્રણામ કરતાં, એમણે જ આ શબ્દોમાં આ કાવ્યો રચ્યાં."

મહાન વિચારકો ઉપદેશ કરતાં પોતાનો દાખલો બેસાડીને વધુ શીખવે છે. જેવી રીતે કલા પોતાનું સંગોપન કરે છે, તેવી રીતે સાચો ઉપદેશ ઉપદેશ તરીકે પ્રગટ થતો જ નથી. શાસકો વિનતિ કરે કે હુકમ કરે, મિત્રો દલીલો કરે અને સલાહો આપે જ્યારે પ્રિયજન પરોક્ષ અને મધુર રીતે અનુકૂળ બનાવે છે. પ્રિયજનનાં સૂચનો જેવાં એનાં નાટકો, ગીતો અને કવિતાઓ દ્વારા અને એ બધાં કરતાં યે પોતાના જીવન દ્વારા વેંકમ્મા એના વિચારો અને આદર્શો લોકોને આપે છે.

નીતિનિયમો એ સર્વ સાધના અને સિદ્ધિનો પાયો છે. જો વેંકમ્માએ કોઈ ચમત્કારો કર્યા હોય તો એ બધા, હમણાં જ કહ્યું તેમ, એના સંતચરિતના આકસ્મિક પરિણામો હતાં. સંતપણાની સાચી કસોટી ચમત્કારો કરી બતાવવામાં નહિ, પણ ચારિત્ર્યની વિશુદ્ધિમાં છે. મદારી પણ ચમત્કારો કરી શકે, પણ એ સંત ન પણ હોય. એ સત્ય વેંકમ્મા નીચે પ્રમાણે દર્શાવે છે:

મંત્રયોગ, હઠયોગ અને લયયોગ જેવા વિવિધ યોગનો અભ્યાસ સિદ્ધિઓ મેળવવા માટે કરીને કેટલાક યોગીઓ અજ્ઞાનીઓને પોતાના ચમત્કારો દેખાડતા

ફરે છે સાચું પૂછો તો, આ બધા ઉપરછલ્લો યોગ છે, અને એ નકલી યોગીઓ છે ઈશ્વરજ્ઞાનમાં આરૂઢ થયેલા સંતો શરીરને વ્યાધિ, વૃદ્ધાવસ્થા કે મૃત્યુથી વણસ્પર્શ્યુ રાખવાની અને એવી એવી મથામણમાં પડતા નથી. —રાજયોગ-સાર

એ જ સંત ભગવત્પરાયણ છે કે જે તમોગુણને તજી, દુન્યવી વસ્તુઓ માટેની કામના છોડી, સદાચરણ, સત્યનિષ્ઠા, વિશુદ્ધિ, મન:શાન્તિ અને જીવમાત્ર પ્રત્યેની દયાવૃત્તિમાં નિમગ્ન રહે છે —સ્કંદપુરાણ માહાત્મ્ય

યોગનો અભ્યાસ અખંડ રીતે દીર્ઘકાળપર્યંત કરવો જોઈએ સતત અભ્યાસ વિના મન વિકાર અને ક્રોધ જેવા શત્રુઓનું ઘર બને છે.

જેનામાં વિવેક, વૈરાગ્ય, મનોનિગ્રહ, ઈન્દ્રિયસંયમ, તિતિક્ષા, વિષયોમાં ઉપરતિ, જે ગુરુના વચનમાં અને શાસ્ત્રવચન પરત્વે શ્રદ્ધા છે, જે પરસ્ત્રીને માતા સમાન ગણે છે, પરધનની ઈચ્છા રાખતો નથી ભગવાનના ચરણમાં આશરો લે છે. માત્ર આવો જ માણસ આ જ જન્મમાં સાક્ષાત્કાર અને મુક્તિનો અધિકારી છે —રાજયોગ-સાર

"મુક્તિના મહેલ"ની ચાર દ્વારપાળો ચોકી કરે છે, દા ત, શમ, સંતોષ, સત્સંગ અને ચિંતન. —વાસિષ્ઠ-રામાયણ

હિંદુ દર્શન ગ્રંથોમાં કોઈ ગ્રંથે વાસિષ્ઠ-રામાયણ તરીકે ઓળખાતા યોગ વાસિષ્ઠ જેટલો ભાર માનવપુરુષાર્થ પર મૂક્યો નથી. વેંકમ્માએ પોતાની સંક્ષેપ કૃતિમાં ખૂબ સુંદર રીતે યોગવાસિષ્ઠના મુખ્ય ઉપદેશને રજૂ કર્યો છે, જે આપણને બ્યુઑ અને ફ્લેચરના શબ્દોની યાદ અપાવે છે

> આત્મા પોતે જ પોતાનો ધ્રુવતારક છે, અને જે આત્મા માણસને પ્રામાણિક અને સંપૂર્ણ બનાવે છે, એ આત્મા સમગ્ર પ્રકાશનો, પૂર્ણ પ્રભાવનો અને સકળ ભાગ્યનો વિધાયક બને છે એને માટે કશું વહેલું યે નથી પડતું કે કશું મોડું પણ નથી પડતું આપણાં સારાં કે નરસાં કર્મો જ આપણા પાર્ષદો છે, એ જ આપણી સમીપ છૂપાછૂપા ચાલતા જીવલેણ ઓછાયા છે

કાર્ય કેવી રીતે સાધવું અને સાચો વૈરાગ્ય કોને કહેવાય એ દર્શાવવા વેંકમ્મા પોતાની સરળ અને સચોટ સાક્ષણિક શૈલીમાં, ચૂડાલા અને શિખિધ્વજની વાર્તા, એના સંક્ષેપગ્રંથમાં વિસ્તારપૂર્વક આપે છે કાર્યરત ગૃહજીવન જીવવા છતાં અને રાજ્ય કરવા છતાં રાણી મુક્તિ પા[illegible] ગૃહ, રાજ્ય અને

સમાજનો ત્યાગ કર્યા છતાં મુક્તિ ન પામી શક્યો; અને પત્નીએ પતિના સખા, સચિવ અને સન્માર્ગદર્શકનું સ્થાન સંભાળી લઈને કેવી રીતે એને મોક્ષ તરફ દોર્યો એ વર્ણવ્યું છે. આ વાર્તાનું તાત્પર્ય દીવા જેવું સ્પષ્ટ છે. સ્ત્રી શાસનકર્તા તરીકે અથવા તો ઉચ્ચોચ્ચ અધ્યાત્મજ્ઞાન અને મોક્ષ મેળવવાના સામર્થ્યની બાબતમાં પુરુષ કરતાં સહેજે ઊતરતી નથી.

અર્ધાંગી (પતિનું અર્ધું અંગ) અને સહધર્મિણી (જે પતિ સાથે ધાર્મિક વિધિઓ અને કર્તવ્યો આચરે છે.) જેવા સંસ્કૃત શબ્દો દર્શાવે છે કે જીવનયાત્રામાં સ્ત્રી અને પુરુષ એકબીજાના સહાયક છે અને આધ્યાત્મિક પંથે સહયાત્રિક છે. એમના અરસપરસ સંબંધોમાં ને વલણમાં ચડિયાતા–ઊતરતાપણાનો સવાલ જ નથી.

વેંકમ્માનાં જીવન અને લખાણોમાં, આધુનિક યુગના ઘણાખરા પ્રશ્નોનો સંતોષકારક ઉકેલ મળી જાય છે. એનું નામ તિરુપતિ-વેંકટેશ્વરના એક વાર્ષિક ઉત્સવ બ્રહ્મોત્સવની સાથે સંકળાયેલું છે. આજે પણ તિરુમલૈ ટેકરી પરની ધર્મશાળા એની પુણ્યસ્મૃતિને ચિરંતન બનાવે છે.

## પ્રકરણ તેરમું

# શ્રી શારદાદેવી

## માતાજી

ધાર્મિક ચરિત્રોની આખી હારમાળામાં આપણને શ્રી શારદાદેવી જેવી દ્રષ્ટા અને ઉપદેશકનું જીવન જોવા મળતું નથી. ભૂતકાળમાં ઘણી એવી મહાન સ્ત્રીઓ હતી કે જેમણે પરણવાની ઇચ્છા ન હોવાથી, આત્માની યાત્રામાં એકલા અને સાથી-વિહોણા સંચરવાનું પસંદ કર્યું. એવી મહીયસી અને પવિત્ર નારીઓ પણ હતી કે જે યુવાવસ્થામાં પરણી હતી, પણ પાછળથી ઈશ્વરની ખોજ કરવા માટે સ્નેહ અને ઘરને તિલાંજલિ આપી એમણે ભગવત્પ્રાપ્તિ કરી. એમાંની કેટલીક સ્ત્રીઓને પ્રતિકૂળ સામાજિક વાતાવરણ અને કૌટુંબિક સંજોગો સામે ઝૂઝવું પડેલું, અને છેવટે એમને સંતાપતી બેડીઓને તોડવામાં એ સફળ નીવડી. બીજી ઘણી સ્ત્રીઓને કમનસીબે એવા પતિદેવો સાથે પાનું પડ્યું હતું કે જેમનામાં ન હતો પત્નીને સમજવા જેટલો સમભાવ, સામાન્ય સમજ કે ન હતી ભગવદ્ભક્તિ પ્રત્યે સહેજે અભિમુખતા. એમણે ભગવાન પ્રત્યે આત્યંતિક ભક્તિ ધરાવનાર પોતાની ઉદાર-ચરિત પત્નીઓ પ્રત્યે ખરાબ વર્તણૂક દાખવી, પરિણામે આ સ્ત્રીઓને પોતપોતાના પતિને તેના નસીબ ઉપર છોડવાની ફરજ પડી. બીજી કેટલીક સ્ત્રીઓ વળી વિધવા થઈ, પણ ઈશ્વરસાધનાના સાફલ્ય માટે અનિવાર્ય એવી સ્વતંત્રતા વિનાનાં ગૃહ-જીવનનાં બંધનો અને મર્યાદાઓને ફગાવીને દેવાની ઈશ્વરે આપેલી તકનો એમણે સારામાં સારો લાભ ઉઠાવ્યો. શારદાદેવી આમાંની એકે જેવાં ન હતાં. એમનું લગ્ન કરવામાં આવ્યું હતું, પણ એ અને એમનો પતિ 'લગ્નજીવન' જીવ્યાં નહિ. કન્યાકાળથી જ આ જગતમાં એક પયગામ લઈને આવ્યાં હોય એવી નારીના એક-માત્ર ઉદાહરણ તરીકે એ અનોખાં તરી આવે છે. એમણે ઈશ્વરની અનુભૂતિ માતા તરીકે કરી અને એમનાં દર્શન પોતાનામાં અને પોતાના 'પતિ'માં કર્યાં: એમના પતિએ પણ માતાને પોતાનામાં અને પોતાની 'પત્ની'માં જોયાં. દુનિયાએ પહેલાં કદી આવું યુગલ નિહાળ્યું નહોતું, ને નહોતા પ્રત્યક્ષ કર્યા એમના જેવા ઉન્નોચ્ચ આધ્યા-

ત્મિક અનુભવો સ્ત્રીઓ અને પુરુષો, પરિણીત અને અપરિણીત, ગૃહસ્થો તેમ જ સાધુઓ અને સાધ્વીઓ માટે એ બન્ને જણ નૈતિક અને આધ્યાત્મિક પરિપૂર્ણતાના પ્રતીક રહ્યા છે

## જન્મ અને માતાપિતા

જેમની જન્મશતાબ્દીની સ્મૃતિમાં આ ગ્રંથ છપાય છે, જે માતાજી તરીકે જાણીતા શ્રી શારદામણિદેવીનો જન્મ બંગાળના બાંકુરા જિલ્લામાં જયરામબાટી નામના નાનકડા ગામડામાં ઈ સ ૧૮૫૩ના ડિસેમ્બરની બાવીસમી તારીખે બ્રાહ્મણ માતાપિતાને ત્યાં થયો હતો લીલાછમ ચરાણો, અને ઘાસના બીડમાં ચરતા ઢોરો, અમોદર નદી અને તળાવો, વૃક્ષો અને છોડવાઓ—આ બધાથી સુશોભિત અને ભાગ્યે જ સો કરતા વધારે માણસોના ઝૂંપડાવાળું આ ગામડું લાક્ષણિક ગ્રામવાતાવરણને ખડું કરે છે શારદાદેવીની સ્મૃતિને અંજલિ આપવા જતા સેંકડો ભક્તો અને ખાસ પ્રસંગોએ તો હજારો ભક્તો જેની મુલાકાત લે છે એવું આ સ્થળ પવિત્ર યાત્રાધામ બની ગયું છે

એમના પિતા રામચંદ્ર મુખોપાધ્યાય અને માતા શ્યામસુંદરીદેવી, ગરીબ હોવા છતાં અત્યંત ધાર્મિક હતા રામચન્દ્રની આવક થોડા એકરમાં પથરાયેલાં ડાંગરનાં ખેતરોમાંથી, યજમાનવૃત્તિમાંથી, જનોઈના વેચાણમાંથી થતી હતી, છતાં એ બ્રાહ્મણ જીવનના આદર્શ પ્રમાણે જીવ્યો એ કદી વિવેક વગર દક્ષિણા સ્વીકારતો નહિ એ ઉદાર હતો દુકાળ અથવા અનાજની તંગીના સમયમાં પોતાના કુટુંબ માટે અનાજનો વધારાનો જથ્થો એ સંઘરતો નહિ, પણ પોતાની પાસે હોય એ બધું ગરીબો અને કંગાળોને ખવડાવવામાં વાપરી નાખતો

શારદાદેવીની જિંદગી આધ્યાત્મિક અનુભવો અને દૈવી અસરાની જાળમાં ગૂંથાઈ હોય એમ લાગે છે દેવી આદ્ય તેમની પુત્રી તરીકે અવતરવાનો છે એવી આગાહી કરતું સ્વપ્ન એકવાર રામચન્દ્ર અને શ્યામસુંદરીને આવ્યું એમણે આ સ્વપ્નને વિરલ સદ્ભાગ્ય સૂચવતા આશીર્વાદ તરીકે ઘટાવ્યું સમય જતાં, જ્યારે નાની શારદા જન્મી, ત્યારે એના માટેનું એમનું વાત્સલ્ય, દિવ્ય વિધાતા તરફની કૃતજ્ઞતા અને અલૌકિક નિઃશ્રેયસની લાગણીથી મિશ્રિત હતું

વાસ્તવ ભારતીય ગ્રામકન્યાની જેમ સરળ રીતે ઊછરી એ રમત રમતી હતી, પણ બાલનહજ રમતો માટે એ વધારે પડતી ગંભીર લાગતી હતી એના ઢીંગલી

ઘરમાં પુષ્કળ રમકડાં હતાં ખરાં, પણ એને વધારે રસ હતો કાલિ અને લક્ષ્મીની માટીની મૂર્તિઓમાં, જેમને એ પુષ્પો અને બિલ્વપત્રોથી પૂજતી, એમની સાથે અદ્વૈત અનુભવતી, ઊંડી એકાગ્રતાપૂર્વક એમનું ધ્યાન ધરતી. આ રીતે એ ધર્મના બાળમંદિરમાં બાળપોથી શીખતી હતી. માત્ર દસ વર્ષની ઉંમરમાં જ એની આધ્યાત્મિક પ્રવૃત્તિઓ, જેના અંકુરો સમય સમય પર પ્રસ્ફુરિત થતા રહેતા હતા, તે હવે પૂર્ણ રીતે ખીલી ઊઠી. બાલ્યાવસ્થામાં જ આ સંત મહિલાને એવા એવા અનુભવો અને દૈવી પ્રકાશ સાંપડ્યો કે જે મોટા મોટા જ્ઞાની ભક્તોને સમાધિઅવસ્થાના ઉચ્ચ સ્તર પર પહોંચીને પણ જો પ્રાપ્ત થાય તો તે પોતાને ધન્ય માને. ભગ્નુવાનીના દિવસોમાં, એ કામારપુકુર હતી ત્યારે, એને અચકાતે મને અને એકલા નજીકના તળાવ ઉપર સ્નાન માટે જવું પડતું, અને ત્યારે કોણ જાણે ક્યાંથી એની સમોવડિયણ આઠ કન્યાઓનું વૃંદ એને આવતું દેખાતું અને એ વૃંદ એને દોરીને લઈ જતું. ખરેખર, કોઈને પણ નવાઈ લાગે કે ઈશ્વરની આટલી બધી કૃપા અને રક્ષણ એ કેવી રીતે મેળવી શકી!

એની કેળવણી પુસ્તકિયા ન હતી. કુમળી વયમાં એણે પોતાની ભાષાની બારાખડી શીખવાનું શરૂ કર્યું, અને ગામની નિશાળમાં દાખલ પણ થઈ, પણ કમભાગ્યે કોઈએ એને શીખવવાની કે નિશાળમાં નિયમિત મોકલવાની તસદી લીધી નહિ. એને ભણવાની ઘણી ઇચ્છા હતી, પણ પોતાના કુટુંબનું સૌથી મોટું સંતાન હોવાને કારણે, બધી હિન્દુ કન્યાઓની કેળવણીના એક ભાગરૂપ ગૃહશિક્ષણ એને આપવામાં આવ્યું અને એ એની માતાને ગૃહકાર્યમાં મદદ કરવા લાગી. એ એને રસોઈમાં મદદ કરતી, અને ક્યારેક જરૂર પડે ત્યારે રસોડામાં એનું સ્થાન સંભાળી લેતી. આ ઉપરાંત એને ઘરનાં નાનાંમોટાં કામ પણ કરવાં પડતાં હતાં.

ભારતના સંસ્કાર અક્ષરજ્ઞાનથી મેળવાતા નથી. આ રાષ્ટ્રે પોતાના ઉચ્ચતર સંસ્કાર, ધર્મ અને ચિંતનનો શ્રેષ્ઠ વારસો આપવા માટે પોતાની જ રીતો અખત્યાર કરી હતી. મંદિરના ઉત્સવોની ઉજવણી, રામાયણ અને મહાભારતનું પઠન, લોકનાટકોની રજૂઆત, ઘરની દરરોજની સેવા પૂજામાં ભાગ લેવો અને પ્રસંગવશાત્ કુટુંબના બધા સભ્યો જેમાં જોડાતા એવા અત્યંત ધાર્મિક અવસરો—આ બધાં, મહાવિદ્યાલયો અને વિદ્યાપીઠોની પદ્ધતિ કરતાં જુદી રીતે સંસ્કારિતાની ઘણી ખોટ પૂરી પાડતાં. જેમાંથી આદર્શો અને વિચારોને પચાવી જઈને એ જ એમને આચરણમાં મૂકવા સમર્થ હતા. સ્ત્રી શારદાએ સંસ્કાર અને આધ્યાત્મિકતા, ધાર્મિક

જ્ઞાન અને પરંપરાની સરવાણી પૂરેપૂરી રીતે ઝીલી અને એથી એમની આધ્યાત્મિક વૃત્તિઓ બલવત્તર બની હતી. વળી સંજોગો એવા નિર્માયા હતા કે છ વર્ષની કુમળી વયે એમને એક બીજા – સમર્થ – આત્મા જોડે સંપર્કમાં આવવાનું હતું, જે એમનો માર્ગદર્શક અને શિક્ષક બનવાનો હતો એટલું જ નહિ, પણ એમના જીવનને પરિપૂર્ણતાના આદર્શ તરીકે ઘડવાનો હતો.

## લગ્ન

એ વખતના પ્રચલિત રિવાજ પ્રમાણે, નાની શારદાનું વેવિશાળ છ વર્ષની વયે, ત્રેવીસ વર્ષના શ્રીરામકૃષ્ણ સાથે થયું. ઈ. સ. ૧૮૫૯ના મે માસમાં થયેલું આ વેવિશાળ માતાપિતાએ ગોઠવ્યું હતું. એ વખતે રામકૃષ્ણ દક્ષિણેશ્વરમાં ઉગ્ર તપશ્ચર્યા કરતા હતા. હુગલી જિલ્લામાં જયરામબાટીથી પાંચ માઈલ દૂર આવેલ કામારપુકુરમાં ઈ. સ. ૧૮૩૬માં એમનો જન્મ થયો હતો. નિશાળમાં અભ્યાસમાં ઘણા પાછળ હોવાને લીધે એ એમના મોટા ભાઈને ચિંતાનું કારણ થઈ પડ્યા હતા, એથી એમના ભાઈએ દક્ષિણેશ્વરમાં પૂજારી તરીકે એમની નિમણૂક કરાવી આપી, જેથી એમની કમાણી સંયુક્ત કુટુંબની આવકમાં વધારો કરે. સત્તર વર્ષની વયે રામકૃષ્ણે ગંભીરપણે પોતાની અધ્યાત્મસાધના શરૂ કરી. આશરે સાત મહિનામાં વિકસેલાં એમના વિચિત્ર ભાવાવેશ અને પારલૌકિક વર્તણૂક જોઈને, ઈશ્વ.

છે. જયરામબાટી જાઓ; રામચંદ્ર મુખોપાધ્યાયને ત્યાં મારે માટે સર્જાયેલી કન્યા જન્મેલ છે."

મુહૂર્ત આવતાં લગ્ન થયું, અને રામકૃષ્ણ ઓગણીસ મહિના કામારપુકુરમાં રહ્યા. આ વખતે, ઈ.સ. ૧૮૬૦ના ડિસેમ્બર માસમાં શારદા બરાબર સાત વર્ષની હતી. રિવાજ પ્રમાણે, રામકૃષ્ણ એમના સસરાને ત્યાં ગયા, અને પોતાને ઘેર પાછા આવતાં, એમની માતા સાથે થોડા દિવસ ગાળવા શારદાને સાથે લેતા આવ્યા. એ દક્ષિણેશ્વર ગયા, ત્યારે શારદાદેવી પાછાં પોતાને પિયર ગયાં.

થોડાંક વર્ષો વીત્યાં. નાની શારદા એનાં માતાપિતાની સંભાળ નીચે ઊછરતી હતી. એ એમને શક્ય એટલી બધી જ રીતે ગૃહકાર્યોમાં મદદ કરતી હતી. શ્રી રામકૃષ્ણ ફરી કામારપુકુર આવ્યા. એ વખતે શ્રી શારદાદેવીની ઉંમર ચૌદ વર્ષની હતી, અને એમણે રામકૃષ્ણના સહવાસમાં એમને ત્યાં ત્રણ મહિના ગાળ્યા. એ એના તરફ ઘણા દયાળુ, લાગણીવાળા અને સ્નેહાળ હતા. એમણે શ્રી શારદાદેવીને રસોઈ, ગૃહવ્યવસ્થા અને સાંસારિક ફરજો અને જવાબદારીઓના પાલનથી માંડીને, ઈશ્વરનું ધ્યાન, આધ્યાત્મિક આચરણ અને ધ્યેયપ્રાપ્તિ સુધીની બધી જ વસ્તુઓ શીખવી. પોતાનુ લગ્ન થયુ હતુ એ સમજવા પૂરતા હવે એ પરિપક્વ બન્યા હતા. શારદાદેવીને એમના સહવાસમા ઘણું ગમતું. એમનામાં બીજી બધી રીતે સાવ સ્વાભાવિક અને માનવીય છતા ઈશ્વર માટે આત્યતિક ભકિત ધરાવતો અને શરીર અને મનથી અણીશુદ્ધ આત્મા એમણે જોયો. એ દિવસોને યાદ કરતાં એ એમની શિષ્યાઓને કહેતાં: "હૃદયમાં જાણે કે આનંદનો પૂર્ણઘટ સ્થપાયો હોય એવો હું હમેશાં અનુભવ કરતી. એ વખતે, આ મારો સતત અનુભવ હતો. આ અનુભવ બીજાને સમજાવ્યો સમજાવાય તેમ નથી."

બીજાં ચાર વર્ષો વીતી ગયાં અને શારદાદેવી અઢાર વર્ષનાં થયાં. રામકૃષ્ણ વિષેની એમની સ્મૃતિ ઘણી મધુર હતી, અને ઉંમરલાયક થતાં એમની સાથે રહેવાની પ્રબળ ઉત્કંઠા એમને થઈ આવી. એમના હૃદયે એમને કહ્યું કે ચાર વર્ષ પહેલાં એમના પર અમી વરસાવનાર એમને ભૂલશે નહિ, અને સમય પાકશે કે તરત જ પોતાને બોલાવશે. એમણે અંતરની આ લાગણીઓને વ્યકત કરી નહિ, અને ગૃહકાર્યમાં અને માતાપિતાને બને એટલી મદદ કરવામાં પોતાની ચિંતાઓ અને ઝંખનાને વિસરવાનો પ્રયત્ન કર્યો.

રામકૃષ્ણ પાગલ થઈ ગયા છે એવી અફવા ક્યારનીય એમને કાને આવી હતી.

સાંભળે જ, જ્યારે એમના પાડોશીઓ એમનાં માતાપિતાને ત્યાં આવતા, ત્યારે એમાંના ઘણા એમને માટે સહાનુભૂતિ દર્શાવતાં કહેતા: "અરે, સાંભળ તો, શ્યામાની દીકરી તો પાગલ સાથે પરણી છે." રખે એ લોકોને આવી વાત કરવાનો મોકો મળે એ બીકે શારદા એમને મળવાનું ટાળતી. એ સ્વાભાવિક જ હતું કે એને પહેલાં કરતા રામકૃષ્ણને જોવાની અને લોકો એમના વિશે જે વાત કરતા હતા એમાંથી તથ્ય શોધી કાઢવાની બલવત્તર ઉત્કંઠા જાગી. તેથી એમણે, એ રહેતા હતા ત્યાં દક્ષિણેશ્વર જવાનુ નક્કી કર્યું.

જ્યારે એમના પિતાએ એમની ઈચ્છા જાણી, ત્યારે એમને ત્યાં લઈ જવાનું નક્કી કર્યું. એ જમાનામાં કલકત્તા જવા માટે રેલવે અગર જહાજની સગવડ ન હતી, તેથી થોડે સુધી એને પાલખીમાં લઈ ગયા, અને પછી બધાંએ ચાલવા માંડ્યુ. શારદાદેવીને આ પ્રમાણે સતત ચાલવાની ટેવ નહિ હોવાથી, ત્રીજે દિવસે બીમાર પડ્યા અને એમને ઘણો તાવ આવ્યો. સાંજે શારદાદેવી અને સાથેનાં માણસો એક ધર્મશાળામાં ઊતર્યાં. ત્યાં રાત્રે આવેલા અર્થપૂર્ણ સ્વપ્નને પરિણામે એમના તન અને મનને અણધાર્યો આરામ થઈ ગયો. પાછળથી એમણે પોતાના શબ્દોમાં આ દૃશ્યને વર્ણવ્યું છે:

"તાવને લીધે હું બેભાન હતી, મર્યાદાનો પણ ખ્યાલ ન હતો. એ વખતે મેં એક કાળીમેશ સ્ત્રીને મારી પાસે બેઠેલી જોઈ. કાળી હોવા છતાં મેં એના જેટલી સુંદર સ્ત્રી બીજી જોઈ નથી. એણે નાજુક શીળા હાથ વડે મારા દુખતા માથાને દબાવ્યું અને મારો તાવ ઊતરતો હોય એમ મને લાગ્યુ. "તમે ક્યાંથી આવો છો?" મેં એને પૂછ્યુ, અને એણે જવાબ આપ્યો, "દક્ષિણેશ્વરથી આવુ છું." આ સાંભળીને હું આશ્ચર્યથી અવાક્ થઈ ગઈ અને મેં ઉચ્ચાર્યું: "દક્ષિણેશ્વરથી? હુ પણ મારા પતિને મળવા ત્યાં જ જાઉં છું, પણ આ તાવે મને રસ્તામાં ખોટી કરી છે." આ સાંભળી એણે જવાબ આપ્યો, "ચિંતા ન કરીશ. દક્ષિણેશ્વરમાં તારા પતિને મળવા તુ એકદમ સારી થઈ જઈશ. તારા માટે જ મેં તેને ત્યાં રાખ્યો છે." મેં કહ્યું: "ખરેખર એવું છે? પણ તમે મારે શું થાઓ?" "હું તારી બહેન છું," તેણે કહ્યું. આ સાંભ-ળીને મને ખૂબ આશ્ચર્ય થયું. આ વાર્તાલાપ પછી મને ઊંઘ આવી ગઈ.

સવારમાં એ ઊઠી ત્યારે તાવ ઊતરી ગયો હતો. પછી આ બધાંએ ફરી તેમની પગપાળા મુસાફરી શરૂ કરી.

## દક્ષિણેશ્વરમાં

દક્ષિણેશ્વર પહોંચતાની સાથે શારદાદેવી રામકૃષ્ણને મળવા તેમના ઓરડામાં સીધા ગયા અને જાતે જ જોયું, કે તે કેટલા સ્નિગ્ધ હતા "અરે! તમે આવી ગયાં" કહીને એમણે જમીન પર ગોઈને સાદડી પાથરવા કહ્યુ આ મુસાફરી એમના માટે બહુ કટાળાજનક નીવડી હતી અને તાવની અસર એમના પર સ્પષ્ટ વર્તાતી હતી, તેથી એમની સારવાર અને માવજત માટે ગોઠવણ કરી હવે એમની ખરાબ આશંકાઓ દૂર થઈ હતી હવ એ પોતે જ જોઈ શકતાં હતા કે એમની મનોવ્યથા વિશે ઊડેલી અફવાઓ, એમની આધ્યાત્મિક મહત્તા ન સમજનાર અને પોતે શુ બોલે છે એના ભાન વગરના સસારી લોકોનાં ટાઢા પહોરના ગપ્પા હતા.

શારદાદેવી, એમના પિયરમા વિતાવેલા ટૂકા ગાળાઓને બાદ કરતા, ઈ સ ૧૮૮૫ સુધી દક્ષિણેશ્વરમા જ રહ્યા શારદાદેવી ત્યાં ગયા, પછીના શરૂઆતના દિવસો દરમિયાન જોઈ શક્યાં કે રામકૃષ્ણ રાત્રે પણ પરમકોટિની સમાધિદશામા પહોંચી જતા હતા એમણે જોયુ કે મદિરના ઘટ સાભળતા અથવા કોઈ મત્ર સાભળીને કે દિવ્ય વિષય અગેના વાદવિવાદમા ભાગ લેવાથી પણ એ પરમ સમાધિ દશામા પહોંચી જતા ભગવત્સ્વરૂપ માણસ હતા દક્ષિણેશ્વરમાના એમના આ સુખી અને ધન્ય દિવસોનો નિર્દેશ કરતા એ કહેતા

"એ કેવા દિવ્યભાવમા રહેતા તે કમે કરીને સમજાવાય તેમ નથી. કોઈવાર ભાવાવેશમા ખૂબ બોલતા, કોઈવાર હસતા, કોઈવાર રડતા અને કોઈવાર સમાધિમા સંપૂર્ણપણે શાત થઈ જતા આ દશા ઘણીવાર રાતભર ચાલતી એ દિવ્ય સંનિધિમા મારુ આખુ શરીર ભયથી ધ્રૂજતું અને હુ આતુરતાથી પ્રભાતની રાહ જોતી. એ વખતે ભાવસમાધિ કોને કહે છે એ હુ સમજતી નહિ એક રાત્રે એમની સમાધિ ઘણો લાંબો વખત ચાલી ખૂબ ગભરાઈને મે હૃદયને[1] બોલાવ્યો એણે આવીને એમના કાનમાં નામસ્મરણ કર્યું, એટલે ધીરધીરે એમનામા ચેતન્ય આવવા માંડ્યું આ બનાવ પછી એમને મારી મુશ્કેલીનો ખ્યાલ આવ્યો એમણે મને શીખવાડ્યુ કે અમુક પ્રકારની સમાધિદશામાં અમુક દિવ્ય નામોનુ સ્મરણ એમના કાનમા કરવુ આ પછી મારી બીક બહુ ઓછી થઈ, કારણ કે અમુક દિવ્ય નામોનુ સ્મરણ કરવાથી એ ચોક્કસ ભાનમા આવતા આ પછી પણ હુ રાત્રિ દરમિયાન જાગતી જ

1 રામકૃષ્ણનો ભત્રીજો

રહેતી, કારણ કે એમને ક્યારે સમાધિ ચડે એ કહેવાય નહિ. ધીમેધીમે એ મારા મુશ્કેલી સમજતા થયા એ સમજ્યા કે ઠીકઠીક વખત પસાર થયા પછી પણ હું એમની સમાધિદશાને અનુકળ મારી જાતને બનાવી શકી ન હતી તેથી એમણે મને નહબતમા[1] સૂવાનુ કહ્યુ.

## શારદાદેવી: પવિત્ર માના રૂપમાં

અત્યાર સુધીમા રામકૃષ્ણે હિંદુધર્મની બધી જ સાધનાઓ પૂરી કરી હતી અને વિવિધ અનુભવો મેળવ્યા હતા એટલુ જ નહિ, પણ બધા ધર્મોના સત્યનો અને વિવિધ ધર્મોમા અતર્ગત રહેલી સવાદિતાનો સાક્ષાત્કાર પણ એમને થયો હતો એ વખતે એમની વય પાંત્રીસ વર્ષની હતી

લગ્ન પછી, જ્યારે શારદાનુ સ્રીત્વ પાગરતુ જતુ હતુ, ત્યારે શ્રી રામકૃષ્ણે માતાજીને એમના મનમાથી વિકારને નામશેષ કરવા અને અણીશુદ્ધ રાખવા અત કરણપૂર્વક પ્રાર્થના કરી હતી દક્ષિણેશ્વરમાના એમના સહવાસની શરૂઆતના દિવસો દરમિયાન એકવાર એમણે શારદાદેવીને પૂછયુ કે તમે મને સસારી જીવનમા ખેચી જવા તો આવ્યા નથી ને, ત્યારે એમણે ઉત્તર આપ્યો, "મારે શા માટે એમ કરવુ જોઈએ? હુ તમને ધાર્મિક જીવનપથમા મદદગાર થવા આવી છુ"

એમના સહવાસના આ શરૂઆતના દિવસો દરમિયાન જ ષોડશી પૂજા તરીકે ઓળખાતી પૂજા એમણે કરી. માતાજીને માટે તૈયાર થયેલા આસન ઉપર એમણે શારદા દેવીને બેસવાનુ કહ્યુ પૂજા લગભગ રાત્રે નવ વાગે કર્મકાણ્ડ અને મંત્રોથી શરૂ થઈ એ આખો વખત શારદાદેવી આધ્યાત્મિક ભાવાવેશમા હતાં એમના ઉપર પવિત્ર મત્રશુદ્ધ જળથી અભિષેક કર્યા પછી રામકૃષ્ણે નીચેની પ્રાર્થના વડે શારદાદેવીમા માતાનુ આવાહન કર્યું

"હે માતાજી, ઓ શાશ્વત કુમારિકા, સર્વશક્તિની અધીશ્વરી માતા, સૌંદર્યનિધાન, સિદ્ધિદ્વાર ખોલવાની કૃપા કરો, આ નારીના શરીરને તેમ જ મનને પવિત્ર કરીને, તેનામાં આવિર્ભૂત થઈને બધાંનુ કલ્યાણ કરો."

---

૧ દેવોરખાનુ, જે પાછળથી રામકૃષ્ણની વૃદ્ધ માતા અને શારદાદેવીના નિવાસ માટે અલાયદુ રાખવામા આવ્યુ હતુ.

સમગ્ર પૂજા દરમિયાન, શારદાદેવી અર્ધાપરધાં બાહ્યજ્ઞાનશૂન્ય બની ગયાં હતાં, અને જ્યારે પૂજા પૂરી થઈ, ત્યારે શારદાદેવી સપૂર્ણ, સમાધિસ્થ બની ગયાં હતાં. આ પ્રમાણે આરાધ્ય અને આરાધક આત્મસ્વરૂપમાં પૂર્ણભાવે એકાકાર થયાં.

આ આધ્યાત્મિક દશામાં ઘણો વખત પસાર થયો. રાત્રીના બીજા પ્રહરમાં, રામકૃષ્ણમાં કંઈક જાગૃતિ આવવા માંડી. પછી એમણે દેવીને આત્મનિવેદન કર્યું અને આત્મસમર્પણની દશામાં, પોતાની સમસ્ત રહેલી દેવીને પોતાની સાધનાનું બધું ફળ, પોતાની માળા, પોતાની જાત તથા સર્વસ્વનું આત્મવિસર્જન કરતાં નીચેનો મંત્ર બોલ્યા

"હે સકલ મંગળના મંગલસ્વરૂપ દેવી, હે સ્વકર્મનિષ્પન્નકારિણી, હે શરણદાયિની, ત્રિનયને, શિવગેહિની ગૌરી, હે નારાયણી, તને પ્રણામ, તને વાર વાર પ્રણામ."

કર્મકાણ્ડખચિત પૂજામા, સામાન્ય રીતે ભક્ત દેવીનું આવાહન એના પોતાનામા કરે છે, અને પૂજા પૂરી થાય છે ત્યારે એના મૂળ સ્થાન વિશ્વમાં ભળી જવા એને પ્રાર્થના કરે છે જે ક ભક્ત દેવ સાથે થોડીક ક્ષણો તદ્રૂપતા અનુભવે છે પણ તરત જ ફરી સસારી દશામા આવી જાય છે અને પોતાનું દૈવી ઐક્ય ભૂલી જાય છે જ્યારે રામકૃષ્ણે શારદાદેવીમા માતાનું આવાહન કર્યું, ત્યારે તેમને ઉચ્ચ કોટિનો આધ્યાત્મિક અનુભવ થયો. જ્યારે એમને ભાન આવતું, ત્યારે પણ એ પોતાનુ દેવી સાથેનુ તાદાત્મ્ય ભૂલતા નહિ એ તદ્રૂપતા આખી જિંદગી એમનામા રહી. વળી, એક રીતે તો આ પૂજા રામકૃષ્ણના જીવનમાં, એમની સાધનાના ક્રમમા અને એમની આધ્યાત્મિક પ્રગતિમાં શારદાદેવીની ભાગીદારીના પ્રતીકસમી હતી. ત્યાર પછી એમના શરીર અને મન બન્ને રામકૃષ્ણનાં શરીર અને મન દ્વારા વિચરતી અને માતાજી તરીકે ઓળખાતી શક્તિના વાહન થયા એ બન્ને એકબીજામાં માતા જીના દર્શન કરતા. ક્યારેય એમના મન નીચી સપાટીએ ઊતર્યાં ન હતા. શારદા દેવી રામકૃષ્ણ જેટલા જ પવિત્ર હતા તે 'દિવ્ય પુરુષ' હતા અને એ 'દિવ્ય સ્ત્રી' હતાં એ એમના શિષ્યોને માટે અને શિષ્યોના શિષ્યો માટે તેમ જ પોતાની શિષ્યાઓ માટે માતા હતા. અરે, એમના દ્વારા જ, રામકૃષ્ણે જેની આ ધના અને સાક્ષાત્કાર કર્યો હતો, એ માતાજી તરીકે ઓળખાતી દિવ્ય શક્તિ પ્રગટ થતી હતી, માટે એ માતા કરતાં પણ અધિક હતાં. આજે એ માતાજી તરીકે—જે નામ પ્રેમ અને આદર-મિશ્રિત લાગણીઓ જગાડે છે—ઓળખાય છે, એમાં સહેજે આશ્ચર્ય નથી.

હિંદુઓના પરંપરાગત આદર્શ પ્રમાણે, હિંદુ સ્ત્રીએ પતિને પરમેશ્વરનું પ્રતીક ગણીને ગૃહજીવનમાં એક જાતનો આધ્યાત્મિક દષ્ટિકોણ ખીલવવો જોઈએ. પતિની નિ:સ્વાર્થભાવે કરેલી સેવાથી મૌનવસીનું પ્રભુતામાં આરોહણ થાય છે, અને આધ્યાત્મિક પ્રગતિ થાય છે. આ યુગના અવતારી પુરુષ પવિત્ર રામકૃષ્ણ એના 'પતિ' હતા, એ શારદાદેવીનું અનન્ય સૌભાગ્ય હતું. આ રીતે એમના માટે સેવાને ભક્તિમાં સંક્રાન્ત કરવાનું સુકર હતું. એમના ઉપદેશોની ઘેરી અસર શારદાદેવીના ગ્રહણશીલ મન ઉપર થતી. ઉચ્ચોચ્ચ આધ્યાત્મિકતા ભણી જવાનો પ્રયત્ન કરવામાં એમણે કશી કચાશ રાખી નહિ. એમના અંતર્જીવનની ઝાંખી આપણને એમના પોતાના શબ્દોમાંથી થાય છે:

"દક્ષિણેશ્વરમાં હું રહેતી હતી ત્યારે ઘણીવાર હું સવારે ત્રણ વાગે ઊઠતી અને ધ્યાનમાં બેસતી. ઘણીવાર હું એમાં સંપૂર્ણપણે તન્મય થઈ જતી. એક દિવસ ચાંદની રાતે જપ[1] કરતી હું ટકોરખાનાવાળા ઘરના પગથિયા ઉપર બેઠી હતી. બધું નીરવ હતું. ઠાકુર એ રસ્તેથી પસાર થયા તો પણ મને ખબર ન પડી. બીજા દિવસોએ હું એમના ચંપલનો અવાજ સાંભળતી, પણ આ દિવસે તો એ પણ ન સાંભળ્યો. હું ધ્યાનમાં સંપૂર્ણ મગ્ન હતી. આ દિવસે પવનને લીધે મારી પીઠ ઉપરથી સાડી પણ સરી પડી હતી, પણ એ વિષે હું બેભાન હતી. એમ લાગે છે કે વત્સ યોગેન[2] ઓ રસ્તેથી ઠાકુરને આપવા માટે કૂજો લઈને પસાર થયો અને એણે મને એ દશામાં જોઈ.

"કેવા મસ્તીભર્યા હતા એ દિવસો! ચાંદની રાતે ચંદ્ર તરફ હાથ જોડીને હું બોલતી: "તમારી આ જ્યોત્સ્નાની માફક મારું અંતર નિર્મળ કરો. જે માણસ ધ્યાનમાં નિશ્ચલ હોય છે, એ ભગવાનને પોતાના હૃદયમાં જોઈ શકે છે, અને એમને અવાજ સાંભળી શકે છે. આવા માણસના હૃદયમા એક ક્ષણે એક વિચાર ઝબકે તો તરત એ ત્યાં ને ત્યાં પરિપૂર્ણ થઈ જશે, એ શાંતિમાં તરબોળ થઈ જશે. અહા! એ વેળા મારું મન કેવું હતું! એકવાર કામ કરનારી બાઈ બ્રિદાને હાથે ભૂલથી કાંસાની થાળી મારા દેખતાં પડી ગઈ. તેનો રણકાર જાણે મારા હૈયામાં અથડાયો.[3]"

---

૧ રામકૃષ્ણે આપેલા મંત્રનું રટણ

૨ સ્વામી યોગાનન્દ (યોગેન) રામકૃષ્ણના મઠનો શિષ્ય

૩ એ વખતે માતાજી ટકોરખાનાવાળા ઘરમાં ધ્યાન ધરતાં હતાં, તેમને આ ઘા વજ્ર જેવો લાગ્યો અને એ રડી પડ્યાં. પતંજલિ પ્રમાણે, મહાન યોગીનું મન જ્યારે ધ્યાનમાં કેન્દ્રિત થયું હોય છે, ત્યારે નાનકડો અવાજ પણ ગર્જના જેવો લાગે છે.

આધ્યાત્મિક સાક્ષાત્કારની પરિપૂર્ણ દશાએ પહોંચ્યા પછી, સમજાય છે કે જે મારા હૃદયમાં રહે છે એ બીજા બધાના—દીનદલિત, અસ્પૃશ્ય અને જ્ઞાતિથી બહિષ્કૃત થયેલા બધા લોકોના હૃદયમાં પણ રહે છે આ સમજ માણસને ખરેખર નમ્ર બનાવે છે.

શ્રી રામકૃષ્ણ પોતે જ શારદાદેવીની આ નૈતિક અને આધ્યાત્મિક પરિપૂર્ણતાના સાક્ષીરૂપ હતા એકવાર એમણે એમના શિષ્યોને પાછળથી કહ્યું હતું, "એ આટલી બધી વિશુદ્ધ ન હોત તો મેં મારો આત્મસંયમ ન ગુમાવ્યો હોત એવું કોણ કહી શકે? લગ્ન પછી વ્યાકુળ થઈને મેં જગદંબાને જણાવ્યું હતું કે, "હે મા, મારી પત્નીમાંથી કામભાવ દૂર કરી દેજે જ્યારે હું એની સાથે રહ્યો ત્યારે જ ખ્યાલ આવ્યો કે જગદંબાએ સાચોસાચ મારી પ્રાર્થના સ્વીકારી હતી."

ખરેખર, એ બન્ને મહાન હતા. એમણે માતાજીને એકબીજાના જોડી. બીજા સ્ત્રીપુરુષોથી સાવ જ નિરાળા હતાં આ બંને જણ! એ યાદ રાખવા જેવું છે કે ઈ સ. ૧૮૮૬માં જ્યારે રામકૃષ્ણનો દેહાન્ત થયો, ત્યારે જેમણે એમની લગભગ તેર વર્ષ સુધી સેવા કરી હતી એ શારદાદેવી રડ્યાં અને બોલ્યાં, "ઓ માતાજી, મને પાછળ મૂકીને તમે ક્યાં જતાં રહ્યા."

શારદાદેવી જે માતાજીને રામકૃષ્ણમાં જોતા, એમને જ એ શારદાદેવીમાં જોતા. એક દિવસ શ્રી રામકૃષ્ણની પગચંપી કરતા, શારદાદેવીએ એમને નિખાલસપણે પૂછ્યું, "તમે મારા તરફ કઈ દૃષ્ટિથી જુઓ છો" તરત જ એમણે કહ્યું "જે મા મંદિરમાં છે, તેણે જ આ શરીરને ઉત્પન્ન કર્યું છે, અને હમણાં હમણાં તે જ મા ટકોરખાનામાં રહે છે સાક્ષાત આનંદમયીના રૂપ તરીકે તમને જોઉં છું"

શારદાદેવી શ્રી રામકૃષ્ણની સૂચનાઓ પ્રમાણે એમની આધ્યાત્મિક સાધના કરતા, આમાં જપ અને ધ્યાન મુખ્ય હતા. એમના દેહાન્ત સુધી એમણે માતૃભાવે એમની કરેલી સેવા, દા ત, એમના માટે રાંધવું, અને પીરસવું, અને બીજી જાતની અનંત સેવા—આ બધાએ એમને પોતાની જિંદગી જેની સાથે જોડાઈ હતી એ મહાન સંત સાથે એકાકાર થવાની તક આપી.

આ ઉગ્ર આધ્યાત્મિક સાધના અને પરમકોટિના દિવ્ય સાક્ષાત્કારોના દિવસો દરમિયાન શ્રી રામકૃષ્ણ જાણતા હતા કે માતાજી એમનું દિવ્ય કાર્ય આગળ ઉપર ચાલુ રાખવા નિર્માયા હતા. એક દિવસ એમણે માતાજીને કહ્યું "આજુબાજુના લોકો અંધારાનાં જીવડા સમાન છે તમારે એમની કાળજી લેવી" એમણે શારદાદેવીને મહાન મંત્રો શીખવ્યા, લોકોને એ મંત્રોની દીક્ષા કેમ આપવી એ સમજાવ્યું, અને

આધ્યાત્મિક આશરાની ખોજમાં આવેલાને કેમ માર્ગદર્શન આપવું એની પણ સમજ પાડી. એમણે પાછળના દિવસોમાં કહ્યું, "આ બધા મંત્રો મેં ઠાકુર પાસેથી જ મેળવ્યા છે. આ મંત્રોથી માણસ અવશ્ય પરિપૂર્ણતા પામે છે." કાશીપુરમાં પોતાની માંદગી દરમિયાન એમણે શારદાદેવીને લાગણીપૂર્વક પૂછ્યું, "તમે કશું નહિ કરો? શું મારે જ બધું કરવાનું છે?" શારદાદેવીએ જવાબ આપ્યો: "હું સ્ત્રી છુ, હું શું કરી શકું?" એમણે કહ્યું: "કેમ વળી, તમારે ઘણું઼ઘણું કરવાનું છે[૧]?"

એમના પતિ જેવી જ એમની વિશુદ્ધિ અણીશુદ્ધ હતી. ધન અને બીજી વસ્તુઓના એમણે કરેલા ત્યાગે સ્પષ્ટ દર્શાવી આપ્યું કે એમણે કેટલી બધી સફળ રીતે ત્યાગનો આદર્શ અમલમાં મૂકયો હતો.[૨] ખરેખર, એમના દેહાન્ત પછી એમના આધ્યાત્મિક ઉપદેશનું કામ ચાલુ રાખવા અને છેલ્લાં વર્ષોમાં સેંકડો શિષ્યોને માર્ગદર્શન આપવા એ સંપૂર્ણ રીતે લાયક હતાં.

## પોતાના ગામમાં

ઈ. સ. ૧૮૭૩ના ઑક્ટોબર માસમા, શારદાદેવી દક્ષિણેશ્વરથી પ્રથમવાર જયરામબાટી પાછા ફર્યાં અને ત્યાં થોડાક મહિના રહ્યાં. ઈ. સ. ૧૮૭૪ના માર્ચ માસમાં એમના પિતા ગુજરી ગયા. આ આપત્તિમા એ એમની માતા માટે હિંમતના સ્તંભ બની રહ્યાં

ઈ. સ. ૧૮૭૪ના એપ્રિલમાં તે દક્ષિણેશ્વર પાછાં ફર્યાં. એ વખતે શ્રી રામકૃષ્ણને સગ્રહણીનો રોગ થયો હતો, એટલે એ એમની સારવારમાં રહેતાં હતાં. એ સાજા થયા પણ પછી શારદાદેવીને એ જ બીમારી લાગુ પડી. જ્યારે એમને ઠીક થયું, ત્યારે એ ઈ. સ. ૧૮૭૫માં ફરી એમને ગામ ગયાં, જ્યાં દર્દ ફરી ઊથલો

૧ એનો અર્થ એ કે એમણે ગુરુ તરીકે ભાગ ભજવવાનો છે

૨ એક દિવસ એક તવંગર મારવાડી ગૃહસ્થે શ્રી રામકૃષ્ણના નામે બેંકમાં રૂા. ૧૦,૦૦૦ જમે કરવાનું સૂચન કર્યું, જેથી એમને કદી તંગી ન પડે. પોતાના આદર્શ સાથે અસંગત હોવાને કારણે રામકૃષ્ણે આ સૂચન સ્વીકાર્યું નહિ. પણ એમણે સૂચવ્યું કે એ માતાજીને પૂછી શકે અને પૈસા એમના નામે જમે કરી શકાય. એમણે પણ આ માગણી મક્કમપણે નકારી, કારણ એ સ્વીકારવી એટલે રામકૃષ્ણે પૈસા સ્વીકાર્યા બરાબર હતું. એમણે પોતાના આદર્શનું નિશ્ચલપણે પાલન કર્યું એ જોઈને રામકૃષ્ણ ખુશી થયા.

ખાધી બધા ઉપાયો નિષ્ફળ નીવડ્યા શ્રી રામકૃષ્ણને ખૂબ ચિંતા થઈ એથી માતાજીએ અનશન કરીને સિંહવાહિનીના સ્વરૂપમાં રહેલા માતાજીના મંદિરમાં એમને વીનવણી કરીને દૈવી મદદ લેવાનો નિર્ણય કર્યો. માતાજીએ પોતે જ જણાવ્યું છે કે થોડા જ વખતમાં જગદંબાએ બે ઉપચારો દર્શાવ્યા સંગ્રહણીના દર્દની દવાનો નિર્દેશ એમની માતાને કર્યો હતો અને આંખના દર્દ માટેના ઉપચારનો નિર્દેશ એમને પોતાને થયો હતો બન્ને દવાઓ અજમાવવામાં આવી અને સફળ પુરવાર થઈ.

માતાજી ફરી માંદા પડ્યા, આ વખતે બરોળના વધી જવાથી એ પીડાતા હતા જ્યારે સાજા થયા, ત્યારે ઈ સ. ૧૮૭૭ના જાન્યુઆરી માસમા ફરી દક્ષિણેશ્વર ગયા. એ જ અરસામા શ્રી રામકૃષ્ણની માતા ચંદ્રાદેવીનો દેહાન્ત થયો હતો શારદા દેવી ઈ સ. ૧૮૮૧ના ફેબ્રુઆરી માસમા દક્ષિણેશ્વર ગયા, પણ ત્યા લાંબો વખત રહી શક્યા નહિ ઈ સ ૧૮૮૪ અને ૧૮૮૫મા એ દક્ષિણેશ્વર પાછા ફર્યાં આ બધી અવરજવર દરમિયાન એક વખત એમને જયરામવાટીથી દક્ષિણેશ્વર પગ પાળા જતા, એક ગીચ જંગલમાથી પસાર થવાનુ હતું એ પ્રદેશ ડાકુઓથી ભરચક હતો એમની સાથે આ મુસાફરી દરમિયાન બીજાં માણસો હતા, પણ એમની ચાલ ધીમી હોવાને કારણે, એ બીજા બધાથી પાછળ રહી ગયા. એમના માણસો દૃષ્ટિ મર્યાદાની બહાર હતા, ત્યારે એમને એક ડાકુ અને તેની પત્નીનો ભેટો થયો. એ ચેતી ગયા અને ગભરાયેલા હોવા છતા ચિત્ત સ્વસ્થ રાખ્યુ જાણે કે એ પોતાના માતાપિતા હોય અને પોતે એમની રસ્તે ભૂલી પડેલી દીકરી હોય એવા નમ્ર અવાજે એમણે આ લોકો સાથે વાતચીત કરી. આ બન્ને જણ એમનાથી એવા જિતાઈ ગયાં કે એમને આ ભયગ્રસ્ત પ્રદેશમા દોરવા લાગ્યા. એમની સીધીસાદી ચારુતા અને મધુરતા, એમની સરળતા અને તદ્દન નિષ્કામ સ્વભાવે એમના હૃદય જીતી લીધાં અને એ બન્ને એમને તારકેશ્વર સુધી મૂકી ગયા, જ્યા એમને એમના સાથીદારો ફરી ભેગા થઈ ગયા પછી આ ડાકુયુગલ અદૃશ્ય થઈ ગયુ

શ્રી રામકૃષ્ણને ગળામાં કર્કટરોગ થયો હતો, એથી એમને ઈ સ. ૧૮૮૫ના સપ્ટેમ્બર માસમા પહેલા શ્યામપુકુર લઈ જવામાં આવ્યા અને ત્રણ મહિના પછી એમને કાશીપુર ખસેડવા પડ્યા માતાજી ઠાકુરની શુશ્રૂષા કરવામા, એમને માફક આવે એવો ખોરાક રાંધવામા અને એમની જરૂરિયાતો સાચવવામા રોકાયેલાં રહેતાં હતા.

તબીબી કાળજી અને પ્રેમાળ માવજત હોવા છતા શ્રી રામકૃષ્ણની માંદગીમાં કશો

સુધારો થયો નહિ, ત્યારે માતાજીએ તારકેશ્વરમાં આવેલા શિવમંદિરમાં દિવ્ય મદદ માગી. એમણે અનાજ કે પાણી લીધા વિના બે દિવસ ઉપવાસ કર્યા અને દેવી ઇલાજ માટે પ્રાર્થના કરી. બીજે દિવસે રાત્રે એ એક પ્રકારનો અવાજ સાંભળીને ઝબકી ગયાં, અને એમના મગજમાં વિચાર આવ્યો: "કોણ પતિ છે અને કોણ પત્ની છે? આ સંસારમાં કોણ મારું સગું છે? કોને માટે હું આત્મહત્યા કરવા બેઠી છું?" એમણે કહ્યું, "ઠાકુર માટેની મારી બધી માયા જાણે કે જતી રહી અને મારું મન સાવ વિરક્ત થઈ ગયું. બીજી સવારે હું કાશીપુર ગઈ, ત્યારે ઠાકુર બોલ્યા, "કેમ રે, કાંઈ બન્યું? ખરેખર, બધું જ મિથ્યા છે ખરું ને?"

ઠાકુરને પણ એ જ વખતે સ્વપ્ન આવ્યું હતું કે દવા લાવવા એક હાથી ગયો હતો, દવાને માટે એ હાથી જાણે કે ધરતીને ખોદી રહ્યો છે. માતાજીએ પણ સ્વપ્નમાં જોયું હતું કે કાલિમાની ગરદન જાણે કે એક બાજુ ઝૂકી ગઈ હતી. એમણે પોતે એનું વર્ણન આમ કર્યું છે, "મા, આમ ગરદન ઝુકાવીને કેમ ઊભાં છો?" દેવીએ રામકૃષ્ણના ગળાનો કર્કટરોગ દેખાડીને કહ્યું: "આના લીધે. મને પણ ગળામાં એ થયું છે."

ઈ. સ. ૧૮૮૬ના ઑગસ્ટ માસની સોળમી તારીખે શ્રી રામકૃષ્ણે મહાસમાધિ લીધી. માતાજીનું હૃદય નિરાશા અને દુઃખમાં ડૂબી ગયું. અગ્નિસંસ્કાર થયા પછી, પતિના મૃત્યુપ્રસંગે હિંદુ વિધવાઓ કરે છે એમ, એમણે ઘરેણાં કાઢવા માંડ્યાં. જ્યારે આમ કરતાં હતાં, ત્યારે તરત જ દશ્ય દેખાયું. રામકૃષ્ણે એમને દેખા દઈને પૂછ્યું, "આ તમે શું કરો છો? હું ક્યાંય ગયો નથી, માત્ર આ ઓરડામાંથી પેલામાં જ ગયો છું." આ દશ્ય પછી એમને ખૂબ આશ્વાસન લાધ્યું.

## તીર્થયાત્રા

પરમહંસના દેહત્યાગનાં બે અઠવાડિયાં પછી, માતાજીએ ઉત્તર ભારતની યાત્રાનો આરંભ કર્યો. ઈ. સ. ૧૮૮૬ના ઑગસ્ટ માસમાં માતાજી કલકત્તાથી નીકળ્યાં. એમની સાથે એમની બે શિષ્યાઓ (રામકૃષ્ણની ભત્રીજી લક્ષ્મીદીદી અને ગોલાપમા), ત્રણ મઠવાસી શિષ્યો (જે પાછળથી સ્વામી યોગાનંદ, સ્વામી અભેદાનંદ અને સ્વામી અદ્ભુતાનંદ તરીકે જાણીતા થયેલ) અને ગૃહસ્થ શિષ્યો (મહેન્દ્રનાથ ગુપ્ત અને એમનાં પત્ની) હતાં.

રસ્તામાં આ બધાં દેવઘર અને બનારસમાં થોભી. બનારસમાં વિશ્વનાથના મંદિરમાં સાંધ્ય આરતી વખતે હાજરી આપતાં માતાજી સમાધિદશામાં પહોંચી ગયાં. રામાયણના દિવ્ય નાયક શ્રીરામચંદ્રજીનાં જીવન અને કાર્યો સાથે સંકળાયેલી અયોધ્યા નગરીની પણ એમણે મુલાકાત લીધી. આગગાડીમાં બેસીને એ વૃંદાવન તરફ જતાં હતાં, ત્યારે રામકૃષ્ણનું માદળિયું બાંધેલો એમનો હાથ બહાર ખુલ્લો રાખીને જ એ સૂતાં હતાં. પછી રામકૃષ્ણ એમને દેખાયા એ દશ્યનું વર્ણન એ પોતે નીચેના શબ્દોમાં કરે છે:

"મેં એમને ગાડીની બારીમાંથી મારી તરફ જોતા જોયા, અને એમણે મને ચેતવણી આપી, "તમારી સાથે મારું સોનાનું માદળિયું છે. જો જો એ ખોવાય નહિ." એ એકદમ જાગી ગયાં અને એમની છબી જે પેટીમાં હતી એ પેટીમાં માદળિયું સહીસલામત મૂક્યું. પછી જ્યારે એ કલકત્તા પાછાં આવ્યાં, ત્યારે એ એમણે બેલુર મઠને આપી દીધું[1]

વૃંદાવનમાં, પ્રિયતમ કૃષ્ણથી વિખૂટી પડી ગયેલી રાધાની વિરહવ્યથાની યાદે એમનામાં પરમેશ્વર માટે એવી જ વિહ્વળ ઝંખના જગાડી અને એમના હૃદયમાં રૂંધાઈ રહેલી લાગણીઓને એટલી હદ સુધી હલાવી કે એ રડી પડ્યાં. પછી શ્રી રામકૃષ્ણ માતાજીને દેખાયા અને નીચેના શબ્દોથી એમના દુઃખને શમાવ્યું:

"તમે શા માટે આટલુ બધું રડો છો? હું અહીં જ છું. હું ક્યાં ગયો છું? હું માત્ર એક ઓરડામાંથી બીજા ઓરડામાં ગયો છું."

વૃંદાવનમાં એમનું જીવન ઊંડા ધ્યાનમાં—આર્ત પ્રાર્થનાઓમાં અને ગહન અનુભૂતિઓમાં—પસાર થયું. કાલબાબુના ઘરમાં એમના નિવાસ દરમ્યાન, એ નિર્વિકલ્પ સમાધિ (અહંકારથી પર એવી ચેતનાતીત અવસ્થા) નામે ઓળખાતી ઉચ્ચોચ્ચ સંવિદાવસ્થામાં પહોંચી જતાં. અહીંથી એમણે ગુરુ તરીકેની જવાબદારી સભાળવી શરૂ કરી અને એ આશ્ચર્યકારક રીતે શરૂ થઈ. યોગેનને (જે પાછળથી સ્વામી યોગાનન્દ તરીકે પ્રસિદ્ધ થયા) રામકૃષ્ણે તાંત્રિક દીક્ષા આપી ન હતી. રામકૃષ્ણ સતત ત્રણ રાત સુધી માતાજીને દેખાયા અને એમને જણાવ્યુ કે પોતે યોગેનને દીક્ષા આપી ન હતી, તેથી તેમણે યોગેનને દીક્ષા આપવી અને એને આપવાનો મંત્ર પણ કહ્યો. રામકૃષ્ણ યોગેનને પણ દેખાયા અને એને માતાજી પાસેથી દીક્ષા

૧ સ્વામી વિવેકાનંદે ગંગાકિનારે બેલુરમાં સ્થાપેલો મઠ રામકૃષ્ણને અર્પણ થયેલા મંદિરમાં એમના અવશેષો સાચવવામાં આવ્યા છે.

લેવા કહ્યું. એમણે એ પ્રમાણે પૂજા કરી, સમાધિદશામાં પ્રવેશ કરીને યોગેનને દીક્ષા આપી.

આખી મંડળી ઈ.સ. ૧૮૮૭ના ઑગસ્ટ માસ પહેલાં વૃંદાવનથી કલકત્તા પાછી ફરી.

## કામારપુકુરમાં

વૃંદાવનથી પાછા ફર્યા પછી, માતાજી ગોલાપમા અને સ્વામી યોગાનંદ સાથે રામકૃષ્ણની જન્મભૂમિ કામારપુકુરમાં ગયાં. યોગાનન્દ ત્રણ દિવસમાં જ કલકત્તા પાછા ફર્યા. પણ ગોલાપમા એમની સાથે લગભગ મહિનો રહ્યાં.

કામારપુકુરમાં માતાજીની હાજરીએ ત્યાંની ગ્રામીણ સ્ત્રીઓમાં કેવો ઊહાપોહ જગાવ્યો હશે એ સમજવું પાશ્ચાત્ય વાચકોને મુશ્કેલ પડશે. સાધારણ રીતે, સૌભાગ્યવતી સ્ત્રી જ ચૂડીઓ અને લાલ કિનારવાળી સાડી પહેરે છે, એ એક હિંદુ વિધવાને પહેરતી જોઈ ત્યાંની સ્ત્રીઓને દુ:ખદ આશ્ચર્ય થયું, તેથી માતાજીની ઈચ્છા ચૂડીઓ કાઢી નાખવાની હતી, પણ ફરી તેમને રામકૃષ્ણ દેખાયા. પોતાના શબ્દોમાં આ પ્રસંગને એ વર્ણવે છે:

"એક દિવસ આશ્ચર્ય સાથે મેં જોયું કે ઠાકુર નહેરની બાજુથી ઘર તરફ આવતા હતા. એમની સાથે નરેન અને બીજા શિષ્યો હતા. પછી એમણે મને કહ્યું, "ચૂડીઓ કાઢશો નહિ. તમે વૈષ્ણવ તન્ત્રોને જાણો છો?" મેં કહ્યું: "એ કયાં શાસ્ત્રો છે? એમના વિશે હું કશું જાણતી નથી." તેથી એમણે કહ્યું, "ગૌરમણિ આજ બપોરે આવશે. એ તમને એ વિશે સમજ પાડશે." એ જ દિવસે બપોરે ગૌરમણિ આવી પહોંચી અને એની પાસેથી મને ખબર પડી કે સ્ત્રીને માટે એનો પતિ 'ચિન્મય' (વિશુદ્ધ આત્મા) છે.

ગોલાપ માં કામારપુકુરમાંથી ગયા પછી, માતાજીને મદદ કરનાર એવું કોઈ રહ્યું નહિ, કે જેને એ અનાજ, શાકભાજી વગેરે જરૂરી વસ્તુઓ લાવવાનું કહી શકે, કારણ કે એ આ વખતે રિવાજ પ્રમાણે પડદો પાળતાં, ઘરમાંથી બહાર જતાં નહિ, અને એમની પાસે પોતાના ખર્ચ માટે પૈસા પણ હતા નહિ. તેથી છેવટે એમને કોદાળો લઈ, જમીન ખોદીને શાકભાજી ઉગાડવા પડ્યાં. કોઠારમાં પડી રહેલી ડાંગર છડીને ચોખા બનાવ્યા, એ રામકૃષ્ણને ધરાવ્યા, અને પછી સાથે કઢી કે મીઠું કશા વગર ખાધા. રામકૃષ્ણના ગામમાં એમના આવ્યાની વાત સાંભળતાં,

એમની વિધવા માતાએ એમને જયરામવાટી લઈ જવાનું કહ્યું, પણ માતાજી એક જ દિવસ ત્યાં રહ્યાં, અને કામારપુકુરમાં પાછાં આવ્યાં. એ સ્થાન એકાકી[1] હતું, અતિશય અંધકારમય દેખાતું હતું, અને એ એના પર ચિંતન કરવા લાગ્યાં. પાછળથી એમણે કહ્યું, "કામારપુકુરમાં એકલા રહેતી વખતે મને મનોમન વિચાર આવ્યો, 'મારે બાળક છે નહિ. આ દુનિયામાં મારું પોતાનું કહી શકું એવું કોઈ જ નથી. મારું શું થશે?' એ વખતે ઠાકુરે મને દર્શન દઈને કહ્યું, 'શું તમારે પુત્ર જોઈએ છે? મેં તમને ઘણાં પુત્રરત્નો આપ્યાં છે. વખત જતાં, ઘણાં માણસો તમને માતા તરીકે સંબોધશે.'" આથી એમને વધારે ને વધારે પ્રતીતિ થઈ ગઈ કે ઠાકુરને એમની પાસે કોઈ નિશ્ચિત કામ કરાવવાનું હતું.

છેવટે, શ્રી રામકૃષ્ણના ગૃહસ્થી અને સંન્યાસી શિષ્યોને ખબર પડી કે માતાજીને તેમની કાળજી અને સંભાળની જરૂર હતી, અને એ લોકોએ એમને કલકત્તા બોલાવી, એમને રહેવાની સગવડ કરી આપવાનું પોતાનું આધ્યાત્મિક કર્તવ્ય જાણીને માથે લીધું.

ઈ. સ. ૧૮૮૮માં એમના જીવન અને પ્રવૃત્તિઓના બીજા તબક્કામાં આપણે પ્રવેશીએ છીએ. આ વર્ષથી એમના શિષ્યો અને ભક્તોએ એમના માટે રાખેલા ઘરમાં એ રહ્યાં, અને પાછળથી શ્રી રામકૃષ્ણના પોતાના શિષ્ય સ્વામી શારદાનંદે એમના રહેઠાણ અને સગવડ માટે કાયમી વ્યવસ્થા જે ઘરમાં કરી હતી, એ પાછળથી 'માતૃ-નિવાસ' નામે જાણીતા થયેલા ઘરમાં રહ્યાં.

## તપશ્ચર્યા અને સમાધિ

ઈ. સ. ૧૮૯૩માં વારંવાર દર્શનરૂપે આવતા માનસિક અંતરાયો દૂર કરવા 'પંચાગ્નિતપ'[2] નામે ઓળખાતી ઉગ્ર પ્રકારની તપશ્ચર્યા એમણે આદરી. આ વખતે એમને એક સાધુ નજરે પડતો જે એમને પંચતપ કરવાની પ્રાર્થના કરતો. કોઈ વાર એક નાની છોકરી પણ એમને દેખાતી. માતાજીને ઘણીવાર દુર્લભ આધ્યાત્મિક અનુભૂતિઓ થતી હતી, જેના સાક્ષીઓ યોગીનની મા અને રામકૃષ્ણની

૧ ઘણીવાર એમની વિનંતિથી લાહા કુટુંબની પ્રસન્નમયી એક વૃદ્ધ દાસીને રાત્રે એમની પાસે સૂઈ રહેવા મોકલતી.

૨ આને 'પંચતપ' કહેવાય છે. ચારે બાજુએ ચાર અગ્નિ પ્રગટાવવામાં આવે છે; અને માથા ઉપર તપતો સૂર્ય એ પાંચમો અગ્નિ છે. આ બધા વચ્ચે પ્રાર્થના અને ધ્યાન કરવામાં આવે છે. આ તપ પછી એમને કોઈ દિવસ આવા અંતરાયો નડ્યા નહિ.

બીજી શિષ્યાઓ હતી. એ સ્વેચ્છાએ દેહચૈતન્યભાવથી પર થઈ શકતાં હતાં. એક-વાર કલકત્તામાં બલરામબાબુના છાપરા ઉપર બેસીને ધ્યાન ધરતાં એ સમાધિમાં લીન થઈ ગયાં. એ વખતે એમને થયેલા અસાધારણ અનુભવને એ નીચેના શબ્દોમાં વર્ણવે છે:

"એ દશામાં મને લાગ્યું કે મેં દૂરના દેશમાં મુસાફરી કરી છે, ત્યાં બધાં જ મારા માટે સ્નેહાળ હતાં. મારું સૌંદર્ય અવર્ણનીય હતું. શ્રી રામકૃષ્ણ પણ ત્યાં જ હતા. ઘણી લાગણીથી એમણે મને એમની પાસે બેસાડી. એ ભાવાવેશનો આનંદ વર્ણવ્યો વર્ણવાય એમ નથી. એ ઉચ્ચ દશામાંથી જ્યારે મારું મન નીચે આવ્યું, ત્યારે મેં મારા શરીરને ત્યાં પડેલું જોયું. મને થયું, "હું કેવી રીતે આ કુરૂપ શરીરમાં પ્રવેશી શકું?" ક્યાંય સુધી મારા મનને તેમ કરવા હું સમજાવી શકી નહિ. લાંબા વખત પછી મેં મનને સમજાવ્યું અને શરીરમાં ભાન આવ્યું. બેલૂર મઠ નજીક આવેલા, માતાજીના વસવાટ માટે અલગ રાખેલા નીલાંબર મુખર્જીના ઘરમાં એમને આવો જ અનુભવ થયો હતો; ત્યારે પણ ભાનમાં આવતાં એમને ઘણો સમય લાગ્યો હતો. જ્યારે એમનું દેહભાન ધીમેધીમે પાછું આવવા માંડ્યું ત્યારે એમણે પૂછ્યું, "ઓ યોગીન, મારા હાથ ક્યાં છે? ક્યાં છે મારા પગ?" એમની સાથે ધ્યાન ધરતાં–યોગીનની માએ એમનાં અંગો દબાવ્યાં અને કહ્યું, "કેમ મા, આ રહ્યા તમારા હાથ અને આ રહ્યા તમારા પગ." છતાં આખા શરીરનું ભાન આવતાં, માતાજીને બહુ સમય લાગ્યો.

જેમજેમ એમની આધ્યાત્મિક મહત્તા વધારે ને વધારે પ્રસિદ્ધ થવા લાગી, તેમ-તેમ લોકો વધતી જતી સંખ્યામાં દોરવણી માટે, સૂચનાઓ માટે અને આધ્યાત્મિક દીક્ષા માટે આવવા માંડ્યાં.

## કૌટુંબિક જીવન

એમની માતા શ્યામસુંદરી ઈ. સ. ૧૯૦૬માં મૃત્યુ પામી અને વસ્તુતઃ એ જ હવે કુટુંબની વડીલ વ્યક્તિ હતાં. એમને ચાર ભાઈઓ હતા; એ બધામાં અભયચરણ સૌથી નાનો અને વધારે બુદ્ધિશાળી હતો. કમભાગ્યે, દાક્તરની પદવી મેળવ્યા બાદ લગભગ તરત જ એ મરણ પામ્યો અને તેની વિધવા સુરબાલા માતાજીની સંભાળ નીચે રહી. પતિના અકાળ મૃત્યુના દુઃખથી સુરબાલા મગજનું સમતોલપણું ગુમાવી બેઠી. ઈ. સ. ૧૯૦૦માં એણે પતિના મરણ બાદ જન્મેલી રાધારાણી અથવા રાધુ

તરીકે વધારે જાણીતી, બાળકીને જન્મ આપ્યો. રાધાની માંદગી . અને પાગલપણાંમાં રાધુની કાળજી બરાબર રાખી શકતી ન હતી તેથી માતાજીને રાધુ માટે ગાઢ વાત્સલ્ય હતું અને એમણે આ બાળકી માટે માની ગરજ સારી. આ બાળકી અને એની માતા બન્ને માતાજી માટે સતત તકલીફ અને ચિંતાનું કારણ બન્યાં, પણ પોતાના તરફની આમની વર્તણૂક અપમાનજનક હોવા છતાં એમણે એક ક્ષણ માટે પણ આ બાળકી અને એની માતા માટેનો સ્નેહ છોડ્યો નહિ. એ નીચે પ્રમાણે કહીને પોતે આશ્વાસન લેતાં:

"કદાચ મેં શિવની પૂજા કાંટાળા બીલીપત્રથી કરી હશે તેથી જ આ જન્મમાં મારે કપાળે આ કાંટો લાગ્યો."

જો રાધુની માતા કાંટા સમાન હતી તો, મોટી થતાં રાધુ પણ માતાજીને માટે એવા જ તીક્ષ્ણ કાંટારૂપ નીવડી. એ શરીરે અને મનથી ખૂબ નબળી હતી અને ભારે હઠાગ્રહી અને કદી ન સુધરે એટલી હદે અનાડી હતી. પણ એની મહાન ફોઈના અતિશય પ્રેમ અને વહાલને લીધે એ સુધરવાને બદલે વધારે બગડી. ઈ. સ. ૧૯૧૧ના જૂનમાં માતાજીએ એનું લગ્ન કર્યું. વર્ષો વીતી ગયાં, પણ એ સાસરે જતી ન હતી. પરિણામ એ આવ્યુ કે એ અને એની માતા બન્ને માતાજીના ઘરના સભ્યો બની ગયાં. રાધુને એક બાળક હતું, પણ તે બાળકની સંભાળ લેતી નહિ. તેથી માતાજી ઘણીવાર એને સમજાવતાં અને કેટલીકવાર ઠપકો પણ આપતાં. આવા એક પ્રસંગે, રાધુએ ક્રોધમાં શાકની ટોપલીમાંથી માતાજી તરફ એક મોટું રીંગણું ફેંક્યું. એ એમને જોરથી વાગ્યું. એ દુઃખથી બેવડ વળી ગયાં, અને સોજો આવ્યો. માતાજીને રાધુના કલ્યાણ માટે ચિંતા થઈ, કારણ કે હિંદુઓ માને છે કે જો મૂર્ખ અને અજ્ઞાની માણસ અધ્યાત્મસાધનામાં આગળ વધેલ સ્ત્રી કે પુરુષનું અપમાન કરે તો અપરાધીને આ જિંદગીમાં સહન કરવું પડે છે, અથવા એને દુર્ભાગ્ય નડે છે. તેથી માતાજીએ રામકૃષ્ણની છબી તરફ ફરીને પ્રાર્થના કરી: "ઓ ભગવાન! એને એની ભૂલ માટે ક્ષમા આપો; એ નાદાન છે." પછી એમણે રાધુને આશીર્વાદ આપ્યા અને કહ્યું, "રાધુ, ઠાકુરે તો મને ઠપકાનો એક શબ્દ પણ કહ્યો નથી, અને તું મને આટલું બધું ચિંતાડે છે? તને ક્યાંથી ખ્યાલ આવે કે મારું સ્થાન ક્યાં છે? હું તમારી બધાની સાથે રહું છું, એટલે તમારે મન મારો હિસાબ નથી." આ શબ્દોથી રાધુ રડી પડી; પણ આ આંસુઓ ક્ષણિક હતાં.

રાધુ કદી બદલાઈ નહિ. માતાજીને રાધુનો બધો ખર્ચ ઉઠાવવો પડતો, અને પૈસાની તંગી હોવા છતાં એ કોઈ ભકત પાસે મદદ માગી શકતાં નહિ, કારણ કે એ રામકૃષ્ણના આદેશ વિરુદ્ધ હતું.

એમનું મન તદ્દન શુદ્ધ અને નિઃસ્વાર્થી હતું; એમણે બધાની સેવામાં પોતાની જાતને ધરી દીધી. જ્યારે ઘણીવાર સમાધિમાં પરિણમતા ભાવાવેશમાં માતાજી તલ્લીન થઈ જતાં, ત્યારે આ દુનિયામાં તેમને આકર્ષે કે તેમનું ભાન પાછું લાવે એવું કશું હતું નહિ. અતિશય આધ્યાત્મિક માણસો કે જે દુનિયાની બાબતમાં કે તેમના શરીરની બાબતમાં નિઃસંગ છે, તે નાની વયમાં જ સમાધિદશામાં પણ મૃત્યુ પામે. માતાજીને લાગ્યું અને પ્રતીતિ થઈ હતી કે, સ્વામીએ પોતે જ આ ગૂંચ સર્જી હતી—એટલા માટે કે તે એમનું લક્ષ્ય પૂર્ણ કરવા જીવિત રહે—આ ઉદ્દેશ પૂર્ણ કરવા માટે જ એ એમને છોડી ગયા છે. એમણે પોતે જ કહ્યું છે:

"ઠાકુરે મને એના દ્વારા કેવા બંધનમાં નાખી! ઠાકુરના શરીરત્યાગ પછી મને આ જીવનમાં કશુંયે ગમતું ન હતું. સાંસારિક ચીજવસ્તુઓ પ્રત્યે ઉદાસીન રહીને હું પ્રાર્થના કર્યા કરતી: હવે આ સંસારમાં રહીને હું શું કરીશ?" આ વખતે મેં એક લાલ કપડાં પહેરેલી દસથી બાર વર્ષની છોકરીને મારી સામે ફરતી જોઈ. ઠાકુરે મને એ બતાવી અને કહ્યું, "એને આધાર તરીકે વળગી રહો. ઘણાં બાળકો (શિષ્યો) તમારી પાસે આવવાનાં છે." બીજી ક્ષણે એ અદશ્ય થયા. પછી એ છોકરીને મેં જોઈ નહિ. ત્યાર પછી આ જ જગ્યામાં (જયરામબાટીના એમના ઘરમાં) હું એકવાર બેઠી હતી, એ વખતે રાધુની મા તદ્દન ગાંડી થઈ ગઈ હતી: કેટલાક ગાભા બગલમાં લઈને તે દોડતી હતી, રાધુ પણ રડતી રડતી તેની પાછળ ભાખડિયા ભરતી જતી હતી. આ જોઈને મને હૃદયમાં કાંઈક થઈ ગયું. હું રાધુ પાસે દોડી અને એને ઊંચકી લીધી. મને થયું, "ઠીક, જો હુ આ બાળકની દરકાર નહિ રાખું તો કોણ રાખશે? બિચારીને બાપ તો છે નહિ અને મા ગાંડી છે." એમ વિચારીને હું જેવી રાધુને મારી પાસે લેવા ગઈ કે મેં ઠાકુરને સામે જોયા. એમણે કહ્યું: "આ પેલી જ છોકરી. એને જ વળગી રહો. એ જોગમાયા (મિથ્યાભાસરૂપી શકિત) છે."

એ પોતે જ કહેતાં, "રાધુ તરફનું મારું વહાલ મેં મારી જાત ઉપર આરોપેલો ભ્રમ છે." અને પછી જાતે જ ઉમેરતાં, "મારું મન રાધુ તરફ સહેલેથી વળતું નથી, હું પરાણે મનને એના તરફ વાળું છું. હું ઠાકુરને પ્રાર્થના કરું છું, "ઓ ભગવાન, મારું મન રાધુ તરફ જરા તો વાળો, નહિ તો કોણ એનું ધ્યાન રાખશે?"

એક વાત નિઃશંક છે કે રાધુ અને બીજાં સગાંઓનો વિક્ષેપ હોવા છતાં, માતાજીનું મન સંપૂર્ણપણે ઈશ્વરમાં પરોવાઈ રહેતું. યુવાન અગર વૃદ્ધ, નાનાં અગર મોટાં સ્વજનોમાં આસક્ત સામાન્ય સ્ત્રી કે પુરુષ, મૃત્યુવખતે ભાગ્યે જ એમનો વિરહ વેઠી શકે છે. પણ રાધુને આટલાં લાડ લડાવતાં માતાજીએ રાધુને અને એના પિતરાઈઓને જયરામબાટી મોકલી દેવા પોતાના પરિચારકોને ફરીફરી કહ્યું. વળી જ્યારે એમનાં નાનાં બાળકો એમની પથારી પાસે જતાં, ત્યારે પણ એ બધાંને એમનાથી દૂર લઈ જવાનું કહેતાં અને સ્પષ્ટ કરતાં કે પોતે એ બધાંમાંથી પોતાનું મન ઉઠાવી લીધું હતું, અને એમની હાજરી હવે પોતાને અણગમતી હતી.

## ગુરુ તરીકે

રામકૃષ્ણ સંઘ અને એના શિષ્યો તરફથી, રામકૃષ્ણ પછી, કોઈને વધારેમાં વધારે આદર મળ્યો હોય તો એ માતાજીને મળ્યો છે. એ એમનાં પહેલાં શિષ્ય હતાં, એમની સાથે એકરૂપ હતા, અને રામકૃષ્ણ માતાજી સાથે એકરૂપ હતા. એમના મૃત્યુ પછી એમણે માતાજીને એમનું કાર્ય ચાલુ રાખવા આદેશ આપ્યો હતો, અને ઇચ્છા દર્શાવી હતી કે શિષ્યો પોતાની અને માતાજી વચ્ચે કશો ભેદભાવ ન જુએ. એમની આધ્યાત્મિક સનિધિ અને શકિત માતાજી દ્વારા વ્યકત થતી હતી, અને એમના મૃત્યુ પછી ગુરુ બનવા માટે એ સપૂર્ણપણે લાયક હતાં. ગુરુ થવું એ મહાન જવાબદારી છે, પણ જ્યારેજ્યારે એ કોઈને દીક્ષા આપતાં, ત્યારે એ જવાબદારીનો પૂરો સ્વીકાર કરતાં. એમણે કહ્યુ છે:

"ગુરુની શકિત શિષ્યમાં મંત્ર દ્વારા સંક્રાન્ત થાય છે. એટલે જ ગુરુ દીક્ષા વખતે શિષ્યનાં બધાં પાપો પોતાના પર લઈ લે છે અને 'પછી શારીરિક વ્યથાનું દુઃખ પણ વેઠે છે. ગુરુ થવું બહુ મુશ્કેલ છે; કારણ કે, એને શિષ્યોનાં પાપની જવાબદારી ઉઠાવવી પડે છે. ગુરુ ઉપર શિષ્યોની અસર પડે છે. જો કે સારો શિષ્ય ગુરુને મદદગાર નીવડે છે. ઘણા શિષ્યોની પ્રગતિ ઝડપી હોય છે, કેટલાકની ધીમી હોય છે; પૂર્વજન્મોને લીધે બંધાયેલા મનના વલણ ઉપર એ આધાર રાખે છે.

એમના બધા માટેના માતૃસહજ પ્રેમ અને વાત્સલ્યને લીધે, આધ્યાત્મિક શરણ શોધતા ભક્તોને શરણાગતિ આપવામાં એમણે અંગત દુઃખની કોઈ અગતરાને વચ્ચે આવવા દીધી નથી. એકવાર રામકૃષ્ણના મહાન શિષ્ય સ્વામી પ્રેમાનંદે કહ્યું, "જે ઝેર અમે

પોતે ન લઈ શકયા એ અમે માતાજીને મોકલીએ છીએ. બધાંનાં પાપોનો સ્વીકાર કરીને, પચાવીને એ બધાને આશરો આપે છે." જ્યારે એ કલકત્તા રહેતાં હતાં, ત્યારે દર મંગળવારે અને શનિવારે સેંકડો શિષ્યો અને ભક્તો એમને પગે લાગતા અને એમનો ચરણસ્પર્શ કરતા. એમની પ્રતિનિધિરૂપ વ્યથાને લીધે એમને આખા શરીરે અતિશય બળતરા ઊપડી; એથી એ ફરીફરી પોતાના પગ ગંગાજળથી ધોતાં, કારણ કે એમ કરવાથી એમને ઘણો આરામ મળતો હતો. જ્યારે શ્રી રામકૃષ્ણની એક શિષ્યાએ, રખે એમને શરદી થાય, એમ સમજીને વારંવાર પગ ન ધોવા કહ્યું, ત્યારે માતાજીએ જવાબ આપ્યો:

"યોગીન! તને શું કહું? કેટલાક લોકો મારો ચરણસ્પર્શ કરે છે ત્યારે મારામાં ચમત્કારિક રીતે તાજગી આવે છે. જ્યારે બીજા લોકોનો સ્પર્શ અને ભયંકર રીતે દઝાડે છે અને એ મધમાખીના ડંખ જેવો લાગે છે. ગંગાજળથી ધોઉં - નહિ તો સહેવાતું નથી. એકવાર પરિચારકની ગેરહાજરીમાં, એક પ્રૌઢ દેખાતો માણસ અહીં આવ્યો ... દૂરથી જ એને જોઈને હું મારા ઓરડામાં પેઠી અને મારી પથારી પર બેઠી. એ ચરણસ્પર્શ કરી મને પ્રણામ કરવા બહુ આતુર હતો. મેં વિરોધ કર્યો અને હું પાછી ખસી ગઈ, છતાં એણે એ કર્યું. તે દિવસથી પગમાં અને પેટમ થતા અસહ્ય દર્દથી હુ જાણે કે મરવા પડી છુ. દિવસમાં ત્રણચાર વાર હું પગ ધોઉં છુ, છતાં આ દાહ શમતો નથી."

એ જાણતાં હતાં કે શિષ્યોના પાપ માટે પ્રતિનિધિરૂપે એમને સહન કરવું પડશે છતાં યે એને લીધે એ પોતાનું માતૃસહજ વાત્સલ્ય દર્શાવતાં અટકતાં નહિ. એક વાર જ્યારે એક શિષ્ય એમનો ચરણસ્પર્શ કરતાં અચકાતો હતો—રખે એમને ત્રાસ થાય એટલા માટે—ત્યારે એમણે કહ્યુ, "ના બેટા, અમે આ માટે જ જન્મ્યાં છીએ જો અમે બીજાનાં પાપો અને દુઃખો સ્વીકારીને એમને આત્મસાત્ ન કરીએ, તો પછી બીજું કોણ એ કરશે? પાપી માણસો અને પીડિત માણસોની જવાબદારી કોણ વહન કરશે?" એમની છેલ્લી માંદગી દરમિયાન, એ શરીરે બહુ કૃશ થઈ ગયાં હ અને ટેકો લીધા વિના ઊઠી શકતાં ન હતા ત્યારે મઠવાસી શિષ્યો, આસપાસમાં, એમ. આ ભારે દુ:ખ વિશે વાત કરતા હતા. એમાંના એકે કહ્યું, "જો આ વખતે માતા સાજાં થાય તો હવે આપણે એમને દીક્ષા આપવાનું નહિ કહીએ. વિવિધ પ્રકાર લોકોનાં પાપો પોતાના પર લેવાથી એમને આટલું બધું દુ:ખ વેઠવું પડે છે." સાંભળતાં એ હસીને બોલ્યાં, "તમે કેમ આમ કહો છો? શું એમ માનો છો

ઠાકુર માત્ર રસગુલ્લા[૧] ખાવા જ અવતર્યા હતા?" એકવાર એમણે એક શિષ્યને કહ્યુ, "બેટા, અહીં આવે છે એમાંના કેટલાક તો જિંદગીમાં બધુ કરી ચૂક્યાં છે એક પણ પાપ કરવાનુ એમણે બાકી રાખ્યું નથી. પણ જ્યારે એ અહીં આવીને મને માતા તરીકે સંબોધે છે, ત્યારે હું બધુ ભૂલી જાઉં છુ, અને એ લોકો પોતાની લાયકાત કરતાં વધારે મેળવે છે"

## એમનુ આતિથ્ય

એમની પરોણાગત અનન્ય હતી દુર્લભ માનૃસહજ કાળજી અને હૂંફ એ એની ખાસિયતો હતી એમને મળવાનુ સદ્‌ભાગ્ય જે લોકોને પ્રાપ્ત થયુ હતું, એમને એ લોકો રહેતા ત્યા સુધી પૂરી મહેમાનગતિ ભોગવ્યા વગર પાછા જવા દેવામાં આવતા નહિ. એમની પરિચર્યામા રહેનાર કોઇ શિષ્યને કામપ્રસંગે ગામડામાં જવાનું થતુ અને પાછા ફરવામા વિલબ થતો, તો માતાજી રોજના સમયે ન જમતા, એની વાટ જોઇ બેસતા જ્યારે ભક્તો એમને જયરામબાટીના ઘેર મળવા જતા, ત્યારે એમને ત્યાં બેત્રણ દિવસ રોકાઇ આરામ કરવા એ હમેશા આગ્રહ કરતા. એમને ખ્યાલ હતો કે લોકોને જયરામબાટી આવવામા ઘણી મુશ્કેલીઓ સહન કરવી પડતી હતી. એ કહેતા, "ગયા કે બનારસ જવુ સહેલું છે, પણ અહીં આવવુ અઘરુ છે" એમની જિંદગીના છેલ્લા વર્ષો દરમિયાન, કલકત્તામા એમના નિવાસસ્થાને એટલી મોટી સખ્યામા ભક્તો એમને મળવા આવતા કે આ ધસારાથી કટાળીને એ પોતાના ગામડાના ઘરમા રહેવા ગયા, પણ ત્યા પણ કલકત્તાથી ઘણા ભક્તો જતા, ઘણા તો અગાઉથી ખબર આપ્યા વગર ગમે તે સમયે આવી પહોચતા હતા. છતા એ બધાંનો હૂંફભર્યો અને પ્રેમાળ સત્કાર થતો.

## એમની શક્તિઓ

માત્ર ઇચ્છાશક્તિના બળે જ માતાજી લોકોને અનિષ્ટ માર્ગેથી પાછા વાળી શકતાં હતા આ રીતે એમણે એક અઠગ દારૂડિયાને એની દુષ્ટ ટેવ છોડાવીને બચાવ્યા એક યુવાન માણસને ચારિત્ર્યભ્રષ્ટ કરવા ઇચ્છતી છોકરીનું મન ફેરવ્યું પતિના સંન્યાસગ્રહણથી હતાશ થઈને પોતાનું સત્યાનાશ કરવા જતી એક યુવાન પત્નીને

૧ જાણીતી બગાળી મીઠાઈ

ધર્મને રસ્તે દોરી.[૧] કેટલાક લોકો કે જેમણે એમની છબી સુદ્ધાં જોઇ ન હતી, એ માનવરૂપમાં દેવી તરીકે માતાજીને સ્વપ્નમાં જોતા. બીજા કેટલાકે સ્વપ્નમાં જ આંશિક યા સમગ્ર દીક્ષા એમની પાસેથી લીધી હતી, અને જ્યારે દીક્ષા લેવાની ઇચ્છા દર્શાવી, ત્યારે જ એમને ખ્યાલ આવ્યો કે સ્વપ્નમાં એમની પાસેથી મળેલો મંત્ર જ ત્યારે પણ એમણે કહ્યો. બંગાળી નાટકના પ્રણેતા ગિરીશચંદ્ર ઘોષે, એ ઓગણીસ વર્ષના હતા ત્યારે, માતાજીને સ્વપ્નમાં જોયાં, અને વર્ષો પછી જ્યારે એ એમને મળ્યા, ત્યારે અચંબા સાથે એમણે જોયું કે સ્વપ્નમાં જોયેલી વ્યક્તિ આ જ હતી. છતાં એ દૈનિક જીવનમાં ખૂબ સીધાંસાદાં રહ્યાં અને સામાન્ય સ્ત્રી જેવાં લાગતાં. આધ્યાત્મિક સાધકોને મન્ત્રદીક્ષા આપવા ઉપરાંત, એ રામકૃષ્ણ મઠના નવદીક્ષિતોને બ્રહ્મચર્ય અથવા સંન્યાસનો અંતર્ગત અર્થ સમજાવીને આશીર્વાદ આપતાં. આશિષરૂપે એ બ્રહ્મચારીને સફેદ વસ્ત્રો અને સંન્યાસીને ભગવા રંગનાં વસ્ત્રો પણ આપતાં.

## ફરી તીર્થયાત્રા

ઇ.સ. ૧૮૮૮માં માતાજી સ્વામી અદ્વૈતાનંદ સાથે ગયાની યાત્રા કરવા ગયાં. ત્યાં એમણે શ્રી રામકૃષ્ણની માતાની સ્મૃતિમાં શ્રાદ્ધક્રિયાઓ કરી. પછી એ બોધગયા પણ ગયાં. એ જ વર્ષે એમણે પુરીના મહાન મંદિરની મુલાકાત લીધી. કદાચ દિવ્ય ભાવાવેશની ઉત્કટતા થાય અને મૃત્યુ થાય, એ કારણસર શ્રી રામકૃષ્ણ ગયા અને પુરી નહોતા ગયા, તેથી માતાજી આ બન્ને સ્થળોએ ગયાં.

ઇ.સ. ૧૮૯૪માં એમણે બનારસ અને વૃંદાવનની યાત્રા બીજી વાર કરી. ઇ.સ. ૧૯૦૧માં એ ફરી પુરી ગયાં. ઇ.સ. ૧૯૧૦માં એ રસ્તામાં બેહરામપુર થોભીને રામેશ્વર જવા નીકળ્યાં. એ આશરે એક મહિનો મદ્રાસમાં રહ્યાં અને ત્યાં ઘણા લોકોને દીક્ષા આપી. ત્યાં આગળ ઘણી શિક્ષિત સ્ત્રીઓને જોઇ એ આનંદ પામ્યાં. રામેશ્વર જતાં રસ્તામાં એ મદુરા ખાતે રોકાયાં અને એ શહેરમાં આવેલા મીનાક્ષી મંદિરની મુલાકાત લીધી. રામેશ્વરમાં, સ્વામી વિવેકાનંદના મહાન પ્રશંસક રામનાડના રાજાએ, એ પહેલાં કે પછી ભાગ્યે જ કોઇ યાત્રાળુએ ભોગવી હોય એવી ખાસ સુવિધાઓ, પૂજા માટે એમને કરી આપી. રામેશ્વરથી એ બંગળુર ગયાં. કલકત્તા પાછાં આવતાં, એ રાજમહેન્દ્રીમાં એક દિવસ રોકાયાં અને પવિત્ર ગોદાવરી

૧ શ્રી શારદાદેવી, માતાજી: રામકૃષ્ણ મઠ, મૈલાપુર, મદ્રાસ.

ઠાકુર માત્ર રસગુલ્લાં[1] ખાવા જ અવતર્યા હતા?" એકવાર એમણે એક શિષ્યને કહ્યું, "બેટા, અહીં આવે છે એમાંના કેટલાંક તો જિંદગીમાં બધું કરી ચૂક્યાં છે. એક પણ પાપ કરવાનું એમણે બાકી રાખ્યું નથી. પણ જ્યારે એ અહીં આવીને મને માતા તરીકે સંબોધે છે, ત્યારે હું બધું ભૂલી જાઉં છું, અને એ લોકો પોતાની લાયકાત કરતાં વધારે મેળવે છે."

## એમનું આતિથ્ય

એમની પરોણાગત અનન્ય હતી. દુર્લભ માતૃસહજ કાળજી અને હૂંફ એ એની ખાસિયતો હતી. એમને મળવાનું સદ્‌ભાગ્ય જે લોકોને પ્રાપ્ત થયું હતું, એમને એ લોકો રહેતા ત્યાં સુધી પૂરી મહેમાનગતિ ભોગવ્યા વગર પાછા જવા દેવામાં આવતા નહિ. એમની પરિચર્યામાં રહેનાર કોઇ શિષ્યને કામપ્રસંગે ગામડામાં જવાનું થતું અને પાછા ફરવામાં વિલંબ થતો, તો માતાજી રોજના સમયે ન જમતાં, એની રાહ જોઈ બેસતાં. જ્યારે ભકતો એમને જયરામબાટીના ઘેર મળવા જતા, ત્યારે એમને ત્યાં બેત્રણ દિવસ રોકાઈ આરામ કરવા એ હમેશાં આગ્રહ કરતા. એમને ખ્યાલ હતો કે લોકોને જયરામબાટી આવવામાં ઘણી મુશ્કેલીઓ સહન કરવી પડતી હતી. એ કહેતાં, "ગયા કે બનારસ જવું સહેલું છે, પણ અહીં આવવું અઘરું છે." એમની જિંદગીનાં છેલ્લાં વર્ષો દરમિયાન, કલકત્તામાં એમના નિવાસસ્થાને એટલી મોટી સંખ્યામાં ભકતો એમને મળવા આવતા કે આ ધસારાથી કંટાળીને એ પોતાના ગામડાના ઘરમાં રહેવા ગયાં, પણ ત્યા પણ કલકત્તાથી ઘણા ભકતો જતા, ઘણા તો અગાઉથી ખબર આપ્યા વગર ગમે તે સમયે આવી પહોંચતા હતા. છતાં એ બધાંનો હૂંફભર્યો અને પ્રેમાળ સત્કાર થતો.

## એમની શકિતઓ

માત્ર ઇચ્છાશકિતના બળે જ માતાજી લોકોને અનિષ્ટ માર્ગેથી પાછા વાળી શકતાં હતાં. આ રીતે એમણે એક અઠંગ દારૂડિયાને એની દુષ્ટ ટેવ છોડાવીને બચાવ્યો. એક યુવાન માણસને ચારિત્ર્યભ્રષ્ટ કરવા ઇચ્છતી છોકરીનું મન ફેરવ્યું. પતિના સંન્યાસગ્રહણથી હતાશ થઇને પોતાનું સત્યાનાશ કરવા જતી એક યુવાન પત્નીને

[1] જાણીતી બંગાળી મીઠાઈ

ધર્મને રસ્તે દોરી.[1] કેટલાક લોકો કે જેમણે એમની છબી સુદ્ધાં જોઇ ન હતી, એ માનવરૂપમાં દેવી તરીકે માતાજીને સ્વપ્નમાં જોતા. બીજા કેટલાકે સ્વપ્નમાં જ આંશિક યા સમગ્ર દીક્ષા એમની પાસેથી લીધી હતી, અને જ્યારે દીક્ષા લેવાની ઇચ્છા દર્શાવી, ત્યારે જ એમને ખ્યાલ આવ્યો કે સ્વપ્નમાં એમની પાસેથી મળેલો મંત્ર જ ત્યારે પણ એમણે કહ્યો. બંગાળી નાટકના પ્રણેતા ગિરીશચંદ્ર ઘોષે, એ ઓગણીસ વર્ષના હતા ત્યારે, માતાજીને સ્વપ્નમાં જોયાં, અને વર્ષો પછી જ્યારે એ એમને મળ્યા, ત્યારે અચંબા સાથે એમણે જોયું કે સ્વપ્નમાં જોયેલી વ્યકિત આ જ હતી. છતાં એ દૈનિક જીવનમાં ખૂબ સીધાંસાદાં રહ્યાં અને સામાન્ય સ્ત્રી જેવા લાગતાં. આધ્યાત્મિક સાધકોને મંત્રદીક્ષા આપવા ઉપરાંત, એ રામકૃષ્ણ મઠના નવદીક્ષિતોને બ્રહ્મચર્ય અથવા સંન્યાસનો અંતર્ગત અર્થ સમજાવીને આશીર્વાદ આપતાં. આશિષરૂપે એ બ્રહ્મચારીને સફેદ વસ્ત્રો અને સંન્યાસીને ભગવા રંગનાં વસ્ત્રો પણ આપતાં.

## ફરી તીર્થયાત્રા

ઇ.સ. ૧૮૮૮માં માતાજી સ્વામી અદ્વૈતાનંદ સાથે ગયાની યાત્રા કરવા ગયાં. ત્યાં એમણે શ્રી રામકૃષ્ણની માતાની સ્મૃતિમાં શ્રાદ્ધક્રિયાઓ કરી. પછી એ બોધગયા પણ ગયાં. એ જ વર્ષે એમણે પુરીના મહાન મંદિરની મુલાકાત લીધી. કદાચ દિવ્ય ભાવાવેશની ઉત્કટતા થાય અને મૃત્યુ થાય, એ કારણસર શ્રી રામકૃષ્ણ ગયા અને પુરી નહોતા ગયા, તેથી માતાજી આ બન્ને સ્થળોએ ગયાં.

ઇ.સ. ૧૮૯૪માં એમણે બનારસ અને વૃંદાવનની યાત્રા બીજી વાર કરી. ઇ.સ. ૧૯૦૧માં એ ફરી પુરી ગયાં. ઇ.સ. ૧૯૧૦માં એ રસ્તામાં બેહરામપુર થોભીને રામેશ્વર જવા નીકળ્યાં. એ આશરે એક મહિનો મદ્રાસમાં રહ્યાં અને ત્યાં ઘણા લોકોને દીક્ષા આપી. ત્યાં આગળ ઘણી શિક્ષિત સ્ત્રીઓને જોઇ એ આનંદ પામ્યાં. રામેશ્વર જતાં રસ્તામાં એ મદુરા ખાતે રોકાયાં અને એ શહેરમાં આવેલા મીનાક્ષી મંદિરની મુલાકાત લીધી. રામેશ્વરમાં, સ્વામી વિવેકાનંદના મહાન પ્રશંસક રામનાદના રાજાએ, જે પહેલાં કે પછી ભાગ્યે જ કોઇ યાત્રાળુએ ભોગવી હોય એવી ખાસ સુવિધાઓ, પૂજા માટે એમને કરી આપી. રામેશ્વરથી એ બેંગલુર ગયાં. કલકત્તા પાછાં આવતાં, એ રાજમહેન્દ્રીમાં એક દિવસ રોકાયાં અને પવિત્ર ગોદાવરી

[1] શ્રી શારદાદેવી, પ્રકાશક: રામકૃષ્ણ મઠ, મૈલાપુર, મદ્રાસ.

ઠાકુર મા ન રસ્તનુલ્લો[1] ખાવા જ અવતર્યા હતા?" એકવાર એમણે એક શિષ્યને કહ્યું, "બેટા, અહીં આવે છે એમાંના કેટલાક તો જિંદગીમા બધુ કરી ચૂક્યા છે એક પણ પાપ કરવાનું એમણે બાકી રાખ્યુ નથી પણ જ્યારે એ અહીં આવીને મને માતા તરીકે સંબોધે છે, ત્યારે હુ બધું ભૂલી જાઉં છું, અને એ લોકો પોતાની લાયકાત કરતાં વધારે મેળવે છે"

## એમનુ આતિથ્ય

એમની પરોણાગત અનન્ય હતી. દુર્લભ માનુસહજ કાળજી અને હૂંફ એ એની ખાસિયતો હતી એમને મળવાનું સદ્‌ભાગ્ય જે લોકોને પ્રાપ્ત થયુ હતું, એમને એ લોકો રહેતા ત્યા સુધી પૂરી મહેમાનગતિ ભોગવ્યા વગર પાછા જવા દેવામા આવતા નહિ. એમની પરિચર્યામા રહેનાર કોઈ શિષ્યને કામપ્રસગે ગામમા જવાનુ થતુ અને પાછા ફરવામા વિલબ થતો, તો માતાજી રોજના સમયે ન જમતા, એની રાહ જોઈ બેસતા. જ્યારે ભકતો એમને જયરામબાટીના ઘેર મળવા જતા, ત્યારે એમને ત્યાં બેત્રણ દિવસ રોકાઈ આરામ કરવા એ હમેશા આગ્રહ કરતા. એમને ખ્યાલ હતો કે લોકોને જયરામબાટી આવવામા ઘણી મુશ્કેલીઓ સહન કરવી પડતી હતી. એ કહેતા, "ગયા કે બનારસ જવું સહેલું છે, પણ અહીં આવવુ અઘરુ છે" એમની જિંદગીના છેલ્લા વર્ષો દરમિયાન, કલકત્તામા એમના નિવાસસ્થાને એટલી મોટી સખ્યામા ભકતો એમને મળવા આવતા કે આ ધસારાથી કંટાળીને એ પોતાના ગામડાના ઘરમા રહેવા જતા, પણ ત્યા પણ કલકત્તાથી ઘણા ભકતો જતા, ઘણા તો અગાઉથી ખબર આપ્યા વગર ગમે તે સમયે આવી પહોચતા હતા. છતાં એ બધાનો હૂંફભર્યા અને પ્રમાણ સત્કાર થતો

## એમની શક્તિઓ

માત્ર ઇચ્છાશક્તિના બળે જ માતાજી લોકોને અનિષ્ટ માર્ગથી પાછા વાળી શકતા હતા આ રીતે એમણે એક અઠગ દારૂડિયાને એની દુષ્ટ લત છોડાવીને બચાવ્યો એક યુવાન માણસને ચારિત્ર્યભ્રષ્ટ કરવા ઇચ્છતી છોકરીનુ મન ફેરવ્યુ પતિના સન્યાસગ્રહણથી હતાશ થઈને પોતાનું સત્યાનાશ કરવા જતી એક યુવાન પત્નીને

[1] જાણીતી બંગાળી મીઠાઈ

ધર્મને રસ્તે દોરી.[1] કેટલાક લોકો કે જેમણે એમની છબી સુધ્ધાં જોઈ ન હતી, એ માનવરૂપમાં દેવી તરીકે માતાજીને સ્વપ્નમાં જોતા. બીજા કેટલાકે સ્વપ્નમાં જ આંશિક યા સમગ્ર દીક્ષા એમની પાસેથી લીધી હતી, અને જ્યારે દીક્ષા લેવાની ઈચ્છા દર્શાવી, ત્યારે જ એમને ખ્યાલ આવ્યો કે સ્વપ્નમાં એમની પાસેથી મળેલો મંત્ર જ ત્યારે પણ એમણે કહ્યો. બંગાળી નાટકના પ્રણેતા ગિરીશચંદ્ર ઘોષે, એ ઓગણીસ વર્ષના હતા ત્યારે, માતાજીને સ્વપ્નમાં જોયાં, અને વર્ષો પછી જ્યારે એ એમને મળ્યા, ત્યારે અચંબા સાથે એમણે જોયું કે સ્વપ્નમાં જોયેલી વ્યકિત આ જ હતી. છતાં એ દૈનિક જીવનમાં ખૂબ સીધાંસાદાં રહ્યાં અને સામાન્ય સ્ત્રી જેવાં લાગતાં. આધ્યાત્મિક સાધકોને મંત્રદીક્ષા આપવા ઉપરાંત, એ રામકૃષ્ણ મઠના નવદીક્ષિતોને બ્રહ્મચર્ય અથવા સંન્યાસનો અંતર્ગત અર્થ સમજાવીને આશીર્વાદ આપતાં. આશિષરૂપે એ બ્રહ્મચારીને સફેદ વસ્ત્રો અને સંન્યાસીને ભગવા રંગનાં વસ્ત્રો પણ આપતાં.

## ફરી તીર્થયાત્રા

ઈ.સ. ૧૮૮૮માં માતાજી સ્વામી અદ્વૈતાનંદ સાથે ગયાની યાત્રા કરવા ગયાં. ત્યાં એમણે શ્રી રામકૃષ્ણની માતાની સ્મૃતિમાં શ્રાદ્ધક્રિયાઓ કરી. પછી એ બોધગયા પણ ગયાં. એ જ વર્ષે એમણે પુરીના મહાન મંદિરની મુલાકાત લીધી. કદાચ દિવ્ય ભાવાવેશની ઉત્કટતા થાય અને મૃત્યુ થાય, એ કારણસર શ્રી રામકૃષ્ણ ગયા અને પુરી નહોતા ગયા, તેથી માતાજી આ બન્ને સ્થળોએ ગયાં.

ઈ.સ. ૧૮૯૪માં એમણે બનારસ અને વૃંદાવનની યાત્રા બીજી વાર કરી. ઈ.સ. ૧૯૦૧મા એ ફરી પુરી ગયાં. ઈ.સ. ૧૯૧૦માં એ રસ્તામાં બેહરામપુર થોભીને રામેશ્વર જવા નીકળ્યાં. એ આશરે એક મહિનો મદ્રાસમાં રહ્યાં અને ત્યાં ઘણા લોકોને દીક્ષા આપી. ત્યા આગળ ઘણી શિક્ષિત સ્ત્રીઓને જોઈ એ આનંદ પામ્યાં. રામેશ્વર જતાં રસ્તામાં એ મદુરા ખાતે રોકાયા અને એ શહેરમાં આવેલા મીનાક્ષી મંદિરની મુલાકાત લીધી. રામેશ્વરમાં, સ્વામી વિવેકાનંદના મહાન પ્રશંસક રામનાદના રાજાએ, એ પહેલાં કે પછી ભાગ્યે જ કોઈ યાત્રાળુએ ભોગવી હોય એવી ખાસ સુવિધાઓ, પૂજા માટે એમને કરી આપી. રામેશ્વરથી એ બેંગલુર ગયાં. કલકત્તા પાછાં આવતાં, એ રાજમહેન્દ્રીમાં એક દિવસ રોકાયાં અને પવિત્ર ગોદાવરી

---

1 શ્રી શારદાદેવી, માતાજી: રામકૃષ્ણ મઠ, મૈલાપુર, મદ્રાસ.

નદીમાં સ્નાન કર્યું પુરી ખાતે પણ એ બે દિવસ રોકાયા અને ઇ સ. ૧૯૧૧ના એપ્રિલ માસમાં કલકત્તા પહોચ્યાં.

ઇ સ ૧૯૧૨ના નવેબર માસમાં એ ત્રીજી વાર બનારસ ગયા અને આ પવિત્ર શહેરમાં અઢી મહિના રહ્યાં. ત્યાં એમણે શ્રી રામકૃષ્ણના ગુરુ તોતાપુરીના ગુરુબંધુ એ વખતે સો કરતાં પણ વધારે વર્ષના પ્રસિદ્ધ ચમેલીપુરીની મુલાકાત લીધી કલકત્તા પાછા આવતા તારનાથ પણ જઈ આવ્યાં.

## કલકત્તામાં માતાજીનું ઘર

ઇ સ ૧૯૦૯ના મે માસમાં કલકત્તામાં માતાજીના ઘર[1] તરીકે ઓળખાતા ઘરમા રહેવા ગયા. ત્યા રહેતા હતા, ત્યારે શ્રી રામકૃષ્ણની સખ્યાબંધ શિષ્યાઓ[2] એમની સાથે રહેતી હતી. એમાની સૌથી પ્રસિદ્ધ ગોપાલમા, યોગીનમા, લક્ષ્મી દિદિ અને ગૌરીમા હતી. કુમારિકા ગૌરીમાને બાદ કરતા આમાની બધી વિધવાઓ હતી. એ બધા ધ્યાન અને સેવામા પવિત્ર જીવન ગાળતા હતા. શ્રી રામકૃષ્ણના ગૃહસ્થી શિષ્યો જેવા કે બલરામ બોઝ, મહેન્દ્રનાથ ગુપ્ત ('રામકૃષ્ણ કથામૃત'ના લેખક "મ"), અને બીજા કેટલાકની પત્નીઓ માતાજી પાસે મળવા આવતી અને પોતાને ઘેર તેમને લઇ જતી.

## અંતિમ દિવસો

ઇ સ ૧૯૧૮ના જાન્યુઆરી મહિનામા માતાજી જયરામબાટી ગયા અને ત્યાં એક વર્ષ કરતા પણ વધાર રહ્યા ત્યાંના રહેઠાણના છેલ્લા ત્રણ મહિનામાં એમની તબિયત ગભીરપણે કથળી ગઈ ઇ૦ સ૦ ૧૯૧૮ના ડિસેબર મહિનામા આવતી એમની જન્મતિથિના દિવસે એમને 'કાળો જ્વર' આવ્યો અને એ પછી એ તાવ એમને વારવાર હેરાન કરતો. એમની શક્તિ ખૂબ ક્ષીણ થઇ ગઇ હતી. તેથી ઇ સ ૧૯૨૦ના ફેબ્રુઆરીની સત્તાવીસમી તારીખે સ્વામી શારદાનંદે એમને

---

૧ આ રામકૃષ્ણ મઠનુ એક પ્રકાશન કેન્દ્ર છે, અને ઉદ્બોધન કાર્યાલય તરીકે પણ ઓળખાય છે, કારણ કે એક વખત ઉદ્બોધન નામનુ બગાળી દ્વૈમાસિક પણ ત્યા છપાય છે

૨ આ પછીનુ પ્રકરણ જુઓ

કલકત્તા લાવવાની ગોઠવણ કરી અને એ "માત્ર ચામડીથી ઢંકાયેલા હાડપિંજર જેવાં" અને "કાળામેશ" લાગતાં "દયાજનક સ્થિતિ"માં આવ્યાં. પછીના પાંચ મહિનાઓ દરમિયાન, એમની પીડા ચાલુ રહી. ઘણીવાર તાવ ૧૦૩ ડિગ્રી જેટલો થઈ જતો. આ ઉપરાંત એમને આખે શરીરે ઊપડતી ભારે બળતરાથી પણ ત્રાસ થતો હતો.

એમના અવસાનથી એક મહિના પહેલાં, એમણે શ્રી રામકૃષ્ણની છબી પોતાના ઓરડામાંથી જોડેના ઓરડામાં ખસેડાવી, અને પથારી ભોંયતળિયે કરાવી. આવી ખરાબ તબિયતમાં પણ એ જે થોડુંઘણું ખાતાં, તે ઠાકુરને ધરાવીને ખાતાં હતાં. અવસાન અગાઉ થોડા દિવસ પહેલાં, એમણે પોતાનાં લાડકાં રાધુ અને એના બાળકમાંથી મનને ખેંચી લીધું હતું. સ્વામી શારદાનંદ અને બીજાંઓને ત્યારે ખ્યાલ આવ્યો કે હવે માતાજી લાંબું જીવશે નહિ.

એ ઝડપથી લથડતાં હતાં. પાંડુરોગને લીધે પગે સોજો આવ્યો અને એ પથારીમાંથી ઊભાં પણ થઈ શકતાં નહિ. અવસાનના થોડા દિવસ પહેલાં એક સ્ત્રીભક્ત એમને પગે લાગ્યાં અને ડૂસકાં ભરતાં કહ્યું: "માતાજી, અમારું બધાંનું પછી શું થશે?" માતાજીએ એમને સાવ ધીમા, લગભગ ન સંભળાય એવા અવાજે આશ્વાસન આપતાં કહ્યું: "શા માટે તમે ગભરાઓ છો? તમે ઠાકુરને જોયા છે." સહેજ રહીને એમણે ઉમેર્યું, "પણ હું તમને એક વાત કહું. જો મનની શાંતિ ચાહતા હો તો, બેટા, કોઈના દોષ જુઓ નહિ. દોષ જોવા હોય તો પોતાના જુઓ. જગતને પોતાનું કરતાં શીખો. કોઈ પારકું નથી, બાબા, જગત તમારું જ છે!" કદાચ આમાં જ એમનો જગતને માટેનો છેલ્લો સંદેશ સમાયેલો છે.

છેલ્લા ત્રણ દિવસ એ સાવ શાંત હતાં અને કોઈની સાથે વાત કરતાં નહિ. એક વખત એમણે સ્વામી શારદાનંદને બોલાવ્યા અને કહ્યું, "શરદ, હું જાઉં છું — યોગીન, ગોલાપ અને બાકીનાં અહીં છે; એમની સંભાળ રાખજે."

ઈ. સ. ૧૯૨૦ના જુલાઈની વીસમી તારીખે, અંતિમ સમાધિ પછી, સવારે ૧૦-૩૦ મિનિટે એમણે દેહત્યાગ કર્યો. એમના શબને બેલૂર મઠમાં લાવીને ત્યાં અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો. એ વખતે હજારો લોકો, શ્રી રામકૃષ્ણના ભક્તો તેમ જ શિષ્યો હાજર હતા.

## એમની આધ્યાત્મિક મહત્તા

માતાજીની સરળ આડંબરરહિત જિંદગી એટલી તો ગહન છે કે એની અસાધારણતાની જલદી કદર થતી નથી. સમયની દૃષ્ટિએ આપણી બહુ નજીક એ જીવી ગયાં: એમના વિશેનો વૃત્તાન્ત પ્રાચીન સમયના પુરાણા ઋષિમુનિઓનાં નામો આસપાસ વીંટળાઈ વળેલી લોકવાયકા અને પરંપરાનું પરિણામ નથી. માતાજીની જેમ પતિની સાથે રહેનારી અને એમના જેવું જીવન જીવનારી કોઈ સ્ત્રીને દુનિયાએ હજી જોઈ નથી. માતાજી ઈશ્વરના સતત સાહચર્યમાં હતાં, પણ પોતાની આધ્યાત્મિક મહત્તાનું એમણે એવું સંપૂર્ણ સગોપન કર્યું હતું કે એ સાધારણ સ્ત્રી જેવાં લાગતાં હતાં. એમનો આત્મા એટલો બધો સાત્ત્વિક, ઉદાત્ત અને પરિપૂર્ણ હતો કે એમની આધ્યાત્મિક શકિત અને મહત્તા ચહેરા પર ભાગ્યે જ દેખાઈ આવતી. શ્રી રામકૃષ્ણ અને એમના શિષ્યોએ એમને માતાજી તરીકે ઓળખાતી આદ્યશકિત સાથે એક માનેલાં. રામકૃષ્ણે એકવાર કહ્યું, "જો ટકોરખાનામાં રહેતી વ્યકિત (માતાજી) કોઈના ઉપર અમુક કારણસર ગુસ્સે થાય તો, એને બચાવવાનું મારું ગજું નથી." એમનામાં ભારતીય સ્ત્રીત્વ પોતાના અણીશુદ્ધ ભારતીય આદર્શને સિદ્ધ કરે છે, બલકે એને પણ વટાવી, વિશ્વવ્યાપી મહત્ત્વ ધારણ કરે છે.[૧] શારદાદેવી નહોતાં પત્ની કે નહોતાં માતા; છતા એ બીજા અને ઉચ્ચતર અર્થમાં માતા હતાં: જ્યારે આપણે એમનો વિચાર કરીએ છીએ, ત્યારે આપણે ઈશ્વરને માતાજી તરીકે વિચારીએ છીએ; માતાજી અને ઈશ્વર અવિયોજ્ય છે.

### એમના ઉપદેશો

માતાજીનું જીવનચરિત્ર વાંચતી વખતે કોઈને પણ પ્રતીતિ થયા વગર ન રહે કે એમના હૃદયમાં ઈશ્વર વસતા હતા. એમના ઉપદેશો નથી કોઈ વિદ્વાનના કે નથી કોઈ પંડિતના, પણ ઉદ્ધારકના સાક્ષાત્કારો છે. સ્વાનુભૂતિના પરિણામરૂપ આ ઉપદેશો જગતના મહાન ઉપદેશકોના ઉપદેશની જેમ અપ્રતિકાર્ય શકિત ધરાવે છે. જેમજેમ આપણે આ ઉપદેશોનું વાચન અને મનન કરીએ છીએ, તેમતેમ હૃદય વિશુદ્ધતર બને છે, અને આપણને ઉત્તરોત્તર વધતી જતી શાંતિનો અનુભવ થાય છે.

---

૧ "ભારતની મહાન સ્ત્રીઓ" (અદ્વૈત આશ્રમ, કલકત્તા): ડૉ. સર એસ. રાધાકૃષ્ણનની પ્રસ્તાવનામાં.

વાચકને એના આત્માના સૌંદર્યની ઝાંખી કરાવતા એમના ચુનંદા ઉપદેશો નીચે આપવામાં આવ્યા છે:

## અધ્યાત્મસાધના

૧ તમે જો ભગવાનની પ્રાર્થના નહિ કરો તો તેને શું પડી છે? એ કેવળ તમારું કમભાગ્ય છે.

૨ ઈશ્વરને ભજવા માટેનો શ્રેષ્ઠ સમય સવાર અને સાંજનો સંધિકાળ છે. એ વખતે મન શુદ્ધ હોય છે.

૩ મંત્ર દ્વારા દેહશુદ્ધિ થાય છે. ઈશ્વરનું નામસ્મરણ કરવાથી મનુષ્ય પવિત્ર બને છે; માટે હંમેશાં ભગવાનના નામનો જપ કરો.

૪ ધ્યાન ધરો. ધ્યાન કરતાં કરતાં મન એવું શાન્ત અને સ્થિર થઈ જશે કે પછી તમને ધ્યાન છોડવાનું મન નહિ થાય.

૫ પૂર્વજન્મના ફળ ભોગવવામાંથી કોઈ છૂટી શકતું નથી, પણ માણસ જો પ્રાર્થનામય જીવન જીવે તો, જ્યાં તીક્ષ્ણ છરી વાગવાની હોય, ત્યાં પગમાં વાગેલા કાંટાથી જ પતે.

૬ અવશ્ય તમારે કર્મો તો કરવાં જ જોઈએ. કામ મનને અવળી દિશામાં જતું અટકાવે છે. એ ઉપરાંત પ્રાર્થના અને ધ્યાન પણ જરૂરી છે. વધારે નહિ તો તમારે સવારે એકવાર અને સાંજે એકવાર ધ્યાનમા બેસવું જોઈએ. એ નાવના સુકાન જેવું છે. સાંજે માણસ ધ્યાનમાં બેસે છે, ત્યારે દિવસ દરમિયાન કરેલા કાર્યની દૃષ્ટિએ આત્મપરીક્ષા થાય છે.

૭ સામાન્ય માનુષીપ્રેમ દુ:ખમાં પરિણમે છે, ઈશ્વર માટેનો પ્રેમ ધન્યતા લાવે છે.

૮ મોટે ભાગે લોકો જિંદગીમાં ખૂબ આઘાતો અનુભવ્યા પછી ભગવાનનું નામ લે છે. પણ જે બાલ્યવયથી જ ભગવાનને ચરણે પુષ્પસમું મન ધરી શકે છે એ ખરેખર ધન્ય છે.

૯ અપરિણીત મનુષ્ય ઈશ્વરને ભજે કે ન ભજે, પણ અર્ધો સ્વતંત્ર છે. જ્યારે એ ભગવાન તરફ સહેજે આકર્ષાય છે, ત્યારે કૂદકે ને ભૂસકે એમની તરફ આગળ વધે છે.

૧૦ તમે પ્રાણાયામનો અભ્યાસ થોડીક ક્ષણો માટે કરી શકો, બાકી નહિ. નહિ તો માથું ગરમ થઈ જશે. જો મન પોતાની મેળે જ સ્થિર રહેતું હોય, તો પછી

પ્રાણાયામના અભ્યાસની શી જરૂર છે? પ્રાણાયામ અને આસનોના અભ્યાસથી ઘણીવાર તાન્ત્રિક સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે, આ સિદ્ધિઓ માણસને આડે માર્ગે દોરે છે.

૧૧ જ્યારે જ્યારે ખાવું, ત્યારે ત્યારે તે ભગવાનને નૈવેદ્યરૂપે ધરીને પ્રસાદ તરીકે ખાવું. અપ્રસાદી અન્ન ખાવું નહિ. જેવુ અન્ન એવું તમારું લોહી. શુદ્ધ ખોરાક તમારુ લોહી, મન અને શક્તિને શુદ્ધ કરે છે, અને શુદ્ધ મન પ્રેમભક્તિ સંપાદન કરે છે.

૧૨ માનવજીવનનું ધ્યેય ભગવાનનો સાક્ષાત્કાર કરવો અને હમેશાં તેના વિચારમાં મગ્ન રહેવુ એ છે

૧૩ બધાનો આધાર મન છે. ચિત્તશુદ્ધિ વિના કશું સધાતું નથી. કહેવાય છે કે, "સાધક ઉપર ભલે ગુરુની, ભગવાનની અને વૈષ્ણવોની કૃપા થઈ હોય, પણ 'એ'ની કૃપા વિના એ દુઃખમાં આવી પડે છે. આ 'એ', એ મન છે. સાધકનું મન એના પોતાના તરફ કૃપાળુ હોવુ જોઈએ.

૧૪ ઈશ્વરના સાક્ષાત્કારથી માણસ શું મેળવે છે? શું એને બે શિંગડાં ઊગે છે? ના, મન વિશુદ્ધ બને છે, અને મન શુદ્ધ થાય એટલે જ્ઞાન અને ચૈતન્યનો ઉદય થાય.

૧૫ મન પોતે જ સર્વસ્વ છે. માણસની શુદ્ધિ—અશુદ્ધિ એના મનમાં રહેલી છે. બીજાના દોષ જોવા જતાં, સૌપ્રથમ માણસનુ પોતાનું જ મન દૂષિત થઈ જાય છે.

૧૬ જેવી રીતે વટોળથી મેઘ વિખરાઈ જાય, તેમ ભગવાનના નામજપથી વિષય-તૃષ્ણા પણ વિખરાઈ જાય.

૧૭ બહુ પૂછપરછ કરી મનને ગૂંચવશો નહિ. એક વાતને આચરણમાં મૂકવી અઘરી પડતી હોય, ત્યાં બીજી ઘણી વસ્તુઓથી મનને ભરી દેવાથી ગડમથલ ઊભી થાય છે.

## આધ્યાત્મિક જીવનમાં ચેતવણીઓ

૧૮ તમને એક વાત કહું છું. જો મનની શાંતિ ચાહતા હો તો, બેટા, કોઈના દોષ જુઓ નહિ. દોષ જોવા હોય તો પોતાના જુઓ. જગતને પોતાનું કરતાં શીખો. કોઈ પારકું નથી, બાબા, જગત તમારું જ છે. જ્યારે માણસ પારકાના દોષો જુએ છે, ત્યારે એનું મન દૂષિત બને છે.

૧૯ માણસે શબ્દોથી પણ કોઈને આઘાત ન પહોંચાડવો જોઈએ. ખાસ કારણ વગર સત્ય છતાં અપ્રિય વાત ન બોલવી જોઈએ. કર્કશ શબ્દો બોલવાથી માણસનો સ્વભાવ પણ એવો જ થાય છે. વાણી ઉપરનો કાબૂ ગયા પછી, માણસને આંખની શરમ પણ નડતી નથી શ્રી રામકૃષ્ણ ઘણીવાર કહેતા કે, "માણસે લંગડા માણસને એમ ન પૂછવું જોઈએ કે એ લંગડો કેમ થયો?"

૨૦ આ નીરસ ચર્ચાને છોડો, આ ફિલસૂફીની માથાકૂટને છોડો ભગવાનને તર્કથી જાણવા કોઈ શકિતમાન થયું છે ?

૨૧ ધન હમેશા મનને દૂષિત કરે છે. તમને લાગે છે કે તમે ધનથી પર છો અને તમને કદી એનુ આકર્ષણ નહિ થાય. તમે એમ પણ વિચારો કે તમે ધારો એ ક્ષણે તમે એને છોડી શકશો. ના, બાબા, ના. આવો વિચાર તમે કરશો નહિ. એક નાના છિદ્ર વાટે પણ એ તમારા મનમા પ્રવેશશે અને પછી, ખ્યાલ પણ ન આવે એ રીતે તમને ગૂગળાવશે.

૨૨ જ્યા સુધી વાસના છે ત્યા સુધી જન્મમરણ ટળવાનુ નહિ. વાસનાથી જ એક પછી એક દેહ માણસને ધારણ કરવો પડે છે. એક સંદેશ (બંગાળી મીઠાઈ) ખાવાની વાસનાથી પણ માણસનો પુનર્જન્મ થાય છે.

૨૩ આપણે આપણા ગુરુ માટે ભકિત રાખવી જોઈએ ગુરુનો સ્વભાવ ગમે તેવો હોય, પણ સાધકને તો ગુરુ પ્રત્યેના એકનિષ્ઠ પ્રેમથી જ મોક્ષ મળે છે.

૨૪ કોઈ વસ્તુ ગમે તેટલી તુચ્છ હોય, પણ એની સાથે રમત ન કરવી જોઈએ. તમે જેને જેટલો આદર આપશો, એટલો આદર એ તમને પણ આપશે. નાનું-સરખુ કામ પણ માણસે દિલથી કરવુ જોઈએ.

૨૫ માણસ ગમે એટલો આધ્યાત્મિક હોય, પણ એણે છેવટ સુધી શરીરને માડુ આપવુ જોઈએ.

## દિવ્ય કૃપા

૨૬ પ્રશ્ન: માતાજી, મે સાધના અને જપનો આટલો બધો અભ્યાસ કર્યો છે, છતાં મને કંઈ પ્રાપ્ત થયું નથી.

ઉત્તર : ભગવાન કંઈ માછલી કે શાકભાજી નથી કે કિંમત આપીને તમે એને ખરીદી શકો.

૨૭ પ્રશ્નઃ મા, હું તમારી પાસે ઘણીવાર આવું છું, અને ધારું છું કે મને તમારી કૃપા મળી છે. પણ મને એવું લાગતું નથી.

ઉત્તરઃ બેટા, માન કે તું પથારીમાં ઊંઘી ગયો છે, અને કોઈ તારી પથારીની સાથે તને બીજા ઠેકાણે લઈ જાય છે. એ બાબતમાં તું બીજી જગ્યાએ આવ્યો છે. પણ એની ખબર તને જાગતાવેંત પડવાની છે? ના, જ્યારે નહિ. તારું ઘેન પૂરેપૂરું જતું રહે, ત્યારે જ તું નવી જગ્યાએ આવ્યો છે એની ખબર તને પડશે.

૨૮ પ્રશ્નઃ માણસ ભગવાનનું દર્શન કેવી રીતે કરી શકે?

ઉત્તરઃ એમની કૃપા દ્વારા જ. એ માટે ધ્યાન અને જપનો અભ્યાસ કરવો જોઈએ. એનાથી મનની મલિનતા દૂર થાય છે. પછી પૂજા અને એવી બીજી આધ્યાત્મિક સાધનાને માણસે અમલમાં મૂકવી જોઈએ. જેવી રીતે ફૂલને હાથમાં લેવાથી જ એની સુગંધ આપણને મળે છે, અથવા તો પથ્થર પર ઘસવાથી ચંદનની સુગંધ આવે છે, એમ જ નતત ઈશ્વરના ચિંતનથી જ માણસમાં આધ્યાત્મિક જાગૃતિ આવે છે.

૨૯ અંતઃકરણપૂર્વક ઈશ્વરનું નામરટણ કરો, અને પૂરી સચ્ચાઈથી ઠાકુરનો આશરો લો. આજુબાજુની વસ્તુઓ તરફના તમારા મનના પ્રત્યાઘાતો જાણવાની ભાંજગડમાં પડશો નહિ તમે આધ્યાત્મિક માર્ગમાં પ્રગતિ કરો છો કે નહિ એની ગણતરી કરવામાં કે ચિંતા કરવામાં વખત બગાડશો નહિ. પોતે જ પોતાની પ્રગતિ માટે અંદાજ બાંધવો એ અહંકાર છે. તમારા ગુરુ અને ઇષ્ટદેવની કૃપામાં વિશ્વાસ રાખો.

૩૦ સેંકડો વાર માગણી કર્યા છતાં પણ કોઈને બાળક એક વસ્તુ ન આપે, જ્યારે બીજાને પ્રથમ માગણીએ જ એ આપી દે. એ જ રીતે ભગવાનની કૃપાને કશાનું બંધન નથી.

## શ્રી રામકૃષ્ણ વિશે

૩૧ ઠાકુર કેટલા સત્યનિષ્ઠ હતા! એ કહેતા કે કળિયુગમાં સત્ય એ જ તપશ્ચર્યા છે—સત્યને વળગી રહેવાથી જ માણસ ભગવાનને મેળવે છે.

૩૨ જગતને ઈશ્વરનો માતૃભાવ દેખાડવા માટે જ રામકૃષ્ણ મને પાછળ મૂકી ગયા.

૩૩ જો તમે એમની છબી સમક્ષ સતત પ્રાર્થના કરો, તો એ છબી દ્વારા તમારી સમક્ષ પ્રગટ થાય છે. એ છબી જ્યાં રાખવામાં આવી છે, એ જગ્યા મંદિર બને છે.

## આશા

૩૪ માણસ ભગવાનનો આશરો લે છે તો વિધિલેખ પણ મિથ્યા થાય છે. આવા માણસ વિશે લખેલા લેખ વિધાતા સ્વહસ્તે ભૂંસી નાખે છે.[૧]

---

૧ આ પ્રકરણમાં આપેલો માતાજી, શ્રી શારદાદેવીના જીવન અને ઉપદેશોનો સંક્ષિપ્ત અહેવાલ, કલકત્તાના ઉદ્‌બોધન કાર્યાલય તરફથી બંગાળીમાં આ વિષય પર છપાયેલાં પુસ્તકો ઉપર અને રામકૃષ્ણ મઠ, મદ્રાસ દ્વારા અંગ્રેજીમાં પ્રકાશિત થયેલા "માતાજી, શ્રી શારદાદેવી" ઉપર આધારિત છે.

પ્રકરણ ચૌદમું

# શ્રી રામકૃષ્ણના જીવનમાં આવેલી કેટલીક પવિત્ર સ્ત્રીઓ

મહાન ઉપદેશકનું જીવન હજારો લોકોને પ્રેરણાદાયી નીવડે છે ભક્તિનું મોજું આવે છે, અને આગળ વધે છે, ત્યારે નદીઓ અને ઝરણાઓ, જળાશયો અને તળાવો, પુકુરો અને પોલાણવાળા ભાગો, બધુ જ પોતાની ગુંજાશ અનુસાર પાણીથી ભરાઈ જાય છે અવતારી પુરુષના સંપર્કમા આવનારા સ્ત્રીપુરુષો એની પાસેથી આધ્યાત્મિક પ્રેરણા મેળવે છે અને સંપૂર્ણ ભક્તિભાવના અને શ્રદ્ધાથી એમને પગલે પગલે ચાલનારા વિરલ માણસો સંત બને છે

સ્વાભાવિક રીતે જ, શ્રી રામકૃષ્ણે, જેમાના કેટલાક સાધુ બન્યા અને બાકીના ગૃહસ્થ હતા એવા ઘણા પુરુષોને જ નહિ, પણ સ્ત્રીઓને ય પ્રેરણા આપી હતી આમાંની કેટલીક સ્ત્રીઓએ સાધ્વી તરીકે પવિત્ર જીવન ગાળ્યું અને બાકીની સ્ત્રીઓ ભક્તિપરાયણ ગૃહિણી તરીકે જીવા

એમના સંપર્કમા આવેલી મહાન સ્ત્રીઓમાની એક એમના કરતા ઉંમરમા મોટી હતી અને એમના ગુરુઓમાની એક હતી. બીજી સ્ત્રી એક આધ્યાત્મિક મહિલા હતી, જેને બાલ-ગોપાલના દર્શનનો અદ્‌ભુત અનુભવ હતો એમની ભત્રીજી એમની શિષ્યા બની અને બાકીની શિષ્યાઓ પવિત્ર માતા શ્રી શારદાદેવીના આદર્શોને વરેલી અને એમની ભત્રીજીની માફક એમની સાથે સંકળાયેલી ગૃહસ્થી સ્ત્રીઓ અથવા સાધ્વીઓ હતી

## યોગેશ્વરી ભૈરવી બ્રાહ્મણી

શ્રી રામકૃષ્ણની ગુરુ બનેલી સ્ત્રી યોગેશ્વરી ભૈરવી બ્રાહ્મણીના નામથી ઓળખાતી હતી. યોગમા પારંગત હોવાને કારણે, એ વૈષ્ણવ અને તાન્ત્રિક સાધના પણ કરતી હતી એ લગભગ ઈ સની ઓગણીસમી સદીના બીજા દસકામાં જન્મી હશે, કારણ કે, ઈ સ. ૧૮૬૧મા જ્યારે એ રામકૃષ્ણને મળી, ત્યારે એની ઉંમર લગભગ પિસ્તાળીશ વર્ષની હતી એ વખતે શ્રી રામકૃષ્ણ લગભગ પચ્ચીસ વરસના હતા બંગાળના જેસોર જિલ્લા રહેતા એનાં માતાપિતા બ્રાહ્મણ હતા એ આજીવન કુમારિકા હતી અને યોગસાધનાને પરિણામે અદ્‌ભુત યૌગિક સિદ્ધિઓ મેળવી હતી.

ઈ. સ. ૧૮૬૧માં, એના પરિભ્રમણ દરમિયાન, ભૈરવી બ્રાહ્મણી દક્ષિણેશ્વરમાં આવી. રામકૃષ્ણને જોતાંવેંત એની આંખો આનંદાશ્રુથી છલકાઈ ઊઠી અને એણે એમને ગદ્ગદ્ કંઠે કહ્યું, "બેટા, તું અહીં છે! તું ગંગાતટ પર ક્યાંક હોઈશ એવું જાણીને હું તારી શોધમાં અત્યાર સુધી હતી અને હવે હું તને નજરે જોઉં છું." બાળક જેમ માતા તરફ ખેંચાય, તેમ એના તરફ ખેંચાઈને રામકૃષ્ણે પૂછ્યું, "મા! મારી ખબર તમને કેમ કરીને પડી?" પછી એણે જવાબ આપ્યો, "જગદંબાની કૃપાથી તમને ત્રણેને મળવાનું મારા ભાગ્યમાં લખાયું છે એવી મને ખબર પડી. એમાંના બેને–ચન્દ્ર અને ગિરિજાને–હું પૂર્વ બંગાળમાં મળી ચૂકી છું અને આજે તને અહીં મળું છું."

એ દિવસોમાં શ્રી રામકૃષ્ણ ઉગ્ર આધ્યાત્મિક સાધના આચરતા હતા અને એમને વિવિધ પ્રકારના દુર્લભ અનુભવો થતા હતા. એ ભૈરવી બ્રાહ્મણીની બાજુમાં બેઠા, અને બાળકની જેમ હૃદય ખોલીને એની પાસે પોતાનાં આધ્યાત્મિક દર્શનો અને સાક્ષાત્કારો કહી બતાવ્યાં. ધ્યાનના સમયે ચેતનાનું થતું વિગલન, આધ્યાત્મિક સાધનાના દિવસો દરમિયાન પોતાને આખે શરીરે ઊપડતો દાહ, નિદ્રાનો અભાવ અને પોતાની તદ્દન પારલૌકિકતા– આ બધું કહી બતાવ્યું. અને પછી એને વારંવાર પૂછવા લાગ્યા કે, "આ બધાનો શો અર્થ હશે એનો આપ ખુલાસો કરશો? લોકો કહે છે કે હું પાગલ છું. તમને લાગે છે હું પાગલ છું?" પોતાના અદ્ભુત અનુભવોને વર્ણવતા એમના આ આતુર શબ્દોને સાંભળતાં, એ આવા અનુભવો મેળવવા સદ્ભાગી નીવડયા હતા એ વિચારતાં, બ્રાહ્મણી આનંદતરબોળ થઈ ગઈ. એણે કહ્યું: "બેટા! તને કોણ ગાંડો કહે છે? ઓગણીસ બાહ્ય લક્ષણો, જેવાં કે અશ્રુ-પાત, શરીર-કંપન, રોમાંચ, પ્રસ્વેદ વગેરે સહિતની દુર્લભ અને ધન્ય આધ્યાત્મિક દશા કે જે મહાભાવ તરીકે ઓળખાય છે તે તેં પ્રાપ્ત કરી છે. આવી દશાનો અનુભવ જેમણે કર્યો નથી એ ભાગ્યે જ એને સમજી શકે, અને એટલે જ સંસારના લોકો તને ગાંડો કહે છે." એણે એમ પણ કહ્યું કે, "શ્રી રાધા અને ગૌરાંગે પણ આ જ દશા અનુભવી હતી." આ શબ્દોથી રામકૃષ્ણને મોટો દિલાસો મળ્યો.

એ સાંજે, રસોઈ કર્યા પછી, બ્રાહ્મણીએ જેમની મૂર્તિ એ હમેશાં ગળામાં પહેરી રાખતી હતી એ પોતાના ઇષ્ટદેવ રઘુવીરને નૈવેદ્ય ધર્યું. એની ધ્યાનાવસ્થામાં એને એક ગૂઢ દૃશ્ય દેખાયું. એ જ અરસામાં રામકૃષ્ણને પંચવટી આવવાની અદમ્ય પ્રેરણા થઈ આવી, અને ઉચ્ચ આધ્યાત્મિક દશામાં એ ત્યાં આવ્યા.

અચેત દશામાં એ મૂર્તિને ધરાવેલું નૈવેદ્ય જમવા લાગ્યા. જ્યારે બ્રાહ્મણી ભાનમાં આવી અને આંખો ઉઘાડી, ત્યારે રામકૃષ્ણને નૈવેદ્ય આરોગતા જોઈ એને રોમાંચ થઈ આવ્યો. પોતે જે દૃશ્ય જોયું હતું, તે જ પોતાની આંખો સમક્ષ ભજવાઈ રહેલું જોઈ, એને ખૂબ આનંદ થયો. રામકૃષ્ણ એ વખતે જાણે કે પોતાના જીવાત્માને આધીન ન હતા અને જ્યારે એમણે ખાવાનું પૂરું કર્યું, ત્યારે એની માફી માગતાં કહ્યું: "અર્ધચેતન અવસ્થામાં આવી વસ્તુઓ મારાથી કેમ થાય છે, એની મને ખબર નથી." બ્રાહ્મણીએ જવાબ આપ્યો: "બેટા, તેં બહુ સારું કર્યું છે. એ કરનાર તું નથી, તારામાં જે વસી રહ્યો છે, એ છે. એ કોણે કર્યું અને શાથી કર્યું એ હું મારા ધ્યાનમાં સ્પષ્ટ જોઈ શકી છું. હવે મારે નિત્યનૈમિત્તિક પાઠપૂજા કરવાપણું રહ્યું નથી; કેમકે મારી પાઠપૂજા હવે ફળી છે." પછી જે પ્રસાદ બાકી રહ્યો હતો એ પોતે જમી અને જે મૂર્તિની પોતે દત્તચિત્તે પૂજા કરી હતી, એ રઘુવીરની મૂર્તિને ગંગાજીમાં પધરાવી દીધી, કારણ કે રામકૃષ્ણમાં રઘુવીરે દેહધારણા કરી હતી એવી એને પ્રતીતિ થઈ ગઈ હતી.

બ્રાહ્મણીને હવે ચોક્કસ ખાતરી થઈ ગઈ હતી કે એમના અદ્ભુત અનુભવો એમનાં ઉત્કટ ઈશ્વરપ્રેમ અને સફળ આધ્યાત્મિક સાધનાના પરિણામરૂપ હતા. શ્રી ચૈતન્ય અને શ્રી રામકૃષ્ણના અનુભવોમાં એને સામ્ય જણાયું હતું. વળી સિહોર જતાં, શ્રી રામકૃષ્ણને પોતાના શરીરમાંથી બે તેજસ્વી બટુઓનું પ્રાગટ્ય થવાનો અનુભવ થયો; જેને બ્રાહ્મણીએ ચૈતન્ય અને એમના સાથી નિત્યાનંદ તરીકે ઓળખ્યા. આખે શરીર થતી ભારે બળતરાને એ પવિત્ર મહિલાએ એક સાદા ઇલાજથી મટાડી. એકવાર રામકૃષ્ણને એવી સખત ભૂખ લાગી કે ગમે તેટલું ખાય તો પણ સંતોષ થાય જ નહિ. બ્રાહ્મણી જાણતી હતી કે આધ્યાત્મિકતામાંથી આગળ વધેલાઓને આવી વિશિષ્ટ સ્થિતિઓમાંથી પસાર થવું પડે છે. અને એણે એવો ઇલાજ બતાવ્યો કે જેનાથી એ ત્રણ દિવસમાં સાજા થઈ ગયા અને ફરીથી સ્વસ્થ બન્યા.

બ્રાહ્મણીએ મુખ્ય ચોસઠ તંત્રોમાં આપવામાં આવેલી વિવિધ સાધનાઓ એમને શિખવાડી. એમણે પછી કહ્યું: "જગદંબાની અપાર કૃપાને લીધે જ હું આ અગ્નિ સમાન કસોટીઓમાંથી હેમખેમ પસાર થઈ શક્યો. એમાંની કેટલીક એવી ભયંકર હતી કે કોઈ પણ સાધક પથભ્રષ્ટ થઈ બેસે."

શ્રી રામકૃષ્ણમાં અવતારનાં લક્ષણ જોનાર સૌપ્રથમ બ્રાહ્મણી હતી. એથી, એણે હિંમતથી પોતાની માન્યતા બધાને જણાવી. દક્ષિણેશ્વરના મંદિરની વહીવટકર્તાના

જમાઈ મથુરનાથ બિશ્વાસે, પોતાની વિદ્વત્તા અને આધ્યાત્મિકતા માટે ખૂબ આદરપાત્ર બનેલા વૈષ્ણવચરણ, પંડિત ગૌરીકાન્ત તર્કાલંકાર અને બીજાઓને આમંત્ર્યા, જેથી એ આ બાબતની ચર્ચા એમની સાથે કરી શકે.

પંડિત ગૌરીકાન્તે રામકૃષ્ણની હાજરીમાં ભારપૂર્વક કહ્યું, "મને ચોક્કસ ખાતરી છે કે, તમે એ અનંત આધ્યાત્મિક શક્તિનો ભંડાર છો, જેનો અંશમાત્ર વખતોવખત અવતારરૂપે દુનિયામાં પ્રગટ થાય છે. મારા હૃદયથી આ મને સાચું લાગે છે, અને ઘણો મારી તરફેણમાં છે. આ બાબતમાં જે મને પડકાર આપે તેને આ વાત સાબિત કરી આપવા હું તૈયાર છું."

ભૈરવી બ્રાહ્મણીએ એના અંતિમ દિવસો ધ્યાન અને બીજી આધ્યાત્મિક સાધનામાં ગાળ્યા. જ્યારે રામકૃષ્ણ બનારસની યાત્રાએ ગયા હતા, ત્યારે એ એને ત્યાં મળ્યા અને શેષ જીવન વૃન્દાવનમાં ગાળવા સલાહ આપી. એ સલાહ પ્રમાણે એમની સાથે એ તીર્થધામમાં ગઈ અને થોડા વખત પછી અવસાન પામી.

## અઘોરમણિદેવી

### (ગોપાલની મા તરીકે જાણીતી)

અઘોરમણિદેવી દુર્લભ આધ્યાત્મિક અનુભવોથી ધન્ય બનેલ એક ગહન યોગિની હતી. એના જીવનનો અને આધ્યાત્મિક સિદ્ધિઓનો વૃત્તાંત વાંચીને આપણા રોમાંચ ખડા થાય છે.

ઈ. સ. ૧૮૨૨માં કામારહાટીમાં બ્રાહ્મણ માતાપિતાને ત્યાં એનો જન્મ થયો હતો. એના પિતા ભટ્ટાચાર્યે નવ વર્ષની વયે એનું લગ્ન ચોવીસ પરગણા જિલ્લામાં આવેલા બોદરા નજીકના પાઈઘાટી નામના ગામડાના એક સાધારણ સ્થિતિના યુવાન સાથે કર્યું હતું, પણ કમભાગ્યે લગ્ન પછી તરત જ એ વિધવા થઈ. લગ્નજીવન શું છે તે જાણવા માટે ત્યારે તે બહુ નાની હતી. સસરાને ત્યાં થોડોક વખત રહ્યા પછી, એ પિતાને ત્યાં પાછી આવી. એના મોટા ભાઈ નીલમાધવ ભટ્ટાચાર્ય આ ગામના રાધામાધવના મંદિરના પૂજારી હતા. અઘોરમણિદેવી બગીચા અને ઉપવનવાળા આ મંદિર તરફ ધીમેધીમે આકર્ષાઈ. ત્યાં આ મંદિર બંધાવનાર ભક્ત ગોવિન્દચન્દ્ર દત્તની વિધવા રહેતી હતી. થોડા સમયમાં જ અઘોરમણિ એની સાથે પરિચિત થઈ ગઈ અને કાયમ માટે મંદિરના બગીચામાં

અચેત દશામાં એ મૂર્તિને ધરાવેલું નૈવેદ્ય જમવા લાગ્યા જ્યારે બ્રાહ્મણી ભાનમાં આવી અને આંખો ઉઘાડી, ત્યારે રામકૃષ્ણને નૈવેદ્ય આરોગતા જોઈ એને રોમાંચ થઈ આવ્યો પોતે જે દૃશ્ય જોયું હતું, તે જ પોતાની આંખો સમક્ષ ભજવાઈ રહ્યું જોઈ, એને ખૂબ આનંદ થયો રામકૃષ્ણ એ વખતે જાણે કે પોતાના જીવાત્માને આધીન ન હતા અને જ્યારે એમણે ખાવાનું પૂરું કર્યું, ત્યારે એની માફી માગતા કહ્યું "અર્ધચેતન અવસ્થામાં આવી વસ્તુઓ મારાથી કેમ થાય છે, એની મને ખબર નથી" બ્રાહ્મણીએ જવાબ આપ્યો "બેટા, તે બહુ સારું કર્યું છે એ કરનાર તું નથી, તારામાં જે વસી રહ્યો છે, એ છે એ એણે કર્યું અને શાથી કર્યું એ હું મારા ધ્યાનમાં સ્પષ્ટ જોઈ શકી છું હવે મારે નિત્યનૈમિત્તિક પાઠપૂજા કરવાપણું રહ્યું નથી, કેમકે મારી પાઠપૂજા હવે ફળી છે" પછી જે પ્રસાદ બાકી રહ્યો હતો એ પોતે જમી અને જે મૂર્તિની પોતે દત્તચિત્તે પૂજા કરી હતી, એ રઘુવીરની મૂર્તિને ગંગાજીમાં પધરાવી દીધી, કારણ કે રામકૃષ્ણમાં રઘુવીરે દેહધારણા કરી હતી એવી એને પ્રતીતિ થઈ ગઈ હતી

બ્રાહ્મણીને હવે ચોક્કસ ખાતરી થઈ ગઈ હતી કે એમના અદ્ભુત અનુભવો એમના ઉત્કટ ઈશ્વરપ્રેમ અને સફળ આધ્યાત્મિક સાધનાના પરિણામરૂપ હતા શ્રી ચૈતન્ય અને શ્રી રામકૃષ્ણના અનુભવોમાં એને સામ્ય જણાયું હતું વળી સિહોર જતા, શ્રી રામકૃષ્ણને પોતાના શરીરમાંથી બે તેજસ્વી બટુઓનું પ્રાગટ્ય થવાનો અનુભવ થયો, જેને બ્રાહ્મણીએ ચૈતન્ય અને એમના સાથી નિત્યાનંદ તરીકે ઓળખ્યા આખે શરીર થતી ભારે બળતરાને એ પવિત્ર મહિલાએ એક સાદા ઇલાજથી મટાડી. એકવાર રામકૃષ્ણને એવી સખત ભૂખ લાગી કે ગમે તેટલું ખાય તો પણ સંતોષ થાય જ નહિ બ્રાહ્મણી જાણતી હતી કે આધ્યાત્મિકતામાંથી આગળ વધેલાઓને આવી વિશિષ્ટ સ્થિતિઓમાંથી પસાર થવું પડે છે અને એણે એવો ઇલાજ બતાવ્યો કે જેનાથી એ ત્રણ દિવસમાં સાજા થઈ ગયા અને ફરીથી સ્વસ્થ બન્યા

બ્રાહ્મણીએ મુખ્ય ચોસઠ તંત્રોમાં આપવામાં આવેલી વિવિધ સાધનાઓ એમને શિખવાડી એમણે પછી કહ્યું "જગદંબાની અપાર કૃપાને લીધે જ હું આ અગ્નિ સમાન કસોટીઓમાંથી હેમખેમ પસાર થઈ શક્યો એમાંની કેટલીક એવી ભયંકર હતી કે કોઈ પણ સાધક પથભ્રષ્ટ થઈ બેસે."

શ્રી રામકૃષ્ણમાં અવતારના લક્ષણ જોનાર સૌપ્રથમ બ્રાહ્મણી હતી એથી, એણે હિંમતથી પોતાની માન્યતા બધાને જણાવી. દક્ષિણેશ્વરના મંદિરની વહીવટકર્તાના

જમાઈ મથુરનાથ બિશ્વાસે, પોતાની વિદ્વત્તા અને આધ્યાત્મિકતા માટે ખૂબ આદરપાત્ર બનેલા વૈષ્ણવચરણ, પંડિત ગૌરીકાન્ત તર્કાલંકાર અને બીજાઓને આમંત્ર્યા, જેથી એ આ બાબતની ચર્ચા એમની સાથે કરી શકે.

પંડિત ગૌરીકાન્તે રામકૃષ્ણની હાજરીમાં ભારપૂર્વક કહ્યું, "મને ચોક્કસ ખાતરી છે કે, તમે એ અનંત આધ્યાત્મિક શક્તિનો ભંડાર છો, જેનો અંશમાત્ર વખતોવખત અવતારરૂપે દુનિયામાં પ્રગટ થાય છે. મારા હૃદયથી આ મને સાચું લાગે છે, અને શાસ્ત્રો મારી તરફેણમાં છે. આ બાબતમાં જે મને પડકાર આપે તેને આ વાત સાબિત કરી આપવા હું તૈયાર છું."

ભૈરવી બ્રાહ્મણીએ એના અંતિમ દિવસો ધ્યાન અને બીજી આધ્યાત્મિક સાધનામાં ગાળ્યા. જ્યારે રામકૃષ્ણ બનારસની યાત્રાએ ગયા હતા, ત્યારે એ એને ત્યાં મળ્યા અને શેષ જીવન વૃન્દાવનમાં ગાળવા સલાહ આપી. એ સલાહ પ્રમાણે એમની સાથે એ તીર્થધામમાં ગઈ અને થોડા વખત પછી અવસાન પામી.

## અઘોરમણિદેવી

### (ગોપાલની મા તરીકે જાણીતી)

અઘોરમણિદેવી દુર્લભ આધ્યાત્મિક અનુભવોથી ધન્ય બનેલ એક ગહન યોગિની હતી. એના જીવનનો અને આધ્યાત્મિક સિદ્ધિઓનો વૃત્તાંત વાંચીને આપણા રોમાંચ ખડા થાય છે.

ઈ. સ. ૧૮૨૨માં કામારહાટીમાં બ્રાહ્મણ માતા-પિતાને ત્યાં એનો જન્મ થયો હતો. એના પિતા ભટ્ટાચાર્યે નવ વર્ષની વયે એનું લગ્ન ચોવીસ પરગણા જિલ્લામાં આવેલા બોદરા નજીકના પાઈઘાટી નામના ગામડાના એક સાધારણ સ્થિતિના યુવાન સાથે કર્યું હતું, પણ કમભાગ્યે લગ્ન પછી તરત જ એ વિધવા થઈ. લગ્નજીવન શું છે તે જાણવા માટે ત્યારે તે બહુ નાની હતી. સસરાને ત્યાં થોડોક વખત રહ્યા પછી, એ પિતાને ત્યાં પાછી આવી. એના મોટા ભાઈ નીલમાધવ ભટ્ટાચાર્ય આ ગામના રાધામાધવના મંદિરના પૂજારી હતા. અઘોરમણિદેવી બગીચા અને ઉપવનવાળા આ મંદિર તરફ ધીમેધીમે આકર્ષાઈ. ત્યાં આ મંદિર બંધાવનાર ભક્ત ગોવિન્દચન્દ્ર દત્તની વિધવા રહેતી હતી. થોડા સમયમાં જ અઘોરમણિ એની સાથે પરિચિત થઈ ગઈ અને કાયમ માટે મંદિરના બગીચામાં

રહેવા લાગી. ગંગાના કિનારે આવેલા બગીચામાં એને રહેવા માટે એક નાનું ઘર બનાવી આપ્યું. અહીં એની ભક્તિ અને આધ્યાત્મિકતા વધ્યાં.

એણે એક વૈષ્ણવ ગુરુ પાસેથી દીક્ષા લીધી. બાલકૃષ્ણ જ એના જીવનનો આદર્શ હતા, એના હૃદયની ભક્તિનું લક્ષ્ય હતા. એની આ ઓરડીમાં એણે ત્રીસ વર્ષો માળા ફેરવવામાં અને ધ્યાન ધરવા જેવી ભક્તિમય સાધનામાં પસાર કર્યાં. એની આ સાધના એટલી ઉત્કટ હતી કે છેવટે એને દિવ્ય શિશુના રૂપમાં ભગવાનનો સાક્ષાત્કાર થયો.

ઈ. સ. ૧૮૮૪માં ગોવિંદ દત્તની વિધવા સાથે એ દક્ષિણેશ્વર ગઈ અને રામકૃષ્ણને પ્રથમ વાર મળી. એમણે એમનો ખૂબ પ્રેમથી સત્કાર કર્યો અને ફરી આવવા આમંત્રણ આપ્યું. એમની પહેલી વારની મુલાકાતથી અઘોરમણિ રામકૃષ્ણ પ્રત્યે ખૂબ આકર્ષાઈ હતી. એ ફરી દક્ષિણેશ્વર ગઈ અને એમની તરફ વધારે ને વધારે ખેંચાવા માંડી. એની હાજરીમાં રામકૃષ્ણને પોતે બાળક હોય એમ લાગતું અને યશોદાના ઘરમાં ઊછરતા નાના ગોપાલની માફક એ મીઠાઈ અને બીજી વાનગીઓ માટે એને કનડતા. એની અને રામકૃષ્ણ વચ્ચે વિકસેલા મધુર અને નાજુક સંબંધને, અથવા જે વાતાવરણની સામાન્ય માણસોને ઝાંખી પણ નથી થતી એવા દૈવી વાતાવરણમાં રહેતી, સંચરતી અને શ્વાસ લેતી આ મહાન યોગિનીના રોમાંચક અનુભવોને વર્ણવવા મુશ્કેલ છે. એક દિવસ જપ પૂરો કર્યા પછી એણે પોતાની સાધનાનું ફળ પોતાના આરાધ્યદેવને સમર્પી દીધું, પણ અરે! ભારે આશ્ચર્ય સાથે એણે મંદ સ્મિત કરતા રામકૃષ્ણને પોતાના ખોળામાં બેઠેલા જોયા. એમના જમણા હાથની મુઠ્ઠી વાળેલી હતી; પછી એણે એમને સ્પર્શવા હાથ લંબાવ્યો, પણ આકૃતિ અદૃશ્ય થઈ ગઈ અને એને બદલે એણે ભાંખોડિયાં ભરતા બાલકૃષ્ણને પોતાની તરફ આવતા અને હાથ ઊંચો કરીને માખણ માગતા જોયા. આ દૃશ્યને વર્ણવતાં એણે કહ્યું :

"મને ખૂબ અચંબો થયો! હું હર્ષના અતિરેકમાં બૂમ પાડી ઊઠી. એમને મેં કહ્યું, "અરે! હું તો ગરીબ વિધવા છું. ઓ બેટા, તારે માટે માખણ અને દહીં હું કેવી રીતે લાવીશ?" પણ ગોપાલે કશું સાંભળ્યું જ નહિ. ફરીફરી એણે કહ્યું, "મને કંઈ ખાવા આપો." સજલનયને હું ઊભી થઈ અને મારી પાસેના સૂકા કોપરાના લાડુ એને માટે લાવી. ગોપાલ મારા ખોળામાં બેઠો, મારી માળા ખૂંચવી

ધી, મારા ખભા પર ચડી બેઠો, અને ઓરડામાં અહીંતહીં ફરવા લાગ્યો, જેથી ંત્રનું રટણ કરવાના મારા બધા જ પ્રયત્નો નિષ્ફળ નીવડ્યા.

"બીજે દિવસે સવારે એ બાલગોપાલને પોતાની છાતીએ વળગાડીને, એના નાનકડા રતુમડા પગને લટકતા રાખીને દક્ષિણેશ્વર જવા નીકળી. એના હૃદયના ભક્તિભાવનું લક્ષ્ય મૂર્તસ્વરૂપે એની સામે ખડું હતું. આધ્યાત્મિક તલ્લીનતામાં એ રસ્તે ચાલતી હતી, ત્યારે એના વાળ વિખરાયેલા હતા, આંખો અનિમેષ હતી અને સાડીનો છેડો પાછળ ઘસડાતો હતો. જેવી એ રામકૃષ્ણના ખંડમાં પ્રવેશી કે તરત જ એ ભાવાવેશમાં બાળકની જેમ એના ખોળામાં બેઠા અને અઘોરમણિદેવીએ સામાન્ય લોકોને સાવ જ ન સમજાય એવા આવેશમાં એમની સાથે વાત કરવા માંડી. એણે કહ્યું: "અહીં મારા ખોળામાં ગોપાલ છે.........જુઓ, એ ફરી બહાર આવ્યો છે...... આવ, મારા બેટા, તારી ગરીબ માતા પાસે આવ." આ પ્રમાણે લાગણીવશ થઈ જઈને એ ચેતનાતીત દશામાં આવી ગઈ. એ દિવસથી એને શ્રી રામકૃષ્ણ અને બીજાઓ "ગોપાલની મા" કહેતા. એની આધ્યાત્મિક સાધનાઓ અને સિદ્ધિઓને લીધે આ કુમારી વિધવા ભગવાન બાળકૃષ્ણની માતામાં આધ્યાત્મિક રીતે ફેર-વાઈ ગઈ! શ્રી રામકૃષ્ણે એને આખો દિવસ રોકીને, સ્નાન કરાવ્યું અને ખવ-ડાવ્યું. જ્યારે એનો આધ્યાત્મિક ભાવાવેશ શમ્યો, ત્યારે એમણે એને એના ગામ પાછી મોકલી દીધી. ત્યાં પણ આ જ દિવ્યક્રીડા ચાલુ રહી હતી. એકવાર શ્રી રામકૃષ્ણે એને કહ્યું: "તમે અશક્યને શક્ય બનાવ્યું છે. આ યુગમાં તમને થયા એવા સાક્ષાત્કાર થવા દુર્લભ છે."

ઈ. સ. ૧૮૮૬માં થયેલા શ્રી રામકૃષ્ણના અવસાનથી એને ભારે આઘાત લાગ્યો. હવે એની ઉંમર વધારે થઈ ગઈ હતી, પણ બાળગોપાલનું દર્શન કરાવતાં દશ્યો એને દેહ સુધી દેખાતા હતાં. ઘણીવાર એ એમને બધે ઠેકાણે અને બધી વસ્તુઓમાં પ્રગટ થતા જોતી.

ઈ. સ. ૧૯૦૪માં એ માંદી પડી અને એને કલકત્તામાં બલરામ બોઝના ઘરમાં ખસેડવામાં આવી. ભગિની નિવેદિતાએ પુત્રીની માફક પ્રેમ અને ભક્તિથી એમની સેવા કરી. માતાજી પણ અવારનવાર એની ખબર કાઢતાં. એના દેહત્યાગ પહેલાં, એને ગંગાકિનારે લઈ જવામાં આવી હતી. અને અંતિમ શ્વાસ પહેલાં, એના પગ ગંગાજીના પવિત્ર જળને સ્પર્શતા રાખવામાં આવ્યા હતા. અલૌકિક

માધુર્ય અને શાન્તિની વિલક્ષના મુખે એમણે ઈ. સ. ૧૯૦૬ના જુલાઈ માસની આઠમી તારીખે દેહ છોડ્યો.

## લક્ષ્મીમણિદેવી

### (લક્ષ્મીદીદી તરીકે જાણીતી)

સામાન્ય રીતે લક્ષ્મીદીદી ('લક્ષ્મીબહેન') તરીકે ઓળખાતી લક્ષ્મીમણિદેવી શ્રી રામકૃષ્ણની ભત્રીજી હતા. એ એમના વચેટ બંધુ રામેશ્વર ચટ્ટોપાધ્યાયની પુત્રી હતી અને એક સંતચરિત નારી થઈ. કામારપુકુરમાં ઈ. સ. ૧૮૬૪ના ફેબ્રુઆરીની અગિયારમી તારીખે જન્મેલી એ માતાજી શ્રી શારદાદેવી કરતાં દસ વર્ષ નાની હતી. શ્રી રામકૃષ્ણની અવારનવાર સંભાળ લેતા રામલાલ એના મોટા ભાઈ હતા અને એના નાના ભાઈનું નામ શિવરામ હતું.

લક્ષ્મીને નિશાળમાં અક્ષરજ્ઞાનનો લાભ મળ્યો નહોતો. પછીનાં વર્ષોમાં એ ગમેતેમ કરીને વાચતા શીખી અને બંગાળી ભાષામાં રામાયણ, મહાભારત અને એવાં બીજા પુસ્તકો વાંચીને એણે પોતાની વાચનશક્તિનો સદુપયોગ કર્યો હતો.

સ્વભાવથી એ ખૂબ સંકોચશીલ હતી અને નજીકનાં સગાંઓ સિવાય ભાગ્યે જ કોઈ સાથે વાતચીત કરતી. કુમળી વયે જ એણે હિંદુ ધર્મના દેવો અને દેવીઓ, ખાસ કરીને એનાં માનીતા શીતલા અને રઘુવીર માટે ઊંડો ભક્તિભાવ કેળવ્યો હતો. એ લગભગ નવ વર્ષની થઈ ત્યારે એણે એના પિતા રામેશ્વરને ગુમાવ્યા. બાર વર્ષની વયે એનું લગ્ન કરવામાં આવ્યું બે મહિના પછી એના વચેટ બંધુ રામલાલે શ્રી રામકૃષ્ણને એના લગ્નના સમાચાર જણાવ્યા. રામકૃષ્ણે તરત જ ભાવાવેશમાં આવી જઈને કહ્યું: "એ તરત જ વિધવા થશે." એમની બાજુમાં બેઠેલા એમના ભત્રીજાના હૃદયને ભારે આઘાત લાગ્યો અને આશીર્વાદ આપવાને બદલે આવા કરુણ શબ્દો ઉચ્ચારવાનું કારણ એણે પૂછ્યું રામકૃષ્ણે જવાબ આપ્યો, "મારાથી શું થઈ શકે એમ હતું? મારા દ્વારા માતાજી બોલ્યા છે. લક્ષ્મી મહાશક્તિ શીતલાનો અવતાર છે, જ્યારે એનો પતિ સાવ સામાન્ય માનવી છે, લક્ષ્મી આવા માણસની સહચરી ક્યારેય ન થઈ શકે. વિધવા થયા સિવાય એનો છૂટકો જ નથી." ખરેખર, થોડા વખત પછી લક્ષ્મીના પતિએ નોકરીની શોધમાં ઘર છોડ્યું અને પછી એની કશી જ ખબર ન આવી. એનાં સગાંઓએ બાર વર્ષ સુધી એની વ્યર્થ શોધ આદરી.

અને જ્યારે એના કશા જ સમાચાર ન મળ્યા, ત્યારે અત્યાર સુધી મુલતવી રાખેલા એના અંતિમ સંસ્કાર કરવામાં આવ્યા. રામકૃષ્ણની ઇચ્છા પ્રમાણે, લક્ષ્મીએ પોતાના પતિની મિલકતની માગણી ન કરી.

જ્યારે લક્ષ્મી ચૌદ વર્ષની હતી ત્યારે એ માતાજીને મળી. શ્રી રામકૃષ્ણે એને વૈષ્ણવ સાધનાની દીક્ષા આપી. ઈ. સ. ૧૮૭૨થી ૧૮૮૫ સુધીનાં તેર વર્ષ એ ઘણું-ખરું રામકૃષ્ણની અને માતાજીની સાથે રહી અને એમના પુનિત સાન્નિધ્યમાં એનું જીવનઘડતર થયું. એ ઘણી વાર કહેતી:

"રોજિંદા વપરાશની અને ખોરાકની વસ્તુઓથી ઠસોઠસ ભરેલા ટકોરખાનાવાળા ઘરના નાનકડા ઓરડામાં હું માતાજી સાથે ઘણા દિવસ રહી છું. માતાજી રાંધતાં અને હું એમની આ ભક્તિપરાયણ સેવામાં મદદગાર થતી. એ વખતે, આખો દિવસ ભક્તોનો પ્રવાહ સતત ચાલુ રહેતો અને ઘણીવાર એમની વ્યક્તિગત રુચિને અનુકૂળ થવા, સાવ કવખતે પણ રસોઈ તૈયાર કરવી પડતી. અમારી સમયાનુકૂળ થવાની શક્તિ જોઈ, શ્રી રામકૃષ્ણ અમને એક જ ડાળનાં પંખી–શુક અને સારી–કહેતા. અમે રહેતાં હતાં એ જગ્યા એટલી નાની અને સાંકડી હતી કે ટકોરખાના-વાળા ઘરને એ પાંજરા સાથે સરખાવતા. પણ આવા અલૌકિક વાતાવરણમાં જીવવાનો, માતાજી પાસેથી બધા જ પ્રકારનું કામ શીખવાનો અને ઠાકુર અને માતાજી સમા મૂર્તિમંત આદર્શોમાંથી સતત વહેતી આધ્યાત્મિક સરવાણીને ઝીલવાનો આનંદ કેટલો બધો હતો!"

શ્રી રામકૃષ્ણની માંદગી દરમિયાન, એ શ્યામપુકુર અને કાશીપુર બાગમાં માતાજીને સહાયરૂપ થઈ, અને એણે શ્રી રામકૃષ્ણની ચાકરી કરી. ઈ. સ. ૧૮૮૬માં એમના અવસાન પછી, એ યાત્રાએ ગઈ અને વૃંદાવનમાં માતાજીની સોબતમાં આધ્યાત્મિક સાધનામાં એક વર્ષ ગાળ્યું. જ્યારે માતાજી પુરી ગયાં, ત્યારે એ એમની સાથે ગઈ. એણે ગંગાસાગર, નવદ્વીપ, પ્રયાગનો ત્રિવેણીસંગમ, ગયા, બનારસ, હરદ્વાર વગેરે મહાન તીર્થધામોની યાત્રા પણ કરી. શક્ય હતું ત્યાં સુધી લક્ષ્મીદીદી માતાજી સાથે રહી, અને બાકીનો સમય એણે કામારપુકુરમાં ગાળ્યો. એના ભાઈ રામલાલે, પોતાની પત્નીના અવસાન પછી, એને પોતાની સાથે રહેવા બોલાવી, અને એની સાથે દક્ષિણેશ્વરમાં એ લગભગ દસ વર્ષ સુધી રહી.

ઈ. સ. ૧૯૨૨ના ઑક્ટોબર માસમાં એ ફરી પુરી ગઈ. ત્યાં નગરપાલિકા પાસેથી એના માટે મેળવવામાં આવેલી જમીન ઉપર એના માટે ઘર બાંધવામાં આવ્યું.

માધુર્ય અને શાન્તિથી વિલસતા મુખે એણે ઈ. સ. ૧૯૦૬ના જુલાઈ માસની આઠમી તારીખે દેહ છોડયો.

## લક્ષ્મીમણિદેવી

(લક્ષ્મીદીદી તરીકે જાણીતી)

સાધારણ રીતે લક્ષ્મીદીદી ('લક્ષ્મીબહેન') તરીકે ઓળખાતી લક્ષ્મીમણિદેવી શ્રી રામકૃષ્ણની ભત્રીજી હતા. એ એમના વચેટ બંધુ રામેશ્વર ચટ્ટોપાધ્યાયની પુત્રી હતી અને એક સંતચરિત નારી થઈ. કામારપુકુરમાં ઈ. સ. ૧૮૬૪ના ફેબ્રુઆરીની અગિયારમી તારીખે જન્મેલી એ માતાજી શ્રી શારદાદેવી કરતાં દસ વર્ષ નાની હતી. શ્રી રામકૃષ્ણની અવારનવાર સંભાળ લેતા રામલાલ એના મોટા ભાઈ હતા અને એના નાના ભાઈનું નામ શિવરામ હતું.

લક્ષ્મીને નિશાળમાં અક્ષરજ્ઞાનનો લાભ મળ્યો નહોતો. પછીનાં વર્ષોમાં એ ગમેતેમ કરીને વાંચતા શીખી અને બંગાળી ભાષામાં રામાયણ, મહાભારત અને એવાં બીજાં પુસ્તકો વાંચીને એણે પોતાની વાચનશકિતનો સદુપયોગ કર્યો હતો.

સ્વભાવથી એ ખૂબ સંકોચશીલ હતી અને નજીકનાં સગાંઓ સિવાય ભાગ્યે જ કોઈ સાથે વાતચીત કરતી. કુમળી વયે જ એણે હિંદુ ધર્મના દેવો અને દેવીઓ, ખાસ કરીને એનાં માનીતા શીતલા અને રઘુવીર માટે ઊંડો ભકિતભાવ કેળવ્યો હતો. એ લગભગ નવ વર્ષની થઈ ત્યારે એણે એના પિતા રામેશ્વરને ગુમાવ્યા. બાર વર્ષની વયે એનુ લગ્ન કરવામાં આવ્યું. બે મહિના પછી એના વચેટ બંધુ રામલાલે શ્રી રામકૃષ્ણને એના લગ્નના સમાચાર જણાવ્યા. રામકૃષ્ણે તરત જ ભાવાવેશમાં આવી જઈને કહ્યુ: "એ તરત જ વિધવા થશે." એમની બાજુમાં બેઠેલા એમના ભત્રીજાના હૃદયને ભારે આઘાત લાગ્યો અને આશીર્વાદ આપવાને બદલે આવા કરુણ શબ્દો ઉચ્ચારવાનું કારણ એણે પૂછ્યું. રામકૃષ્ણે જવાબ આપ્યો, "મારાથી શું થઈ શકે એમ હતું? મારા દ્વારા માતાજી બોલ્યા છે. લક્ષ્મી મહાશકિત શીતલાનો અવતાર છે, જ્યારે એનો પતિ સાવ સામાન્ય માનવી છે, લક્ષ્મી આવા માણસની સહચરી કયારેય ન થઈ શકે. વિધવા થયા સિવાય એનો છટકો જ નથી." ખરેખર, થોડા વખત પછી લક્ષ્મીના પતિએ નોકરીની શોધમાં ઘર છોડયું અને પછી એની કશી જ ખબર ન આવી. એનાં સગાંઓએ બાર વર્ષ સુધી એની વ્યર્થ શોધ આદરી,

અને જ્યારે એના કશા જ સમાચાર ન મળ્યા, ત્યારે અત્યાર સુધી મુલતવી રાખેલા એના અંતિમ સંસ્કાર કરવામાં આવ્યા. રામકૃષ્ણની ઇચ્છા પ્રમાણે, લક્ષ્મીએ પોતાના પતિની મિલકતની માગણી ન કરી.

જ્યારે લક્ષ્મી ચૌદ વર્ષની હતી ત્યારે એ માતાજીને મળી. શ્રી રામકૃષ્ણે એને વૈષ્ણવ સાધનાની દીક્ષા આપી. ઈ. સ. ૧૮૭૨થી ૧૮૮૫ સુધીનાં તેર વર્ષ એ ઘણું-ખરું રામકૃષ્ણની અને માતાજીની સાથે રહી અને એમના પુનિત સાન્નિધ્યમાં એનુ જીવનઘડતર થયું. એ ઘણી વાર કહેતી :

"રોજિંદા વપરાશની અને ખોરાકની વસ્તુઓથી ઠસોઠસ ભરેલા ટકોરખાનાવાળા ઘરના નાનકડા ઓરડામા હુ માતાજી સાથે ઘણા દિવસ રહી છુ. માતાજી રાંધતાં અને હું એમની આ ભકિતપરાયણ સેવામાં મદદગાર થતી. એ વખતે, આખો દિવસ ભકતોનો પ્રવાહ સતત ચાલુ રહેતો અને ઘણીવાર એમની વ્યકિતગત રુચિને અનુકૂળ થવા, સાવ કવખતે પણ રસોઈ તૈયાર કરવી પડતી. અમારી સમયાનુકૂળ થવાની શકિત જોઈ, શ્રી રામકૃષ્ણ અમને એક જ ડાળનાં પંખી–શુક અને સારી–કહેતા. અમે રહેતાં હતા એ જગ્યા એટલી નાની અને સાંકડી હતી કે ટકોરખાના-વાળા ઘરને એ પાંજરા સાથે સરખાવતા. પણ આવા અલૌકિક વાતાવરણમાં જીવવાનો, માતાજી પાસેથી બધા જ પ્રકારનુ કામ શીખવાનો અને ઠાકુર અને માતાજી સમા મૂર્તિમંત આદર્શોમાંથી સતત વહેતી આધ્યાત્મિક સરવાણીને ઝીલવાનો આનદ કેટલો બધો હતો !"

શ્રી રામકૃષ્ણની માંદગી દરમિયાન, એ શ્યામપુકુર અને કાશીપુર બાગમાં માતાજીને મદદરૂપ થઈ, અને એણે શ્રી રામકૃષ્ણની ચાકરી કરી. ઈ. સ. ૧૮૮૬માં એમના અવસાન પછી, એ યાત્રાએ ગઈ અને વૃંદાવનમાં માતાજીની સોબતમાં આધ્યાત્મિક સાધનામાં એક વર્ષ ગાળ્યું. જ્યારે માતાજી પુરી ગયાં, ત્યારે એ એમની સાથે ગઈ. એણે ગંગાસાગર, નવદ્વીપ, પ્રયાગનો ત્રિવેણીસંગમ, ગયા, બનારસ, હરદ્વાર વગેરે મહાન તીર્થધામોની યાત્રા પણ કરી. શકય હતું ત્યા સુધી લક્ષ્મીદીદી માતાજી સાથે રહી, અને બાકીનો સમય એણે કામારપુકુરમાં ગાળ્યો. એના ભાઈ રામલાલે, પોતાની પત્નીના અવસાન પછી, એને પોતાની સાથે રહેવા બોલાવી, અને એની સાથે દક્ષિણેશ્વરમાં એ લગભગ દસ વર્ષ સુધી રહી.

ઈ. સ. ૧૯૨૨ના ઑકટોબર માસમાં એ ફરી પુરી ગઈ. ત્યાં નગરપાલિકા પાસેથી એના માટે મેળવવામાં આવેલી જમીન ઉપર એના માટે ઘર બાંધવામાં આવ્યું.

ઈ. સ. ૧૯૨૪ના ફેબ્રુઆરીમાં આ મકાનમાં એ રહેવા ગઈ અને પોતાના અંતિમ દિવસો પુરીમાં ગાળ્યા. ઈ. સ. ૧૯૨૬ના ફેબ્રુઆરીની ચોવીસમી તારીખે, બાસઠ વર્ષની વયે, પાછળ ઘણા શિષ્યોને મૂકી, એણે આ નશ્વર ખોળિયાનો ત્યાગ કર્યો.

ભગિની નિવેદિતા એમના "મેં જોયેલા ઠાકુર" પુસ્તકમાં લખે છે:

"બહેન લકી અથવા લક્ષ્મીદીદી—જે એનું ભારતીય નામ છે—શ્રી રામકૃષ્ણની વાસ્તવમાં[1] ભત્રીજી છે, અને હજી પણ પ્રમાણમાં નાની ઉંમરની સ્ત્રી છે. ધાર્મિક ગુરુ તરીકે અને માર્ગદર્શક તરીકે, ઘણા એની પાસે જાય છે, એ ખૂબ પ્રતિભાશાળી અને આનંદી સોબતી છે. કેટલીકવાર એ કોઈ યાત્રામાંથી કે ધાર્મિક નૃત્યનાટિકામાંથી ધાર્મિક આખ્યાનોનાં કેટલાંય પાનાં મોઢે બોલી જતી, અથવા ધાર્મિક મુકદ્દમોનાં જૂથોનાં જુદાં જુદાં પાત્રોનો અભિનય કરતી. એ શાંત ઓરડાને સુકોમળ આનંદથી ગુંજતો કરી મૂકતી. ક્યારેક એ કાલિ હોય, અને વળી સરસ્વતી બને; બીજા વખતે એ જગદ્ધાત્રી હોય અથવા ફરી વળી કદમ્બવૃક્ષ નીચેના કૃષ્ણરૂપે હોય, આ બધું એ ચિત્રાત્મક અસરની અને ખૂબ જૂજ નાટ્યસામગ્રીની મદદ વડે ઉપસાવતી હોય.

## યોગીન્દ્ર મોહિની બિશ્વાસ

### (યોગીનમા તરીકે જાણીતી)

ઈ. સ. ૧૮૫૧ના જાન્યુઆરી માસની સોળમી તારીખે કલકત્તાના ઉત્તર ભાગમાં યોગીન્દ્ર મોહિની બિશ્વાસનો જન્મ થયો હતો. એના પિતા પ્રસન્નકુમાર મિત્ર એક સફળ ચિકિત્સક હતા અને કલકત્તાની તબીબી કૉલેજમાં હોદ્દેદાર હતા.

જ્યારે યોગીન છ કે સાત વર્ષની હતી, ત્યારે ચોવીસ પરગણાના ખરદાહના જમીનદાર કુટુંબના અંબિકાચરણ બિશ્વાસ નામના ધનાઢ્ય યુવાન સાથે એનું લગ્ન કરવામાં આવ્યું હતું. એનું લગ્નજીવન ખૂબ કમનસીબ હતું. એનો પતિ દુરાચારી હતો. થોડાં વર્ષોમાં એણે બધી મિલકત વેડફી નાખી. એને સંતાનમાં માત્ર એક પુત્રી જ હતી. આ પુત્રીને પરણાવ્યા પછી યોગીન્દ્ર મોહિનીની જવાબદારી પૂરી થઈ અને પોતે હવે પતિનું ઘર છોડી બાગબાઝારમાં આવેલા પિયરમાં, જ્યાં એની વિધવા માતા રહેતી હતી, ત્યાં પાછી ફરવા સ્વતંત્ર હતી, એમ એને લાગ્યું. એ •કહેવાની

૧ રામકૃષ્ણની

ભાગ્યે જ જરૂર હોય કે યોગીન્દ્ર મોહિની જેવી યુવાન માતાએ ઘણાં વર્ષો દુઃખી અને એકાકી દશામાં ગાળ્યાં.

માનસિક સંતાપના આ દિવસોમાં શ્રી રામકૃષ્ણના ગૃહસ્થાશ્રમી શિષ્ય અને સસરાના પક્ષે એના દૂરના સગા થતા બલરામ બોઝ, રામકૃષ્ણની મુલાકાતના પ્રસંગે, એને પોતાને ત્યાં લઈ ગયા. ધીમેધીમે એની જિંદગીમાં પરિવર્તન આવ્યું, અને આધ્યાત્મિક શાન્તિ માટેની એની ઝંખના સંતોષાવા માંડી. માતાજીના માર્ગની દીક્ષા એને આપવામાં આવી હતી, અને રામકૃષ્ણે એને મંત્ર આપી એના ભોમિયા થવાનું કબૂલ રાખ્યું. એના વિશે એમણે કહ્યું, "યોગીન એ કોઈ સાદુ ફૂલ નથી કે તરત જ ખીલે. એ તો છે સહસ્રદળ કમળ. ધીરેધીરે એ પૂર્ણકળાએ ખીલશે."

દક્ષિણેશ્વરમાં એ માતાજીને મળી ત્યારે એમને લાગ્યું કે એમની જીવનસખી મળી. યોગીનમા—રામકૃષ્ણના શિષ્યો એને જે નામે ઓળખતા—દર અઠવાડિયે એક વખત દક્ષિણેશ્વર જતી અને માતાજીની સાથે રાત્રિ ગાળતી. એ બન્ને એકબીજાને ખૂબ ચાહતાં હતાં.

શ્રી રામકૃષ્ણ અને માતાજીના જીવને યોગીનમાને ઉત્તરોત્તર ચઢિયાતી અધ્યાત્મસાધના તરફ દોરી અને ઈશ્વરસાક્ષાત્કારના એના ઉદ્રેકને તીવ્રતર કર્યો. એણે રામાયણ, મહાભારત અને મુખ્ય પુરાણો, તેમ જ ચૈતન્યના જીવનનો પણ અભ્યાસ કર્યો હતો. તીવ્ર યાદશક્તિને લીધે એ આ પવિત્ર ગ્રંથમાં આવતા પ્રસંગોને યથાતથ વર્ણવી શકતી. આથી એ ભગિની નિવેદિતાને "હિંદુધર્મની બાળવાર્તાઓ" નામની એક કૃતિ તૈયાર કરવામાં અમૂલ્ય સહાય આપવા શક્તિમાન થઈ હતી.

ઈ. સ. ૧૮૮૫ના જુલાઈ માસમાં શ્રી રામકૃષ્ણ એને ઘેર ગયા ત્યારે એણે એમને પોતાના સૂવાના ખંડને ચરણસ્પર્શથી પુનિત કરી, ત્યાં પ્રસાદ લેવાની વિનતિ કરી; કારણ કે, એને એમનામાં એટલી બધી શ્રદ્ધા હતી કે આમ કરવાથી એ ખંડ બનારસ જેટલો પવિત્ર થશે અને જો પોતે ત્યાં મૃત્યુ પામશે તો મોક્ષની અધિકારી બનશે. શ્રી રામકૃષ્ણે ઉદારતાથી એની ઇચ્છાને માન્ય રાખી.

ઈ. સ. ૧૮૮૬માં થયેલા રામકૃષ્ણના અવસાનથી, એ વખતે વૃંદાવનમાં તપશ્ચર્યા કરતી યોગીનમાને ભારે આઘાત લાગ્યો. અંતિમ દિવસો દરમિયાન પોતે એમને મળી શકી નહિ એ બદલ એને અત્યંત દુઃખ થયું. માતાજી વૃંદાવન આવ્યાં ત્યારે [illegible] શ્રી રામકૃષ્ણના વિરહથી તેમને થયેલા દુઃખમાં એણે ભાગ પડાવ્યો. પણ

એક દૃશ્યમાં શ્રી રામકૃષ્ણ આ બન્ને જણને દેખાયા તેથી એમને ભારે દિલાસો મળ્યો. શ્રી રામકૃષ્ણે તેમને કહ્યું, "શા માટે તમે આટલું રડો છો? હું ક્યાંય ગયો નથી, આ રહ્યો. એક ખંડમાંથી બીજા ખંડમાં જવા બરોબર એ છે."

એકવાર યોગીનમા લાલાબાબુના મંદિરમાં ધ્યાન ધરતી હતી ત્યારે સમાધિદશામાં પહોંચી ગઈ; પરિણામ એ આવ્યું કે એને ત્યાં આવેલાં માતાજી, યોગીનમાને સમાધિમાંથી પાછી આવતાં અસાધારણ વિલંબ થયેલો જોઈ ચિંતામાં પડી ગયાં. એ ઊંડી સમાધિમાં તલ્લીન દેખાતી હતી એનો નિર્દેશ કરતાં એણે પાછળથી કહ્યું: "એ વખતે મારું મન ધ્યાનમાં એટલું બધું ઊંડું ઊતરી ગયું હતું કે જગતનું અસ્તિત્વ હું સાવ જ વિસરી ગઈ...... મારા ઇષ્ટદેવની હાજરી હું સર્વત્ર જોઈ શકતી હતી." આમ ત્રણ દિવસ ચાલ્યું.

એના પિયરમાં રહેતી વખતે એને એકવાર આવો જ અનુભવ થયો હતો. એકવાર સ્વામી વિવેકાનંદે એને કહ્યું: "યોગીનમા, તમે સમાધિમાં જ દેહ છોડશો; કારણ કે, એકવાર માણસ આ ધન્યદશાનો અનુભવ કરે છે પછી મૃત્યુ સમયે એની યાદ તાજી થાય છે." એ ઉત્કટ ભક્તિભાવથી બાલગોપાલને ભજતી હતી. એણે કહ્યું, "એક દિવસ જ્યારે હું પૂજામાં રોકાયેલી હતી ત્યારે બે અસાધારણ સુંદર કુમારો હસતા હસતા આવ્યા અને મને વીંટળાઈ વળ્યા. પીઠ ઉપર મને થાબડતાં એ બન્ને બોલ્યા, "તમે જાણો છો, અમે કોણ છીએ?" મેં કહ્યું, "હા, હું ચોક્કસ જાણું છું. તમે બલરામ અને કૃષ્ણ છો." એમાંના નાનાએ કહ્યું, "તમે અમને ભૂલી જશો." "શાથી?" મેં પૂછ્યું. એણે મારા પૌત્રો તરફ આંગળી ચીંધતાં કહ્યું, "આમને લીધે." સાચે જ, એની પુત્રીના મૃત્યુ પછી એ પોતાના ત્રણ અનાથ પૌત્રોની સંભાળ લેવામાં એવી તલ્લીન થઈ ગઈ કે એના ધ્યાનની એકાગ્રતા ઓછી થઈ.

એનું જીવન તપઃપૂત હતું. એણે આચરેલી કેટલીક આધ્યાત્મિક સાધના ભારે કડક હતી. એણે માતાજીની સાથે "પંચાગ્નિતપ"[1] પણ કર્યું હતું. એણે પુરીમાં શ્રી રામકૃષ્ણના પોતાના શિષ્ય સ્વામી શારદાનંદ પાસે તાન્ત્રિક સંન્યાસની દીક્ષા લીધી હતી છતાં, કેસરિયાં વસ્ત્ર એ કેવળ પૂજા વખતે જ ધારણ કરતી.

માતાજી ઘણીવાર કહેતાં: "યોગીન મહાતપસ્વિની છે, અને સ્ત્રીઓમાં એ પરમજ્ઞાની છે." ઈ.સ. ૧૯૨૪ના જૂનની ચોથી તારીખે એ મૃત્યુ પામી.

૧ આગલા પ્રકરણની "તપશ્ચર્યા અને સમાધિ" નામના વિભાગમાં આપેલી પાદટીપ જુઓ.

## ગોલાપસુંદરી દેવી

(ગોલાપમા તરીકે ઓળખાતી)

પાછળથી ગોલાપમા તરીકે જાણીતી થયેલી ગોલાપસુંદરી દેવી કલકત્તાના ઉત્તર ભાગમાં એક સનાતની બ્રાહ્મણ કુટુંબમાં ઈ. સ. ૧૮૬૪માં જન્મી હતી. એનું લગ્નજીવન દુ:ખી હતું. એની યુવાવસ્થામાં જ એનો પતિ પોતાની પાછળ એક પુત્ર અને પુત્રી મૂકી મૃત્યુ પામ્યો. થોડા જ વખત પછી એનો પુત્ર પણ મૃત્યુ પામ્યો. એની એકમાત્ર પુત્રી ચંડી કે જેને કલકત્તામાં પાથુરિયાઘાટ(પથ્થરિયો ઘાટ)માં સૌરીન્દ્રમોહન ટાગોર સાથે પરણાવવામાં આવી હતી, એ પણ મૃત્યુ પામી. ગોલાપને કોઈ સ્વજન રહ્યું નહિ અને એ ખૂબ હતાશ થઈ ગઈ.

યોગીનમા એનાં પડોશી હતાં. એક દિવસ એને એ દક્ષિણેશ્વર લઈ ગયાં. શ્રી રામકૃષ્ણ સાથેની મુલાકાતે એની જિંદગીમાં ધીમું પરિવર્તન આણ્યું—એ એમની પાસે રડી પડી. ઊંડા સમભાવપૂર્વક એમણે એની વીતકકથા સાંભળી, અને કહ્યું કે, એ સદ્‌ભાગી હતી; કારણ કે, એને ઈશ્વર સિવાય બીજા કોઈ વિશે વિચાર કરવાનું રહ્યું ન હતું. એને ખૂબ દિલાસો મળ્યો. એ વખતે મંદિરના આંગણામાં આવેલા ટકોરખાનાના ઘરમાં રહેતા માતાજી સાથે એની ઓળખાણ કરાવી. થોડા જ વખતમાં એ માતાજીની અંતેવાસિની બની.

એના ભાઈઓ અને બહેન સાથે એ જ્યાં રહેતી હતી એ જીર્ણ થઈ ગયેલા ઈંટોથી બાંધેલા ઘરમાં શ્રી રામકૃષ્ણ એને મળવા ગયા. એમના આગમનથી એને એટલો બધો આનંદ થયો કે પોતાનું બધું દુ:ખ જતું રહ્યું હતું એમ એણે કહ્યું. એમણે માતાજીને ગોલાપમાની ખાસ સંભાળ લેવાનું કહ્યું. એમણે એમ પણ કહ્યું કે આખી જિંદગી એ પડછાયાની માફક માતાજીને અનુસરવાની હતી. માતાજી મૃત્યુ પામ્યાં ત્યાં સુધી ગોલાપમાએ છત્રીસ વર્ષ સુધી એકસરખા ઉત્સાહથી એમની ચાકરી કરી. શ્રી રામકૃષ્ણની અંતિમ માંદગી દરમિયાન, શ્યામપુકુર અને કાશીપુર બગીચામાં, એમની ચાકરી કરવામાં એ માતાજી સાથે જ હતી. શ્રી રામકૃષ્ણના અવસાન પછી માતાજીની સાથે એ ઉત્તર ભારતમાં બનારસ અને વૃંદાવન; અને દક્ષિણ ભારતમા મદુરા અને રામેશ્વર ગઈ. માતાજીની એ સતત સાવધાન પરિચારિકા હતી.

એનું રોજિંદું જીવન સરળ હતું. એ સવારે ચાર વાગે ઊઠતી અને પોતાના ખંડમાં જપ કરતી અને ધ્યાન ધરતી. પછી શાક સમારીને એ માતાજી સાથે સ્નાન

કરવા ગંગાજીએ જતી. જ્યારે માતાજી રામકૃષ્ણની પૂજા આટોપી લેતાં ત્યારે એ ભક્તો અને નોકરોને નૈવેદ્ય વહેંચી દેતી હતી. બપોરે એ મહાભારત વાંચતી અને ભગવદ્‌ગીતાના તેમ જ રામકૃષ્ણ અને વિવેકાનંદના ઉપદેશોનું મનન કરતી. સાંધ્ય પ્રાર્થના પછી એ રાત્રે લગભગ સાડાનવ વાગ્યા સુધી જપ કરતી અને ધ્યાન ધરતી. એ પછી વાળુ કરી સૂઈ જતી. માતાજી કહેતાં, "જપ દ્વારા ગોલાપને આધ્યાત્મિક પ્રકાશ સાંપડ્યો છે"

ગોલાપમા ગરીબોને ચાહતી હતી. એની સઘળી આવક એમની જરૂરિયાતો પૂરી પાડવામાં વપરાઈ જતી

માતાજી પછી એ ચાર વર્ષ વધારે જીવી ઈ. સ. ૧૯૨૪ના ડિસેમ્બર માસની ઓગણીસમી તારીખે લગભગ સાઠ વર્ષની વયે એ અવસાન પામી.

## ગૌરીમણિદેવી

(ગૌરીમા તરીકે જાણીતી)

હાવડાના શિબપુરમાં રહેતા શ્રી પાર્વતીચરણ ચટ્ટોપાધ્યાયના ચોથા સંતાન તરીકે, ઈ. સ. ૧૮૫૭માં, ગૌરીમણિદેવી જન્મી હતી. એની ધાર્મિક વૃત્તિવાળી માતા ગિરિબાલાદેવી બંગાળી અને સંસ્કૃતમાં પારંગત હતી અને થોડુ ફારસી અને અંગ્રેજી પણ જાણતી હતી

કન્યાકાળમાં મૃડાણિ તરીકે ઓળખાતી ગૌરીમણિદેવીને સ્થાનિક મિશનરી નિશાળમાં મૂકવામાં આવી. એ વખતના કલકત્તાના બિશપની બહેન અને આ સંસ્થાના સંચાલકો પૈકી એક કુમારી મરીઆ મિલમેનને આ છોકરી એટલી બધી ગમી ગઈ હતી કે એમણે સ્વેચ્છાએ ઈંગ્લૅન્ડમાં એની ઉચ્ચ કેળવણીનો પ્રબંધ કરવાનું સ્વીકાર્યું, પણ ખ્રિસ્તી શિક્ષકોનું પોતાના ધર્મ તરફનું વલણ જોઈને એ કંટાળી ગઈ હતી અને એણે કાયમ માટે નિશાળ છોડી દીધી. એણે ત્યાર પછી સંસ્કૃત શ્લોકો, ગીતા, ચંડી, તેમ જ રામાયણ અને મહાભારતના ઘણા ફકરાઓનું અંતઃકરણપૂર્વક અધ્યયન કર્યું હતું સાથેસાથે એને સંસ્કૃત વ્યાકરણનું પ્રાથમિક જ્ઞાન પણ હતુ

કન્યા તરીકે પણ મૃડાણિ ખૂબ આધ્યાત્મિક વૃત્તિની હતી દસ વર્ષની વયે એણે એના ઘેર આવતા બ્રાહ્મણ પુરોહિત પાસેથી દીક્ષા લીધી. એક ભક્ત સ્ત્રીએ એને

આપેલ શ્રી દામોદરની પથ્થરની મૂર્તિની પૂજામાં એ ઘણો સમય વ્યતીત કરતી હતી. આ મૂર્તિ એણે આખી જિંદગી પોતાની સાથે રાખી.

આ છોકરીના શીઘ્ર ગતિથી વધતા જતા આધ્યાત્મિક ઉદ્રેકથી એનાં માતાપિતા અને બીજાં સગાંઓ ગભરાયાં, અને જ્યારે એ માત્ર તેર વર્ષની હતી, ત્યારે ઉતાવળથી એનાં લગ્નની ગોઠવણ કરી. જો કે એણે એની માતાને ચેતવવા કહ્યું, "હું તો મૃત્યુથી પર એવા વરને જ પરણીશ." એનો અર્થ એ થયો કે માત્ર શ્રીકૃષ્ણને જ એ પોતાના પતિ તરીકે સ્વીકારશે. લગ્નના આગલા દિવસે, રખે એ ઘરમાંથી જતી રહે એ બીકે એને ઓરડામાં પૂરી રાખવામાં આવી. છતાં એ એનાં સગાંઓ કરતાં વધારે ચતુર હતી, અને રાત્રે ભાગી જવામાં સફળ થઈ. જો કે એને શોધી કાઢીને ઘેર લાવવામાં આવી, પણ પછી કદી એને પરણવાનું દબાણ કરવામાં આવ્યું નહિ.

એને તરત જ લાગ્યું કે એ ગૃહજીવન માટે નિર્માઈ ન હતી. અઢાર વર્ષની વયે, સગાંઓની મંડળી સાથે, ગંગાસાગરની યાત્રાએ જતાં, કોઈ ન દેખે એમ એ જુદી પડી. પછી ઉત્તર ભારતનાં કેટલાક સાધુઓ અને સાધ્વીઓ સાથે એણે હરદ્વાર સુધી મુસાફરી કરી. ઘણીવાર ગીચ જંગલોમાં પ્રવાસ કરતી અને મુશ્કેલીઓને વટાવતી એ ગૃહસ્થીઓની સોબત ટાળતી હતી. ગળામાં મૂર્તિરૂપે ધારણ કરેલા દામોદર જેના એકમાત્ર રક્ષણકર્તા હતા એવી એ નારીનો જુસ્સો અણનમ હતો. રોજિંદા વપરાશની થોડી વસ્તુઓને બાદ કરતાં, ગીતા, બીજા થોડાંક શાસ્ત્રો, શ્રી ગૌરાંગ અને કાલિમાની છબીઓ—એટલામાં જ એનું સર્વસ્વ સમાઈ જતું. કેદારનાથ, બદ્રીનારાયણ, જ્વાલા-મુખી, અમરનાથ, વૃંદાવન, દ્વારકા અને પુરી જેવાં પવિત્ર તીર્થોની યાત્રા કરવામાં એ સફળ નીવડી. એની યાત્રા અને પ્રવાસ દરમિયાન પર્વતોમાં અને મેદાનોમાં, એ ભગવાં વસ્ત્રો પહેરતી. ઘણીવાર પોતાની ઓળખ સંતાડવા એ માટી અથવા ભસ્મથી શરીરનું આચ્છાદન કરતી અથવા પુરુષની જેમ ફરફરતો ઝભ્ભો અને ફેંટો પહેરતી અથવા પાગલનો વેશ પણ ભજવતી. દ્વારકામાં એને અદ્ભુત આધ્યાત્મિક અનુભવો થયા.

ઈ.સ. ૧૮૮૨માં એ કલકત્તા પાછી ફરી અને શ્રી રામકૃષ્ણના બાગબાઝારના જાણીતા ગૃહસ્થાશ્રમી શિષ્ય બલરામ બોઝની સાથે રહી. એકવાર પોતાની પત્ની અને બીજા ભક્તો સાથે એમણે એને દક્ષિણેશ્વર લઈ જઈને શ્રી રામકૃષ્ણ સાથે ઓળખાણ કરાવી. રામકૃષ્ણે એને ફરી આવવા કહ્યું. બીજી સવારે એ એકલી

દક્ષિણેશ્વર જઈ શ્રી રામકૃષ્ણે પ્રેમથી એને ઠાકોરખાનાવાળા ઘરમાં લઈ જઈને, માતાજીની ઓળખ કરાવી એ પછી અવારનવાર ગૌરીમા એમની સાથે રહેતી, અને પછી તો એ રામકૃષ્ણની શિષ્યા બની ગઈ

એક વહેલી સવારે ગૌરીમા મંદિરના બગીચામાં ફૂલો ચૂંટતી હતી ત્યારે શ્રી રામકૃષ્ણે એને કહ્યું, "ગૌરી, હુ પાણી રેડુ છુ, તું માટી કેળવ." એણે એનો શબ્દાર્થ ગ્રહણ કર્યો ત્યારે રામકૃષ્ણે હસતાં કહ્યું, "અરે, તું મને સાવ ખોટી રીતે સમજી છે હુ કહેવા માગું છુ કે આ દેશની સ્ત્રીઓની દશા શોચનીય છે તારે એમના માટે કામ કરવુ જોઈએ." પછી એમના કહેવાનો ભાવાર્થ ગૌરીમા સમજી, પણ ઘોંઘાટ વાળા અને ગીચ વસતિવાળા શહેરમા કામ કરવાના એમના સૂચનની એણે પરવા ન કરી, છતા જરૂર હોય તો શાંત વાતાવરણમાં, શ્રી રામકૃષ્ણના આદર્શ પ્રમાણે કન્યાઓને કેળવવાની ઇચ્છા એણે દર્શાવી. શ્રી રામકૃષ્ણના શબ્દો ચોક્કસ અને સચોટ હતા, એમણે કહ્યું, "આ જ શહેરમાં સ્ત્રીઓની કેળવણી માટે તારે કામ કરવાનું છે તે આધ્યાત્મિક સાધના ઘણી કરી, હવે તારી તપશ્ચર્યામય જિંદગી સ્ત્રીઓની સેવામા સમર્પિત કરવી જોઈએ." આ રીતે એમણે એને પ્રેરણા આપી અને સ્ત્રીઓ અને કન્યાઓ માટેના એના ભવિષ્યના કાર્ય માટે મહામૂલી આશિષ પણ આપી.

ઈ સ ૧૮૮૬માં શ્રી રામકૃષ્ણની સૂચનાથી એણે વૃંદાવનમા એક પ્રકારની ઉગ્ર આધ્યાત્મિક સાધના આદરી, જે નવ મહિના સુધી ચાલી. એ પૂરી થાય એ પહેલા કાશીપુર ખાતે શ્રી રામકૃષ્ણનું અવસાન થયુ આથી એને એટલું બધું દુઃખ થયું કે ઉગ્ર તપશ્ચર્યા દ્વારા પોતાના જીવનનો અંત આણવાનો એણે નિશ્ચય કર્યો, પણ શ્રી રામકૃષ્ણે દેખા દઈને આ આત્યંતિક પગલુ લેતા એને વારી. શ્રી રામકૃષ્ણના દેહત્યાગ પછી તરત જ માતાજી વૃંદાવન ગયાં અને એને શોધી કાઢી, રાધાની એકાંત ગુફામા એને મળ્યા. એક વર્ષ રહ્યા બાદ માતાજીએ વૃંદાવન છોડ્યું, તે પછી ગૌરીમા, હિમાલયની બીજી યાત્રાને બાદ કરતાં, આ પવિત્ર જગ્યાએ અને તેની નજીકમાં જ રહેતી હતી. ટૂંકમા, કલકત્તા પાછા આવતા પહેલાં એણે ઉત્તર ભારતમા બધું થઈને લગભગ દસ વર્ષ ગાળ્યાં.

ભારતનો એનો લાંબોચોડો પ્રવાસ, એની તીવ્ર નિરીક્ષણશક્તિ, ભારતીય સ્ત્રીઓ અને કન્યાઓની શોચનીય દશાનું એનું પ્રત્યક્ષ જ્ઞાન, ગાઢ વિદ્વત્તા અને મહાન વ્યવસ્થાશક્તિ—આ બધાને લીધે શ્રી રામકૃષ્ણે સોંપેલા કાર્ય માટે એ પૂરેપૂરી લાયક

હતી. ઈ. સ. ૧૮૯૫માં ગણ્યાંગાંઠયાં સાધનો સાથે એણે, માતાજી શારદાદેવીના નામ ઉપરથી, કલકત્તા નજીક આવેલા બરાકપુરમાં ગંગાકિનારે કપાલેશ્વરમાં શારદેશ્વરી આશ્રમ શરૂ કર્યો. એ વિકસ્યો અને વિસ્તર્યો: ઈ. સ. ૧૯૧૧માં એ ભાડાના મકાનમાં ખસેડવામાં આવ્યો અને ઈ. સ. ૧૯૨૪માં એના હાલના સ્થળે, એટલે ૨૬, મહારાણી હેમંતકુમારી સ્ટ્રીટ, શ્યામબાઝાર, કલકત્તામાં ખસેડવામાં આવ્યો.

ઈ. સ. ૧૯૩૨ના અરસામાં એની તબિયત લથડવા માંડી. એ વખતે એ લગભગ પંચોતેર વર્ષની હતી. પુરીના જગન્નાથમંદિરની એણે છેલ્લી મુલાકાત લીધી અને બે વર્ષ પછી હવાફેર માટે વૈદ્યનાથ ગઈ અને વર્ષ પછી નવદ્વીપ ગઈ.

ઈ. સ. ૧૯૩૮ના ફેબ્રુઆરીમાં, મહિનાની છેલ્લી તિથિએ આવતી શિવરાત્રિના દિવસે એણે કહ્યું કે એનું જીવનનાટક ખતમ થઈ ગયું છે. રાત્રિના અંતભાગમાં એણે દામોદરની મૂર્તિને પોતાની પાસે લાવવાનું કહ્યું. એનાં દર્શન કરતાં એણે કહ્યું: "સુંદર! હું વિસ્ફારિત અને નિમીલિત નયને એમને આબેહૂબ જોઉં છું. હું એમને બધો વખત જોઉં છું." એણે પહેલાં પોતાના માથા ઉપર મૂર્તિને રાખી, પછી પેટ ઉપર મૂકી અને પછી આશ્રમના મુખ્ય અંતેવાસીને સોંપી. બીજે દિવસે એણે ત્રણ વાર "ગુરુ રામકૃષ્ણ" એવો ઉચ્ચાર કર્યો અને રાત્રે સવા આઠ વાગે મૃત્યુ પામી.

ગુરુ તરીકે એણે સેંકડો આધ્યાત્મિક સાધકોને સ્વીકાર્યા અને માર્ગદર્શન આપ્યું.[1]

---

[1] આ પ્રકરણ માટેની સામગ્રી 'મહાન ઉપદેશક શ્રી રામકૃષ્ણ' અને 'વેદાંતકેસરી' (માતાજી અંક), બન્નેમાંથી એકઠી કરવામાં આવી છે. આ બન્ને મદ્રાસના મૈલાપુરમાં આવેલા શ્રીરામકૃષ્ણ મઠ વતી પ્રકાશિત થયાં છે, અને 'ઉદ્‌બોધન' (ઉદ્‌બોધન કાર્યાલય, બાગબાઝાર કલકત્તા)ના ૧૯૫૪ના અંક તરીકે પણ પ્રકાશિત થયાં છે.

### પ્રકરણ પંદરમું

# બૌદ્ધ ધર્મ અને જૈન ધર્મમાં સ્ત્રીઓનો સુધરેલો દરજ્જો

## પ્રસ્તાવના

### જૈન ધર્મ અને બૌદ્ધ-ધર્મનું પ્રદાન

જૈન ધર્મ અને બૌદ્ધ ધર્મ હિંદુધર્મથી અનેક રીતે જુદા પડે છે અને તેથી હિંદુઓ એને નાસ્તિક ગણે છે. બધા જ વર્ગનાં અને જ્ઞાતિઓનાં સ્ત્રીપુરુષો માટે સામાજિક અને આધ્યાત્મિક સમાનતા એ આ બન્ને ધર્મોનું મોટામાં મોટું પ્રદાન છે.

વૈદિક ધર્મે અને વૈદિક સમયના સામાજિક બંધારણે પાછળથી જ્ઞાતિપ્રથા તરીકે ઓળખાયેલી વર્ણવ્યવસ્થાને સ્વીકારી. વેદોત્તર કાળમાં, સમાજના પ્રથમ બે વર્ણોના સભ્યો – જેમાં બ્રાહ્મણવર્ગનું સ્થાન ઉચ્ચતર હતું–જે સામાજિક અને આધ્યાત્મિક વિશિષ્ટાધિકારો ભોગવતા હતા તે ચોથા વર્ણના શ્રમજીવીઓને, દસ્યુઓને, આર્યોની સમાજવ્યવસ્થા બહારના બીજા નીચલા વર્ણોને અને ત્રીજા વર્ણના વૈશ્યોને પણ ભોગવવાની સદંતર મના કરવામાં આવી હતી. ખરેખર, દસ્યુઓ અને બીજા નીચા વર્ણોને માનવ તરીકે જે સામાજિક અને આધ્યાત્મિક હક્કોનો એમનો અધિકાર હતો, તે પણ આપવામાં આવ્યો નહોતો.

વેદોત્તર કાળના સર્વશ્રેષ્ઠ ઉપદેશક અને ભગવદ્-ગીતાના ગાતા શ્રીકૃષ્ણે પ્રથમવાર જ દરેકને આધ્યાત્મિક સમાનતા બક્ષી હતી.[1] એમણે સામાજિક સમાનતા સ્થાપવાનો પ્રયત્ન કર્યો હતો, પણ એ દિશામાં એ બહુ સફળ થયા નહોતા.

સદીઓ પછી, મહાવીર અને બુદ્ધે પ્રતિપાદન કર્યું કે ધર્મ બધા જ વર્ણો માટે, વર્ગો માટે અને સ્ત્રીપુરુષો માટે સમાન છે. વેદકાળમા માત્ર ઉચ્ચ વર્ણોનાં સ્ત્રીપુરુષોને મળતી આધ્યાત્મિક સમાનતા હવે નીચલા વર્ણોનાં બધાં સ્ત્રીપુરુષો સુધી વિસ્તારવામાં આવી હતી. આ બન્ને ઉપદેશકો બધી જ્ઞાતિઓના અને બધા વર્ગોના લોકો માટે સામાજિક સમાનતાના હિમાયતી હતા અને એ સમાનતા એમણે દેશની બધી સ્ત્રીઓ

---

1. જુઓ ભગવદ્ગીતા, અધ્યાય ૯મો, શ્લોક ૩૦–૩૨

સુધી વિસ્તારી હતી. મહાવીર (ઈ. સ. પૂ. ૫૯૯-૫૨૭), બુદ્ધ (ઈ. સ. પૂ. ૫૬૦-૪૮૦)ના જયેષ્ઠ સમકાલીન હતા અને ભારતની સ્ત્રીઓના સામાજિક અને આધ્યાત્મિક દરજ્જામાં સુધારો કરવાનો યશ સૌ પહેલો એમને ફાળે જાય છે.

## બે પરસ્પર વિરોધી પરિબળો

રૂઢિચુસ્ત વિચારસરણી અને ઉદાર વિચારસરણી, આ બે પરિબળો ખૂબ પ્રાચીન સમયથી ભારતના સામાજિક અને ધાર્મિક જીવન ઉપર એવી રીતે વારાફરતી અસર કરતાં આવ્યાં છે કે એ આપણને માનવહૃદયનાં સંકોચન અને વિસ્તારની યાદ આપે છે. જ્યારે જ્યારે ચુસ્ત રૂઢિઓના ભારે દબાણથી સામાજિક અને ધાર્મિક સ્વતંત્રતા ગૂંગળાતી હતી, ત્યારે ઉદારતાપ્રેરક અસરો અમલી બનતી હતી અને આ વિચારસરણીએ, સ્ત્રીપુરષો બન્નેને, સામાજિક અને ધાર્મિક હક્કોની બાબતમાં સમાનતા બક્ષી હતી. એ જ રીતે, જ્યારે ઉદાર વિચારધારાની ઉદાર પ્રવૃત્તિઓ પોતાનો ઉપયોગ ગુમાવી બેઠી અને પરદેશી તત્ત્વોને લીધે આ દેશનું સામાજિક અને ધાર્મિક જીવન ભયમાં હતું, ત્યારે રૂઢિચુસ્ત વિચારસરણીને અમલમાં મૂકવાથી ધર્મ અને સમાજનું સંરક્ષણ થયું હતું. આ બન્ને વિચારસરણીઓ પોત-પોતાનો ફાળો ભારતના રાષ્ટ્રીય જીવનમાં આપ્યે જાય છે.

## બૌદ્ધ ધર્મ

હિંદ ધર્મની રૂઢ આધ્યાત્મિક પરંપરામાંથી મુક્તિ પામીને જ બૌદ્ધ ધર્મનો વિકાસ થયો અને વિચારોની આ સ્વતંત્રતાની પ્રતિછાયા આપણને બૌદ્ધ સમાજમાં, પ્રથાઓમાં અને રીતભાતોમાં જોવા મળે છે. તથાગતે એ બતાવ્યું કે જ્ઞાતિ, વર્ગ અને જાતિના ભેદોથી દૂર રહીને જ ધર્મ બધા માટે સમાન રૂપથી સુલભ બને છે. પોતે સ્થાપેલા ભિક્ષુસંઘમાં એમણે સમાજના બધા થરોમાંથી, ઊંચાં અને નીચાં, રાય અને રંક, શિક્ષિત અને નિરક્ષર બધાંને દાખલ કર્યાં, અને એમની આજ્ઞાથી શરૂ થયેલા ભિક્ષુણી-સંઘમાં પણ બધા જ વર્ગની પરિણીત, અપરિણીત, વિધવા એમ બધા જ પ્રકારની સાધિકાઓને દાખલ કરી.

આ સંઘમાં માત્ર આધ્યાત્મિક પ્રગતિ જ મહત્ત્વની ગણવામાં આવતી હતી અને તેથી દાખલ કરવામાં આવેલી સ્ત્રીઓમાં કોઈ ભેદભાવ રાખવામાં આવતો ન હતો: ગણિકા અથવા અધમ જીવન જીવી ચૂકેલી સ્ત્રીને પણ આ સંઘમાં પ્રવેશ

આપવામાં આવતો હતો અને એના ભૂતકાળના જીવન તરફ સહેજ પણ તિરસ્કાર દર્શાવ્યા વિના, એને બીજી સ્ત્રીઓની માફક જ રાખવામાં આવતી હતી. દીક્ષિત ભિક્ષુણીઓ અને નવીન શિષ્યાઓને ભિક્ષુઓ અને નવદીક્ષિતોના જેવી જ કેળવણી આપવામાં આવતી હતી. બૌદ્ધ ધર્મની ઉપાસિકાઓને પણ બૌદ્ધ ધર્મના સિદ્ધાંતો શીખવવામાં આવતા હતા.

બૌદ્ધયુગમાં જો કે સામાન્ય રીતે સ્ત્રીઓનો દરજ્જો સુધર્યો હતો, પણ ભિક્ષુણીઓનું સ્થાન ભિક્ષુઓ કરતાં ઊતરતું હતું. વાસ્તવમાં તો બુદ્ધ, સ્ત્રીઓને આ સંઘમાં દાખલ કરતાં અચકાતા હતા, પણ એમને દાખલ કરવાનો અને દીક્ષા આપવાનો નિષેધ એમના સંદેશાના મૂળભૂત સિદ્ધાંતો સાથે અસંગત હોવાને કારણે, છેવટે એમને ભિક્ષુણીઓના સંઘની સ્થાપનાને સંમતિ આપવી પડી. છતાં એમણે આ સંઘ માટે આચારના ખૂબ કડક નિયમો નક્કી કર્યા.

## બૌદ્ધ ભિક્ષુણીઓનો સંઘ કેવી રીતે સ્થપાયો

બૌદ્ધ વૃત્તાંતો પ્રમાણે, મહાપ્રજાપતિ ગૌતમી અને રાજમહેલમાંની એની પાંચસો પરિચારિકાઓ પ્રવ્રજ્યા લેવામાં અને ભિક્ષુણી સંઘ સ્થાપવામાં સહુથી મોખરે હતી. બુદ્ધની વિમાતા તથા રાજા શુદ્ધોદનની બીજી રાણી ગૌતમીએ પોતાના કેશ કાપી નાખ્યા અને કાષાયવસ્ત્ર ધારણ કર્યાં. એ વખતે બુદ્ધ કપિલવસ્તુના ન્યગ્રોધારામમાં બિરાજતા હતા. એ એમને મળવા ત્યાં ગઈ, અને એમને વંદન કરી એણે કહ્યું: "ભગવન, જો સ્ત્રીઓને ઘર છોડી, પ્રવ્રજ્યા ગ્રહણ કરી તથાગતે પ્રવર્તાવેલા ધર્મને અનુસરવા દેવામાં આવે તો સારું." ત્યારે બુદ્ધે કહ્યું: "ઓ ગૌતમી, રહેવા દે! સ્ત્રીઓને એમ કરવા દેવામાં આવે એવું તું રખે ઇચ્છતી!" ગૌતમીએ એ જ વિનતિ બીજીવાર અને ત્રીજીવાર કરી, પણ બુદ્ધ અણનમ રહ્યા અને એ જ ઉત્તર આપ્યો. પછી ગૌતમી બહુ હતાશ થઈ આંસુભરી આંખે એમની પાસેથી ચાલી ગઈ. થોડા દિવસ પછી બુદ્ધ વૈશાલી જવા નીકળ્યા, અને ત્યાં પહોંચીને મહાવન કુટાગાર ભવનમાં બિરાજ્યા. ગૌતમી વૈશાલી ગઈ. ત્યાં આનંદે ભવનના પ્રવેશદ્વાર પાસે રાહ જોતી એને જોઈ. "તું શા માટે, 'સૂઝેલા અને ધૂળથી ખરડાયેલા પગે' 'હતાશ અને સજલ-નયને' આવી છે?" એમ આનંદે પૂછ્યું ત્યારે તેણે જવાબ આપ્યો કે "તથાગતે સ્ત્રીઓને ભિક્ષુણી બનવાની પરવાનગી નથી આપી." પછી આનંદ તથાગત પાસે ગયા, એમને મહાપ્રજાપતિ ગૌતમીના સમાચાર જણાવી કહ્યું: "એની ઇચ્છા છે એ

પ્રમાણે સ્ત્રીઓને પ્રવ્રજ્યા લેવાની અનુજ્ઞા આપવામાં આવે તો સારૂ" છતાં બુદ્ધે કહ્યું "આનંદ! સ્ત્રીઓને એમ કરવા દેવામાં આવે એવું તું રખે ઈચ્છતો!" આનંદે બીજીવાર અને ત્રીજીવાર એ જ વિનતિ કરી, પણ એમને એનો એ જ જવાબ મળ્યો પાછળથી આનંદે નીચેના શબ્દોમાં જુદી રીતે બુદ્ધને પૂછ્યું "ભગવન્! ગૃહસ્થાશ્રમ વટાવ્યા પછી અને તથાગતે પ્રવર્તાવેલા ધર્મ અને નિયમો અનુસાર પ્રવ્રજ્યા ગ્રહણ કર્યા પછી શું સ્ત્રીઓ આપના ઉપદેશનું ફળ પ્રાપ્ત કરવા તથા દ્વિતીય માર્ગનો અથવા તૃતીય માર્ગનો અથવા અર્હતની સ્થિતિનો લાભ ઉઠાવવાનો અધિકાર ખરો?" "હા આનંદ એને એ અધિકાર છે" "ભગવન્, એને જો એ અધિકાર હોય તો મહાપ્રજાપતિ ગૌતમીએ તથાગતની ઘણી સેવા કરી છે તથાગતની માતાના મૃત્યુ બાદ એમણે તથાગતને સ્તનપાન કરાવ્યું હતું, ભગવન! જો સ્ત્રીઓને ગૃહસ્થ જીવનના ત્યાગ પછી તથાગતે પ્રવર્તાવેલા ધર્મ અને નિયમો અનુસાર પ્રવ્રજ્યા લેવા દેવામા આવે તો સારૂ"

"હે આનંદ, જો એમ છે તો મહાપ્રજાપતિ ગૌતમી સંઘના આઠ નિયમોને સ્વીકારી એનું પાલન કરવાની દીક્ષા લઈ શકે છે"

## મુખ્ય આઠ નિયમો

આ મુખ્ય આઠ નિયમો નીચે પ્રમાણે હતા

૧ ભિક્ષુણીએ, પછી ભલે એ સો વર્ષની હોય, પણ નવા ભિક્ષુને નમવું જોઈએ. (મહાપ્રજાપતિ ગૌતમીને આ નિયમ ખૂચ્યો હતો, પણ બુદ્ધની ઇચ્છા હોવાથી એને એ કબૂલ રાખવો પડ્યો)

૨ જ્યા ભિક્ષુ ન હોય તેવા સ્થળમા ભિક્ષુણીએ વર્ષાઋતુ ગાળવી નહિ.

૩ વર્ષાઋતુના અંતે, ભિક્ષુણીએ જોયેલા, સાભળેલા અગર વિચારેલા ગમે તે દોષ માટે, ભિક્ષુસંઘ અને ભિક્ષુણીસંઘ બન્ને પાસે માફી માગવી.

૪ પખવાડિક સભા (ઉપોસ્થ) અને અપવાદ(ઓવાદ)ની તિથિ નક્કી કરતાં પહેલાં, ભિક્ષુણીએ ભિક્ષુ પાસેથી જરૂરી સૂચનાઓ મેળવી લેવી.

૫ જો કોઈ ગભીર અપરાધ થયો હોય તો ભિક્ષુણીએ બન્ને સંઘ પાસે માફી માગવી જોઈએ.

૬ બે વર્ષ સુધી છ સિદ્ધાંતો શીખ્યા પછી, સાધ્વીએ ઉપસંપદા (ઉચ્ચતર દીક્ષા) માટે બન્ને સંઘની પરવાનગી મેળવવી.

૭ ભિક્ષુણીએ કોઈપણ ભિક્ષુને ઠપકો ન આપવો, પણ ભિક્ષુ ભિક્ષુણીને ઠપકો આપી શકે.
૮ ભિક્ષુણીએ કદી કોઈ ભિક્ષુની નિંદા ન કરવી કે એને વિશે ખરાબ ન બોલવું.[૧]

ભિક્ષુણી સંઘને અનુસરવા પડતા બીજા પણ કેટલાક નિયમો હતા. નિયમોનું બંધારણ જોતાં જ ખ્યાલ આવે છે કે એ બહુ કડક હતા. બ્રહ્મચર્ય, તપસ્યા અને ઉગ્ર માનસિક અને આધ્યાત્મિક સંયમના આદર્શો આચરણમાં મુકાય એ હેતુથી આ નિયમો ઘડવામાં આવ્યા હતા. ઉપર દર્શાવેલા નિયમનો ખરેખર તો તાલીમ લેતી ભિક્ષુણીઓ માટે હતા.

ભિક્ષુ સંઘ અને ભિક્ષુણી સંઘ બન્નેનું અસ્તિત્વ સ્વાભાવિક રીતે બુદ્ધ માટે ચિંતાનું મોટું કારણ હતું, અને તેથી જ એમણે ભિક્ષુણીઓ માટે આટલા કડક નિયમ રચ્યા હતા. આ નિયમો અનુસાર, ભિક્ષુણીઓ, ભિક્ષુઓની દેખરેખ નીચે રહેતી, જેને કારણે ભિક્ષુઓ સાથેનો સંબંધ એમને માટે આવશ્યક હતો, અને જે સંબંધ પાછળથી અસ્વસ્થકર નીવડ્યો, અને સમય જતાં ભારતમાંથી બૌદ્ધ ભિક્ષુ અને ભિક્ષુણીઓના સંઘ સદંતર અલોપ થઈ ગયા. ઈ. સ. ની પાંચમી સદી પછી, બૌદ્ધ સંઘમાં સ્ત્રીઓને દાખલ કરવાનું બંધ કરવામાં આવ્યું હતું.

## જૈન ધર્મ

મહાવીરનો દૃષ્ટિકોણ બહુ વિશાળ હતો અને એ પોતાના ધર્મમાં સ્ત્રીઓને પ્રવેશ આપતા સહેજ પણ ખચકાતા નહોતા. એમના અનુયાયીઓના ચાર વર્ગ હતા: સાધુઓ, સાધ્વીઓ, શ્રાવકો અને શ્રાવિકાઓ.

જૈન ધર્મ દિગંબર અને શ્વેતાંબર તરીકે ઓળખાતી બે મુખ્ય શાખાઓમાં વહેંચાઈ જાય છે. દિગંબરો માને છે કે સ્ત્રીઓ મોક્ષ મેળવી શકે નહિ. તેથી એઓ પોતાના પંથમાં સ્ત્રીઓને દાખલ કરતા નથી, જ્યારે શ્વેતાંબરો શ્રાવકો અને શ્રાવિકાઓ વચ્ચે કશો ભેદભાવ ગણતા નથી અને પોતાના પથમા છટથી સ્ત્રીઓને દાખલ કરે છે. મહાવીરના સમયમાં ચૌદ હજાર પુરુષો અને છત્રીસ હજાર સ્ત્રીઓએ સંસારનો ત્યાગ કર્યો અને આ સ્ત્રીઓ સાધ્વી બની. મહાવીરની પિતરાઈ બહેન (કેટલાકના મતે એમની માસી) ચંદના સાધ્વી સંઘની અધ્યક્ષ હતી. પોમાવે જેવી રાણીઓ અને ધનિક અને પ્રતિષ્ઠિત સાધ્વીઓનો પણ જેમાં સમાવેશ થતો હતો, એવી આ સાધ્વીઓ ખૂબ આદરણીય ગણવામાં આવતી હતી.

---

૧ બૌદ્ધ સાહિત્યમાં સ્ત્રીઓ: લેખક: ડૉ. બી. સી. લૉ. પૃ. ૮૦–૮૧.

પ્રમાણે સ્ત્રીઓને પ્રવ્રજ્યા લેવાની અનુજ્ઞા આપવામાં આવે તો સારુ" છતાં બુદ્ધે કહ્યું "આનંદ! સ્ત્રીઓને એમ કરવા દેવામાં આવે એવું તું રખે ઈચ્છતો!" આનંદે બીજીવાર અને ત્રીજીવાર એ જ વિનતિ કરી, પણ એમને એનો એ જ જવાબ મળ્યો. પાછળથી આનંદે નીચેના શબ્દોમાં જુદી રીતે બુદ્ધને પૂછ્યું "ભગવન્! ગૃહસ્થાશ્રમ વગરવ્યા પછી અને તથાગતે પ્રવર્તાવેલા ધર્મ અને નિયમો અનુસાર પ્રવ્રજ્યા ગ્રહણ કર્યા પછી શું સ્ત્રીઓ આપના ઉપદેશનું ફળ પ્રાપ્ત કરવા તથા દ્વિતીય માર્ગનો અથવા તૃતીય માર્ગનો અથવા અર્હતની સ્થિતિનો લાભ ઉઠાવવાનો અધિકાર ખરા?" 'હા આનંદ એને એ અધિકાર છે" "ભગવન્, એને જો એ અધિકાર હોય તો મહાપ્રજાપતિ ગૌતમીએ તથાગતની ઘણી સેવા કરી છે. તથાગતની માતાના મૃત્યુ બાદ એમણે તથાગતને સ્તનપાન કરાવ્યું હતું, ભગવન! જો સ્ત્રીઓને ગૃહસ્થ જીવનના ત્યાગ પછી તથાગતે પ્રવર્તાવેલા ધર્મ અને નિયમો અનુસાર પ્રવ્રજ્યા લેવા દેવામાં આવે તો સારુ"

"હે આનંદ, જો એમ છે તો મહાપ્રજાપતિ ગૌતમી સંઘના આઠ નિયમોને સ્વીકારી એનું પાલન કરવાની દીક્ષા લઈ શકે છે"

## મુખ્ય આઠ નિયમો

આ મુખ્ય આઠ નિયમો નીચે પ્રમાણે હતા

૧ ભિક્ષુણીએ, પછી ભલે એ સો વર્ષની હોય, પણ નવા ભિક્ષુને નમવું જોઈએ. (મહાપ્રજાપતિ ગૌતમીને આ નિયમ ખૂચ્યો હતો, પણ બુદ્ધની ઈચ્છા હોવાથી એને એ કબૂલ રાખવો પડ્યો)

૨ જ્યાં ભિક્ષુ ન હોય તેવા સ્થળમાં ભિક્ષુણીએ વર્ષાઋતુ ગાળવી નહિ.

૩ વર્ષાઋતુના અંત, ભિક્ષુણીએ જોયેલા, સાંભળેલા અગર વિચારેલા ગમે તે દોષ માટે ભિક્ષુસંઘ અને ભિક્ષુણીસંઘ બન્ને પાસે માફી માગવી

૪ પખવાડિક સભા (ઉપોસ્થ) અને અપવાદ(ઓવાદ)ની તિથિ નક્કી કરતાં પહેલાં, ભિક્ષુણીએ ભિક્ષુ પાસેથી જરૂરી સૂચનાઓ મેળવી લેવી.

૫ જો કોઈ ગંભીર અપરાધ થયો હોય તો ભિક્ષુણીએ બન્ને સંઘ પાસે માફી માગવી જોઈએ

૬ બે વર્ષ સુધી છ સિદ્ધાંતો શીખ્યા પછી, સાધ્વીએ ઉપસંપદા (ઉચ્ચતર દીક્ષા) માટે બન્ને સંઘની પરવાનગી મેળવવી.

૭ ભિક્ષુણીએ કોઈપણ ભિક્ષુને ઠપકો ન આપવો, પણ ભિક્ષુ ભિક્ષુણીને ઠપકો આપી શકે.
૮ ભિક્ષુણીએ કદી કોઈ ભિક્ષુની નિંદા ન કરવી કે એને વિશે ખરાબ ન બોલવું.[૧]

ભિક્ષુણી સંઘને અનુસરવા પડતા બીજા પણ કેટલાક નિયમો હતા. નિયમોનું બંધારણ જોતાં જ ખ્યાલ આવે છે કે એ બહુ કડક હતા. બ્રહ્મચર્ય, તપસ્યા અને ઉગ્ર માનસિક અને આધ્યાત્મિક સંયમના આદર્શો આચરણમાં મુકાય એ હેતુથી આ નિયમો ઘડવામાં આવ્યા હતા. ઉપર દર્શાવેલા નિયમનો ખરેખર તો તાલીમ લેતી ભિક્ષુણીઓ માટે હતા.

ભિક્ષુ સંઘ અને ભિક્ષુણી સંઘ બન્નેનું અસ્તિત્વ સ્વાભાવિક રીતે બુદ્ધ માટે ચિંતાનું મોટું કારણ હતું, અને તેથી જ એમણે ભિક્ષુણીઓ માટે આટલા કડક નિયમ રચ્યા હતા. આ નિયમો અનુસાર, ભિક્ષુણીઓ, ભિક્ષુઓની દેખરેખ નીચે રહેતી, જેને કારણે ભિક્ષુઓ સાથેનો સંબંધ એમને માટે આવશ્યક હતો, અને જે સંબંધ પાછળથી અસ્વસ્થકર નીવડ્યો, અને સમય જતાં ભારતમાંથી બૌદ્ધ ભિક્ષુ અને ભિક્ષુણીઓના સંઘ સદંતર અલોપ થઈ ગયા. ઈ.સ.ની પાંચમી સદી પછી, બૌદ્ધ સંઘમાં સ્ત્રીઓને દાખલ કરવાનું બંધ કરવામાં આવ્યું હતું.

## જૈન ધર્મ

મહાવીરનો દૃષ્ટિકોણ બહુ વિશાળ હતો અને એ પોતાના ધર્મમાં સ્ત્રીઓને પ્રવેશ આપતાં સહેજ પણ ખચકાયા નહોતા. એમના અનુયાયીઓના ચાર વર્ગ હતા: સાધુઓ, સાધ્વીઓ, શ્રાવકો અને શ્રાવિકાઓ.

જૈનધર્મ દિગંબર અને શ્વેતાંબર તરીકે ઓળખાતી બે મુખ્ય શાખાઓમાં વહેંચાઈ જાય છે. દિગંબરો માને છે કે સ્ત્રીઓ મોક્ષ મેળવી શકે નહિ. તેથી એઓ પોતાના પંથમાં સ્ત્રીઓને દાખલ કરતા નથી, જ્યારે શ્વેતાંબરો શ્રાવકો અને શ્રાવિકાઓ વચ્ચે કશો ભેદભાવ ગણતા નથી અને પોતાના પંથમાં છૂટથી સ્ત્રીઓને દાખલ કરે છે. મહાવીરના સમયમાં ચૌદ હજાર પુરુષો અને છત્રીસ હજાર સ્ત્રીઓએ સંસારનો ત્યાગ કર્યો અને આ સ્ત્રીઓ સાધ્વી બની. મહાવીરની પિતરાઈ બહેન (કેટલાકના મતે એમની માસી) ચંદના સાધ્વી સંઘની અધ્યક્ષ હતી. ચોમાવે જેવી રાણીઓ અને ધનિક અને પ્રતિષ્ઠિત સાધ્વીઓનો પણ જેમાં સમાવેશ થતો હતો, એવી આ સાધ્વીઓ ખૂબ આદરણીય ગણવામાં આવતી હતી.

૧ બૌદ્ધ સાહિત્યમાં સ્ત્રીઓ : લેખક: ડૉ. બી. સી. લૉ. પૃ. ૮૦–૮૧.

## પ્રકરણ સોળમું

# બૌદ્ધ ધર્મ અને જૈન ધર્મની સંત નારીઓ

### ૧ બૌદ્ધ ધર્મની સંત નારીઓ

બૌદ્ધ યુગ ભારતના ઇતિહાસનો એક મહાન યુગ છે અને એના ધર્મપ્રસારના ઉત્સાહ માટે બીજા દેશોમાં તેમ જ માતૃભૂમિમાં જ ઉદ્ભવેલા જીવન અને વિચારના પ્રસાર માટે એકસરખો જાણીતો છે. મહાન અને ઉદાત્ત સ્ત્રીઓની ઉજ્જવળ હારમાળા એ આ યુગનું એક વિશિષ્ટ લક્ષણ છે. બુદ્ધના જીવન અને ઉપદેશોમાંથી પ્રેરણા લઈને, એમાંની ઘણી સ્ત્રીઓ ઘર અને કુટુંબનો ત્યાગ કરી નવા સ્થપાયેલા ભિક્ષુણી સંઘમાં—જગતમાં આ પ્રકારની પ્રથમ સસ્થામાં—જોડાઈ. આ ભિક્ષુણીઓ એમના આધ્યાત્મિક બધુઓ ભિક્ષુઓની જેમ, આશ્રમોમાં રહેતી અથવા અનેક દેશોની પ્રજામાં સત્ય અને જ્ઞાનનો પ્રકાશ પાથરતી પરિવ્રાજિકાઓ તરીકે વિચરતી હતી.

બીજાઓમા રહેલી આધ્યાત્મિક વૃત્તિને સતેજ બનાવવાનો સાવ સરળ માર્ગ પોતાની શ્રદ્ધા અને ભક્તિને ઉત્કટ બનાવવામાં છે આ પ્રમાણે જ્યાં જ્યાં આ સ્ત્રીઓ ગઈ, ત્યા ત્યાં એમના જીવનના આદર્શવાદની અને વિશુદ્ધિની ઘેરી છાપ પડી. ઘણાં હૈયાઓએ એમનો સદેશો ઝીલ્યો અને મહાસાગરના પ્રચંડ મોજાંની જેમ બૌદ્ધ જીવન તથા દર્શન લોકોના અતઃકરણ ઉપર વિજય મેળવતાં આખા જગતમાં ફરી વળ્યાં.

### ગોપા

આ બૌદ્ધ સ્ત્રીઓમાં સૌથી મોખરે તથાગતની પત્ની ગોપા છે. જ્યારે રાજકુમાર સિદ્ધાર્થે (ભવિષ્યના બુદ્ધે) મધ્યરાત્રિએ બાળપુત્ર સાથે ઊંઘતી ગોપાનો ત્યાગ કર્યો ત્યારે અતિશય દુઃખ થવા છતા ગોપા પોતાને પડેલી આ ખોટ માટે નથી રડી કે નથી આ પરિત્યાગ બદલ એણે સિદ્ધાર્થને ઠપકો આપ્યો. જગતનાં દુઃખો માટે જેનું હૃદય દ્રવી ઊઠ્યું છે એવા સિદ્ધાર્થના પ્રેમાર્દ્ર હૃદયની વિશાળતા એને સમજાઈ હતી. રાજમહેલની સમૃદ્ધિઓમાં આળોટતી હોવા છતાં, હવેથી એ, અરણ્યમા વિચરતા એના પતિ કરતાં સંયમમાં અને ઉગ્રતામાં સહેજે ઊતરતું નહિ એવું તપશ્ચર્યામય જીવન જીવતી હતી.'

જ્ઞાન પ્રાપ્ત થયા પછી જ્યારે બુદ્ધ એમના પિતાને ત્યાં પાછા ફર્યા ત્યારે કપિલ-વસ્તુના લોકોનો આનંદ માતો ન હતો; પણ અત્યારે એ મુંડિત મસ્તકે અને ઉઘાડા પગે હતા. હવે એ રાજકુમાર ન હતા, પણ માનવજાતના સેવક, ઉપદેશક અને ઉદ્ધારક હતા. વિરહનાં એ બધાં જ લાંબાં અને એકાકી વર્ષો દરમિયાન ગોપા એમના વિચારોને એટલી અનુકૂળ થઈ રહી કે એમની જેમ પ્રવ્રજ્યાનો વિચાર એને પણ સાહજિકપણે આવ્યો, અને એ રાજધાનીમાં પાછા ફર્યા ત્યારે એમને પ્રેમથી અંજલિ આપતાં અને આવકારતાં, ગોપાએ એમને ચરણે પોતાના એકમાત્ર પુત્રની મહામૂલી ભેટ ધરી. એણે રાહુલને એના પિતા પાસે જઈ, પિતૃધન માગવાનું કહ્યું, પણ રાહુલ પિતા વગર જ ઊછર્યો હતો અને તેથી એણે કહ્યું: "મા, હું પિતાને ઓળખીશ કેવી રીતે?" એની માતાએ ગર્વથી જવાબ આપ્યો: "બેટા, પુરુષોમાં જે સિંહ સમાન શોભતા હોય, તેને તારા પિતા જાણજે." પછી રાહુલ પહેલાં જેમને કદી ઓળખતો ન હતો તેવા પિતા પાસે સીધો જ ગયો અને નીડરપણે અનેકવાર વિનતિ કરી. છેવટે એની વિનતિઓથી પીગળેલા બુદ્ધે પોતાના મુખ્ય શિષ્ય આનંદને રાહુલને ભિક્ષાપાત્ર અને કાષાયવસ્ત્રો આપવાનું કહ્યું. આ ગોપાનો અંતિમ અને સૌથી મહાન ભોગ હતો. રાજમાતાની જેમ, દુઃખમાં ડૂબેલી છતાં આનંદિત અને ગૌરવાન્વિત એ મહાન રાષ્ટ્રીય જાગૃતિના ઉંબરે ઊભી રહીને જાણે કે એના પતિના પંથને અનુ-સરનારાઓને આશીર્વાદ ન આપતી હોય! લોકોના એના તરફના પ્રેમ અને કૃતજ્ઞતાના પ્રતીક તરીકે, એને 'યશોધરા'—યશ અને કીર્તિને ધારણ કરનાર—એવું નવું નામ આપવામાં આવ્યું, જે નામે એ આજદિન સુધી ઓળખાય છે.

સ્વામી વિવેકાનંદે[1]—જે ઘણીવાર બુદ્ધ ઉપર બોલતા—એક પ્રસંગે કહ્યું, "એમની પોતાની પત્ની એમના મહાન શિષ્યોમાંની એક હતી, જે ભારતવર્ષની સ્ત્રીઓમાં બૌદ્ધ ધર્મની પ્રવૃત્તિઓમાં મોખરે રહી."

એક બીજા પાઠાંતર પ્રમાણે, બુદ્ધની વિમાતા ગૌતમી બૌદ્ધ ભિક્ષુણીસંઘની સ્થાપક હતી.

## ગૌતમી (મહાપ્રજાપતિ)

બુદ્ધની માતા માયાદેવીને ગૌતમી નામે એક નાની બહેન હતી, અને એને પણ રાજા શુદ્ધોદન સાથે પરણાવવામાં આવી હતી. પુત્ર સિદ્ધાર્થના જન્મ

1. સ્વામી વિવેકાનંદ, સંપૂર્ણ સાહિત્ય ગ્રંથ ૭ પૃ. ૭૬

પછી સાત દિવસે માયાદેવી અવસાન પામી ત્યારે ગૌતમીને બહુ દુઃખ થયું, અને રાજા પણ પોતાનો પુત્ર અને ગાદીવારસના ઉછેર અંગે સચિંત બન્યો. એ અરસામાં, થોડા દિવસો પછી ગૌતમીને પણ એક પુત્ર જન્મેલો, પણ એને આ માતાવિહોણા પુત્ર પ્રત્યે એટલી મમતા હતી અને પોતાના પતિ, એટલે કે રાજા પ્રત્યે, એટલી નિષ્ઠા હતી કે એણે પોતાના પુત્રને ધાવને સોંપ્યો અને પોતાની મૃતબહેનના બાળક પર માતૃવાત્સલ્ય વરસાવ્યું. સિદ્ધાર્થ પણ એને પોતાની માતા જેમ જ ચાહતા હતા. ભવિષ્યના બુદ્ધના ઘણા જન્મજાત ગુણો આ રાજકુમારમાં બાળપણથી જ હશે એ હકીકત આપણે ન નકારીએ, છતાં એક વાત નિઃશંક છે કે એમના મન અને હૃદયના ઘણા ગુણો વિકસાવવાનો યશ ગૌતમીને ફાળે જાય છે. બદલામાં એના ઉપર પણ સિદ્ધાર્થની ઘેરી અસર પડી હતી, અને સમય આવ્યે એની આગેવાની નીચે, પાંચસો શાક્ય સ્ત્રીઓએ બુદ્ધ પાસે બૌદ્ધ ભિક્ષુણીઓની દીક્ષા સ્વીકારી. એ આધ્યાત્મિકતાની ઉચ્ચ કોટિએ પહોંચી હતી અને એણે નવા ધર્મના પ્રચારમાં સમગ્ર જીવન ગાળ્યું હતું. થેરી-ગાથામાં બુદ્ધને સંબોધતાં એણે લખ્યું: "ઓ સુગત, તમે બાળક હતા ત્યારે આંખોથી તમને જોવામાં અને કાનેથી તમારી મીઠી કાલીઘેલી બોલી સાંભળવામાં મને ખૂબ આનંદ થતો, પણ એ આનંદ, તમારા વડે ઉચ્ચારાયેલા જ્ઞાનપૂર્ણ શબ્દો સાંભળીને હૃદયને ભરી દેતા આનંદની સરખામણીની તોલે ન આવી શકે."

આ શબ્દો દર્શાવે છે કે ગૌતમી બુદ્ધની ભક્તિપૂર્ણ શિષ્યા હોવા ઉપરાંત, ઠેઠ સુધીની એમની પ્રેમાળ માતા પણ રહી હતી. એને મહાપ્રજાપતિનું બિરુદ મળ્યું હતું અને આ રીતે એને ગૌતમી નામની બીજી શિષ્યાથી જુદી પાડવામાં આવી.

## કિસા ગૌતમી

આ બીજી ગૌતમી ગરીબ માતાપિતાને ત્યાં જન્મી હતી. એનાં સાસરિયાં એની સાથે બહુ ખરાબ રીતે વર્તતાં હતાં. આથી કૃષ અને દુઃખી હોવાથી એ કિસા ગૌતમી તરીકે જાણીતી થઈ. 'કિસા' સંસ્કૃત શબ્દ 'કૃષા' એટલે 'દુર્બળ'નો પાલી પર્યાય છે. ગૌતમીએ પુત્રને જન્મ આપ્યા પછી, ઘરના વાતાવરણમાં સુધારો થયો; એના ભૂખ્યા હૃદયનો બધોયે પ્રેમ આ પુત્ર ઉપર કેન્દ્રિત થયો અને ભવિષ્યને માટે એનામાં નવી આશા અને હિંમતનો સંચાર થયો. આ પછી, એ માત્ર આ બાળક ખાતર જ જીવતી હતી, પણ અરેરે, એનું સુખ ક્ષણજીવી નીવડ્યું. એક દિવસ બાગમાં રમતા આ બાળકને ઝેરી સર્પે દંશ દીધો. એ તરત જ મૃત્યુ

પામ્યો અને આ દુઃખથી કિસા ગૌતમી સૂધબુધ ભૂલી બેઠી. બાળકના મૃતદેહને હાથમાં લઈ, શબમાં પ્રાણસંચાર કરે એવા કોઈ ઔષધની શોધ કરતી એ પાગલ સ્રીની માફક ધૂમવા લાગી. એ જ વખતે બુદ્ધ અને એમના શિષ્યો એ રસ્તેથી પસાર થયા અને એમનો શાંત અને દયાળુ ચહેરો જોઈ, એના હૃદયમાં પુનઃ આશાનો સંચાર થયો. એણે એમનાં ચરણે પુત્રના મૃતદેહને મૂકી, એમને વંદન કરી રડતાં રડતાં કહ્યું, "મારા પુત્ર વિના મારે મન જગત અંધકારમય છે. એને સજીવન કરી મને પ્રકાશ આપો." બુદ્ધે જવાબ આપ્યો, "ઓ કલ્યાણી, જા, અને એક તોલો સરસવના દાણા લઈ આવ, અને હું તારા બાળકના શબમાં પ્રાણસંચાર કરીશ–માત્ર એટલું યાદ રાખ કે જે ઘરમાં કદી મૃત્યુનાં પગલાં ન થયા હોય એવા ઘરમાંથી એ સરસવના દાણા લાવજે." બુદ્ધના શબ્દોનો ઊંડો અર્થ દુઃખવિહ્વળ અને સરળ હૃદયની ગૌતમીને સમજાયો નહિ. એક તોલો સરસવના દાણા માટે એ ઘેરઘેર ફરી, પણ મૃત્યુના પડછાયા તો દરેક ઘર પર પથરાઈ રહ્યા હતા; પરિણામે કોઈ સ્વજનનો ભોગ એણે ન લીધો હોય એવું એકકે કુટુંબ એને જડયુ નહિ. હતાશ અને ભ્રમમુકત ગૌતમી બુદ્ધ પાસે પાછી ફરી અને ઉદાસ વદને એમને જણાવ્યું કે ઘણા લોકો મને સરસવના દાણા આપવા તૈયાર હતા, પણ જેમના ઘરમા કોઈ મૃત્યુ પામ્યુ ન હોય એવા ઘરમાંથી સરસવ લાવવાની તમારી શરત પૂરી પાડી શકાય એમ હતું નહિ. પછી બુદ્ધે સરળ શબ્દોમા કહ્યુ, "ઓ કલ્યાણી, જન્મ અને મૃત્યુ એ તો આ સસારમાં પ્રવર્તતો નિયમ છે. તેં પોતે જોયું તેમ દુઃખ તારા એકલી પર પડ્યું નથી." ગૌતમીના ઘવાયેલા હૃદય માટે આ શબ્દોએ શીતળ લેપની ગરજ સારી, નિરાશાને સ્થાને અનાસકિત આવી અને હૃદયમા પ્રતિક્ષણ વધતા જતા શોકને સ્થાને નિલિપ્તતા આવી રહી. એણે પોતાના પુત્રનો અતિમસંસ્કાર કર્યો અને બુદ્ધના ઉપદેશોમાંથી નવી જીવનદષ્ટિ પામીને, એણે ઘર અને કુટુંબનો ત્યાગ કરીને બુદ્ધનાં ચરણે આત્મનિવેદન કર્યું અને ભિક્ષુણી બની. ક્રમશઃ જતા, એનાં જ્ઞાનચક્ષુ ઊઘડ્યાં અને એણે અર્હત્ (મુકત આત્મા)નું પદ મેળવ્યું.

બધા જ ધર્મના ઉપદેશકોએ વારંવાર ભારપૂર્વક કહ્યું છે કે બાહ્ય પરિસ્થિતિમાં શાશ્વત સુખની ખોજ કરવી એ નરી મૂર્ખતા છે, આપણે એ સંજોગોને અધીન થવા કરતાં એમનાથી પર થઈને જીવનને નવો આકાર આપવાની કાચી સામગ્રી તરીકે આ બાહ્ય પરિસ્થિતિનો ઉપયોગ કરી શકીએ. પુત્રના મૃત્યુપ્રસંગે ગૌતમીના હૃદયને ભરી દેતા હેતુની ઉદાત્તતા સરી ન હોત તો, અતિશય સરળ અને કરુણ રીતે

જીવનને વફાદાર એવી આ હૃદયદ્રાવક કથનીની નોંધ પણ લેવામાં આવી ન હોત એનાં વચનો થેરીગાથામાં નોંધવામાં આવ્યાં છે, અને આધ્યાત્મિક જીવનની જાગૃતિ સાથે આવતી શાશ્વત શાંતિનું જ્વલંત ઉદાહરણ એનું જીવન પૂરુ પાડે છે, જગતની ક્ષણભંગૂર અને ચંચળ વસ્તુઓ સાથે અનિવાર્ય રીતે સંકળાયેલા સુખ અને દુ ખની મર્યાદાઓથી ઉપર જવા એ સાચા સત્યશોધકને શક્તિમાન બનાવે છે

પ્રાસંગિક રીતે, આ કથા પવિત્ર જીવનનાં આવશ્યક લક્ષણો અંગે પ્રવર્તતી ગેરસમજ ઉપર પણ પ્રકાશ ફેંકે છે સામાન્ય માણસને મન ભૌતિક જીવન એ જ એકમાત્ર સત્ય છે અને બીમાર માણસોને સાજા કરવા અને મૃતને સજીવન કરવા કરતાં મોટુ કોઈ વરદાન માનવજાત માટે હોઈ શકે એવી એને કલ્પના પણ ન આવી શકે પણ જગતની દૃષ્ટિએ પ્રેમ અને કરુણાના મૂર્તિમંત અવતાર તરીકે આદરણીય હોવા છતાં બુધ્ધે આ કે બીજા કોઈ પ્રસંગે નથી દર્શાવી ચમત્કારિક સિદ્ધિઓ કે નથી એમણે કર્યું ચમત્કારિક રોગનિવારણ. ઊલટુ, એ ચમત્કારોને સત્યના માર્ગમા મહાન અવરોધરૂપ ગણતા હતા એકવાર શિષ્યોએ એમને વાત કરી કે એક માણસે ખૂબ ઊંચાઈએથી સ્પર્શ્યા વગર જ ભિક્ષાપાત્ર ઉતાર્યું, ત્યારે બુદ્ધે ભિક્ષાપાત્ર લઈને પગ નીચે ભાગી નાખ્યુ અને આવા ચમત્કારો પર ધર્મનું બંધારણ ન કરવા શિષ્યોને કહ્યું જે જે વસ્તુઓ તેઓ કરતા, તેમા એમની ઉત્કૃષ્ટ માનવતા જ દૃષ્ટિગોચર થાય છે, દા ત, બકરાને બચાવવા એમણે પોતાનું જીવન હોમવાની તૈયારી બતાવી હતી તેથી આપણે જોઈએ છીએ કે એમના શિષ્યોના જીવનમા પણ કોઈ અતિપ્રાકૃતિક તત્ત્વને સ્થાન ન મળ્યું, અને એમા જ એમનું સામર્થ્ય અને પ્રભાવ રહેલા છે

## સુપ્રિયા

સુપ્રિયા એ શ્રાવસ્તીના અનાથપિંડદ નામના જાણીતા લક્ષાધિપતિની પુત્રી હતી. એનાં સ્નેહાળ માતાપિતાએ એને વૈભવમા ઉછેરી અને એના ઉછેર અને કેળવણી ઉપર પોતાનો પ્રેમ અને ધ્યાન કેન્દ્રિત કર્યાં એમ કહેવાય છે કે એ અસાધારણ બુદ્ધિમતી હતી બાલ્યવયથી જ એને પોતાનો પૂર્વજન્મ યાદ હતો. આ પૂર્વ જન્મના પ્રસંગોએ ઘણીવાર કહેતી હતી બુદ્ધની સાવકી મા અને માસી મહાપ્રજાપતિ ગૌતમીએ એને સાત વર્ષની કુમળી વયે બૌદ્ધ ધર્મની દીક્ષા આપી સુપ્રિયા એનાં ડહાપણ અને આધ્યાત્મિક જ્ઞાન માટે જાણીતી હતી, પણ એ ઉપરથી એમ

ન ધારી શકાય કે એ એકાંતપરાયણ અને એકાકી જીવન ગાળતી હતી. પ્રાર્થનાઓ અને ધ્યાન ધરવા ઉપરાંત એ માંદાની સારવાર કરવામાં અને દીન-દુ:ખીઓની સંભાળ લેવામાં સમય ગાળતી હતી. એના કન્યાકાળનો એક પ્રસંગ એની નૈતિક હિંમતનો અને એના ચારિત્ર્યબળનો આજે પણ આપણને તાદૃશ ખ્યાલ આપે છે.

એક વખતે, જ્યારે બુદ્ધદેવ જેતવનના વિહાર(મઠ)માં વાસ કરી રહ્યા હતા, ત્યારે આ સમૃદ્ધ અને વૈભવશાળી શ્રાવસ્તી નગરી ઘોર દુકાળના પંજામાં સપડાઈ હતી. અનાજની તંગીને લીધે સ્ત્રી-પુરુષો હાડપિંજર જેવાં થઈ ગયાં હતાં, અને એમની રોગ સામેની પ્રતિકારશક્તિ પણ દિવસે દિવસે ઘટતી જતી હતી. અને તેથી એ લોકો જલદી રોગના શિકાર થઈ પડતાં હતાં. હૃદયોને વિદીર્ણ કરતું અને હાહાકાર વર્તાવતું મૃત્યુ માનવપુષ્પોનો ભોગ લેતું નગરમાં ઘૂમી રહ્યું હતું. એવું ન હતું કે એ વખતે શ્રાવસ્તી નગરીમાં લોકોને માટે અનાજ ખરીદવા અને આ મહાન સંકટમાંથી તરી જવા પૂરતાં સાધનો ન હતાં, પણ અન્ન અને ધનથી મદદ કરી શકે એવા શ્રીમંત નાગરિકોનાં હૃદય સ્વાર્થ અને લોભથી નિષ્ઠુર બન્યાં હતાં. એમના બંધુઓના આ દુ:ખથી એમનું હૃદય જરાય ન પીગળ્યું. એમની દુ:ખી અવસ્થા જોવાની કે શહેરના કંગાળ ભાગને ગજાવતી એમની કરુણ અને કારમી ચીસો સાંભળવાની એમને પરવા ન હતી. ઊલટું, રખેને ભૂખ અને ભૂખમરાથી હતાશ થયેલા ગરીબો વીફરે અને પોતાના જાનમાલને હાનિ પહોંચાડે એ બીકે એમણે પોતાની સહીસલામતી વધારવાના પ્રયત્નો કરવા માંડ્યા.

એક દિવસે, વિહારના પ્રવેશદ્વાર આગળ એક બાળક સાવ ચત્તોપાટ પડ્યો હતો. બુદ્ધના મુખ્ય શિષ્ય આનંદને એની કરુણ અવસ્થા જોઈ બહુ લાગી આવ્યું. એણે ભગવાન બુદ્ધ પાસે જઈને કહ્યું, "આસપાસના લોકો ભૂખને લીધે મરવા પડ્યા છે. આવા સંજોગોમાં આપણા સંઘ(બૌદ્ધ ભિક્ષુઓનો સંઘ)નું શું કર્તવ્ય છે? શ્રાવસ્તીના ઘણા ધનિકો બુદ્ધ ભગવાનનો ઉપદેશ સાંભળવા આવ્યા હતા અને ત્યાં હાજર હતા બુદ્ધે એમને સંબોધીને પૂછ્યું, "તમે બધા ધનિક અને પ્રતિષ્ઠિત છો. તમે ધારો તો આટલી મોટી સંખ્યામાં મરતા લોકોની જિંદગીને સહેજમાં બચાવી શકો." એમના આ શબ્દો સાંભળીને દરેકે કોઈ ને કોઈ બહાનું આગળ કર્યું. કેટલાકે કહ્યું: "અમારા ભંડારો ખાલી છે." બીજાઓએ કહ્યું, "શ્રાવસ્તી નગરી વિશાળ હોવાથી એની વસતિ વધારે છે. એ બધાંને ખવડાવવું અશક્ય છે." બુદ્ધનો અંતરંગ શિષ્ય અનાથપિંડદ આ વખતે ગેરહાજર હતો. બુદ્ધે આસપાસ જોયું અને ફરીથી

પૂછ્યું, "આ ભયંકર દુકાળના પંજામાંથી પોતાના માનવબંધુઓને બચાવી શકે એવો કોઈ પણ માણસ અહીં નથી?" કોઈએ જવાબ ન આપ્યો, પણ મૌનની થોડી તંગ પળો પછી એક કન્યા એના આસન પરથી ઊઠી અને એણે નીડરપણે અને વિશ્વાસપૂર્વક કહ્યું, "ભગવન્, આ દાસી આપની આજ્ઞા પાળવા તૈયાર છે. પોતાની જિંદગીના ભોગે માનવસેવા કરવાનો લહાવો મળશે એ મહામૂલી ધન્યતા છે." કહેવું વ્યર્થ છે કે આ કન્યા આ વાર્તાની નાયિકા સુપ્રિયા જ હતી. સભાજનો સ્તબ્ધ થઈ ગયા, પણ એમને લાગ્યું કે યૌવનસહજ બેજવાબદારીને લીધે એ અવિચારીપણે બોલી હતી, પણ બુદ્ધે એની તરફ સ્મિત કરતાં કહ્યું, "દીકરી, આ વિશાળ જનસંખ્યાને અન્નની ખોટ તું કેવી રીતે પૂરી પાડશે?" સુપ્રિયાએ ઉત્તર આપ્યો, "ભગવન્, તમારી કૃપાથી મારું ભિક્ષાપાત્ર કદી ખાલી નહિ રહે. એ ભૂખ્યાને ખવડાવશે, મરતાને જીવન બક્ષશે અને શ્રાવસ્તીનો દુકાળ એક ભૂતકાળની બીના થઈ રહેશે."

સુપ્રિયાના અમૃતસમાન મધુર શબ્દોથી આનંદનું હૃદય હર્ષઘેલું થઈ ગયું. કન્યાને આશીર્વાદ આપતા એ બોલ્યો, "બાલિકાના સ્વરૂપમાં રહેલી ઓ માતા, ભગવાન અમિતાભ તારા હૃદયની અભિલાષા પૂરી કરશે." બુદ્ધે પણ એને આશિષ આપી અને સભા બરખાસ્ત થઈ

અનાથપિંડદની પુત્રી અને મહાપ્રજાપતિ ગૌતમીની લાડકી શિષ્યા સુપ્રિયાએ શ્રાવસ્તીના દુકાળનું નિવારણ કરવાની પ્રતિજ્ઞા લીધી હતી એ સમાચાર આખી નગરીમાં ભયંકર આગની જેમ પ્રસરી ગયા. લોકોનાં હૃદયને કૂણાં બનાવતું એક ઉત્સાહનું મોજું ફરી વળ્યું અને એકઅવાજે બધા બોલ્યા, "સુપ્રિયાનું ભિક્ષાપાત્ર ખાલી નહિ રહે" સુપ્રિયા ઘેરેઘેર ભિક્ષા માગતી ફરતી હતી. એના માનવતાપ્રેમે લગભગ દરેક હૃદયમાં પડઘો પાડ્યો હતો અને નગરનો દરેક પુરુષ સ્ત્રી અને બાળક એને મદદ કરવા તૈયાર હતાં. જેવી રીતે દિવસ ઊગતાં, અંધકાર વિખરાઈ જાય છે, તેમ સુપ્રિયાના દેદીપ્યમાન વ્યક્તિત્વે દરેક હૃદયમાં નવી શ્રદ્ધા અને આશાનો સંચાર કર્યો. આ પ્રમાણે શ્રાવસ્તીના દુકાળનો અંત આવ્યો. એના આ એક કાર્યથી એણે પોતાની જાતને બૌદ્ધ સાહિત્યનાં ચરિત્રોમાં અમર બનાવી દીધી

## પટાચારા

શ્રાવસ્તી નગરીના એક વેપારીને ત્યાં પટાચારાનો જન્મ થયો હતો. પટાચારા જ્યારે યૌવનમાં આવી, ત્યારે એનાં માતાપિતાએ એક સુંદર અને ચારિત્ર્ય-

શીલ તથા એમના જેવી સામાજિક સ્થિતિવાળા યુવાનને તેના પતિ તરીકે પસંદ કર્યો; પણ પટાચારા એને પરણવા માગતી ન હતી. એ પોતાની પસંદગીના યુવકને પરણી. એનાં માતાપિતા એથી એના પર નાખુશ થયાં, અને પટાચારાએ પરદેશ વસવા માટે પિતાનું ઘર અને નગર છોડયાં.

ઘણાં વર્ષો વીતી ગયાં. બે પુત્રોના જન્મ પછી પટાચારાને એનાં માતાપિતાને મળવાની ઈચ્છા થઈ. તેથી પતિ અને પુત્રો સાથે, એ શ્રાવસ્તી જવા નીકળી. રસ્તામાં એ લોકો જંગલમાંથી પસાર થતાં હતાં ત્યારે એના પતિને ઝેરી સર્પે દંશ દીધો. નજીકમાં કશું સાધન ન હતું અને એ બિચારો મૃત્યુ પામ્યો. આ અણધારી ખોટને બને એટલી હિંમતથી સહન કરીને, કરુણ વિલાપ કરતી પટાચારાએ રસ્તો કાપવા માંડયો, પણ કમનસીબીએ હજી એનો પીછો પકડવાનું ચાલુ રાખ્યું હતું. જ્યારે બાળકો ઝાડની છાયામાં સૂતાં હતાં ત્યારે એક જંગલી પક્ષી આવીને એના નાના બાળકને ઉઠાવી ગયું. એનો મોટો પુત્ર એક ઝરો પસાર કરતી વખતે પ્રબળ વહેણમાં તણાઈ ગયો. હવે પટાચારાના શોકની અવધિ આવી રહી. આ પ્રમાણે પોતાના નાના કુટુંબના બધા જ સભ્યોને ગુમાવ્યા પછી, દુઃખથી પાગલ થયેલી અને કિંકર્તવ્યમૂઢ બનેલી પટાચારા બેભાનપણે ચાલવા લાગી. એનું હૃદય એટલું ભારે હતું, એનું મન એટલું વિહ્વળ હતું કે એ કયા રસ્તે જતી હતી તે પણ એને ખ્યાલ ન હતો. આ દુઃખની ક્ષણે, માતાપિતાને મળવાની એકમાત્ર આશાને તે વળગી રહી હતી. ઈશ્વરનાં પ્રિય પાત્રોએ બધાં દુન્યવી અવલંબન અને બધી મમતા તજી દઈને માત્ર એના પર જ આધાર રાખતાં શીખવું જોઈએ, અને કદાચ આ શીખવા માટે જ, પટાચારાને એક વધુ નિરાશા સાંપડવાની હતી.

થોડા વખતમાં એ શ્રાવસ્તી નગરીની નજીક આવી ચૂકી હતી, પણ ત્યાં પહોંચીને એને એનું બાળપણનું ઘર જડયું નહિ. પૂછપરછ કરતાં ખબર પડી કે એની ગેરહાજરી દરમિયાન એના પિતાના ઘરનું છાપરું તૂટી પડ્યું હતું અને એનાં માતાપિતા આ કાટમાળ નીચે દટાઈને મરણ પામ્યાં હતાં. આ છેલ્લા સંકટમાં એની સહનશકિતએ માઝા મૂકી અને મોટેથી રડતી અને જે જે મળે તેને પોતાની વીતકકથા કહેતી એ નગરીમાં ફરવા લાગી.

આ વખતે ભગવાન બુદ્ધ શ્રાવસ્તી નગરીમાં હતા. શોકાતુર પટાચારા એમની પાસે ગઈ, એમને પગે પડી અને પોતાનાં બધાં પ્રિયજનોનાં અવસાનના સમાચાર એમને જણાવ્યા. બુધ્ધે એને આશ્વાસન આપતાં કહ્યું કે આ સંસારમાં જીવન

ક્ષણભંગુર છે. એમના આ શબ્દોએ એના મનને શાન્ત કર્યું. એ સંઘના શરણે ગઈ અને બૌદ્ધ સંઘની ભિક્ષુણી બની. એ પછી એણે માનવસેવામાં, નવા ધર્મના ઉપદેશમાં અને ધર્મનો અષ્ટાંગ માર્ગ અનુસરવાની માણસોને વિનતિ કરવામાં પોતાની જિંદગી ગાળી. જીવનભરની સાધના દ્વારા એણે એટલું આધ્યાત્મિક સામર્થ્ય પ્રાપ્ત કર્યું હતું કે એ હજારો સ્ત્રીપુરુષોનાં હૃદયને શાંતિનો અનુભવ કરાવી શકતી. પીટક ગ્રંથમાં લખ્યું છે કે એકવાર પાંચસો સ્ત્રીઓના સમૂહને સંબોધતી પટાચારાના શબ્દોએ તેઓનાં મન ઉપર એવી ઘેરી અસર કરી કે એ બધી સ્ત્રીઓ બુદ્ધની દીક્ષિત શિષ્યાઓ બની. પોતાના વ્યાખ્યાન દ્વારા આટલી મોટી જનસંખ્યા પર પ્રભાવ જમાવવાના આવા કિસ્સા ઇતિહાસમાં વિરલ છે; અને એમાં જરાયે શંકા નથી કે પટાચારાનાં જીવન અને ચારિત્ર્યને લીધે જ એના શબ્દો જુસ્સાદાર અને પ્રતીતિકર બન્યા હશે. સ્વપ્રયત્નોથી સામાન્ય ક્ષુલ્લક જીવનની કક્ષામાથી આધ્યાત્મિક આનંદ અને શાશ્વત શાંતિની કોટિએ પોતાના જીવનનું ઊર્ધ્વીકરણ કરનાર અને બીજાઓને પરોપકારી અને ઉદાત્ત જિંદગી ગાળવામા પ્રેરનાર પટાચારા એક જ્વલંત ઉદાહરણ છે.

## અમ્બપાલી

વૈશાલી નગરીમાં અમ્બપાલી નામે એક લાવણ્યવતી ગણિકા વસતી હતી. એની પાસે ગમુનાપાત્ર ધન હતું, પણ એની મિલકતમા સહુથી પ્રસિદ્ધ તો નગર બહાર આવેલું આમ્રવન તરીકે ઓળખાતું વિશાળ ઉપવન હતુ.

એમના પરિભ્રમણ દરમિયાન, ભગવાન બુદ્ધ અને એમના શિષ્યોને એકવાર એ રસ્તે નીકળવાનુ થયુ. ઉપવનની શીતળતાએ અને શાંતિએ એમને આકર્ષ્યા અને આ સ્થાન રહેવા માટે અનુકૂળ થશે એમ વિચારી આમ્રવૃક્ષોની આ ઘટામાં એમણે પડાવ નાખ્યો. એમના આગમનની વાત સાભળી, અમ્બપાલી એમને મળવા આવી. એના વસ્ત્રાભૂષણો સાવ સામાન્ય હતાં, પણ એનુ સૌન્દર્ય અસાધારણ હતું, અને જ્યારે બુધ્ધે એને દૂરથી આવતી જોઈ, ત્યારે એમણે મનોમન વિચાર્યું : " રાજાઓ અને રાજકુમારોને પણ પરવશ બનાવી દે એવું સૌંદર્ય હોવા છતાં આ સ્ત્રી ઘણી શાંત અને સ્વસ્થ છે. આવા સ્વભાવની સ્ત્રીઓ ખરેખર આ દુનિયામાં મળવી મુશ્કેલ છે."

બુદ્ધને દંડવત્ પ્રણામ કરીને, અમ્બપાલી આદરપૂર્વક એમની પાસે બેઠી. એની

શ્રદ્ધા જોઈને તથાગતે એને ધર્મનો ઉપદેશ આપ્યો. એમની અનુકંપાપૂર્ણ દૃષ્ટિએ એની બધી દુન્યવી વાસનાઓ નિર્મૂળ બની ગઈ. હૃદય નિર્મળ બન્યું અને તથાગતે આપેલ ધર્મના ઉપદેશમાં એની શ્રદ્ધા દૃઢ થઈ. પછી એણે ભગવાન બુદ્ધને કહ્યું: "હે પ્રભો! કાલે આપ શિષ્યમંડળી સાથે મારે ઘેર ભિક્ષા લેવા પધારશો તો હું ઘણી જ કૃતાર્થ થઈશ." તથાગતે મૌન દ્વારા એમની સંમતિ દર્શાવી. એ પછી તરત જ મૂલ્યવાન વસ્ત્રાભૂષણોમાં સજ્જ થયેલા કેટલાક ધનાઢ્ય વેપારી યુવાનો રથમાં બેસીને ત્યાં આવ્યા અને બીજે દિવસે ભોજન માટે એમણે બુદ્ધને પોતાને ત્યાં નિમંત્ર્યા, પણ બુદ્ધે તો અમ્બપાલીનું આમંત્રણ એ પહેલાં જ સ્વીકાર્યું હતું એટલે આ આમંત્રણ એમણે નકાર્યું. આ ધનાઢ્યોએ અમ્બપાલીનું આમંત્રણ રદ કરાવવા ઘણો પ્રયત્ન કર્યો અને બુદ્ધને કીમતી રત્નો અને મોંઘા નંગ આપવા પણ તૈયારી બતાવી, પણ બુદ્ધ કે જેમણે પોતાના રાજ્યને તિલાંજલિ આપી હતી, એ માત્ર ભૌતિક સંપત્તિથી આકર્ષાય એવા ઓછા હતા?

બીજે દિવસે, બુદ્ધ શિષ્યો સહિત અમ્બપાલીને ઘેર ગયા. વિશાળ અને સુંદર બગીચાની વચ્ચે આવેલો એનો આલીશાન પ્રાસાદ સજાવટની ભવ્યતામાં અને સમૃદ્ધિમાં રાજમહેલ કરતાં સહેજે ઊતરે એમ ન હતો. બુદ્ધના સ્વાગત અર્થે આ પ્રાસાદ અને બગીચાને ખૂબ ઠાઠમાઠથી શણગારવામાં આવ્યાં હતાં, અને એમને જમાડવા અનેક સ્વાદિષ્ટ વાનગીઓ તૈયાર કરવામા આવી હતી. બુદ્ધ અને એમના શિષ્યોને, આ સ્વાદિષ્ટ ભોજન જમી રહ્યા બાદ, અમ્બપાલીએ પ્રણામ કરી વિનતિ કરી: "પ્રભો! મારુ આ ઘર અને ઉપવન, મારાં વસ્ત્રાભૂષણો અને મારી બધી જ માલમિલકત હુ સાધને ચરણે ધરું છું. આ મામૂલી ઉપહારનો સ્વીકાર કરી મારો અભિલાષ પૂર્ણ કરો."

તથાગતે અમ્બપાલીની ભેટ સ્વીકારી અને એને પોતાની શિષ્યા બનાવી. બુદ્ધે થોડા સમય પછી વૈશાલી છોડ્યુ, પણ અમ્બપાલી પોતાની નગરીના લોકોની સેવા કરવા ત્યાં જ રહી. શેષ જીવન એણે દીનદુઃખીઓની સેવામાં, ધર્મચિંતનમાં, વિચારશુદ્ધિ અને આચારશુદ્ધિ કેળવવામાં વ્યતીત કર્યું. એકવાર એણે ગણિકાનો હીન વ્યવસાય સ્વીકાર્યો હતો, પણ પરિસ્થિતિથી દબાઈ જવાને બદલે, પોતાના જીવનનું પરિવર્તન કરવામાં અને માનવઆત્માની ઉદાત્તતાને વ્યક્ત કરવા માટે પોતાના સંજોગોનો ઉપયોગ કરવા એ શક્તિમાન થઈ.

## સંઘમિત્રા

સંઘમિત્રા મહાન સમ્રાટ અશોકની મહાન પુત્રી હતી. પાશ્ચાત્ય વિદ્વાનોના મતે, એ એની બહેન હતી, પણ એને અશોકની પુત્રી માનતી ભારતીય પરંપરાથી જુદા પડવા માટે વજૂદવાળા પુરાવા આ વિદ્વાનો રજૂ કરી શક્યા નથી.

બૌદ્ધ ધર્મ અંગીકાર કર્યા પછી, અશોકે બૌદ્ધ ધર્મના પ્રચારમાં જીવન ગાળ્યું. બૌદ્ધ ધર્મ રાજ્યધર્મ બન્યો, આખા રાજ્યમાં પ્રાણીહિંસાની બંધી કરવામાં આવી, પ્રાણી-ચિકિત્સાલયો અને મનુષ્યો માટે સારવારગૃહો સ્થાપવામાં આવ્યાં અને ગરીબ અને કંગાળ માણસોને અન્નવસ્ત્રની વહેંચણી કરવામાં આવી. સાર્વજનિક રીતે ધાર્મિક શિક્ષણ આપવા માટે રાજ્ય તરફથી એક નવું ખાતું ખોલવામાં આવ્યું. વિહારોને આર્થિક મદદ આપવામાં આવી. આમ ઉત્સાહપૂર્વક ધર્મપ્રચાર ચાલતો હતો. મંદિરોની અને વિહારોની દીવાલો ઉપર, ખડકોની ટોચ અને થાંભલાઓ ઉપર, નગરોમાં અને ગામડાઓમાં, ભારતનાં ગીચ વસતિવાળા તેમ જ એકાંત સ્થળોમાં અને ભારત બહારના પ્રદેશોમાં નૈતિક અને ધાર્મિક ઉપદેશો અને પ્રિય-દર્શી રાજા અશોકના આદેશો અને આજ્ઞાઓ, કોતરવામાં આવ્યા. રાજ્યાશ્રય હેઠળ, ધાર્મિક પ્રશ્નો અને વાદવિવાદ કરવા વિદ્વાન ભિક્ષુઓ અને સંન્યાસીઓની સભાઓ અને પરિષદો યોજવામાં આવતી હતી, સતચરિત અને સમર્થ ઉપદેશકોને નૈતિક પુરુષાર્થ અને જીવમાત્ર માટે પ્રેમનો નવો સંદેશો આપવા માટે દેશના ખૂણેખૂણામાં તેમ જ પરદેશમાં મોકલવામાં આવતા હતા

સંઘમિત્રા અને એના ભાઈ મહેન્દ્રને એમના પિતાએ ખાસ કાળજીપૂર્વક કેળવણી આપી હતી. આ વખતે, રાજકુમાર વીસ વર્ષનો હતો અને રાજકુમારી આશરે અઢાર વર્ષની હતી. બન્ને સુંદર, મિલનસાર, બુદ્ધિશાળી અને અતિશય નમ્ર હતા. ભિક્ષુઓ સાથેના એમના ઘનિષ્ઠ સંપર્કે, અને એમના વાતાવરણની નૈતિક અને આધ્યાત્મિક તીવ્રતાએ એમના યુવાન હૃદય ઉપર ઊંડી અસર કરી. એમના પિતા જે કાર્યને પ્રેમપૂર્વક વરેલા હતા, એના માટે એમનો ઉત્સાહ પણ સહેજે ઓછો ન હતો.

એકવાર, જ્યારે અશોકે ગાદીવારસ તરીકે એના પુત્રને નીમવાની ઇચ્છા દર્શાવી, ત્યારે એક આચાર્યે એની પાસે આવીને કહ્યું, "જે ધર્મની ખાતર પોતાના સંતાનોને ન્યોછાવર કરી શકે એ જ ધર્મનો સાચો મિત્ર છે." રાજાએ તરત જ આ શબ્દોને

ઓલી લીધા, અને સ્નેહપૂર્ણ નયને પોતાનાં સંતાનો તરફ જોઈને કહ્યું: "તમે આજીવન અકિંચનતા, વિશુદ્ધિ અને માનવસેવાનું વ્રત સ્વીકારવા તૈયાર છો?" રાજાનો આ પ્રશ્ન સાંભળતાવેંત મહેન્દ્ર અને સંઘમિત્રાનાં વિશુદ્ધ અને નિર્દોષ હૃદયના આનંદની સીમા ન રહી. એમના હૃદયમાં સંઘની સેવા કરવાની ઇચ્છા ક્યારનીય ઉદ્‌ભવી હતી, પણ હમેશાં એ ધારતાં કે રાજકુળમાં થયેલો પોતાનો જન્મ, એમને સંસારનો ત્યાગ કરતાં અટકાવશે. પણ હવે એકઅવાજે એમણે જવાબ આપ્યો, "દયાળુ બુદ્ધદેવે ઉપદેશેલા સાર્વભૌમિક પ્રેમના સંદેશાને ફેલાવવામાં અમે સાધનભૂત થઈ શકીએ તો એ અમારું મહાભાગ્ય હશે. તમે અનુજ્ઞા આપો તો અમે સંઘમાં જોડાઈએ અને માનવજીવનના હેતુ અને ઉદ્દેશને સિદ્ધ કરીએ."

પોતાનાં સંતાનોના મુખેથી ત્યાગભર્યા આ શબ્દો સાંભળતાં અશોકનું હૃદય આનંદથી તરબોળ થઈ ગયું. પછી એણે સંઘને સંદેશો કહેવડાવ્યો કે અશોકે એનાં સંતાનોને તથાગતની સેવામાં અર્પણ કર્યાં હતા. પાટલિપુત્ર નગરમાં અને મગધ રાજ્યમાં આ સમાચાર વાયુવેગે ફરી વળ્યા અને પ્રજાજનો પિતા અને સંતાનોની દૃઢ નિર્ણયશકિત અને નિ:સ્વાર્થી ભાવનાની વાત સાભળીને ખુશી થયાં.

મહેન્દ્રનુ નામ ધર્મપાલ રાખવામાં આવ્યું અને સંઘમિત્રા આ પછી અયુપાલી તરીકે જાણીતી થઈ. બન્નેને સંઘની દીક્ષા આપવામા આવી અને એ બન્ને, તથાગતના માર્ગને ઉત્કટપણે અનુસરવા માડયાં. બત્રીસ વર્ષની વયે, મહેન્દ્રને સિંહલદ્વીપ અથવા સિલોનના ટાપુમાં મોકલવામાં આવ્યો. એ વખતનો લંકાનો રાજા તિષ્ક આધ્યાત્મિક જ્ઞાનજ્યોતિથી પ્રકાશતું મહેન્દ્રનું સુંદર સ્વરૂપ જોઈ આશ્ચર્યચકિત થયો, ખૂબ ભકિતભાવપૂર્વક રાજાએ એને આવકાર્યો અને રાજવી મહેમાન તરીકે એની પરોણાગત કરી. મહેન્દ્રે પોતાના ઉપદેશનો આરંભ કર્યો અને હજારો સ્ત્રીપુરુષો એનાં અનુયાયી થયા.

થોડા સમય પછી, સિલોનની રાજકુમારી અનુલા અને એની પાંચસો સહચરીઓએ ઘર અને કુટુંબનો ત્યાગ કરી બૌદ્ધ ભિક્ષુણી સંઘમાં જોડાવાનું નક્કી કર્યું. આ બધી નવશિષ્યાઓને ઉપદેશ આપવા અને તૈયાર કરવા એક લાયક સ્ત્રીની શોધ કરવી જરૂરી થઈ પડી. મહેન્દ્રને લાગ્યુ કે આ કઠણ કામ માટે એની બહેન એકદમ લાયક હતી, તેથી એણે એના પિતાને પત્ર લખી પુછાવ્યુ કે સિંહાળી સ્ત્રીઓમાં કામ કરવા સંઘમિત્રાને મોકલી શકાશે કે નહિ. જ્યારે સંઘમિત્રાએ એના ભાઈની

વિનતિ જાણી, ત્યારે એના સુખની સીમા ન રહી અને પોતાના નવા મુકામે પહોંચવા એ તરત જ નીકળી પડી.

પરદેશની સ્ત્રીઓને શાંતિ અને કલ્યાણનો સંદેશો આપવા એક મહાન સમ્રાટની સારી રીતે કેળવાયેલી અને શિક્ષિત પુત્રી નીકળી પડી હોય, એવો પ્રસંગ ભાગ્યના ઇતિહાસમાં પહેલી જ વાર બન્યો; અને જે ઉત્સાહથી આ સમાચાર ભારતના લોકોએ વધાવ્યા હશે, તેની ભાગ્યે જ આપણને કલ્પના આવે. એમ કહેવાય છે કે જ્યારે સંઘમિત્રા સિંહલમાં આવી પહોંચી, ત્યારે દ્વીપવાસીઓ એની પ્રોજ્જ્વળ વિશુદ્ધિ, એનો વૈરાગ્યનો અનુરાગ અને ભ્રમરો પર અંકાયેલી ઉદાત્તતા અને શાંતિથી એવા તો પ્રભાવિત થયા કે ચિત્રમાં આલેખાયેલી આકૃતિઓ જેવા નિશ્ચલ થઈ ગયા. એણે તરત જ ત્યાં ભિક્ષુણીઓનો વિહાર સ્થાપ્યો અને ભિક્ષુણીઓની કેળવણી સંભાળી લીધી. આ ભાઈબહેનના અથાગ પ્રયત્નોને લીધે આખા સિલોને બૌદ્ધ ધર્મ અંગીકાર કર્યો. આ દ્વીપની મધ્યમાં અનુરાધાપુર નામનું મહાન નગર બાંધવામાં આવ્યું. માઈલોના માઈલો સુધી વિસ્તરતા મહાકાય સ્તૂપો અને પાષાણનાં મકાનોના ખંડેરો આપણને એમની સિદ્ધિઓનો ખ્યાલ આપે છે. ધ્યાનસ્થ બુદ્ધની અથવા ધર્મોપદેશ કરતા બુદ્ધની અથવા નિર્વાણમાં પ્રવેશતા બુદ્ધની પ્રચંડ મૂર્તિઓ ઠેકઠેકાણે બનાવવામાં આવી. આ મૂર્તિઓ આજે પણ આપણને બૌદ્ધ યુગની ભવ્યતાની યાદ આપે છે.

મહાવંશ નામના બૌદ્ધ ગ્રંથમાં, લેખક કહે છે, "સંઘમિત્રાએ પૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું. સિંહલદ્વીપમાં રહેતી વખતે એણે ધર્મના પ્રચારાર્થે પુષ્કળ સત્કાર્યો કર્યાં હતાં. અને જ્યારે એમણે પરિનિર્વાણપદ પ્રાપ્ત કર્યું, ત્યારે સિંહલના રાજાએ એની સ્મૃતિને અનુરૂપ અંજલિ તરીકે, એના અંતિમ સંસ્કાર ઠાઠમાઠથી કર્યા."

બે હજાર વર્ષ વીતી ગયાં છે, પણ મહેન્દ્ર અને સંઘમિત્રાએ પ્રગટાવેલો પ્રેમ અને સત્યનો દીવો આજદિન સુધી સિલોનમાં પ્રકાશે છે.

જૈન ધર્મના સાધુઓ, સાધ્વીઓ અને સાધારણ અનુયાયીઓ માટે ઘણા જમાનાઓ સુધી પ્રેરણાદાયી નીવડી છે.

જૈનો ચોવીસ તીર્થંકરોનાં માતાપિતાને, ખાસ કરીને એમની માતાઓને ખૂબ માન આપતા હતા. આજે પણ આબુ, ગિરનાર અને બીજાં તીર્થધામોનાં જૈન મંદિરોમાં ખોળામાં બાળકો સાથે બેઠેલી આ માતાઓને દર્શાવતી આરસની તખતીઓ છે.

મરુદેવી પ્રથમ તીર્થંકર ઋષભનાથની માતા હતી. જ્યારે એણે સાંભળ્યું કે પુરિમતાલના નગરમાં એના પુત્રે કેવળ-જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું, ત્યારે હાથી ઉપર બેસીને, રાજાના રસાલા સાથે એ એને જોવા ગઈ. તીર્થંકરની આધ્યાત્મિક આભાથી એ એટલી બધી પ્રભાવિત થઈ કે એકચિત્તે એકાગ્રતા સાથે, સમાધિમાં પ્રવેશ કરી, એણે દેહત્યાગ કર્યો.

રાજકુમારી મલ્લિનાથ ઓગણીસમી તીર્થંકર બની. શ્વેતાંબરો માને છે કે મિથિલા (હાલનું બિહાર) ઉપર રાજ્ય કરતા કુંભરાજાની એ પુત્રી હતી. એ અતિશય સુંદર અને વિદ્વાન હોવાને કારણે ઘણા રાજાઓ એના હાથનું માગું કરતા હતા, પણ એના પિતાએ બધાં માગા નકાર્યાં. આ ઇનકારથી એ બધાનો ગુસ્સો પ્રજ્વલિત થયો, અને એમણે મિથિલા ઉપર ભારે આક્રમણ કર્યું. જ્યારે મલ્લિનો પિતા હારવાની અણી ઉપર હતો, ત્યારે મલ્લીએ બધા જ રાજાઓને પોતાના આવાસમાં બોલાવવાની એના પિતાને વિનંતિ કરી જેથી એ બધાને મળી શકે. જ્યારે એ બધા ત્યાં પ્રવેશ્યા, ત્યારે ત્યાં ઊભી રહેલી મલ્લિના દેહલાવણ્યથી તેઓ ઘડીભર સ્તબ્ધ થઈ ગયા. એટલામાં જ પહેલાં ઊભી રહેલી આકૃતિ જેવી જ સુંદર આકૃતિ બીજા દ્વારેથી પ્રવેશી અને એણે એમનો ભ્રમ દૂર કરતાં કહ્યું કે પહેલાં એમણે જોયેલી આકૃતિ પોતાની આબેહૂબ સુવર્ણપ્રતિમા હતી. પછી એણે પ્રતિમાના મસ્તક ઉપરથી ઢાંકણું ઉપાડ્યું અને પ્રતિમામાંથી એકદમ અસહ્ય દુર્ગંધ આવવા માંડી. એમાં અંદર પોલાણ હતું અને થોડા દિવસ પહેલાં એમાં ખાવાનું ભરવામાં આવતું હતું; રાજાઓ એને મળવા આવ્યા, ત્યાં સુધીમા એ કોહી ગયુ હતું. મલ્લિએ એમને કહ્યું કે એની બાહ્ય મોહકતા પાછળ આવી જ ગંદી અને ઘૃણાજનક વસ્તુઓ હતી. એણે આગળ ઉપર એમને એ પણ કહ્યું કે પોતે દુન્યવી ભોગોનો ત્યાગ કરવાની હતી અને તાપસી થવાની હતી. આ સાંભળતાં રાજાઓ શોકમાં ડૂબી ગયા. એમને ભાન આવ્યું કે સાચા સુખનો માર્ગ ધ્યાન અને તપશ્ચર્યાની સાધના છે. એથી પોતાના

વારસોને પોતપોતાની રાજગાદી સોંપી, આ બધા રાજાઓ, એના પગલાને અનુસર્યા અને સાધુ થઈ ગયા.

સ્વાભાવિક રીતે જ, સ્રીત્વ માટે તેમ જ મહાવીરે આચરેલા અને ઉપદેશેલા સંન્યાસી જીવનના ઉચ્ચ આદર્શો માટે વિશિષ્ટ માન ધરાવતા જૈનધર્મે ઘણી સાધ્વીઓ ઉત્પન્ન કરી છે. જૈન સાધ્વીઓનો સંઘ બૌદ્ધ ભિક્ષુણીઓના સંઘ કરતાં પ્રાચીનતર હતો. કેટલીક અગ્રગણ્ય જૈન સાધ્વીઓનો નીચે ઉલ્લેખ કરવામાં આવ્યો છે:

(૧) આર્યા ચન્દના મહાવીરની સમકાલીન હતી. એ અતિશય ધાર્મિક હતી, અને મહાવીરની પ્રથમ શિષ્યા તેમ જ જૈન સાધ્વીસંઘની અધ્યક્ષા હતી.

(૨) જયન્તી રાજા શતાનીકની બહેન હતી. એ મહાવીરનાં પ્રવચનોને સાંભળતી અને એમની સાથે જીવનમરણના પ્રશ્નો અંગે ચર્ચા કરતી હતી. એણે છેવટે રાજમહેલનાં સુખવૈભવોને તિલાંજલિ આપી અને સાધ્વીસંઘમાં દાખલ થઈ.

(૩) મૃગાવતી શતાનીક રાજાની લાવણ્યવતી રાણી હતી. તેનું નામ વિશુદ્ધિ અને શૌર્યના પ્રતીક તરીકે જાણીતું થયું છે. એના સૌન્દર્યથી લલચાયેલા ઉજ્જયિનીના પ્રદ્યોત રાજાએ, શતાનીકના રાજ્ય કૌશાંબ ઉપર આક્રમણ કર્યું. શતાનીક માંદો પડ્યો અને યુદ્ધ ચાલુ હતું એ દરમિયાન જ મૃત્યુ પામ્યો. સમયસૂચક મૃગાવતીએ જાહેર કર્યું કે રાજાની તબિયત ઠીક નથી. લશ્કરની સરદારી એણે જાતે લઈને, શત્રુઓને હાંકી કાઢ્યા અને પછી જ રાજાના મૃત્યુના સમાચાર બહાર પાડ્યા. લશ્કર થાકથી કંટાળી ગયું હોવાથી શત્રુની ભારે તાકાતને પહોંચી વળવા સમર્થ ન હોવાને કારણે એણે આ યુક્તિ અજમાવી. જો પ્રદ્યોત એના રાજ્ય આસપાસ કિલ્લો બાંધી આપે, અને એના બાળપુત્ર ઉદયનને સ્વતંત્ર રાજા તરીકે સિંહાસન પર સ્થાપે તો પોતે એની સાથે જવા તૈયાર હતી, એમ એણે જણાવ્યું. જ્યારે આ પ્રમાણે થયું, ત્યારે એણે મહાવીરની સભામાં જઈને, પ્રદ્યોતની સંમતિ હોય તો, જૈન સાધ્વી બનવાની પોતાની ઇચ્છા દર્શાવી. મહાવીરના ઉપદેશોની અસર તળે આવેલો પ્રદ્યોત એ વખતે બીજા સભ્યોની સાથે ત્યાં બેઠો હતો. ભૂતકાળ માટે પશ્ચાત્તાપ કરતાં એણે ઉચ્ચતર જીવન ગાળવાનો સંકલ્પ કર્યો; એણે મૃગાવતીને સાધ્વી બનવા માટે તરત જ સંમતિ આપી; એટલું જ નહિ, જૈન સાધ્વી સંઘમાં જોડાવાની અનુમતિ પોતાની કેટલીક રાણીઓને પણ આપી; અને એ બધી રાણીઓ મહાવીરના સ્વહસ્તે દીક્ષા મેળવવા સદ્ભાગી થઈ.

(૪) સ્થૂલભદ્રની સાત બહેનો (મહાવીર પછી લગભગ દોઢસો વર્ષે), યક્ષા અને બીજી કેટલીક સ્ત્રીઓ સાધ્વી બની.

(૫) યાકિની મહત્તરા ઈ. સ.ની સાતમી સદીની પ્રખર અને બુદ્ધિમતી વિદુષી હતી. જૈન શાસ્ત્રોના પ્રચારમાં કોઈ પણ સાધ્વી કરતાં એણે વધારે ફાળો આપ્યો છે. એણે વાદવિવાદમાં હરિભદ્ર નામના વિદ્વાન બ્રાહ્મણને હરાવ્યો, જેથી આ બ્રાહ્મણે એને ગુરુપદે સ્થાપી અને પોતે જૈનધર્મ અંગીકાર કર્યો. હરિભદ્ર પછી હરિભદ્ર-સૂરિ બનેલ આ બ્રાહ્મણ જૈનધર્મનો એક પ્રખર વિદ્વાન થઈ ગયો. એણે નીતિ-શાસ્ત્ર, યોગ, અને ન્યાયદર્શન ઉપર પુસ્તકો અને પ્રાચીન ગ્રંથો ઉપર ભાષ્યો લખ્યાં અને કથાઓ પણ લખી છે. એણે જૈનધર્મમાં સુધારક પ્રવૃત્તિ શરૂ કરી. આ મહાન વિદ્વાન પોતાને જૈન સાધ્વી યાકિનીના પુત્ર તરીકે ઓળખાવવામાં ખાસ અભિમાન લેતો હતો એ હકીકત ઉપરથી જ આપણે આ સાધ્વીની પ્રતિભા વિશે અનુમાન કરી શકીએ.

(૬) ઈ. સ.ની નવમી સદીના ઉત્તરાર્ધમાં જન્મેલી ગુણા સાધ્વી ઉચ્ચ આધ્યા-ત્મિક કોટિની અને મહાવિદ્વાન સાધ્વી હતી. ઈ. સ. ૯૦૫માં એણે સિદ્ધર્ષિના યુગવર્તી રૂપકાત્મક ગ્રંથ ઉપમિતભાવ – પ્રપંચ – કથાની પ્રથમ પ્રતિ તૈયાર કરી.

(૭) ઈ. સ. ૧૧૧૮માં જિનભદ્રના વિશેષાવશ્યક-ભાષ્ય ઉપર અતિવિસ્તૃત ટીકા લખવામાં મલધારી હેમચન્દ્રને મહાનંદાશ્રી મહત્તરા અને ગણિની વીરમતી નામની બે સાધ્વીઓએ ઘણી મદદ કરી હતી.

(૮) ઈ. સ. ૧૩૫૦માં ગુણસમૃદ્ધિ મહત્તરાએ અંજના-સુંદરી-ચરિત્ર નામનો પ્રાકૃત ગ્રંથ રચ્યો.

બૌદ્ધ ભિક્ષુણી સંઘનું અસ્તિત્વ ઈ. સનની પાંચમી સદી પછી નષ્ટપ્રાય થઈ ગયું, ત્યારે જૈન સાધ્વી સંઘ આજપર્યંત ચાલુ રહ્યો છે. આ સાધ્વીઓ પવિત્ર, કઠોર તપસ્વિની અને સ્વાર્થ ત્યાગી હોય છે. જીવમાત્ર પ્રત્યે અહિંસાના આદર્શને આચ-રણમાં મૂકવા માટે આ સાધ્વીઓ ખૂબ જાણીતી છે. અનશન એ પુણ્યકાર્ય ગણાય છે; જેટલા વધારે દિવસ ઉપવાસ ચાલે, એટલું વધારે પુણ્ય મળે. ઘણી સ્ત્રીઓ, ખાસ કરીને કર્ણાટકમાં, સલ્લેખ(અનશનથી દેહત્યાગ)નું વ્રત આચરતી; કારણ આ સૌથી વધારે પુણ્ય આપનાર ગણાય છે.

## પ્રકરણ સત્તરમું

# મિ ચઓ બુ: બ્રહ્મદેશની એક પવિત્ર નારી

ઈ. સ. ની ૧૫મી સદીમાં રામગ-ગાની ભૂમિ (દક્ષિણ બ્રહ્મદેશ) એક એવી વિભૂતિના ચેતનવંતા સાન્નિધ્યથી શોભી ઊઠી હતી, જે પોતાના આયુષ્ય અને શાસનકાળ દરમિયાન પછીની પેઢીઓ માટે, અને ખાસ કરીને બ્રહ્મદેશની સ્ત્રીઓ માટે, સૌમ્ય અને સુકુમાર; બલિષ્ઠ તેમ જ નિર્ભય એવો અમૂલ્ય વારસો મૂકી ગઈ જો કે એ એક જ એવી રાણી હતી, જેને રાજ્ય કરવાનો ઉત્તરાધિકાર પ્રાપ્ત થયો હતો. છતાં આજે એને મહાન સામ્રાજ્ઞી કરતા આદર્શ માતા તરીકે વધારે યાદ કરવામાં આવે છે; એની પ્રજાને મન હજીય એ જીવંત છે અને એમની સાથે છે. દુ:ખના દિવસોમાં એમના વિચારો જાણેઅજાણે એની તરફ વળે છે.

પોતાની પ્રજાના હૃદયમાં આવું રૂડુંરૂપાળું સ્થાન પ્રાપ્ત કરી જનારનું શબ્દોથી આલેખન કરવું મારે માટે મુશ્કેલ છે મને જેવું લાગે છે એવુ એનું જીવન આપીને જ હું કૃતાર્થ થાઉં. તેનસ્સેરિમમાંથી મળી આવેલ તાડપત્રો પર મોન ભાષામાં લખાયેલાં ઐતિહાસિક લખાણો એના જીવનની માહિતી માટેનો આધાર પૂરો પાડે છે.

૭૭૫ના વર્ષ(બ્રહ્મી)માં માઘ સુદી બારસ ને બુધવારના દિને (આશરે ઈ. સ. ૧૩૯૩ના જાન્યુઆરીની ૨૫મી તારીખે) હંતાવતોઇ (પેગુ)ના રાજા રાજધિરાત અને રાણી સુદ્ધમાયને ઘેર એક પુત્રી જન્મી.

એના પિતાની કાકીએ એનું નામ મિ ચઓ બુ રાખ્યું. મોટી થતાં આ કન્યાએ પોતાના નામને સંપૂર્ણતઃ સાર્થક કર્યું. 'મિ' એટલે માતા, 'ચઓ' એટલે પૌત્રી અને 'બુ' એટલે સુંદર. રૂપાળી પૌત્રી તરીકે તે પોતાની વૃદ્ધ કાકીના જીવનમાં શેષ વર્ષો મીઠાં બનાવવાની હતી અને પોતાની વૃદ્ધાવસ્થામાં પણ એ એવી માતા થવાની હતી—જેને ઉંબરે થાક્યાપાક્યા આત્માઓ, થાકેલા મુસાફરોની જેમ, આરામ અને શાંતિનો અનુભવ કરે; અને મહાન પેગોડા કયાક દગુઙ (શ્વે દેગોન)માં જેનો જવલંત વારસો, આપણાં જેવાં એનાં બાળકોને દૈનદિન જીવનની ક્ષુલ્લકતાઓથી ઉપર ઉઠાવીને કલ્પનાના ઉચ્ચોચ્ચ શિખરો તરફ અભિમુખ કરવાનો હતો.

જ્યારે એ સાત વર્ષની હતી ત્યારે નજીક આવેલા દગુઙ (રંગૂન)ના રાજ્યમાંથી

એના પિતાની કાકી અહીં મુલાકાતે આવી. બાહ્ય રીતે અનાસક્ત હોવા છતાં આ વૃદ્ધ કાકી પણ એના ભત્રીજાના આ નાના ફરજંદના જાદુથી અલિપ્ત રહી શકી નહિ. એણે આ બાલિકાને પોતાના દરબારમાં લઈ જવા દેવા રાજધિરાતને સમજાવ્યો અને કહ્યું કે પોતે આ બાલિકામાં ખૂબ કાળજીથી બૌદ્ધ સંસ્કારો રેડશે. એની સંમતિથી એ આ બાલિકાને પોતાને ત્યાં લઈ ગઈ અને રંગૂનની રાજ્ગાદીની ભવિષ્યની વારસ એને નીમી. રંગૂનના દરબારમાં નાની મિ ચઓ બુને પોતાનું નવું ઘર સાંપડ્યું. આટલી કુમળી વયથી જ તે ક્યારની ય આ દેશના સાંસ્કૃતિક આદર્શો અજાણતાં પણ આચરવા અને ઝીલવા લાગી હતી. નાના નીરોગી બીજને જેમ પોચી ફળદ્રુપ જમીન પોષે તેમ એનો દૈનિક કાર્યક્રમ એને પાંગરાવતો હતો, આ રીતે એના કુમળા મનને વિકસવા અને આગળ જતાં સંતચરિત્રના વિરલ સુગંધિત પુષ્પમાં પરિણમવા પ્રેરતો હતો.

વર્ષો પાણીની જેમ વહી ગયાં, અને સુખનો સ્રોત વહેવડાવીને એ એના પિતાની કાકીના શેષ જીવનને મધુર બનાવતી રહી. એ બાર વર્ષની થઈ, ત્યારે આ કાકી મૃત્યુ પામી, અને મિ ચઓ બુને રંગૂનનું રાજ્ય સોંપતી ગઈ. થોડા જ વખત બાદ, રાજધિરાત પોતાની પુત્રીને પોતાના હંસાવતોઈના દરબારમાં લઈ ગયો અને જ્યારે તે વીસ વર્ષની થઈ ત્યારે એને મત્ત્મ(મતબન)ના સ્વામી રાજા સ્મીન્ગ સ્રેથુ નામનર સંબંધી સાથે પરણાવી. મત્ત્મના દરબારમાં એ નવવધૂ તરીકે ગઈ, અને ત્યાં પાંચ વર્ષ માટે એણે સુખી દાંપત્યજીવન ભોગવ્યું, એ દરમિયાન એને ત્રણ બાળકો જન્મ્યાં. આ રીતે દિવસો પસાર થતા હતા, ત્યાં અચાનક વિધિએ એને ફટકો માર્યો, પચ્ચીસ વર્ષની ઉંમરે ત્રણ બાળકોની માતા મિ ચઓ બુ વિધવા થઈ. એના દુ:ખમાં એનું મન રંગૂન તરફ વળ્યું અને ત્યાં પાછી ગઈ. થોડાક સમય સુધી એ એનાં બાળકો સાથે નાના ભાઈ બગ્ઝારામની છત્રછાયામાં રહી.

એ પાછી આવી ત્યારે એના પિતા હંસાવતોઈમાં રાજ્ય કરતા હતા, પણ તરત જ થોડા વખતમાં એક જખ્મ પાકવાથી એ મૃત્યુ પામ્યા અને એનો મોટો ભાઈ બગ્ઝા કિમ ગાદી ઉપર આવ્યો. રાજધિરાતના મૃત્યુ પછી શાંતિ જળવાઈ નહિ તેથી એ, એનાં બાળકો અને ભાઈ—બધાં જ એમના ગાદીએ આવેલા મોટા ભાઈની સંભાળ અને રક્ષણ નીચે જીવન વિતાવવા હંસાવતોઈ આવ્યાં.

ત્યાંથી એ ઘણીવાર લગભગ પચાસ માઈલ જેટલું અંતર કાપીને ક્યાક દગુન્ગની યાત્રાએ જતી.

અવનો રાજા થિહથુ ચાર સેનાપતિઓની સરદારી નીચે ગુપ્ત રીતે લશ્કર મોકલવાની યોજનાઓ ઘડતો હતો. હસાવતોઈ અને ત્નૂન વચ્ચેના એક નિર્જન અને એકાંત સ્થળે આ લોકો તેની રાહ જોવાના હતા, કે જેથી મિ નવઓ બુ એ રસ્તેથી પસાર થાય ત્યારે એને અને એના રસાલાને પકડી લઈ અવ લાવી શકાય.

નિરાંત જીવે લગભગ રસળતી ગતિએ મુસાફરી કરતા હતા. પણ એક દિવસ જંગલમાં પોતાની આજુબાજુ ભેદી રીતે ઘૂમતા કેટલાક માણસો એણે જોયા. તરત જ એને ઘોડાઓના હણહણાટ અને હાથીઓની ચિચિયારીઓ સંભળાઈ, અને એના આશ્ચર્યની સીમા ન રહી. એને પોતાની પરિસ્થિતિનો પૂરો ખ્યાલ આવે એ પહેલાં એને લશ્કરે ઘેરી વળ્યું. એ લશ્કર સામે એનો રસાલો પોતાનો બચાવ કરી શકે એમ ન હતો. એને અવના રાજ્યની દિશામાં ઉત્તર તરફ આગળ વધવાનો હુકમ કરવામાં આવ્યો.

બ્રહ્મદેશની પરંપરા જણાવે છે કે એ અવમાં થિહથુના દરબારમાં આ રીતે આવી. રાજાધિરાજના મૃત્યુ પછી બન્ને ભાઈઓ વચ્ચે ઝઘડો પડ્યો. થિહથુ આવ્યા અને આ ઝઘડાનો ઉકેલ એમ સંતોષકારક રીતે આણ્યો. એની આ ભલાઈ માટે એના બન્ને ભાઈઓ થિહથુના ઘણા આભારી હતા. એમણે એના પ્રત્યેનું ઋણ અદા કરવા થિહથુ સાથે એને પરણાવી.

ઓગણત્રીસ વર્ષની વયે થિહથુની પટરાણી તરીકે એનો વિધિપુરઃસર અભિષેક કરવામાં આવ્યો. આટલા બધા ગૂંચવણભર્યા સંજોગોનો સામનો કરવો ગમે તે માણસને મુશ્કેલ પડ્યા હોત, અને એને પણ એ અઘરા તો લાગ્યા હશે જ. સદ્‌ભાગ્યે બૌદ્ધિક વ્યવસાય તરફ એનું સદાય વલણ રહેતું તેથી અધ્યાપન અને અધ્યયનમાં એ ગૂંથાઈ રહેતી. રોજિંદા જીવનમાં એ રાજમહેલની સ્ત્રીઓની અધ્યાપિકા અને માર્ગદર્શિકા હતી. આ દરબાર

મોહન્યિનનો રાજા અવ ઉપર ચઢી આવ્યો, અને આ યુવાન રાજાને હરાવીને એણે ગાદી સર કરી. આના અમલ દરમિયાન ચોત્રીસ વર્ષની વયે મિ ચઓ બુને રામ-ઞ્ઞ ભાગી જવાનો લાગ જડ્યો.

• જો કે અહીં એને કામમાં ગૂંથાઇ રહેવા ઉચિત પ્રવૃત્તિ મળી રહી પણ પોતે અહીં વધુ વખત રોકાશે એમ એને લાગ્યું નહિ; કારણ કે એનું મન હંમેશાં એના ઘર અને બાળકો તરફ દક્ષિણમાં દોડતું હતું. ઘણીવાર એની દાસીઓ એને દક્ષિણની બારીએ દૂર એકીટશે નિહાળી રહેલી જોતી. ક્ષિતિજમાં તરતાં મૃદુ રૂ જેવાં વાદળોને નિહાળતાં પોતે ઘેર આવવા કેટલી ઝંખી રહી છે એનો સંદેશો પોતાના ભાઈને પહોંચાડવા એમને મૂક વિનતિ કરતી.

જાણે કે એની પ્રાર્થનાઓના જવાબરૂપે જ ન હોય, તેમ એના દેશમાંથી અચાનક બે બ્રહ્મચારીઓ ફરતા ફરતા અવમાં આવી પહોંચ્યા. રાજાની સંમતિ લઇને, એણે એમને જમવા નોતર્યા. એનો મોટો ભાઇ અવસાન પામ્યો હતો અને એને બદલે એનો નાનો ભાઇ રાજ્ય કરતો હતો એમ એણે સાંભળ્યું, ત્યારે એમને વિશ્વાસમાં લઈ, ઘેર પાછા ફરવાની પોતાની ઇચ્છા એમને છાનામાના જણાવી. એ લોકોએ ભાગી છૂટવાની યોજના તૈયાર કરી

હંસાવતીઈમાં પહોંચતાં જ એના ભાઈએ એનો ભાવભીનો સત્કાર કર્યો અને એને એનાં બાળકો સાથે રાજમહેલ નજીકના ઘરમાં રાખી. ત્યાં એ ઘણાં વર્ષ સુધી કોઈપણ જાતની હેરાનગતિ વગર શાંત જિંદગી જીવી. જેવી રીતે એ એની કાકીના મહેલમાં ઊછરી હતી, એવી રીતે એનાં બાળકો અહીં ઊછરતાં રહ્યાં. અખડ કૌટું-બિક સુખના આ લાંબા ગાળા દરમિયાન એ જ્યારે બાળકોમાં પરોવાયેલી ન હોય, ત્યારે સાધુઓ, ગરીબો અને દીનજનો પ્રત્યે એને હમેશાં અનુકંપા હોવાથી, એમની સેવા કરવામાં એ એટલી હદે સમય ગાળતી કે જ્યારે એનો ભાઈ નિ:સંતાન મૃત્યુ પામ્યો અને એ પચાસ વર્ષની વયે તખ્તનશીન થઈ, ત્યારે લોકોને એનામાં સંપૂર્ણ વિશ્વાસ બેઠો હતો.

એનો પુત્ર કાચી વયે આલોક છોડી ગયો. એની જયેષ્ઠ પુત્રીને એક રાજકુમાર સાથે પરણાવવામાં આવી, જ્યારે નાની પુત્રીને ધમ્મસેટી નામના વિદ્વાનને પરણા-વવામાં આવી હતી. પોતાના શાસનકાળ દરમિયાન એને ધમ્મસેટીમાં બહુ વિશ્વાસ હતો, અને એ રાજ્યકારભારના સંચાલનમાં ખૂબ મદદ કરતો હતો.

એણે એની પુત્રી અને રાજકુમાર જમાઇને ફ્રૂમ(બેસીન)માં મોકલ્યાં,

જ્યાં એમણે શહેરના રક્ષણ માટે કિલ્લો બાંધવાનું અને કદાચ ઉત્તરમાંથી લડાઈ આવે તો લશ્કર સાથે તૈયાર રહેવાનું કામ બજાવવાનું હતું. રાણી પાસેથી બધી સગવડો મેળવ્યા બાદ, રાજકુમારનો વિચાર તો હંસાવતોઈ પર જ ચઢાઈ કરવાનો હતો, કારણ કે, ત્યાં ધમ્મસેટીની વધતી જતી સત્તા એને ખૂંચવા લાગી હતી. સમાચાર ફૂટી ગયા અને રાણીએ એને મૂળમાં જ ડામવાની યોજના કરી. પોતાની પુત્રીને પાછી બોલાવી અને આવતાની સાથે જ એને હકીકતમાં કેદી તરીકે રાખવામાં આવી. રાણીના લશ્કરે ફ્રેસેમ તરફ કૂચ કરી અને હાથોહાથની એક ભયંકર લડાઈમાં રાજકુમાર માર્યો ગયો. પતિના મૃત્યુના સમાચાર જાણતાં રાજકુમારીને અતિશય દુઃખ થયું. એણે ક્યાક દગુન્ના તરફ જવાની પરવાનગી માગી ત્યાં જઈ એણે પોતાના કેશ કાપી નાખ્યા અને શ્વેત વસ્ત્રો પરિધાન કરી વ્રતબદ્ધ થઈ સાધ્વી જીવન જીવવા લાગી.

એક દિવસ જ્યારે મિ ચઓ બુ પાલખીમાં મુસાફરી કરી રહી હતી ત્યારે નામી દિશામાં એના તરફ એક ઘરડો માણસ આવતો દેખાયો. પાલખી ઊંચકનારાઓએ એને દૂર ખસવા બૂમો પાડી કહ્યું પણ એ દૂર ખસતો જણાયો નહિ, ઠેઠ સુધી એ સીધો એની તરફ જ આવ્યો, અને એના તરફ ઊંચે જોઈ એણે કહ્યું "અરે, આ તો વૃદ્ધ રાણી છે!" આ શબ્દો ઉચ્ચારીને એ તરત જ અદૃશ્ય થઈ ગયો. એ કઈ દિશામાં ગયો એની કોઈને ખબર ન પડી. રાણીને એના અંતરમાં લાગ્યું કે કોઈ દયાળુ દેવતા અનુકંપા થઈ આવવાથી, પોતે ઘરડી થતી જાય છે અને હવે શાંત અને પ્રાર્થનામય જીવન જીવવા માટે નિવૃત્ત થવાનો સમય પાકી ગયો છે એની પ્રેમાળ યાદ આપવા માનવસ્વરૂપ ધારણ કરવાની તકલીફ લઈને આવ્યા હતા.

થોડાં વર્ષો વીત્યા પછી, એણે પોતાના અમાત્યોને ભેગા કરી, ગાદી પરથી નિવૃત્ત થવાની અને ધમ્મસેટીને રાજ્યગાદીનો વારસ નીમવાની ઇચ્છા જાહેર કરી. આથી ધમ્મસેટી (રામાધિપતિ) હંસાવતોઈનો ગાદીનશીન રાજા બન્યો. એનો દીર્ઘ શાસનકાળ અખંડ શાંતિ અને સમૃદ્ધિથી અંકિત હતો. એણે ન્યાયપૂર્વક અને સારી રીતે રાજ્ય ચલાવ્યું હતું અને કાળની જરૂરિયાતો સાથે સુસંગત ન હોય તેવા કાયદાઓ રદ કરનાર અને એમને બદલે બદલાતા સંજોગોને અનુરૂપ એવા નવા કાયદાઓ ઘડનાર એક અતિસમર્થ વહીવટકર્તા તરીકે એનું નામ બ્રહ્મદેશના રાજાઓની

દીર્ઘ હારમાળામા સર્વથી મોખરે છે. શાતિ અને સમૃદ્ધિના આવા કોઈ પણ સમયમા ધર્મ અને કલાઓ ફૂલેફાલે છે અને આપણે રામગઝમાં આજે દેખાતાં ઘણાં સુંદરતમ સ્મારકો માટે આ કાળના ઋણી છીએ.

દગુન્ગ જવા નીકળતાં પહેલાં એણે (ધમ્મસેટીની) વિદાય નીચેના શબ્દો સાથે લીધી: "દરેક રાજ્યકર્તા માટે નિર્માણ થયેલા ધર્મના નિયમોને, તમારાં જીવન અને કર્તવ્યોનો આધાર બનાવી, સચ્ચાઈ અને દયાપૂર્વક રાજ્ય કરો નિર્વાણના દ્વાર એની મેળે જ તમારા માટે ખૂલી જશે." આ શબ્દો શું આપણને જીવનના ગહનતર સત્યનુ દર્શન નથી કરાવતા? સાધુતા એ અનાસક્તિ અને નિર્ભયતાનું ફળ છે એ વાત શુ સાચી નથી? અનાસક્તિ માણસને યથાર્થ રીતે જોવાની અને સમ્યક્ વિવેકની દષ્ટિ આપે છે એથી એમાથી ન્યાય સ્ફુરે છે આપણે નિર્ભય શી રીતે બનીએ? જેટલે અશે આપણો અહકાર ઓછો પ્રબળ હોય, એટલે અશે આપણામા નિર્ભયતા વિકસશે; અને અહકારથી પર થવાનો સરળ રસ્તો છે આદર્શ તરફ અધિકાધિક અભિમુખ થવુ તે તેથી અનાશકિત વિશદ્ અને નિશ્ચયાત્મક ન્યાયબુદ્ધિ લાવે છે, જ્યારે નિર્ભયતા આ રીતે આવેલા નિર્ણયને અમલમા મૂકવાની મક્કમતા અને હિમત લાવે છે એથી જ આ બન્ને મહાન ગુણોમાથી સચ્ચારિત્રનો જન્મ થાય છે વળી દયાનો આપણામાં કેવી રીતે ઉદય થઈ શકે? જેટલે અશે આપણે એકબીજા સાથે તદ્રૂપતા અનુભવી શકીએ, તેટલા ઓછા કે વધુ અશે એ પ્રગટે છે હવે આપણે રાજા માટેના ધર્મના નિયમો ઉપર વિચાર કરીએ એની પાસે જુલમ અને આક્રમણને ખાળવાની અને અન્યાયપીડિતો અને દુખીઓને રક્ષણ આપવાની સત્તા છે પ્રજાએ પસદ કરેલા રાજા તરીકેના એના વિશિષ્ટાધિકારની રૂએ એના પર અસખ્ય જવાબદારીઓ આવે છે, અને એ જવાબદારીઓ અદા કરવા અથાગ પ્રયત્ન કરવો પડે છે

મિ ચઓ બુ રાજ્યનો કારભાર ધમ્મસેટીના હાથમાં એટલા માટે સોંપી જતી હતી કે એને બીજુ કોઈ કાર્ય સાદ પાડતું હતુ રાજ્યનિવાસન સ્વીકારતાં-જ એને માથે ભારે જવાબદારીઓ આવી પડતી હતી, પણ એના માટે એ એક સાધન હતુ, નહિ કે સ્વય સાધ્ય. શુ અહીં એ કર્તવ્ય ઉપર નિર્વાણપ્રાપ્તિના એક સાધન તરીકે ભાર નથી મૂકતી?

ખૂબ દુ:ખ સાથે પ્રજાજનો એના વિદાયના દિવસની વાટ જોતાં હતા એમને

આશ્વાસન આપવું કઠણ હતું. એ શહેર ઘેરા શોકમાં ડૂબી ગયું. પોતાની વિદાયના એમના પર પડેલા પ્રત્યાઘાતો સામે મિ ચઓ બુ આંખ આડા કાન કરી શકે એમ ન હતું, એટલે એણે એક દાંડી પીટનારાને આખા નગરમાં ફેરવ્યો અને જાહેર કર્યું કે જેમની ઇચ્છા હોય એમને પોતાની પાછળ આવવાની છૂટ છે. જ્યારે એને જવાનો વખત થયો ત્યારે શહેરના ત્રીજા ભાગનાં પ્રજાજનો એની સાથે જવા તૈયાર થયાં હતાં. એ જવાબદારી મહાન હતી, પણ એણે એમને આવવા દીધાં. ત્યાં પહોંચતાં જ એણે બધાને ઘરબાર આપી વસાવ્યાં.

હવે એના જીવનનો સંપૂર્ણ સમર્પણનિષ્ઠ એવો કાર્યરત અને પ્રભુમય જીવનનો દસ વર્ષનો ગાળો શરૂ થયો. એણે પેગોડાના બાંધકામની અતિશય કાળજીપૂર્વક અંગત દેખરેખ રાખી અને એક કલાકાર એના ચિત્રમાં પ્રાણ રેડે તેમ આ પેગોડામાં પોતાના બધા જ વિચારો અને ઊર્મિઓનો સંભાર ભર્યો. અત્યાર સુધી એ કદમાં નાનો હતો અને એને સોને રસ્યો ન હતો. પણ હવે એ પોતાની પાસે હતો એટલો બધો સમય, અને પોતાને હસ્તક હતાં તે બધા જ સાધન એની પાછળ ખરચીને પોતાનું મન ઠરે એવું કદ અને આકાર આ પેગોડાને આપવા માગતી હતી. એ વખતે એને પોતાને પણ ખ્યાલ નહિ આવ્યો હોય, પણ આજે આપણને લાગે છે કે એના મનને સમર્પણનિષ્ઠ પ્રાર્થનામય જીવન તરફ એક આપનાર દેવતાને પહેલેથી ઝાંખી થઇ હતી કે ભવિષ્યની પેઢીઓ માટેના બુદ્ધના સ્મારકની એ માનીતી શિલ્પી અને સ્થપતિ બનવાની હતી.

એની રેખાઓ અને વળાંકોના ઉદાત્ત સૌંદર્યમાં ક્યાંક દગુન્ગ (શ્વે દેગોન) આજે છે એ સ્વરૂપમાં આપણી સમક્ષ મિ ચઓ બુના આત્માને સાકાર કરે છે, એના ચારિત્ર્યનું સામર્થ્ય અને સૌન્દર્ય યથાર્થ રીતે આપણી સમક્ષ રજૂ કરે છે અને આપણને એ પ્રતીતિ કરાવે છે કે સૌંદર્ય હમેશા સંબલ પર જ નિર્ભર છે.

એને જે કાર્ય પાર પાડવાની પ્રેરણા થઈ આવી હતી અને જેને એણે પૂજા તરીકે ઈશ્વરનાં ચરણે ધર્યું હતું, એ કામ સિદ્ધ કરીને પચોતેર વર્ષની વયે એ અવસાન પામી અને ઈશ્વરને પામી. અંતિમ ક્ષણે એણે આસપાસના લોકોને પોતાની પથારી નજીક લઈ જવા કહ્યું, જેથી એની દૃષ્ટિ બુદ્ધના મંદિર ઉપર ઠરી રહે; અને મનથી એમનું ધ્યાન ધરતાં, પોતાના છેલ્લા શ્વાસ સાથે*એ એમનામાં પ્રવેશી. શરૂઆતના તબક્કાઓમાં સુખી અને ચિંતારહિત રહેતી, પણ આગળ

જતા માનવીસહજ અનેક અનિવાર્ય કસોટીઓ અને કટોકટીઓમાથી તવાતી અને અંતમા પ્રેમાળ છતા અધિકારની ભાવનાથી રહિત એવા હૃદયની વિકસતી જતી શકિતરૂપી વરદાનમા પરિણમેલી જિદગી આ રીતે સકેલાઈ

જો કે પાચ સદીઓ વહી ગઈ છે, છતાં સાધારણ રીતે બ્રહ્મદેશની પ્રજામાં શિન નત બુ તરીકે ઓળખાતી મિ ચઓ બુના નામને બહુ પ્રેમપૂર્વક યાદ કરવામા આવે છે અને આખા બ્રહ્મદેશમા એની આગવી એવી મૃદુતા અને ચાતુતાને કારણે એ નામને લોકો પ્રેમપૂર્વક ચાહે છે અને માન આપે છે એના બદીવાસની જગ્યાએ પણ લોકો એના જીવનના ઘણા હૃદયસ્પર્શી પ્રસગોને તખતા પર ભજવે છે અને હજુયે એ પ્રસગો એમના હૃદયને પ્રબળ ઊર્મિઓથી હલાવી નાખે છે

વર્ષોના ગાળા બાદ, આપણને સપૂર્ણપણે ખ્યાલ આવે છે કે એનુ પરાણે થયેલુ અપહરણ અને અવમાનો બદીવાસ કે જેને લીધે એ અકથ્ય દુ ખ અને મુશ્કેલીમા મુકાઈ હતી, તેણે એની જિદગીનો એક હેતુ સાર્યો જો એનું કૌટુબિક જીવન સનાથ સુરક્ષિત અને સુખી નીવડયુ હોત તો, હુ હિમતપૂર્વક કહી શકુ છુ કે એ સાવ સામાન્ય સ્ત્રી તરીકે જ જીવી ગઈ હોત પણ એના ભાગ્યમા જે ઘટનાઓ આવી અને સાથે જે દુ ખ અને વ્યથા લેતી આવી તેને લીધે જિદગીની નરી વાસ્તવિકતા એની સામે પ્રગટ થઈ અને કર્તવ્ય અને સેવા દ્વારા, મનને મુશ્કેલીઓથી વાળી દઈને, પરિસ્થિતિનો સામનો વાસ્તવિક રીતે કરવા મથતા મથતા અજાણતા પણ ચોક્કસપણે એ પોતાના નિર્વાણ માટેનો પથ ખુલ્લો કરતી હતી આ રીતે જોઈએ તો, વિધાતા એને જીવનની આ નક્કર હકીકતોનુ ભાન કરાવવાના કાર્યમા દૈવનિર્મિત એક ધ્યાકુ માત્ર બની રહ્યો, અને આ બધાથી છૂટવાનો ઉપાય એને પરમાર્થમાં રત થવામા જ સાપડયો આ જ રીતે સ્વજનોના મૃત્યુથી પડેલી ખોટ દ્વારા પણ આવો જ હેતુ સર્યો

ખૂબ કપરા અને કસોટી કરતા આવા સજોગોની વચ્ચે બીજી કોઈ સામાન્ય સ્ત્રીએ પોતાની ધીરજ ખોઈ દીધી હોત, પણ મિ ચઓ બુને પોતાની જાતમાં શ્રદ્ધા હતી, તેથી તે અડગ અને નિશ્ચલ રહી. જ્યાર એનું હૃદય શોકથી વિદીર્ણ થયું હોય, ત્યારે પણ બીજાના સુખમા શાન્ત રીતે પરોવાઈ જવાની તેની પ્રશાન્ત અને સાધુચરિત રીતભાત આપણને હતાશાની પળોમાં પણ તાકાત અને હિમત આપે છે એકલવાયી અને આધારવિહોણી પળોમાં જ્યારે દર્દ અને શોક હૃદય પર

તોળાઈ રહે, ત્યારે સહનશક્તિ અને સંયમ દ્વારા સામર્થ્ય પુનઃ પ્રાપ્ત કરવ
વિકાસના એકમાત્ર માર્ગે જવા—પ્રેરતી એ દીવાદાંડી છે.

નામના કે કીર્તિ, સમૃદ્ધિ કે સંતતિ, કે હજી દુનિયા પાસે જે કાંઈ આપવાનું
છે, તેમાંનું કાંઈ પણ સંબલની તોલે આવી શકે નહિ. એના અભાવે દુનિયાની
સુંદરતમ વસ્તુઓનું સૌંદર્ય પણ હણાઈ જાય છે. એના સાન્નિધ્યે જીવનની સાવ
સાધારણ અને ક્ષુલ્લક વસ્તુને પણ કમનીયતા લાધે છે.

## વિભાગ ૩

# ખ્રિસ્તી ધર્મની સંત નારીઓ

## પ્રકરણ અઢારમું

# ખ્રિસ્તી ધર્મમાં સ્ત્રીઓનું સ્થાન

પાયથૅગોરાસના મતે, "સ્ત્રીજાતિનું વલણ સ્વાભાવિક રીતે સદાચાર તરફ ઢળે છે[1]; વળી એક ડેલ્ફિક ધર્માધ્યક્ષા થેમિસ્ટોકલીઆ પાસેથી પાયથૅગોરાસે પોતાના નૈતિક સિદ્ધાંતોનો સાર ગ્રહણ કર્યાનુ કહેવાય છે.[2] આ પ્રમાણે પશ્ચિમમાં ઘણા પ્રાચીન સમયથી માનવીધર્મજીવનમાં સ્ત્રીઓના સ્થાનને સ્વીકારવામાં આવ્યુ હોવાનો અહીં સબળ પુરાવો મળી રહે છે. પ્લેટોએ પોતાના જમાનામાં પાયથૅગોરાસ પાસેથી મળેલા વારસાને પરિસંવાદ(Symposium)માં ડાયોટિમા અને ઍરૅકેટીસના પ્રસંગમાં વિશદ કર્યો જણાય છે. પછી પણ ખ્રિસ્તી ધર્મના આગમન સાથે, સહુ-પ્રથમ ગ્રીક વિચારધારામાંની પ્લેટોની જ પરંપરાની સ્થાપના દેવળના પ્રથમ પાદ-રીઓએ કરી અને નવા ધર્મના અંતર્તમ તત્ત્વને જરા પણ હાનિ ન પહોંચે એ રીતે, નવા ધર્મને બૌદ્ધિક ભૂમિકા પર સ્થાપવાની પ્રક્રિયામાં સાવ સહેલાઈથી સ્વીકાર્ય બનાવવા માટેનાં વૈચારિક વાહન—નવી વસ્તુને ઝીલવા માટેના જનાં પાત્રો—તરીકે એનો ઉપયોગ કર્યો.[3]

પ્રસ્તુત વિષય પરત્વે, સંવિદની અદ્વિતીય ગહનતા માટે ખ્રિસ્તી ધર્મ તેની પહે-લાંની ગ્રીક અભિવ્યક્તિની પ્રણાલીનો ઋણી છે એવું સૂચવવાનો અહીં જરા

---

૧ કોરોનની સ્ત્રીઓને પત્રમાં; Diog Laert, Vita Pyth, 8 1 10

૨ એ જ ગ્રંથમાં, પ. (જુઓ જે. ઈ. હેરિસનનુ Prolegomena to the study of Greek Religion, પૃ. ૬૪૭).

૩ જુઓ. એ. જે. ફેસ્ટુજરનુ Contemplation et vie comtemplative selon Platon, પૃ. ૫: "the movement issuing from Jesus Christ has donered with a new life, a pre-existing organism of which the structure goes back to Plato When the fathers think their mystique, they platonise "—ઈશુથી ચાલી આવતી વિચારધારા પોતાની પૂર્વકાલીન સંઘટનામાં—જેનું બંધારણ છેક પ્લેટોના સમયનું છે—નવજીવનની ભેટ આપતી સમાઈ ગઈ. પાદરીઓ જ્યારે પોતાના ગૂઢવાદનું 'મનન' કરે છે ત્યારે સાચા અર્થમાં તેઓ પ્લેટોનું જ અનુકરણ કરતા હોય છે

પણ આશ્ચર્ય નથી. ઊલટું ખ્રિસ્તી ધર્મે તો નારીના વ્યક્તિત્વને ઉચ્ચ સ્થાન આપ્યું છે અને એ બીજા કશા ઉપરથી નહિ, તો ખ્રિસ્તી ધર્મના જગતમાં ઉદ્ભવ થવા માટે જવાબદાર પ્રાથમિક સંજોગ ઉપરથી પહેલાંથી નિશ્ચિત થઈ ચૂક્યું હતું: ખ્રિસ્તી ધર્મના દૈવી પ્રવર્તકને માનવ-અવતાર લેવા માટે સ્ત્રીની સ્વૈચ્છિક અનુમતિની જરૂર પડી હતી એ હકીકત આ પુરવાર કરવા માટે પૂરતી છે. સાથેસાથે આની જેમ જ કુમારિકા અવસ્થા પ્રત્યે જે અસાધારણ આદર ખ્રિસ્તી ધર્મે ધરાવ્યો છે, તેનો પૂરતો પુરાવો પ્રસ્તુત સ્ત્રી પોતે એક કુમારિકા હતી, એ હકીકતમાંથી મળી રહે છે. આ રીતે જ્યારે આ અને આવી બીજી ઉચ્ચ વાસ્તવિકતા અને સત્યોની રજૂઆત માટે દાર્શનિક પરિભાષાની જરૂર પડી, ત્યારે ગ્રીસની પ્લેટોનિક પરંપરા વડે સૈકાઓ દરમિયાન સંચિત થયેલ જ્ઞાનસંપત્તિ આ માટેનું યોગ્ય તેવું ખોળિયું બની રહી. દાખલા તરીકે, નેઝરેથની પવિત્ર કુમારિકાએ પોતાના કૌમાર્યમાંથી તેના દૈવી શરીર માટે યોગ્ય તેવું શારીરિક સ્વરૂપ પૂરું પાડ્યું તે. વળી શાસ્ત્રગ્રંથોમાંના વૃત્તાંતો સાક્ષી પૂરે છે કે કેટલીક સ્ત્રીઓએ જાતે અવતારના દુન્યવી જીવનમાં અને કાર્યમાં, ખાસ કરીને તેના જીવનના અંતભાગમાં ખૂબ સચોટ ફાળો આપ્યો.

જ્યારે આરંભ આવો થયો હોય, ત્યારે ખ્રિસ્તી દેવળસંસ્થાનો ઇતિહાસ ઠેકઠેકાણે પવિત્ર સ્ત્રીઓના વ્યક્તિત્વથી જાજ્વલ્યમાન બને, તે સાથે તેમાંની ઘણીખરી સ્ત્રીઓ પોતાની કૌમાર્યાવસ્થામાંથી ઊઠતા વિશિષ્ટ દેદીપ્યમાન મહિમાથી ઝગી રહે એ અનિવાર્ય બની રહે છે. ખ્રિસ્તી દેવળ હમેશની જેમ આ જ્વલંત જ્યોતિર્ધરોનું આદરસન્માન કરતું રહે, અને તેમને, પોતાના શિશુસમા અનુયાયીઓ તેમના પ્રત્યે પ્રેમ ધરાવે અને તેમનું અનુકરણ કરવા પ્રેરાય તેવા ઉચ્ચ ઉદાહરણો તરીકે સતત રજૂ કરતું રહે એમાં સહેજે આશ્ચર્ય પામવા જેવું નથી.

આ ભક્તિપૂર્ણ આદરના અદ્વિતીય વિશિષ્ટ તત્ત્વનું મૂળ, પ્રથમ તો ઈશ્વરે પોતે સર્જેલા મુક્ત અને સ્વતંત્ર સત્ત્વ — પ્રત્યેક વ્યક્તિના વ્યક્તિત્વ — માટેના દિવ્ય આદરભાવના ખ્રિસ્તી દેવળે કરેલ સ્વીકારમાં રહેલું છે. વળી આ દૈવી આદરભાવ શારીરિક ક્રિયાઓ અને જરૂરિયાતોમાંથી ઉદ્ભવતા આપણા માનવજીવન સાથે સંકળાયેલા સંજોગો અને મર્યાદાઓને વટાવી જઈ શકે એવો હોય છે. બીજા શબ્દોમાં કહીએ તો, એ સ્ત્રી–પુરુષના ભેદથી પર છે. વળી આને બાજુમાં રાખીએ તો પણ, ખ્રિસ્તી ધર્મના ઉપર ઉલ્લેખેલા માત્ર મહાન પ્રારંભિક સંજોગોને લીધે પણ ખ્રિસ્તી દેવળ કોઈક ચોક્કસ પૂર્વગ્રહથી પ્રેરાતું હોય તેમ સ્ત્રી અને પુરુષ એ બેમાંથી સ્ત્રી

તરફ જ વધારે ઢળતું આવે છે, કારણ કે ઈશ્વરને માનવમર્યાદામાં અને સંજોગોમાં પ્રથમ અવતાર લેવા માટેના: "જ્વલંત સ્ફુલિંગ" તરીકે સ્ત્રીને જ પસંદ કરવામાં આવી હતી—એના દ્વારા જ ઈશ્વર મનુષ્યરૂપે અવતરવાના હતા.

તેથી ધાર્મિક જીવનનાં વિશિષ્ટ વ્રતોના ગહનતર પાલનમાં પ્રવૃત્ત થઈને, પોતાને મૂળથી જ મળી ચૂકેલા ઇજારાનો પૂરો ઉપયોગ કરવા ઇચ્છતી સ્ત્રીઓના લાભાર્થે ખ્રિસ્તી દેવળસંસ્થાએ વ્યવસ્થા કરવી પડે એ અનિવાર્ય જ હતું. પરિણામે મઠસંસ્થાની શરૂઆતની સાથેસાથે સ્ત્રીઓ માટેના પ્રથમ મઠ સ્થપાયા. ખ્રિસ્તી સ્ત્રીઓમાંની મોટા ભાગની માટે— લગ્ન અને માતૃત્વનો માર્ગ — "કુદરતી માર્ગ", મૂર્તિપૂજકોની જેમ, હજુ પણ પૂર્ણત્વનો સર્વસમત માર્ગ મનાતો રહ્યો, છતા સાથે ક્રમશઃ વધતી જતી (જો કે હજી, અને સદાય લઘુમતીમાં રહેલી) સંખ્યામાં બીજા માર્ગ વિશે સજાગ એવી સ્ત્રીઓ હતી. આ પ્રકારની સ્ત્રીઓ માટે જ (જુલમ અને લેશનગ્રતિના એ વખતમાં) પોતાના કુટુંબ વચ્ચે જ રહીને પાળવાનું એવું ઉંમરલાયક છોકરીઓ માટે કૌમાર્યસમર્પણનું ખાસ વ્રતત દેવળસંસ્થાએ પ્રારંભકાળથી જ પ્રવર્તાવ્યું.[1] આગળ જતાં જ્યારે, ધર્માંધતાને લીધે થતી પજવણી બંધ થઈ અને દેવળસંસ્થાનો જાહેર સ્વીકાર થયો ત્યારે વધુ દૂરગામી પગલા શકય બન્યા અને આ પદ્ધતિને રદ કરી પુરુષોની જેમ જ સ્ત્રીઓ માટે પણ ધાર્મિક સસ્થાઓની સ્થાપના કરવામાં આવી. આ સંસ્થાઓનું મુખ્ય સાધ્ય વધારે પરિપૂર્ણ રીતે આધ્યાત્મિક જીવન જીવી શકાય એવી એકાંત અને શાન્તિની પરિસ્થિતિ પૂરી પાડવાનું હતું.

કોણે અને કયારે આમાંની પ્રથમ સંસ્થા સ્થાપી એ વિશે ચોકકસ માહિતી નથી: નીચેની સંસ્થાઓની બાબતમાં મતભેદ પ્રવર્તે છે: (૧) મધ્ય ઈજિપ્તમાં આશરે ઈ. સ. ૨૭૧ના અરસામાં સંત ઍન્ટની ધી હર્મિટની બહેન (એનું નામ ખબર

૧ પ્રારંભકાળના ખ્રિસ્તી લેખકો અને પાદરીઓએ લખેલા, ખાસ કરીને કૌમાર્યાવસ્થાની પ્રશંસા કરવા ગ્રંથોમાં, નીચેના ઉલ્લેખનીય છે: અથેનાગોરાસ (બીજી સદી), ટેરટયુલિયન, મિન્યુશિયસ ફેલિક્સ અને સંત સાઈપ્રિયન (ત્રીજી સ૦); ઑલિમ્પસનાં સંત મેથોડિયસ, સંત ઍથેનેસિયસ, એનસિરાના બેસિલ, નિસ્સાના સંત ગ્રેગરી, સંત જેરોમ, સંત એમ્બ્રોઝ (ચોથી સદી); અને પાંચમી સદીમાં સંત ઑગસ્ટિન. ખાસ કરીને છેલ્લા બે તો લગ્નજીવનમાં પ્રવેશ કરવા ન ઇચ્છતી નાની ઉંમરની યુવતીઓને ખાસ મઠોવાળી બ્રહ્મચર્યદીક્ષા આપવાના કાર્યને વેગ આપવામાં વિશેષ ઉત્સાહી હતા.

પણ આશ્ચર્ય નથી. ઊલટું ખ્રિસ્તી ધર્મે તો નારીના વ્યક્તિત્વને ઉચ્ચ સ્થાન આપ્યું છે અને એ બીજા કશા ઉપરથી નહિ, તો ખ્રિસ્તી ધર્મના જગતમાં ઉદ્ભવ થવા માટે જવાબદાર પ્રાથમિક સંજોગ ઉપરથી પહેલાંથી નિશ્ચિત થઈ ચૂક્યું હતું: ખ્રિસ્તી ધર્મના દૈવી પ્રવર્તકને માનવ-અવતાર લેવા માટે સ્ત્રીની સ્વૈચ્છિક અનુમતિની જરૂર પડી હતી એ હકીકત આ પુરવાર કરવા માટે પૂરતી છે. સાથેસાથે આની જેમ જ કુમારિકા અવસ્થા પ્રત્યે જે અસાધારણ આદર ખ્રિસ્તી ધર્મે ધરાવ્યો છે, તેનો પૂરતો પુરાવો પ્રસ્તુત સ્ત્રી પોતે એક કુમારિકા હતી, એ હકીકતમાંથી મળી રહે છે. આ રીતે જ્યારે આ અને આવી બીજી ઉચ્ચ વાસ્તવિકતા અને સત્યોની રજૂઆત માટે દાર્શનિક પરિભાષાની જરૂર પડી, ત્યારે ગ્રીસની પ્લેટોનિક પરંપરા વડે સૈકાઓ દરમિયાન સંચિત થયેલ જ્ઞાનસંપત્તિ આ માટેનું યોગ્ય તેવું ખોળિયું બની રહી. દાખલા તરીકે, નેઝરેથની પવિત્ર કુમારિકાએ પોતાના કૌમાર્યમાંથી તેના દૈવી રાજ્ય માટે યોગ્ય તેવું શારીરિક સ્વરૂપ પૂરું પાડ્યું તે. વળી શાસ્ત્રગ્રંથોમાંના વૃત્તાંતો સાક્ષી પૂરે છે કે કેટલીક સ્ત્રીઓએ જાતે અવતારના દુન્યવી જીવનમાં અને કાર્યમાં, ખાસ કરીને તેના જીવનના અંતભાગમાં ખૂબ સચોટ ફાળો આપ્યો.

જ્યારે આરંભ આવો થયો હોય, ત્યારે ખ્રિસ્તી દેવળસંસ્થાનો ઇતિહાસ ઠેક-ઠેકાણે પવિત્ર સ્ત્રીઓના વ્યક્તિત્વથી જાજ્વલ્યમાન બને, તે સાથે તેમાંની ઘણીખરી સ્ત્રીઓ પોતાની કૌમાર્યાવસ્થામાંથી ઊઠતા વિશિષ્ટ દેદીપ્યમાન મહિમાથી ઝગી રહે એ અનિવાર્ય બની રહે છે. ખ્રિસ્તી દેવળ હંમેશની જેમ આ જ્વલંત જ્યોતિપિંડનું આદરસન્માન કરતું રહે, અને તેમને, પોતાના ઈશુસમા અનુયાયીઓ તેમના પ્રત્યે પ્રેમ ધરાવે અને તેમનું અનુકરણ કરવા પ્રેરાય તેવા ઉચ્ચ ઉદાહરણો તરીકે સતત રજૂ કરતું રહે એમાં સહેજે આશ્ચર્ય પામવા જેવું નથી.

આ ભક્તિપૂર્ણ આદરના અદ્વિતીય વિશિષ્ટ તત્ત્વનું મૂળ, પ્રથમ તો ઈશ્વરે પોતે સર્જેલા મુક્ત અને સ્વતંત્ર સત્ત્વ — પ્રત્યેક વ્યક્તિના વ્યક્તિત્વ — માટેના દિવ્ય આદરભાવના ખ્રિસ્તી દેવળે કરેલ સ્વીકારમાં રહેલું છે. વળી આ દૈવી આદરભાવ શારીરિક ક્રિયાઓ અને જરૂરિયાતોમાંથી ઉદ્ભવતા આપણા માનવજીવન સાથે સંક-ળાયેલા સંજોગો અને મર્યાદાઓને વટાવી જઈ શકે એવો હોય છે. બીજા શબ્દોમાં કહીએ તો, એ સ્ત્રી-પુરુષના ભેદથી પર છે. વળી આને બાજુમાં રાખીએ તો પણ, ખ્રિસ્તી ધર્મના ઉપર ઉલ્લેખેલા માત્ર મહાન પ્રારંભિક સંજોગોને લીધે પણ ખ્રિસ્તી દેવળ કોઈક ચોક્કસ પૂર્વગ્રહથી પ્રેરાતું હોય તેમ સ્ત્રી અને પુરુષ એ બેમાંથી સ્ત્રી

તરફ જ વધારે ઢળતું આવે છે, કારણ કે ઈશ્વરને માનવમર્યાદામાં અને સંજોગોમાં પ્રથમ અવતાર લેવા માટેના: "જ્વલંત સ્ફુલિંગ" તરીકે સ્ત્રીને જ પસંદ કરવામાં આવી હતી—એના દ્વારા જ ઈશ્વર મનુષ્યરૂપે અવતરવાના હતા.

તેથી ધાર્મિક જીવનનાં વિશિષ્ટ વ્રતોના ગહનતર પાલનમાં પ્રવૃત્ત થઈને, પોતાને મૂળથી જ મળી ચૂકેલા ઇજારાનો પૂરો ઉપયોગ કરવા ઇચ્છતી સ્ત્રીઓના લાભાર્થે ખ્રિસ્તી દેવળસંસ્થાએ વ્યવસ્થા કરવી પડે એ અનિવાર્ય જ હતું. પરિણામે મઠસંસ્થાની શરૂઆતની સાથેસાથે સ્ત્રીઓ માટેના પ્રથમ મઠ સ્થપાયા. ખ્રિસ્તી સ્ત્રીઓમાંની મોટા ભાગની માટે – લગ્ન અને માતૃત્વનો માર્ગ – "કુદરતી માર્ગ", મૂર્તિપૂજકોની જેમ, હજુ પણ પૂર્ણત્વનો સર્વસમ્મત માર્ગ મનાતો રહ્યો, છતાં સાથે ક્રમશઃ વધતી જતી (જો કે હજી, અને સદાય લઘુમતીમાં રહેલી) સંખ્યામાં બીજા માર્ગ વિશે સજાગ એવી સ્ત્રીઓ હતી. આ પ્રકારની સ્ત્રીઓ માટે જ (જુલમ અને રહેસનગતિના એ વખતમાં) પોતાના કુટુંબ વચ્ચે જ રહીને પાળવાનું એવું ઉંમરલાયક છોકરીઓ માટે કૌમાર્યસમર્પણનું ખાસ વ્રતત દેવળસંસ્થાએ પ્રારંભકાળથી જ પ્રવર્તાવ્યું.[1] આગળ જતાં જ્યારે, ધર્માંધતાને લીધે થતી પજવણી બંધ થઈ અને દેવળસંસ્થાનો જાહેર સ્વીકાર થયો ત્યારે વધુ દૂરગામી પગલા શક્ય બન્યાં અને આ પદ્ધતિને રદ કરી પુરુષોની જેમ જ સ્ત્રીઓ માટે પણ ધાર્મિક સંસ્થાઓની સ્થાપના કરવામાં આવી. આ સંસ્થાઓનું મુખ્ય સાધ્ય વધારે પરિપૂર્ણ રીતે આધ્યાત્મિક જીવન જીવી શકાય એવી એકાંત અને શાન્તિની પરિસ્થિતિ પૂરી પાડવાનું હતું.

કોણે અને ક્યારે આમાંની પ્રથમ સંસ્થા સ્થાપી એ વિશે ચોક્કસ માહિતી નથી: નીચેની સંસ્થાઓની બાબતમાં મતભેદ પ્રવર્તે છે: (૧) મધ્ય ઈજિપ્તમાં આશરે ઈ. સ. ૨૭૧ના અરસામાં સંત ઍન્ટની ધી હર્મિટની બહેન (એનું નામ ખબર

1 પ્રારંભકાળના ખ્રિસ્તી લેખકો અને પાદરીઓએ લખેલી, ખાસ કરીને કૌમાર્યાવસ્થાની પ્રશંસા કરતા ગ્રંથોમાં, નીચેના ઉલ્લેખનીય છે: એથેનાગોરાસ (બીજી સદી), ટેરટ્યુલિયન, મિન્યુશિયસ ફેલિક્સ અને સંત સાઇપ્રિયન (ત્રીજી સ૰); ઑલિમ્પસનાં સંત મેથોડિયસ, સંત ઍથેનેસિયસ, એનસિરાના બૅસિલ, નિસ્સાના સંત ગ્રેગરી, સંત જેરોમ, સંત એમ્બ્રોઝ (ચોથી સદી); અને પાંચમી સદીમાં સંત ઑગસ્ટિન. ખાસ કરીને છેલ્લા બે તો લગ્નજીવનમાં પ્રવેશ કરવા ન ઇચ્છતી નાની ઉંમરની યુવતીઓને ખાસ મતોવાળી બ્રહ્મચર્યદીક્ષા આપવાના કાર્યને વેગ આપવામાં વિશેષ ઉત્સાહી હતા.

નથી) વડે સ્થપાયેલી; (૨) સંત સિંક્લેટિકા વડે ચોથી સદીની મધ્યમાં એલેકઝાંડ્રિયામાં સ્થપાયેલી; (૩) સંત મૅક્રિનાએ ઈ. સ. ૩૭૯ પહેલાં ઍનેસી(આનાતોલિયા)માં સ્થાપેલી; અથવા (૪) સંત જેરોમના મિત્ર અને આશ્રિત સંત પૌલા અને પુસ્ટોશિયમે ઈ. સ. ૩૮૮–૯૦માં બીથલહેમમાં સ્થાપેલી.

પુરુષો માટેની સંસ્થાઓના સમાન ધોરણે અને સમાન ગતિએ, પ્રથમ સંસ્થાના વખતથી જ સ્ત્રીઓના મઠની સંખ્યા, દેવળ-સંસ્થાના વિકાસની સાથે સાથે વધતી રહી છે, અને સંતને શાસ્ત્રમાન્ય કરવાની વિધિઓ પ્રત્યેક મઠના પ્રેતવિદ્યાવિષયક અને ચરિત્રાત્મક ઇતિહાસો અને બીજાં ઘણાં લખાણો, ઘણીવાર આ મઠોમાં સ્ફુટ કરવામાં આવેલાં આધ્યાત્મિક શિખરોના ચોખ્ખા પુરાવારૂપ છે. આ પછીનાં પૃષ્ઠોમાં જેમનો થોડો વૃત્તાંત આપવાનો પ્રયત્ન થયો છે, એ થોડી પવિત્ર ખ્રિસ્તી, સ્ત્રીઓ ઉપરાંત, મઠને સ્થાપનારી બીજી કેટલીક પ્રસિદ્ધ સ્ત્રીઓનો (સંત ટેરેસા સિવાય) નીચે ઉલ્લેખ કરવો જરૂરી છે. સોળમી સદીમાં પૉઇતિએની સંત રાદેગુંદ; સાતમી સદીમા સત વેરબુર્ગ, સંત એથેલડ્રેડ, સંત એથેલબુર્ગ, સત હિલ્ડા; બારમી સદીમા, બિન્જેનની સત હિલ્ડેગાર્ડ, તેરમી સદીમાં સંત ક્લેઅર (સંત ફ્રાન્સિસની સાથી), ચૌદમી સદીમાં સ્વીડનની સંત બ્રિગિદ; પંદરમી સદીમાં રોમન સત ફ્રાન્સિસ, સંત કોલેટ, બ્રિટનીના સંત બીએલ ફ્રાન્સિસ, બોલોનાની સત કૅથેરિન; સત્તરમી સદીમા સત મેરી મૅગ્ડેલીન ડી પાઝી, સંત જીન્ને ફ્રૅન્કોઈ દ શાન્તાલ અને સંત મારી દે લિન્કારનાસિઓ (મદામ ઍકરી). આમાંની ઘણી (દા. ત., સંત કોલેત, બોલોનાની સંત કૅથેરિન અને છેલ્લે જે ત્રણનો નિર્દેશ થાય છે તે, યૌગિક આધ્યાત્મિકતાની ઉચ્ચોચ્ચ કક્ષાએ પહોંચવા માટે જાણીતી છે

છૂટીછવાઈ વ્યક્તિઓમાથી અતિનોંધપાત્ર એવી થોડીનો ઉલ્લેખ કરીએ : જેવી કે પેરિસની સત જીનિવીવ, જિનીવાની સંત કૅથેરિન, લિમાની સત રોઝ અને આશ્ચર્યચકિત કરી દેનારી સંત જીન્ન દાર્ક (જોન ઑફ આર્ક): જેની બ્રહ્મચર્યાવસ્થા એટલી તો પ્રખર અને જાજ્વલ્યવાન હતી કે એની આજ્ઞાને વશવર્તી એવાં લશ્કરોમાં એ 'દૈવી કુમારી' તરીકે પ્રચલિત હતી.

અલબત્ત, સ્ત્રીઓ એકાંત જીવનમાં અથવા મઠના વ્રતબદ્ધ જીવનમા જ પવિત્રતાને પામી છે એવું સહેજે નથી, પ્રત્યેક આત્માના હક્કોનું સતત સરક્ષણ કરતા દેવળે, લગ્નને સસ્કારવિધિ તરીકે જાહેર કરીને, આ જ ધ્યેયે પહોંચવાનો જો કે બીજો વધારે સાર્વજનિક અને ખેડાયેલો માર્ગ દર્શાવ્યો છે. એક સંસ્કારવિધિ તરીકે સ્વીકારેલ

આ લગ્નવિધિ અનુસાર, સ્ત્રીને એના પતિની મિલકત, સાધન કે એનો અશ સુદ્ધા ગણી શકાય નહિ આ અવસ્થામા મુક્ત ભાગીદાર તરીકે પ્રવેશીને, એ કેટલીક ભારે જવાબદારીઓ ઉપાડે છે, જેની ચોક્કસ મર્યાદા અને ભારણનો એને શરૂઆતમા ખ્યાલ આવી શકતો નથી એ સાચુ છે પરિણીત અવસ્થામા રહીને પૂર્ણતાની ઝખના કરતા આત્મા તરીકે તેનો સવાલ, સમર્પણપૂર્વક કુમારી અવસ્થા ગાળનાર સ્ત્રીના સવાલ કરતા ઓછો સરળ છે તેમ છતા દેવળસસ્થાના વૃત્તાતો આવા જવલત ઉદાહરણોની બાબતમા પણ સમૃદ્ધ છે પરિણીત સતોમાના અતિપ્રસિદ્ધ એવા સતોનો ઉલ્લેખ કરીએ જર્મનીની સામ્રાજ્ઞી સત મેથીલ્ડીસ, સ્કોટલૅન્ડની રાણી સત માર્ગરેટ, ફ્રાન્સની રાણી કૅસ્તિલની સત બ્લૅક (સત લુઈની માતા), પોર્ટુગલની રાણી સત એલિઝાબેથ (અથવા આઈઝાબેલ), હગેરીની રાણી સત એલિઝાબેથ, પોલૅન્ડની રાણી સત હેડ્વિગ (કે જૅડ્વિગા) અને સાધારણ સ્ત્રીઓમા ઍના મારઆ તૈગી સત બાર્બે ઍકરીની જેમ, નાની ઉમર વિધવા થઈ ત્યા સુધી, સત જેન દ શાન્તાલે પતિવ્રતા અને માતા તરીકે જીવન ગાળ્યુ, અને બન્નેએ દુનિયામા કટતાર વખતથી ન્યારી રીતે શરૂ થઈ ગયેલા કાર્યને પોતાની ઝટીમા ચાલુ રાખ્યુ પોતાની અથવા કોઈ પણ સદીની એક ઉત્તમ આધ્યાત્મિક આત્મા જીનોઆની સત કૅથેરિનનુ લગ્નજીવન દુખી હતું, પણ પોતાના પતિનુ સપૂર્ણ પરિવર્તન જોવા એ જીવી

લગ્નની ધાર્મિકતા અગે દેવળસસ્થાના સિદ્ધાત અને આચરણની સમીપમા વિચારણા કરવાની જરૂર પડે એવા કેટલાક વિરલ કિસ્સાઓ છે આ સબધના દરેક પાસામા ધાર્મિક અનુગ્રહ સ્પર્શે છે એવો દેવળનો ઉપદેશ છે તથી જ મતાનો અને સંતાનોત્પત્તિની ક્રિયાનો સમાવેશ ઈશ્વરી અનુગ્રહના કાર્યમા કરવામા આવે છે અને—પોતાના મોટા ભાગના અનુયાયીઓ માટે—દેવળસસ્થા આ સબધની સંપૂર્ણ શારીરિક તૃપ્તિનો આદેશ આપે છે આમ છતા પણ, દેવળ એમ પણ શીખવે છે કે આ સસ્કારનું મૂળભૂત તત્ત્વ એ તેના શારીરિક પાસામા નહિ, પણ બે વિરુદ્ધ જાતિના માનવ-આત્માઓ સ્વેચ્છાએ આજીવન સાહચર્યથી અને પરસ્પર પ્રેમમાં—એમાં શારીરિક સબધનો સમાવેશ થાય કે ન પણ થાય—સાથે રહેવાનુ પસદ કર્યું છે એ હકીકતમા સમાયેલુ છે તેથી જ દેવળસસ્થાએ, ઘણા પ્રસગે, લગ્નની સપૂર્ણ સભરતા માટે, શારીરિક સબધ આવશ્યક છે એવા મતને વખોડી કાઢ્યો છે સંત ટોમસ ઍક્વિનાસના સમર્થનથી, એણે કેટલાક કિસ્સાઓમા શારીરિક સબધ સિવાયના લગ્નની ભાવનાને પણ સ્વીકારી છે ખરખર એનાથી જુદુ હોઈ જ

કેમ વધે? દેવળ સંસ્થા ઈશુ ખ્રિસ્તનો જન્મ સંપૂર્ણ રીતે કૌમાર્યમાંથી થયેલો માને છે, એમનાં પવિત્ર માતા અને એના નશ્વર સંત જોસેફ વચ્ચેના સંબંધનું સ્વરૂપ આ કિસ્સામાં દેવળ સંસ્થાના મતે શારીરિક હોવું અસંભવિત હોવાથી, બીજે જ હોવું જોઈએ. આ પ્રમાણે, ખ્રિસ્તી મર્યાદામાર્ગની નામાવલીમાં ભગવત્પ્રેરણાથી પોતાના દાંપત્યને આ જ રીતે ઘટાવવા તૈયાર થયેલાં અને જીવનભર બ્રહ્મચર્યવ્રત પાળી સાથ રહેનારાં અને ઉદાત્ત વ્રતો વડે પોતાની પસંદગીને સદા માટે અમર કરી દેનાર પવિત્રીત પુનિતોની ખોટ નથી. આ બાબતમાં કેટલાક ઐતિહાસિક દાખલાઓ પૂરતા થઈ પડશે. અગિયારમી સદીમાં સામ્રાજ્ઞી સંત કુનેગુંડ અને પવિત્ર રોમન સામ્રાજ્યનો સમ્રાટ સંત હેન્રી બીજો, તેરમી સદીમાં પોલેંડનાં રાણી સંત કુનેગુંડ અને રાજા બોલેસ્લૉ (જેને 'પત્નીવ્રતી'નું ઉપનામ મળ્યું હતું), ચૌદમી સદીમાં અરિયાનોનો, કાઉન્ટ સંત એલ્ઝીઅર દ સાબ્રાન અને સંત ડેલ્ફિન દ ગ્લાન્ડીવ દ પ્યુ માઇકલ અને સ્વીડનની રાજપુત્રી (સ્વીડનની સંત બ્રિજિટની પુત્રી) સંત કેથરિન, અને એ ઉલ્ફ લાર્સ્ગેન દ કીરન, અને પંદરમી સદીમાં લોરેનવાની સંત જ્વા એ લવિના અને નિવિટેલાનો કાઉન્ટ

આશા રાખીએ કે આ સંક્ષિપ્ત આલેખન ખ્રિસ્તી દેવળ સંસ્થાના જીવન અને તવારીખમાં સ્ત્રીઓનું સ્થાન કેટલું ઊંચું હતું એનો ખ્યાલ આપવામાં સહાયભૂત થશે.

## પ્રકરણ ઓગણીસમું

# મેક્રિના

સંતનો અર્થ માન્ય અને આદરણીય પવિત્રતા ધરાવતી વ્યક્તિ એમ કરીએ, તો પાશ્ચાત્ય સંસ્કૃતિમાં સંતનો ઉદ્‌ભવ ખ્રિસ્તી ધર્મના પ્રસારના સમયથી થાય છે. ગ્રીક અને રોમન ગૃહજીવન બીજી અનેક રીતે આગળ પડતું હોવા છતાં, સ્ત્રીને એના વ્યક્તિત્વનો વિકાસ સાધવા માટે અને જાહેર દૃષ્ટિએ એ સર્વાંગીણ જીવન જીવી શકે એ રીતે એની અસરને વ્યાપક બનાવવા માટે અવકાશ આપે એમ ન હતું. આમાં કેટલાક ખાસ અપવાદો હતા, દા. ત, પેરિક્લીસની પ્રિયતમા ઍસ્પેઝિયા, જેણે ઈ. સ પૂર્વેની પાંચમી સદીની મધ્યમા ઍથેન્સના શિષ્ટ શ્રીમંત વર્ગમાં પોતાની હોશિયારી અને બુદ્ધિથી અગ્રગણ્ય સ્થાન પ્રાપ્ત કર્યું હતુ. પણ ઍસ્પેઝિયાને, એનું વ્યક્તિત્વ સુસંકલિત અને સુવિકસિત હોવા છતાં સંત ન કહી શકાય. ઍથેન્સના લોકો સ્ત્રીઓને ઘરમાં જ રાખતા અને એકવાર પેરિક્લીસે પોતે કહ્યુ હતું કે પોતાની કીર્તિ પરદેશમાં પમરાવા દેવી નહિ, એ સ્ત્રી માટે ઉત્તમોત્તમ વસ્તુ છે. સ્પાર્ટામાં સ્ત્રીઓને પુરુષોની સમકક્ષ ગણવામાં આવતી, પણ ત્યાં સ્ત્રીઓએ પોતાના બાળકોમાં કડકાઈ અને અતિશય કઠોર શિસ્તપાલન પણ વિકસાવવું પડતું, એટલે કે ત્યાં આદર્શ માતા એ ગણાતી કે જે પોતાના પુત્રને કાં તો ઢાલ સાથે અગર ઢાલ પર સુવડાવેલા પાછા ફરવાનો આદેશ આપે. લાક્ષણિક રોમન સ્ત્રી સ્પાર્ટન માતાની જરા ઝાખી પ્રતિકૃતિ હતી, અને સામાન્યત: સ્ત્રીઓ કાં તો ગ્રાકચીની માતા કોર્નેલિયાની જેમ દોરદમામવાળી અને કડક શિસ્તવાળી થતી અગર આગવા વ્યક્તિત્વવિહોણી બેરંગી વ્યક્તિઓ રહેતી અથવા ગુલામો જેવી બની જતી કે પછી સિસેરોના દુશ્મન ક્લૉડિયસ(કૅટલસનાં ઊર્મિકાવ્યોની લેસ્બિયા)ની બહેન ક્લૉડિયા માફક નઅચક હોઈ, સમાજથી તજાઈને ગણિકાઓ બનતી.

તેમ છતા, ગ્રીક અને રોમન સાહિત્યમાં અહીંતહીં આપણને સંતપણાનાં લક્ષણો ધરાવતી એવી ઘણી સ્ત્રીઓ જોવા મળે છે; જે શાંત અને નિષ્ઠાભર્યું જીવન જીવતી, ઘણુંઘણું સહન કરતી અને કીર્તિ વિશે નિરપેક્ષ રહેતી. ઈ.સ. પૂર્વેની બીજી સદીનો કબર ઉપર કોતરેલો એક ટૂંકો રોમન સ્મૃતિલેખ દયા ઊપજે એવી ચોકસાઈ-ભરી સંક્ષિપ્ત રીતે ગુણિયલ પત્નીનાં લક્ષણો વર્ણવે છે. એના અંતમાં આમ લખ્યુ છે:

"એણે ઘરકામ સંભાળ્યું, ઊન વણ્યું. હું કહી રહ્યો છું: છેલ્લી વિદાય." આ મૂક નિષ્ઠાના આદર્શની ઝાંખી આપણને સદીઓથી થાય છે; હોમરના પીનીલોપમાં એંટિગોનની બહેન ઈસ્મીનમાં આ જ આદર્શનો અંશ જણાય છે, અને ઑગસ્ટસના સમયના એક લૅટિન શિલાલેખમાં વેસ્પિલ્લો નામના એક વિધુરે એની પત્ની તુરિયા પર લખેલા કબર ઉપરના લાંબા સ્મૃતિલેખમાં એ જ આદર્શ વિશદતાથી વ્યક્ત થયો છે. પોતાને બાળકો થતાં ન હતાં તેથી રખે એ નિઃસંતાન રહી જાય માટે એણે પોતાના પતિને બીજી સ્ત્રી પરણવા વીનવ્યો; આવા લગ્નથી જન્મેલાં બાળકોને એ પોતાનાં જ સંતાનો હોય એટલા પ્રેમથી ચાહવાની હતી; નવી આવનાર નવોઢાને એ ઘરમાં પોતાના સ્થાને બેસાડવા તૈયાર હતી, અને પતિ સાથેની સહિયારી પૈતૃક સંપત્તિમાં કશો જ વહેરોવંચો રાખવાની ન હતી. એનો પતિ પોતે, એ સૂચનને કેવી ભયાનક રીતે તુચ્છકારી કાઢ્યું એ યાદ કરીકરીને, ભગ્નહૃદય બની ઇચ્છે છે કે પોતે એની પહેલાં મૃત્યુ પામ્યો હોત તો સારું, જેથી પોતાના અંતિમ સંસ્કાર એના હાથે થાત. હવે પોતે એકલોઅટૂલો છે.

સંત મૅક્રિનાનું જીવન આ જ પ્રકારની નિષ્ઠા અને સંતપણું દર્શાવે છે, પણ એ વખતે ખ્રિસ્તી જગત ઉપર પકડ જમાવનાર મઠસંસ્થાના પ્રસરતા જતા આદર્શને લીધે એના આ ગુણો જુદી દિશાઓમાં વળ્યા હતા. એના નામનો અર્થ ગ્રીક ભાષામાં 'કૃતાર્થ' એવો થાય છે અને એ વખતના પ્રચલિત ગ્રીક રિવાજ પ્રમાણે એનું નામ એની દાદીના નામ ઉપરથી રાખવામાં આવેલું. એના વિશેની માહિતી આપણને એના ભાઈ નિસ્સાના ગ્રેગરીએ ઍંટીઓકના સાધુ ઑલિમ્પિયસને લખેલા એની બહેનના જીવનની ટૂંકી રૂપરેખાને મૂર્તિમંત કરતા પત્રમાંથી મળે છે. આ ચરિત્રકથા બીજી ઘણી ચરિત્રકથાઓની માફક અસપ્રમાણ છે; એ આપણને મૅક્રિનાના જીવન વિશે ચીડ ચડે એટલી હદે જૂજ માહિતી આપે છે, જ્યારે એના મૃત્યુ અને દફનની ઝીણી ઝીણી વિગતો દર્શાવે છે; જેવી રીતે ઈસુ ખ્રિસ્તનો મુકદ્દમો અને એમના મૃત્યુની વિગતો, બીજી ઘણી સંઘરવાલાયક બાબતોના ભોગે પણ પ્રવચનનો ઘણો ભાગ રોકે છે. ગ્રેગરીએ લખેલા પોતાની બહેનના ચરિત્રનો અનુવાદ ડબ્લ્યુ. કે. લાઉથર ક્લાર્ક, બી. ડી. એ કર્યો છે, અને એસ. પી. સી. કે.એ ૧૯૧૬માં એને છાપી પ્રકાશિત કર્યો.

ઘણુંખરું કૅપ્પેડૉસિયામાં આવેલા સીઝેરિયામાં નિસ્સાનો ગ્રેગરી ઈ. સ. ૩૩૫ના અરસામાં જન્મ્યો હતો. મૅક્રિના દસે સંતાનોમાં મોટી હતી અને ગ્રેગરી સહુથી નાના બે સંતાનોમાંનો એક હતો, એટલે મૅક્રિનાનો જન્મ આશરે ઈ. સ. ૩૨૫ના

અરસામા હશે સહુથી મોટો ભાઈ તે મહાન સંત બેસિલ હતો, અને બધાથી નાનો ભાઈ પીટર સીબેસ્ટનો બિશપ બન્યો, એક કુટુબ માટે આ નોધપાત્ર વિક્રમ ગણાય. આ કુટુબ તવગર હતુ અને પોતાની જાગીર પર જીવતુ હતુ, અને છેલ્લી બે પેઢી ઓથી ખ્રિસ્તી ધર્મ પાળતુ હતુ, કારણ કે, એક સૂચન મળી રહે છે કે દાદી મૅક્રિનાએ ધાર્મિક હેરાનગતિના સમયમા સારા 'ખેલાડી'ની જેમ ખ્રિસ્તની કબૂલાત કરેલી તેથી એને પોતાના ધર્મ ખાતર બહુ સહન કરવુ પડ્યુ હતુ[1] ગ્રેગરીની માતા અસાધારણ લાવણ્યવતી હતી અને બ્રહ્મચર્ય પ્રત્યે આકર્ષાઈ હતી, પણ એનુ અપહરણ કરી જવા માગતા ઘણા ઉમેદવારાથી બચીને સહીસલામત થવા એણે લગ્ન કર્યું

આ સમયની ખ્રિસ્તી દુનિયામા મઠવાસનુ આકર્ષણ સમજવા માટે આપણે ઘણા મુદ્દાઓને ધ્યાનમા લેવા જોઇએ ઇસેનીસ[2]ના સિદ્ધાતો દ્વારા કદાચ બૌદ્ધ ધર્મથી પ્રભાવિત થયેલા ઈસુ ખ્રિસ્તના બ્રહ્મચર્યનિષ્ઠ જીવનનું સમર્થ ઉદાહરણ તો બધાની સામે હતું જ વળી આ ઉપરાત ખ્રિસ્તી ધર્મની પરલોકપરતા પણ આ દુનિયા પ્રત્યે તિરસ્કારની ભાવના જગાવતી આ બધા કરતાં પણ ઊંડુ કારણ તો છે માણસમા રહેલી દૃઢમૂળ માન્યતા કે જ્યારે શરીર અને એની કામનાઓ તથા બાહ્ય દુનિયાનાં આ બધા તાડવ અને ક્રીડાઓ ઉપર કાબૂ મેળવાય અથવા એમને સુષુપ્ત બનાવી રખાય ત્યારે જ માણસના આત્માનુ સાચુ સ્વરૂપ પ્રગટ થાય છે ઉપનિષદોનો અને બુદ્ધનો આ નિગૂઢ (અતરતમ) સિદ્ધાત છે જ્યારે તૃષ્ણાઓ ઓસરે અને વીરમે, અર્થાત્ શરીર અતિશય શાન્ત દશામા હોય, ત્યારે જ આત્માના સાચા સુખનો આવિર્ભાવ થાય છે એમ પ્લેટો માને છે પાશ્ચાત્ય મઠજીવનમાં આ સદ્બુદ્ધિ કઈક અશે હમેશાં રહી છે ખ્રિસ્તી મઠજીવનનુ કેન્દ્ર અને પ્રેરણાસ્થાન ઇજિપ્ત હતુ, જ્યાથી ઈ સ ની બીજી સદીની શરૂઆતના સમયનો સત જ્હોનના ધર્મપ્રવચનનો એક ત્રુટક ભાગ, ખ્રિસ્તીઓ ખાસ્સા પુરાણા કાળમાં ત્યા જઈ વસેલા તેની સાક્ષી પૂરે છે[3]

---

૧ ૯૬૨એ (આઈ મિગ્નેના પેટ્રોલોજિયા ગ્રેસિયા, ૪૬, પૃ ૯૬૦ (Patrologia Graeca XLVI P 960 FF)માના નિસ્સાના ગ્રેગરીના મૂળ લેખનો નિર્દેશ કર્યો છે).

૨ આની સભાવના વિશેની ચર્ચા માટે જુઓ આલ્બર્ટ સ્વાઇત્ઝરનો ગ્રથ 'ઐતિહાસિક ઈસુનુ અન્વેષણ' (The Quest of Historical Jesus) પ્રકરણ ૧૫મુ (૧૯૦૬ની આવૃત્તિ)

૩ આ ત્રુટક ભાગ માંચેસ્ટર (Rly Pap 457)ના રાયલૅડના પુસ્તકાલયમા છે અને હાલ મોજૂદ નવા કરાર (New Testament)નો પ્રાચીનતમ ભાગ છે.

મઠવાસની રચના બે તબક્કામાં થઈ: પ્રથમ આવે છે એકાંતનિવાસી અથવા 'અરણ્યભૂમિવાસી' જેઓમાં થીબીસના પૉલ પ્રથમ હતા અને પછી 'સીનોબિયા' (Coenobia) એટલે કે સંઘોની રચના થઈ. પોતાની આસપાસ અનુયાયીઓ જમાવનાર પ્રથમ હતા સંત ઍન્ટની (ઈ. સ. ૨૫૦ - ૩૫૬).[1] આ સાધુઓના સંઘજીવનનું વ્યવસ્થાપૂર્વકનું સંચાલન કરવાનો યશ સંત પૅખોમ અથવા પેકોમિયસ (ઈ. સ. ૩૪૯)ને ફાળે જાય છે. એમણે કડક શિસ્તપાલનનું બંધન પ્રવર્તાવી પોતાના બધા જ સાધુઓનો એક સ્વાયત્ત સમાજ રચ્યો, જેમાંના બધા જ ઘટકોને ભરણપોષણ માટે કલાકારીગરીના વ્યવસાયમાં જોડવામાં આવ્યા. મઠજીવનના આ સર્વોત્તમ આદર્શે જગતમાં ખૂબ કલ્યાણ કર્યું છે એટલું જ નહિ, પણ શરીરશ્રમ અને ચિંતનના એના આદર્શો અનુસરનાર ઘણા અનુયાયીઓ પૂર્વમાં પણ મળ્યા છે. બુદ્ધનો આદર્શ એટલો બધો વ્યવહારલક્ષી ન હતો; કારણ કે, એમણે આત્યંતિક અપરિગ્રહનો ઉપદેશ કર્યો હતો, પણ જાપાનના નવબૌદ્ધધર્મીઓએ શ્રમ અને ધ્યાનની સમતુલા સાધીને પૅખોમનું એ જ તત્ત્વ ગ્રહણ કર્યું છે.

પ્રૉ. ડી. ટી. સુઝુકી કહે છે કે, "બધા જ વિહારોમાં સાધુના જીવનમાં કામને ઘણું મહત્ત્વનું ગણવામાં આવે છે." એ સાવ વ્યવહારુ છે અને એમાં મુખ્યત્વે ક્યારે વાળવો, સાફસૂફી કરવી, રસોઈ કરવી, બળતણ એકઠું કરવું, ખેતર ખેડવું અગર દૂર અને નજીકના ગામડાંઓમાં ભિક્ષા માગવા જવું, એવાં શરીરશ્રમનાં કામોનો સમાવેશ થાય છે. કોઈ પણ કામ પોતાના મોભાને અણછાજતું ગણવામાં આવતું નથી અને એમનામાં પરસ્પર બંધુત્વ અને સમાનતાની ભાવના સંપૂર્ણપણે પ્રવર્તે છે. સામાન્ય દૃષ્ટિએ કામ ગમે તેવું કઠિન અગર હલકું ગણાતું હોય તો પણ આ સાધુઓ એમાં શરમ માની દૂરથી ટાળશે નહિ.[2]

એમની માનીતી કહેવતોમાંની એક કહેવત છે, "કામ વિનાનો દિવસ એ ઉપવાસનો દિવસ છે," અને એ ઉપર પ્રૉ. સુઝુકી નીચેની ચિંતનપૂર્ણ વિચારણાને ઉમેરે છે, "હાથ જો મગજ દ્વારા કામ કરવા ટેવાયા ન હોય તો, આખા શરીરમાં લોહીનું

---

૧ જુઓ "ઇજિપ્તનો વારસો" (Legacy of Egypt) (એસ. આર. કે. ગ્લેનવિલ સંપાદિત) પૃ. ૩૧૭-૩૧માં ડી લેસી ઓલિઅરીનો "The Coptic Church and Egyption Monasticism" નામનો લેખ.

૨ જુઓ ડી. ટી. સુઝુકી, નવબૌદ્ધવાદ વિશેના નિબંધો (Essays in zen Buddhism) ભાગ ૧, પૃ. ૩૦૬.

ભ્રમણ સુયોગ્ય રીતે થઈ શકે નહિ. કેટલેક ઠેકાણે, ખાસ કરીને મગજમાં એ જામી જાય છે. પરિણામે સામાન્ય રીતે શરીરની તો અસ્વસ્થ દશા થશે જ, પણ એ ઉપરાંત માનસિક જડતા અથવા ઘેનની દશા ઉદ્‌ભવશે, આ અવસ્થામાં વિચારો વહેતાં વાદળાંની જેમ આવજા કરશે. માણસ સંપૂર્ણપણે જાગ્રત હોય અને છતાં મન અવાસ્તવિક ભયંકર સ્વપ્નો અને દશ્યોથી ભરાઈ જાય.[1]" આ ભયસ્થાનને બંધુ લૉરેન્સ જેવા સાધુઓએ સ્પષ્ટપણે જોયું છે અને મહાન સંપ્રદાયી વિદ્વાન એકહાર્ટે કહ્યું છે, "માણસ ચિંતનરૂપે જે અંદર લે છે એ એણે પ્રેમના રૂપમાં બહાર વહાવવું જોઈએ."

પૅલેસ્ટાઈનને બદલે ઇજિપ્ત દેશ ઘણા લાંબા વખત સુધી પવિત્ર દેશ ગણાતો હતો, કારણ કે ત્યાં રહેતા સેંકડો તપસ્વી સાધુઓને મળવા ભૂમધ્ય પ્રદેશમાંથી હજારો ખ્રિસ્તી યાત્રાળુઓ આવતા હતા. આ યાત્રાળુઓમાંનો એક હતો, નિસ્સાના ગ્રેગરીનો વડીલ બંધુ અને મેક્રિનાનો નાનો ભાઈ સંત બેસિલ. પંખોમે શરૂ કરેલા જીવનમાર્ગથી એ બહુ પ્રભાવિત થયો, અને એણે પોંટસ પરની એની કૌટુંબિક જાગીરમાં એક નાનકડો સમાજ સ્થાપવાનો નિર્ણય કર્યો. આ માટે એણે એના મિત્ર નઝીઆંઝસના ગ્રેગરીને તેડાવ્યો અને આ રીતે ગ્રીક મઠો શરૂ થયા. આઈરિસ નદીના સામા કાંઠાની જાગીર પર રહેતા બેસિલની માતા એમેલિયા અને તેની બહેન મેક્રિના સાધુજીવન પ્રત્યે ક્યારનાંય આકર્ષાયાં હતાં, અને થોડા જ સમયમાં ઍનેસીમાં બીજો મઠ શરૂ થયો, જેમાં પુરુષોના મઠનો અધ્યક્ષ મેક્રિનાનો નાનો ભાઈ પીટર હતો અને સ્ત્રીઓના મઠની ધર્માધ્યક્ષા મેક્રિના પોતે હતી. બેસિલે એમને નિસ્સાના ધર્માધ્યક્ષ થવા બોલાવ્યા તે પહેલાંનાં થોડાં વર્ષો બંધુ ગ્રેગરીએ અધ્યયનમાં રત રહી, અહીં એકાંતમાં ગાળ્યાં. ઈ.સ. ૩૭૯ના જાન્યુઆરીની પહેલી તારીખે બેસિલ મૃત્યુ પામ્યો અને ત્યાર બાદ તરત જ ગ્રેગરીએ ઍંટીઓકમાં ભરાયેલ પરિષદમાં હાજરી આપી અને એ મઠમાં મેક્રિનાને મળ્યો. જ્યારે એ ત્યાં હતો ત્યારે જ મેક્રિના મૃત્યુ પામી અને એણે એના જીવનની રૂપરેખા સાધુ ઑલિમ્પિયસને પત્રરૂપે લખી.

પ્રાચીન સમયની બધી ચરિત્રકથાઓની જેમ ગ્રેગરીનો આ સંક્ષિપ્ત વૃત્તાંત કલાના બધા જ નિયમોનો ભંગ કરે છે: એમાં મેક્રિનાનું મૃત્યુ અસપ્રમાણ જગ્યા રોકે છે. (હમેશાં ખ્રિસ્તી ચરિત્રકાર મૃત્યુસમયના દશ્યમાં વધારે પડતા રોકાઈ રહેવા લલચાઈ જાય છે), અને શરૂઆતની વિગતો આપવાને બદલે, રાહિત્યિક રૂઢિઓમાં

1 જુઓ ડી. ટી. સુઝુકી, નવબૌદ્ધવાદ વિશેના નિબંધો Essays in Zen Buddhism ભાગ-૧ પૃ. ૩૦૪

બધું પતી જાય છે. આમ છતાં પણ આપણા સમક્ષ એના નિશ્ચલ છતાં મૃદુ ચારિત્ર્યની કઠોરતારહિત અડગતાની, તીવ્ર બુદ્ધિમત્તાની—હકીકતમાં સ્ત્રીત્વના ઉત્કૃષ્ટ આદર્શની સ્પષ્ટ છાપ ઊઠે છે. અપરોક્ષ સૂત્રોમાંથી આ બધી માહિતી મળી રહે છે: દા. ત., તત્ત્વજ્ઞાનથી એણે પોતાની જાતનું માનવસદ્‌ગુણની પરમકક્ષાએ ઊર્ધ્વીકરણ કર્યું એમ એના વિશે ગ્રેગરી કહે છે.[1] વેદાંતના વિદ્યાર્થી માટે તત્ત્વજ્ઞાન શબ્દ ઘણો સૂચક છે. ચોથી સદીમાં ખ્રિસ્તી ધર્મ સિદ્ધાંત અને તત્ત્વચિંતનનો સમન્વય ઓરિજેને કર્યો એને લીધે આ અરસામાં ખ્રિસ્તી ધર્મને 'દર્શન' નામે બધા ઓળખવા લાગ્યા હતા, પણ ખાસ કરીને તપસાધનાના અર્થમાં એનો વધુ ઉપયોગ થતો હતો. આત્મતત્ત્વનો બોધ તર્કવ્યાપારથી નહિ, પણ સ્થિરપણે યોગયુક્ત બની, તર્કની સીમાની પેલી પારની સર્વવ્યાપ્ત અંતઃસ્ફુરણાને ઉપજાવતી શ્રદ્ધાપૂર્ણ સાધના દ્વારા જ થાય છે એવા હિન્દુ ધર્મના પાયાના સિદ્ધાંત સાથે ઉપરના ખ્રિસ્તી ધર્મના સિદ્ધાંતનો સુમેળ ચકિત કરે એવો છે. આ પ્રાથમિક ધ્યાનાભ્યાસને દર્શનના અભ્યાસની પ્રાથમિક સાધનસામગ્રી તરીકે ગણવામાં આવે છે એ હિન્દુસ્તાને આપેલ વિશિષ્ટ જીવનદૃષ્ટિ છે, અને ઈ. સ. ની ચોથી સદીના ગ્રીક જીવનમાં પણ 'દર્શન' (Philosophy) શબ્દ બરાબર આ જ અર્થમાં યોજાયેલ જણાય છે.

મેક્રિનાના જન્મસમયે કેટલાંક દશ્યો દેખાયાં હતાં, જેમાં એક દેવદૂત દેખાતો હતો અને એણે નવજાત કન્યાને થેકલા તરીકે સંબોધી; આ કુમારિકાને, દંતકથા, સંત પૉલની સમકાલીન વર્ણવે છે. ('સંત પૉલ અને થેકલાનાં જીવનકાર્યો' નામનું આ પુસ્તક એ પ્રકારનાં બીજાં ઘણાં પુસ્તકો કરતાં વધારે વિશ્વસનીય છે). આનો અર્થ એમ ઘટાવવામાં આવ્યો છે કે આ બાલિકા બ્રહ્મચારિણી તરીકે જીવન ગાળવા નિર્માઈ હતી અને સાચે જ એની અસાધારણ સૌંદર્યવતી માતાને પણ આ વિશુદ્ધ અને નિષ્કલંક માર્ગ એટલો ગમ્યો હતો કે એણે પોતે જ પરણવાની નામરજી દાખવી હતી.[2] સુકુમાર રીતે ઊછરેલી કન્યા માટે ચાલુ અભ્યાસક્રમને "અહિતકર અને પ્રતિકૂળ" ગણતી હોવાથી એની માતાએ બાલ્યવયથી જ નાની મેક્રિનાને ખૂબ કાળજીપૂર્વક કેળવી. ગ્રીક કેળવણીમાં બધે હતું તેમ, સામાન્ય અભ્યાસક્રમમાં ઘણુંખરું કાવ્યના અભ્યાસનો, એમાંય ખાસ કરીને હોમર અને બીજા કરુણરસપ્રિય કવિઓનાં માનવભાવોનું નગ્ન આલેખન કરતા કાવ્યોનો ખાસ સમાવેશ થતો

---

1 ૯૬૦ સી.
2 ૯૬૨ એ.

હતો. પણ આ બધું સ્ત્રી કરતાં પુરુષની કેળવણીને વધારે અનુરૂપ હોવાથી, મેકિનાને ઓલ્ડ ટેસ્ટામેંટ, એમાંયે ખાસ કરીને એની પ્રાર્થનાઓ શીખવવામાં આવી. આ જ પ્રાર્થનાગીતો "પથારીમાંથી ઊઠતાં, ગૃહકાર્ય કરતી વેળા, આરામ લેતાં, ભોજન કરતાં, જમીને ઊઠતી વેળા, પથારીમાં સૂતાં, અગર તો રાત્રે પ્રાર્થના માટે ઊઠતાં," એના સતત સાગાથી હતાં.[૧]

મેકિનાનું વેવિશાળ આશાસ્પદ ભવિષ્ય ધરાવતા યુવાન સાથે કરવામાં આવ્યું હતું, પણ લગ્ન થાય એ પહેલાં એ મૃત્યુ પામ્યો, અને એની સ્મૃતિ પ્રતિ એની અચલ નિષ્ઠા આપણને શારદાદેવીની રામકૃષ્ણ માટેની એવી જ અચલ નિષ્ઠાની યાદ આપે છે; જો કે શારદાદેવીની બાબતમાં એ નિષ્ઠા માનવદેહમાં મૂર્તિમંત થયેલા એક આદર્શ તરફની હતી, નહિ કે એક અમર સ્મૃતિ માટેની. "મેકિના આગ્રહપૂર્વક માનતી કે જે માણસ એની સાથે વિવાહથી સંકળાયેલો હતો, એ મરી ગયો ન હતો. એ ઈશ્વર પાસે જીવતો હોવાથી, પુનર્જીવનની આશાના આધારે એ એને મૃત નહિ, પણ માત્ર ગેરહાજર માનતી હતી; દૂર રહેતા પતિને વફાદાર ન રહેવું અયોગ્ય કહેવાય."[૨] આ યુવાન માણસના મૃત્યુ પછી મેકિના ભાગ્યે જ એની માતાની બાજુએથી ખસતી, પણ એની માતાના ઘરનો કારભાર ચલાવતા શાંતિમય નિયમિત જીવનમાં એણે પોતાની જાતને પરોવી દીધી; અને "એણે પોતાની જિંદગીથી માતાને ખૂબ શીખવ્યું. એને પણ ધીમેધીમે ઉત્તરોત્તર વધારે પાર્થિવ અને સભર જિંદગી તરફ ખેંચતા ખેંચતા તત્ત્વજ્ઞાનની ઉચ્ચ કક્ષાએ લઈ ગઈ."[૩] એ પોતાની માતા માટે હાથે જ રાંધતી, અને ગ્રેગરી ઉતાવળમાં જણાવે છે કે, આ એની મુખ્ય પ્રવૃત્તિ ન હતી, પણ એણે "પોતાના હાથ ધાર્મિક કર્તવ્યોના આચરણથી પવિત્ર બનાવ્યા પછી — કારણ એ માનતી હતી કે આ બધા માટેનો ઉત્સાહ એની જિંદગીના આદર્શો સાથે સુસંગત હતો — બાકીના સમયમાં એ પોતે મહેનત કરીને માતા માટે ભોજન તૈયાર કરતી."[૪]

જ્યારે વિદ્યાપીઠોના પાંડિત્યથી ઘમંડી બનેલો અને બધા જ અગ્રગણ્ય અને પ્રતિષ્ઠિત સ્થાનિક માણસોથી પોતાની જાતને શ્રેષ્ઠ ધારતો એનો ભાઈ

---

૧ ૯૬૪ એ.
૨ ૯૬૪ ડી.
૩ ૯૬૬ ડી.
૪ ૯૬૬ એ.

બેસિલ આવી પહોંચ્યો ત્યારે એના પર મેક્રિનાની અસર એટલી બધી પડી કે એણે આ દુનિયાની બધી કીર્તિઓ છોડી અને જેમાં જાતે શ્રમ કરવાનો છે એવી પ્રવૃત્તિશીલ જિંદગી માટે એણે પાંડિત્યની કીર્તિને તુચ્છકારી કાઢી, છોડી દીધી.[1] એના પ્રભાવને આપાયેલી એક જ મહાન અંજલિ તે આ કે એણે એના પોતાના ભાઈની જિંદગીને, એનું અંતર અજવાળી દઈને, પલટી નાખી, એને સુંદરતા અપી. શારદાદેવીના જેવા આ પ્રભાવને વર્ણવતું આલ્બર્ટ શ્વાઈટ્ઝરે નીચેના યાદગાર શબ્દો લખ્યા છે. એનું જ્વલંત ઉદાહરણ મેક્રિના પૂરું પાડે છે: આપણી જિંદગીની સત્ત્વશીલ પળોમાં બીજાઓએ આપણને જે આપ્યું છે, એના આધારે આપણે આધ્યાત્મિક જીવન જીવીએ છીએ. આ મહત્ત્વની ઘડીઓ કંઈ ઢોલ વગાડીને નથી આવતી, પરંતુ એ અણધારી જ આવી પડે છે. એ પોતાની જાતને ખાસ છતી પણ નથી કરતી; લગભગ વણદેખી જ ચાલી જાય છે. ઘણીવાર, ખરેખર, જ્યારે આપણે પાછું વળીને જોઈએ, ત્યારે એમનું મહત્ત્વ આપણને સમજાય છે—જેવી રીતે સંગીતનું કે કોઈ દશ્યનું સૌંદર્ય પ્રથમવાર આપણને એની સ્મૃતિ દ્વારા જ વધારે સ્પર્શે છે. મૃદુતા, નમ્રતા, દયા, ક્ષમા આપવાની તત્પરતા, નિષ્ઠા, દુઃખમાં સમર્પણભાવ—આ બધાંમાંનું જે ઘણું બધું આપણે આત્મસાત કર્યું હોય એ બધા માટે આપણે આ સદ્ગુણોને જેમનામાં નાનામોટા પ્રસંગે આચરણમાં મુકાતા જોયા છે કે અનુભવ્યા હોય છે એવા બધા લોકોના ઓશીંગણ છીએ. કાર્યરૂપે પરિણમેલા એ વિચાર આપણામાં સ્ફુલિંગની જેમ પ્રગટે છે અને આપણા અંતરમાં નવી જ જ્યોત જગાવે છે.[2]

મેક્રિનાના આત્મસામર્થ્યને પ્રગટ કરતો બીજો પ્રસંગ તે હતો એના નાના ભાઈ નૉક્રેટિયસના અવસાનનો. શારીરિક પરાક્રમમાં, સૌંદર્યમાં, બળમાં, અને "કોઈ પણ વસ્તુમાં હથોટી પ્રાપ્ત કરી લેવાની ગ્રહણશક્તિ"માં આ કુટુંબમાં બધાંથી એ ચઢિયાતો હતો. એને તપસ્વી જીવન જીવવાની મહેચ્છા હતી અને માત્ર એના નોકર ક્રિસૅપિયસને સાથે લઈને આઇરિસ નદીની બાજુના પહાડોમાં આવેલ એક મનોહર અને રમણીય જગ્યાએ એ જતો રહ્યો હતો. (પરમતત્ત્વનું ચિંતન કરવા માટે હમેશાં અતિરમણીય સ્થળો પસંદ કરતા ભારતીય તપસ્વીઓનું સ્મરણ આપણને થઈ આવે છે.) પોતાની દેખભાળ નીચેના ઘરડા માણસોને જરૂરિયાતો પૂરી પાડવા વસ્તુઓ

૧ ૯૬૬ સી

૨ બાળપણ અને યુવાનીનાં સંસ્મરણો, પૃ. ૮૯–૯૦.

મેળવવાની ઝુંબેશમાં એ નીકળી પડતો. એવી એક ઝુંબેશ દરમિયાન એ અને ક્રિસૉ-પિયસ મૃત્યુ પામ્યા. આ ઉલ્લેખ કદાચ દાન માટેની ઝુંબેશને લગતો હશે. બુદ્ધ અને પ્રાચીન સંન્યાસીઓના ભિક્ષાટન સાથે એને સરખાવી શકાય, અને વિશેષ નોંધપાત્ર બીના તો એ છે કે એના એકાંતવાસમાં પણ નૉક્રેટિયસે અનેક ગરીબ, અપંગ, વૃદ્ધ માણસોની સંભાળ રાખવાનું પોતાનું કર્તવ્ય માન્યું હતું. સેવા દ્વારા ભક્તિનો આદર્શ ઉચ્ચતમ યોગસાધનાએ પણ કયારેય નકાર્યો નથી. પ્રિયજનના અવસાનની વેદનાથી પોતે પણ સંતપ્ત હતી, છતાં મેક્રિનાએ એની માતા જ્યાં સુધી પૂર્ણપણે શોકથી પર ન થઇ, ત્યાં સુધી એનો જુસ્સો ટકાવીને એનું ઊર્ધ્વીકરણ કર્યું.[૧]

હવે ગ્રેગરીના પત્રમાં મેક્રિના અને એની માતાએ તપસ્વી જીવન દરમિયાન કરેલી પ્રગતિની વાત આવે છે.[૨] એ બન્ને પોતાની દાસીઓ પહેરતી એવો જ વેશ પહેરતી, એવો જ ખોરાક ખાતી, એવાં જ બરછટ કપડાં પહેરતી અને એમના જેવી જ પથારીઓમાં સૂતી. "પ્રાપ્ત વસ્તુમાં સંતોષ એ એમનો વૈભવ હતો અને અપ્રસિદ્ધિ એ એમની કીર્તિ હતી. ગરીબાઇમાં અને બીજી બધી ભૌતિક બિનજરૂરી વસ્તુઓને શરીર પરથી ધૂળની જેમ ખંખેરી નાખવામાં એમની દોલત સમાઇ જતી હતી એટલું જ નહિ, આ જીવનમાં જે વસ્તુઓને મેળવવા માણસો દોડધામ કરી મૂકે છે, એમાંની એકે એવી ન હતી, જેના વગર એ ચલાવી ન શકે." ઘણીવાર એમણે લગભગ હિન્દુ ધર્મમાં વર્ણવેલ 'સમાધિ'ના જેવી જ અવસ્થાનો અનુભવ કરેલો એમ જણાય છે; કારણ આપણને વાંચવા મળે છે કે શરીર ધારણ કરવા છતાં, અપાર્થિવ આત્માઓની જેમ, શરીરના ભારથી એ લોકો દબાઈને નમી નહોતાં જતાં, પણ એમનું જીવન જાણે કે આકાશમાં વિહરતું અને અપાર્થિવ સત્તાની સોબતમાં એ ઊંચે વિચરતા."[૩]

પછી તરત જ જલદી જલદી એક પછી એક, કુટુંબમાં સૌથી નાના પીટરના, માતાના અને બેસિલના મૃત્યુનો અહેવાલ આવે છે, અને એ બધાંની વચ્ચે પોતાના હૃદયના બધા દુઃખથી પર થઈને ઊંચે ઊડતી અને બધાંને માટે એક અચળ દૃષ્ટાંત તરીકે સ્થિર રહેતી મેક્રિના આપણને જોવા મળે છે. માતાના મૃત્યુ પછી, થોડાક સમય માટે, સંતાનોએ આત્મદમનનો માર્ગ લીધેલો જણાય છે, અને આગળ વાંચતાં જણાય છે કે "એમ છતાં ધાર્મિક આદેશનું પૂર્ણતઃ પાલન

૧ ૯૭૦ ખી.
૨ ૬૭૦ સી-૯૭૨ એ
૩ ૬૭૨ એ-૯૭૨ બી

કરીને, એમના પોતાના જીવન સાથે મેળવીને, અને પાછળથી મળેલી સિદ્ધિઓથી પહેલાંની સિદ્ધિઓને ઝાંખી પાડી દઈને આ લોકો વધારે ઉન્નત વિચારે વળતી રહ્યાં.[1]"

બેસિલના મૃત્યુ પછી જ ગ્રેગરીએ એની બહેનની મુલાકાત લીધી. એને કહી આપવામાં આવ્યો હતો કે મેક્રિનાની તબિયત બરાબર ન હતી, કારણ કે મુલાકાત દરમિયાન પોતે જોયેલ અલૌકિક ચમત્કારોનું એ વર્ણન કરે છે; અને જો કે આવશે એમ કહેવામાં આવતું નથી, છતાં એમ બની શકે કે મેક્રિનાની માંદગી માટે એક કરતાં દેહદમન મુખ્યત્વે કારણભૂત હોય; કારણ કે, જ્યારે ગ્રેગરી એને મળે છે ત્યારે એને અશક્તિથી ભયંકર નબળાઈ નીચે જુએ છે એ પથારીમાં આરામ પલંગ ઉપર નહિ, પણ ભોંયતળિયે સૂતી હતી, એક પાટિયા પર કોથળો પાથર્યો હતો અને બીજું પાટિયું એના માથા નીચે એવી રીતે ગોઠવવામાં આવ્યું હતું કે એ ઓશીકાની ગરજ સારીને માથાને ઊંચું રાખે અને ગરદનને ઢળતી રાખી એના સ્નાયુઓને આધારરૂપ બની આરામ આપે. જ્યારે મને બારણા પાસે જોયો ત્યારે એ પોતાની કોણીના ટેકે બેઠી થઈ, પણ એ મને મળવા સામી આવી શકી નહિ. પણ જમીન ઉપર હાથ ટેકવીને પથારીમાં બેઠે બેઠે બને એટલી નીચા નમીને, એણે મને માત્ર હોદ્દાની રૂએ આદર આપ્યો.[2]" ગ્રેગરીની કલ્પનામાંનું એની બહેનનું આ ચિત્ર મોટા ભાગે પ્રસંગો પર આધારિત છે અને બાકીનો ઘણોખરો વૃત્તાંત શોચનીય રીતે આછોપાતળો અને અચોક્કસ છે અને તેથી આપણે પરંપરાગત વર્ણન અને અસ્પષ્ટ સામાન્ય વાતોમાંથી બને એટલું તારવવાનું રહે છે એ દેખીતું જ છે કે ટૂંકાં ટૂંકાં રેખાચિત્રો દોરવા કરતાં નીતિ શાસ્ત્રવિષયક પાંડિત્યમાં એને વધારે ફાવટ હતી

મેક્રિનાએ પોતાના ઊંહકારા શાંત પાડ્યા અને શ્વાસ લેવામાં પડતી મુશ્કેલીને સંતાડવા પ્રયત્ન કર્યો. એણે વાર્તાલાપમાં આગળ પડતો ભાગ લીધો અને બેસિલના મૃત્યુથી હતાશ થયેલ ભાઈને આનંદિત કર્યો અને આધ્યાત્મિક વસ્તુઓ વિષે એવી રીતે વાતો કરી કે ગ્રેગરીને આશ્ચર્ય થયું "તાવ એની શક્તિને શોષતો જતો હતો, અને એને મૃત્યુ ભણી ધકેલતો જતો હતો, છતાં એણે જાણે કે ઝાકળ વડે પોતાના શરીરમાં તાજગી લાવીને, ભયંકર અશક્તિથી સહેજ પણ

૧ લજ બી

૨ લજ—રી

વિલાયા વગર, દેવી વસ્તુઓના ચિંતનમાં મનને નિર્વિઘ્ને રોકી રાખ્યું......આત્માનું સ્વરૂપ–માણસના દેહમાં રહેલા ચેતનનું કારણ, માણસની ઉત્પત્તિનું અને એની નશ્વરતાનું કારણ, મૃત્યુની ઉત્પત્તિ અને મૃત્યુથી પુનર્જન્મ સુધીના પ્રવાસનું સ્વરૂપ આ બધું સમજાવતાં એને પોરસ ચડયો.[1] એની અતિશય વેદનાની ક્ષણોમાં પણ એને પહેલો વિચાર પોતાના ભાઈની અને એના નોકરચાકરોની સુખસગવડનો આવતો, તેથી એમને આરામ લેવા અને થાક ઉતારવા માટે મોકલી દેતી. પછી એણે એમને પોતાના બાળપણ વિશે કહ્યું અને ગ્રેગરી ઉમેરે છે કે, "એણે કદી કોઈ મનુષ્ય તરફ મદદ માટે નજર ફેંકી નથી કે નથી માનવી ઉદારતાએ એને સુખ-સગવડમાં જીવવાની તક આપી. ક્યારેય એણે ફરિયાદીઓને પાછા ધકેલ્યા ન હતા, છતાં પોતે મદદની માગણી કદીય કરી નથી. પરંતુ ભગવાનના છૂપા આશીર્વાદથી એનાં સત્કાર્યોનાં બીજ એક મહાન વૃક્ષરૂપે ઊગી નીકળ્યાં.[2] પત્રનો બાકીનો ભાગ–ત્રીજા કરતાં વધારે ભાગ–મેક્રિનાના મૃત્યુ અને દફન-ક્રિયાનું વર્ણન કરે છે. એ વખતે એના ઉપકાર તળે આવેલાં ઘણાં હાજર રહ્યાં હતાં.

આપણને તો એના બે ભાઈઓ સંત બેસિલ અને નિસ્સાના સંત ગ્રેગરીના જીવનમાં એનું ચિરંતન સ્મારક જોવા મળે છે. એ બંને ભાઈઓ, પોતાના ખ્રિસ્તમય જીવન માટે, બાળપણથી એણે આપેલ દોરવણી માટે, એના ઋણી હતા અને આ બંને પૌર્વાત્ય દેવળના ઇતિહાસમાં અતિમહત્ત્વની વિભૂતિઓ થઈ ગયા. માનુષી પ્રભાવ આ બધી રીતે કામ કરે છે. શ્વાઇટ્‌ઝરના શબ્દોમાં કહીએ તો, "એનું જીવન શી શી અસરો ઉપજાવે છે અને બીજાઓને શું અર્પે છે, એ આપણામાંનું કોઈ જાણતું નથી; જો કે ક્યારેક આપણને એનો કોઈક અંશ જાણવાની તક મળી જાય છે, જેથી આપણે હિંમત ન ગુમાવી બેસીએ, છતાં એ આપણાથી ગૂઢ છે અને એમ જ રહેવું જોઈએ. આ શક્તિ કઈ રીતે કામ કરે છે એ એક રહસ્ય છે.[3]"

---

1 ૯૭૯-સી.

૨ ૯૮૨ એ

૩ બાળપણ અને યુવાનીનાં સંસ્મરણો (Memoirs of childhood and youth), પૃ. ૯૨.

## પ્રકરણ વીસમું

# કિલ્દેરની બ્રિજિત

ખ્રિસ્તી સંવતની શરૂઆતના સૈકાઓમાં, આયર્લૅંડ પાશ્ચાત્ય જગતનું સાંસ્કૃતિક કેન્દ્ર હતું, અને યુરોપના પવિત્ર અને વિદ્વાન દ્વીપ (Insula sanctorum et doctorum) તરીકે એની નામના હતી. ત્યાં ધર્મ અને શિક્ષણ સાથોસાથ ચાલતાં હતાં અને પાદરી તેમ જ સાધુઓ એ ઉપર નીકી દેખરેખ રાખતા હતા. રોમનો, ગૉલ, જર્મનો, ઇજિપ્તવાસીઓ, ઈંગ્લૅન્ડનો એક વર્ગ અને ફ્રાન્સના એક રાજાનો જેમાં સમાવેશ થતો હતો એવા વિદ્યાર્થીઓ "વહાણોમાં ભરાઈભરાઈને" અહીં આવતા હતા. આદરણીય 'બેડ' (Bede) નોંધે છે કે જ્યારે પ્લેગમાંથી બચવા માટે અંગ્રેજો આયર્લૅન્ડમાં નાઠા ત્યારે "આયરિશ લોકોએ સ્વેચ્છાએ એમને આવકાર્યા, એમને ખોરાક આપ્યો, વાંચવા ચોપડીઓ આપી અને શિક્ષણ આપ્યું, એ બધું જ વિનામૂલ્યે, અને શુભેચ્છા તરીકે પૂરું પાડ્યું" એ વખતે નિશાળોમાં સાહિત્ય, કાવ્ય, કાયદાઓ અને તબીબીશાસ્ત્રનું જ્ઞાન પણ આપવામાં આવતું હતું. વિદ્વત્તાની ઊંચામાં ઊંચી પદવી મેળવવા માટે બાર વર્ષની કેળવણી જરૂરી હતી, અને જ્ઞાનની પ્રતિષ્ઠા એટલી બધી હતી કે સમારંભોમાં પદવીધારીઓને રાજાની સાથે જ બેસાડવામાં આવતા હતા. વિદ્વાન આયરિશ પ્રજાજનો આખા યુરોપમાં ખૂબ પ્રવાસ કરતા અને યુરોપમાં એમની માત્ર ધર્મપ્રચારકો તરીકે જ નહિ, પણ અધ્યાપકો અને શિક્ષકો તરીકે આગ્રહપૂર્વક માગ કરવામાં આવતી હતી.

એમ કહેવાય છે કે પાંચમી સદીમાં ખ્રિસ્તી ધર્મના આગમન સાથે, આયર્લૅન્ડમાં 'કળિયુગ'ને સ્થાને 'સુવર્ણયુગ' આવ્યો. ખ્રિસ્તી વિચારો અને માર્ગદર્શન આપનારાવાથી સમૃદ્ધ બિનખ્રિસ્તી સંસ્કૃતિને વેગ મળ્યો અને લોકો તરત જ મૂર્તિપૂજા છોડીને એકમાત્ર સત્ય ઈશ્વરની ભક્તિ તરફ વળ્યા, પુરુષો યુદ્ધની અસ્થિર છીછરી વૃત્તિને છોડીને શાંતિપૂર્ણ કર્તવ્યો તરફ વળ્યા. લૅટિનનો અભ્યાસ દાખલ થતાં જ સાહિત્ય વિકસ્યું અને લૅટિન બારાખડી પરથી, પ્રબળ કૅલ્ટિક અસરવાળી નવી જ સુંદર વળાંકવાળી લેખનલિપિની શોધ થવાથી, અત્યાર સુધી જે ઇતિહાસો

અને દંતકથાઓ વંશપરંપરાગત અને ગામેગામ ફરનારા કવિઓ અને જ્ઞાન-પ્રેમીઓના મુખે કંઠોપકંઠ સચવાયાં હતાં, એ બધાને હસ્તલિપિમાં ઉતારવામાં આવ્યાં. આ પ્રમાણે, આયરલૅન્ડના આ 'સુવર્ણ યુગ'માં દુનિયાના કેટલાક ઉત્કૃષ્ટ અને જ્ઞાનપ્રકાશથી ઉજ્જ્વળ એવા હસ્તલિખિત ગ્રન્થો લખાયા, જેમાંના કેટલાક આજે મોજૂદ છે. સોના, રૂપા, કાંસા અને એનેમલના કારીગરો સુશોભિત કામમાં એમની સિદ્ધહસ્ત ચોકસાઈ માટે સુપ્રસિદ્ધ હતા, સંગીતકારોને સમાજમાં માનભર્યું સ્થાન મળતું અને જેમજેમ આખા દેશમાં ખ્રિસ્તી ધર્મ ફેલાતો ગયો, તેમતેમ રાજાઓ અને નાના સામંતો, જેમણે માંહોમાંહેની લડાઈઓથી આખા દેશને છિન્નભિન્ન કરી નાખ્યો હતો, એ બધા ધીમેધીમે ઓછા સાધાભારે થવા માંડ્યા, અને માણસો અને પશુઓ લોકગીતોમાં વર્ણવાયેલ જીવન જીવવા માંડ્યા; કૃષિકારો શાંતિથી જમીન ખેડતા હતા, યોદ્ધાઓ ઢોર ઉછેરતા હતા, અને કલાઓ અને વિદ્યાને પોષણ અને ઉત્તેજન આપવામાં આવતું હતું.

સંક્રાંતિના આ કાળમાં આ પ્રજાનું પાણી માપવા માટે ખ્રિસ્તી ધર્મ પૂર્વેના સમયની થોડીક માહિતી હોવી જરૂરી છે. આયરિશ લોકો કોણ હતા? એમની સંસ્કૃતિ કેવી હતી? પાંચમી સદીના આયરિશ લોકો કેલ્ટ જાતિના હતા. ઘણા ભાગે આ લોકો મૂળમાં મધ્ય યુરોપના હતા, પણ પશ્ચિમ દિશા તરફ એમને હાંકી કાઢવામાં આવ્યા એટલે એ લોકો સમુદ્ર પાર કરીને આયરલૅન્ડમાં આવ્યા હતા અને ત્યાં પરંપરાગત ગ્રીક, સીથીઆ અને આઇબેરિયામાંથી ઊતરી આવેલી વસતિ સાથે ભળી ગયા. આ કેલ્ટિક પ્રજાને એની પોતાની આગવી ભાષા, સંસ્કૃતિ અને લિપિ હતી, અને એમનો ઇતિહાસ વિદ્વાન કવિઓએ નોંધી રાખ્યો હતો. સુવર્ણથી ખીચોખીચ શણગારેલી પાષાણસ્તંભની પ્રતિમાને એ લોકો પૂજતા હતા અને એમને પોતાના આગવા મન્ત્રતન્ત્રવિદો, સ્થાનિક દેવો, પરીઓ (she . . ee) અને ભૂતપ્રેતો (*Leprechauns*) હતાં.

કેલ્ટિક આયરલૅન્ડમાં અનેક રાજાઓ, સંખ્યાબંધ સામંતો અને ઠાકોરો થઈ ગયા, જેમાંના કેટલાક દેવ મનાવા લાગ્યા, કેટલાક લોકકથાનાં પાત્રો હતા, તો બીજા કેટલાક હયાત હતા. એમણે આ બેટનું વિભાજન કર્યું અને એ બધા એક અવસર તો બીજા સમયે પોતાની ભૂમિ ઉપર અને પરભોમમાં, સંખ્યાબંધ નાનાં રજવાડાં વચ્ચે સત્તાની સમતુલા જાળવવા સતત યુદ્ધોમાં પડી જતા હતા.

એ વખતે સમાજના ચડતાઊતરતા પાંચ વર્ગ હતા. એક વર્ગમાંથી બીજા વર્ગમાં

જ્યું શકય હોવાને કારણે, આ વર્ગોને જ્ઞાતિ ન કહી શકાય. આ પાંચ વર્ગોમાં સૌ કરતાં પણ વધારે રાજાઓ, ઉમરાવો, જમીન ધરાવતા સ્વતંત્ર પ્રજાજનો, મિલકત વિનાના સ્વતંત્ર પ્રજાજનો અને ગુલામો હતા. ગુલામીને માન્ય રાખવામાં આવી હતી અને અંગ્રેજો એમનાં બાળકોને આયરિશ લોકોને ત્યાં ગુલામો તરીકે વેચી દેતા હતા. લોકો લાકડી અને માટીના બનેલા ગોળાકાર ઘરોમાં રહેતા હતા અને ખાઈથી ચારે બાજુ વીંટળાયેલા એક ગોળ ફરતા કિલ્લામાં રહેતા સરદારની આજુબાજુ ગોળાકારે ઘરો બાંધવામાં આવતાં હતાં. આ છૂટાંછવાયાં ઘરોનાં જૂથ રથ માટે બંધાયેલા રસ્તાઓથી સંકળાયેલાં હતાં. સ્ત્રીઓની દુનિયા સંપૂર્ણપણે કુટુંબની સીમામાં મર્યાદિત રહેતી, પણ પહેલા ચાર વર્ગની સ્ત્રીઓ પરાધીન ન હતી, એમને કોઈ અન્યાયો સહન કરવાના ન હતા, અને કાયદાની રૂએ એમનો દરજ્જો પતિની સમાન હતો. વળી કોઈ પણ કન્યાને પરણવા માટે વરે તેના પિતાને પહેરામણી આપવી પડતી હતી. જો કે સ્ત્રીઓને માત્ર ગૃહકાર્ય સાથે જ નિસ્બત હતી, અને બહારના બનાવોમાં ભાગ લેતી નહિ, છતાં દરેક સ્વતંત્ર સ્ત્રી એવી કાબેલિયત મેળવતી કે જેથી તે બધા હુન્નરમાં નિપુણ બનતી, અને પોતે સાળ, રેંટિયો, ત્રાક, ઘંટી, અને ચાળણી વગેરે રાખતી; આ બધાં સાધનોની માલિકી ધરાવનાર સ્ત્રી, 'મોટી કારીગર' તરીકે ઓળખાતી, અને એના માટે લગ્નની તકો ઘણી જ વધી જતી. પણ ગુલામવર્ગમાં, સ્ત્રીઓને હક્કો હતા નહિ, અને એમને એમના માલિકોની મિલકત ગણવામાં આવતી હતી. એ સ્ત્રીઓ મજૂર તરીકે સતત શારીરિક શ્રમનાં કામો કર્યા કરતી, જેવાં કે ઢોરઢાંખરની દેખરેખ રાખવી, અનાજ દળવું, મહેમાનોના પગ ધોવા અને મિજબાની વખતે મેજ ઉપર બત્તીઓ ધરી રાખવી વગેરે.

આયરલૅન્ડના ઇતિહાસના આ સંક્રાંતિકાળમાં સંત પેટ્રિકે ખ્રિસ્તી ધર્મનો ફેલાવો કર્યા પછી વીસેક વર્ષ બાદ, ઈ. સ. ૪૫૩ના વર્ષમાં, લેઈનસ્ટરના રાજ્યમાં એક નાના બિન ખ્રિસ્તી ઠાકોર ડબથેકને ત્યાં એક પુત્રી જન્મી. એની માતા ખ્રિસ્તી ધર્મની ગુલામ સ્ત્રી હતી. આ કન્યા કિલ્ડેરની સંત બ્રિજિત થઈ અને આયરલૅન્ડની પાલક સંત અને એના સમયની અગ્રગણ્ય સ્ત્રી બની.

પોતાનું જીવન ઈશ્વરને સમર્પી ચૂકેલી આ અસાધારણ પ્રતિભાશાળી સ્ત્રી વિશે કહેવાય છે : "એ માનવી અને દૈવી ડહાપણના શબ્દો ઉચ્ચારતી, છતાં જો પોતાનામાં સદ્‌ગુણોની સાધ્યાશી સમી કરુણા ન હોય તો, એ પોતાની જાતની

કિંમતશૂન્ય આંકતી અથવા રણકતા પિત્તળ કે ગૂંજતા ઝાંઝથી પણ પોતાને ઊતરતી ગણતી. ખાસ કરીને જ્યારે ગરીબ અને દુ:ખી મનુષ્યો એનો આશરો શોધતાં આવતાં, ત્યારે દુન્યવી વસ્તુઓ આપી દેવામાં એ ઉડાઉ કહી શકાય એટલી હદે ઉદાર બનતી હતી. આ બધું દેખાવ કરવા માટે કે આત્માનું અભિમાન પોષવા માટે કે પરોક્ષ રીતે કાંઈ સ્વાર્થ સાધી લેવા અગર તો મહત્ત્વાકાંક્ષા ખાતર કરવામાં આવતું ન હતું. જ્યારે નાલાયક માણસો પણ એની પાસે દાન લેવા આવતા, ત્યારે કોઈનું બૂરું કરવાનું ચિંતવવાનો કે કોઈ પ્રત્યે ચિડાવાનો એનો સ્વભાવ જ ન હતો. જ્યારે એનું નસીબ અવળું પડતું, ત્યારે પણ એ બીજાઓની ઈર્ષા કરતી ન હતી; જ્યારે ધાર્મિક મનુષ્યોમાં એને ઉચ્ચ સ્થાન અપાતું ત્યારે પણ એ એમનામાંના અદના મનુષ્ય જેટલી નમ્ર હતી. એ પોતે સચ્ચાઈ અને ન્યાયને ચાહતી હોવા છતાં એણે બીજાઓની આડાઈ અને કૃતઘ્નતાને બહુ ઉદારતાથી અને ધીરજથી સહન કર્યાં અને અવિરતપણે ધર્મ અને દૈવી સત્ય માટે અથાગ પ્રયત્ન કર્યો.[૧]"

દંતકથા ઐતિહાસિક હકીકતોને રોમાંચક રીતે ગૂંથે છે અને ભક્તિમાંથી ઉદ્‌ભવેલી લાગણી સંતોનાં જીવન અને ચરિત્રોને કપોલકલ્પિત કથાઓના જાળામાં ગૂંથી લે છે અને જો આ સંત કોઈ પ્રજાના ઇતિહાસમાં કોઈક યુગના પરોઢિયે જન્મ્યો હોય તો, બધી યે ભૂતકાળની માન્યતાઓ અને પરંપરાઓ ભવિષ્યકાલીન ઘટનાઓમાં એવી રીતે ઘુસાડીને રજૂ કરવામાં આવે છે કે એ બધું મળીને વહેમો, ચમત્કારો અને લોકસાહિત્યના મિશ્રણમાંથી વિશિષ્ટ કથા સર્જાય છે અને એમાંથી સંતની આધ્યાત્મિક ઉત્કૃષ્ટતા ભક્તોને માર્ગ ચીંધવા અને સાધકોને પરમતત્ત્વ તરફ દોરવા માટે પ્રદીપની જેમ પ્રકાશી ઊઠે છે.

કિલ્દેરની સંત બ્રિજિતની બાબતમાં વંશપરંપરા દ્વારા કવિઓએ વર્ણવેલ અને મઠના લહિયાઓને સુપરત કરેલ અનેકવિધ પરંપરાઓ, વિવિધ વહેમો, ચમત્કારો અને લોકવાયકાઓ પ્રવર્તે છે, અને આ પ્રાચીન આયરિશ સંત નારીની બાબતમાં, ક્યાં દંતકથા વિરમે છે અને વાસ્તવિકતા શરૂ થાય છે એ જાણવું વિદ્વાનો માટે સૈકાઓથી મુશ્કેલ બન્યું છે કારણ કે આયરલૅંડમાં ખ્રિસ્તી ધર્મના આગમને એની પહેલાંના ધર્મને નથી નિષ્ઠુરપણે ભૂંસી નાખ્યો કે નથી ઉપજાવી નવા ધર્મ પ્રત્યે

૧ જોન ઓ' હેન્લોન લિખિત "આયરિશ સંતોનાં ચરિત્રો," ૧૮૭૫.

વિરોધની વૃત્તિ. એથી ઊલટું, નવા અને જૂના ધર્મનો સુમેળ અને સંગમ થયો છે. આ રીતે, બ્રિજિતના જન્મ પહેલાં, આયર્લૅન્ડમાં નવો ધર્મ ઉપદેશનાર રોમન ખ્રિસ્તી પૅટ્રિકે નવો ધર્મ અંગીકાર કરવાની ઇચ્છા માત્ર ખેડૂતવર્ગમાં જ નહિ, પણ રાજાઓમાં પણ જોઈ અને એમણે જૂના ધર્મમાંથી ગ્રાહ્ય તત્ત્વોનો સ્વીકાર કર્યો અને એમને ખ્રિસ્તી ધર્મ સાથે ભેળવી દીધાં. તે પ્રમાણે પૅટ્રિકે જો કે સોને મઢેલી પાષાણ પ્રતિમાઓની પૂજા ન સ્વીકારી, પણ એણે તરની ટેકરી (Hill of Tara) પર મંગળ અગ્નિની જ્યોત પ્રગટાવવાની બિનખ્રિસ્તી વિધિ માન્ય રાખી, અને એનો પાસ્ચાના અગ્નિ (Paschal Fire) તરીકે પ્રચાર કર્યો. આથી, ખ્રિસ્તી ધર્મના અને ખ્રિસ્તી ધર્મ પહેલાંના ધર્મના કર્મકાંડ અને વિધિઓની સેળભેળ થઈ જવાને લીધે, એક બિનખ્રિસ્તી રાજા અને ખ્રિસ્તી ગુલામ સ્ત્રીની પુત્રી બ્રિજિતને, તે ખ્રિસ્તી થઈ એ પહેલાંની એની જિંદગી સાથે ગોટાળો કરીને, સૂર્યદેવની પુત્રી, ડહાપણ અને જ્ઞાનની દેવી, કળાઓ અને ફૂલ-પત્તાની દેવી અને અનાજની પાલક દેવતા માનવામા આવે એમાં આશ્ચર્ય નથી. આ પ્રમાણે જ્યારે સંત બ્રિજિત મૃત્યુ પામી ત્યારે કિલ્ડેરમાં દેવળની વેદી પર પ્રગટાવવામાં આવેલો અગ્નિ ઠેઠ ધાર્મિક પુનરુત્થાનની ચળવળના યુગ સુધી સતત જ્વલંત રાખવામાં આવેલો; એમાં સૂર્યદેવની પુત્રીનું અતિપ્રાચીન પ્રતીક પણ નિહિત હતું. અને એ અગ્નિનું આવાહન મબલખ પાક મેળવવા માટે પણ કરવામાં આવતું હતું.

આ ઉપરથી જોઈ શકાશે કે સંત બ્રિજિતની બાબતમાં લખતી વખતે સત્ય હકીકત ક્યાંથી શરૂ થાય છે અને પરંપરા ક્યાંથી ભૂતકાળમાં સરવા લાગે છે એ નક્કી કરવું મુશ્કેલ છે. જો કે બ્રિજિત વિશેની ઘણી દંતકથાઓ અસત્ય છે એમ ઘણાએ કહ્યું છે છતાં આ કથાઓમાં ક્યાંક ક્યાંક સત્ય રહેલું છે; કારણ કે, આ કથાઓ યુગો સુધી ચારિત્ર્યનો સહેજ અણસાર આપવામાં અને એના સમકાલીન લોકો પર એનાં કાર્યોની અસર વર્ણવવામાં સહાયક નીવડી છે તેથી એમાંની કેટલીક કથાઓ કહેવી અસ્થાને નહિ ગણાય.

આ બ્રિજિત ગુલામીમાં જન્મી હતી; કારણ કે, તેના જન્મ પહેલાં એની માતાને બીજા માલિકને ત્યાં વેચવામાં આવી હતી. જેમજેમ એ મોટી થઈ, એમ એ ગુલામ સ્ત્રીઓનાં સાધારણ કાર્યો કરવા લાગી, જેવાં કે ઢોરોને ચરાવવાં, અનાજ દળવું અને મહેમાનોના પગ ધોવા વગેરે. રિવાજ પ્રમાણે જ્યારે એ કામમાં

આવી શકે એટલી ઉંમરે પહોંચી, ત્યારે એના પિતાએ એની માગણી કરી અને પિતાને ત્યાં ચાકરડી તરીકે એ આવી. જો કે એનું કામ હલકું હતું, છતાં જેમ એ પરિપકવ થતી ગઈ, તેમ એક વાત સ્પષ્ટ જણાવા લાગી કે બ્રિજિતનું મન ઉમદા અને બુદ્ધિશાળી હતું. એ હલકામાં હલકી ગુલામ છોકરીને બહેન તરીકે ગણતી, તો બીજી બાજુ એના પિતાના મહેમાનો સાથે એટલી જ સ્વસ્થતાથી વર્તતી હતી. જેની જેની સાથે એને કામ પડ્યું, પછી ભલે એ બિશપ હોય, રાજા હોય કે ગુલામ હોય—એ બધાંને જીતી લેવામાં જેમ એનો ઊંડો સમભાવ મદદરૂપ નીવડ્યો તેમ એ જ ગુણ એની જિંદગીમા પાછળથી પણ એના કાર્ય માટે ખૂબ લાભકારક નીવડ્યો.

નાની ઉંમરે જ બ્રિજિતે એના ચારિત્ર્યને એવું વિલક્ષણ ઘડ્યું કે જેને લીધે એની આખી જિંદગી દરમિયાન સંકુચિત દિલવાળા માણસો એનાથી છોભીલા પડી જતા: એની આ વિલક્ષણતા તે અતિશય ઉદારતા. નાની હતી ત્યારથી જ એ હંમેશાં એના પિતાની માલિકીની ચીજો આપી દેતી હતી. ઢોર ચારતી વખતે જો એ કોઈ ભિખારીને જુએ તો એને એકાદ ઘેટું આપી દેતી. આ ઉદારતા એના પિતાને માટે મૂઝવણરૂપ થઈ પડી, પણ કહેવાય છે કે, દૈવી તત્ત્વની દરમિયાનગીરીને લીધે એ બ્રિજિતને શિક્ષા કરતાં અટક્યો. એના પિતાને એની આ ઉદારતા એટલી તો મોંઘી પડી કે એણે લેઈનસ્ટરના ખ્રિસ્તી રાજાને ત્યાં એને વેચી નાખવાનો નિર્ણય કર્યો. પ્રાચીન પુરાવાઓ કહે છે: એક સવારે ડબથેકે ઘરકામમાથી બ્રિજિતને બોલાવીને રથમાં બેસાડી; આ અણધારી કૃપાને લીધે કંઈક આશાસ્પદ બનેલી આ છોકરી, પોતાના કડક પિતા સામે જોઈ આનંદમાં હસી, ત્યારે એને જવાબ મળ્યો, "તને સન્માનવા હું બહાર નથી લઈ જતો, પણ રાજાને ત્યાં વેચવા લઈ જાઉં છું."

જ્યારે એ લોકો કિલ્લામા પહોચ્યાં, ત્યારે બ્રિજિતને બહાર રથમાં પોતાની ચાદ જોતી બેસાડીને, એનો પિતા આ નવા ગુલામની કિંમતનો સોદો કરવા રાજા પાસે ગયો. એ અરસામાં એક કોઢિયો માણસ એની પાસે આવ્યો. વાત એમ છે કે આયર્લૅન્ડમાં એ વખતે કોઢગ્રસ્ત માણસોને એમના દુઃખને લીધે ખાસ અધિકાર આપવામાં આવ્યા હતા, અને એ લોકો સ્વેચ્છાએ રાજાના કિલ્લાની અંદર ફરી શકતા, એથી આ કોઢિયો માણસ મદદ માટે બ્રિજિત પાસે આવ્યો. પણ રજવાડી ઠાકોરના રથમાં બેઠેલી અને દેખીતી રીતે મોભાદાર જણાતી

આ ગુલામ કન્યા પાસે આપવા જેવું કંઈ હતું નહિ, તેથી કોઢિયાની કરુણાભરેલી નજરથી બચવા એણે આડું જોયું, ત્યાં એની નજર રથમાં પડેલી પિતાની તલવાર પર અચાનક પડી, અને સહેજ પણ ખચકાયા વિના એણે આ માણસને એ આપી દીધી. એ માણસે તલવાર ખુશીથી સ્વીકારી અને તરત જ રસ્તે પડ્યો. રાજાની સાથે વાત કરતી વખતે ડબથેક એને સમજાવતો હતો કે બ્રિજિતથી છૂટવાની પોતાની ઇચ્છાનું કારણ એની બેફામ ઉદારતા હતી, જેને લીધે એને રાખવી બહુ ખર્ચાળ પડતી હતી. એ બ્રિજિતને લેવા રથ પાસે પાછો આવ્યો, ત્યાં તો જણાયું કે એની મહામૂલી તલવાર ઊપડી ગઈ હતી. અહેવાલો જણાવે છે તે મુજબ, ડબથેકના ગુસ્સાનો પાર ન રહ્યો, જેની એના માટે નવાઈ ન હતી. પણ જ્યારે એ કેટલી બધી કીમતી હતી, એવું બ્રિજિતને કહેતાં, બ્રિજિતે "એ કારણે જ મેં એ તલવાર પ્રભુનાં બાળકોમાંના એકને આપી દીધી", એવો જવાબ વાળ્યો, ત્યારે તો એનો ક્રોધ ભભૂકી ઊઠ્યો.

પિતાની તલવાર આ રીતે દાનમાં આપી દેવાના આ પ્રસંગથી બ્રિજિતના જીવનમાં નવો વળાંક લાવનાર તબક્કાની શરૂઆત થઈ; કારણ કે, જ્યારે લેઈનસ્ટરના રાજાએ એના આ કૃત્ય વિશે સાંભળ્યું, ત્યારે પેલા કોઢિયાને આની વધારે જરૂરિયાત છે એમ માનીને નિર્ભયપણે પિતાની અમૂલ્ય વસ્તુ આપી દેનાર ગુલામ છોકરીનો એણે પક્ષ લીધો. અને રાજાએ એને ગુલામીમાંથી મુક્ત કરવાની આજ્ઞા ફરમાવતા એના પિતાને કહ્યુ, "એને કરવું હોય એમ કરવા દો; કારણ કે, આપણા કરતાં ઈશ્વરની નજરમાં એની ગુણવત્તા વધારે છે."

આ દંતકથાને અનેક રીતે ઘટાવવામાં આવી છે. એનો અર્થ એમ કરવામાં આવે છે કે એના દેશબંધુઓને સતત ખૂનખાર યુદ્ધો કરવાને બદલે બીજા રસ્તે જિંદગીને સાર્થક કરવા અને ઝઘડા છોડી દઈ, વધારે પરોપકારી જીવન જીવવાનો દાખલો બેસાડવા માટે જ આ સંતે એક યોદ્ધાની તલવાર જેવી ચીજને કાંઈ જ ઉપયોગ વગરની ગણી, આપી દીધી.

બ્રિજિતના જીવનમાં બનેલ તલવાર આપી દેવાના આ પહેલા પ્રસંગ જેવો જ બીજો પ્રસંગ એની જિંદગીનાં પાછલાં વર્ષોમાં બન્યો હતો. એ વખતે એ આયરલૅન્ડમાં પ્રસિદ્ધિ પામી ચૂકી હતી. કહેવાય છે કે એકવાર એક યોદ્ધો નજીકના સરદારને હરાવવા માટે એની ઉપર હુમલો કરવા પોતાના માણસોને કૂચ કરવાની આજ્ઞા આપતા પહેલાં એની પાસે આવ્યો ત્યારે, એના આ સાહસ માટે આશીર્વાદની

માગણીનો પ્રત્યુત્તર, એના વૃત્તાંતકારો જણાવે છે તેમ, "શાંતિનો આશીર્વાદ આપી" બ્રિજિતે નીચે પ્રમાણે વાળ્યો: "હું મારા દેવ સર્વશક્તિમાન પરમેશ્વરને પ્રાર્થના કરું છું કે આ કિસ્સામાં તમે કોઈને ઈજા ન પહોંચાડો અગર તમને પોતાને પણ ઈજા ન થાય; અને એટલે જ યુદ્ધનાં આ પાશવી પ્રતીકોને બાજુએ મૂકો." આમ, જે વખતે રણભૂમિ પર શૌર્ય દાખવવું એ મોટી પ્રતિષ્ઠાની વાત ગણાતી, એ યુગમાં બ્રિજિત માત્ર શાંતિ માટેની આધ્યાત્મિક ઈચ્છા રાખવામાં જ નહિ, બલ્કે કલહો અને યુદ્ધો મિટાવવાનો સક્રિય પ્રયત્ન કરવામાં એકલી જ ખડી રહી.

બ્રિજિત ગુલામીમાંથી મુક્ત થઈ, પછી એના પિતાએ એને સારી કેળવણી આપી અને છેવટે પ્રાચીન આયરલૅન્ડના સમાજમાં જેનું બહુમાન હતું એવા એક કવિ સાથે એનું લગ્ન કરવાનું ગોઠવ્યુ. પણ બ્રિજિતે મઠસંસ્થાને જ પોતાનું જીવન સમર્પણ કરવાનો આગ્રહ ચાલુ રાખ્યો અને બધા વિરોધની ઉપરવટ જઈને, છેવટે સાધ્વી તરીકે રહેવાની પ્રતિજ્ઞા લીધી. બ્રિજિતની બાબતમાં એનો અર્થ નિષ્ઠાપૂર્વકની નિવૃત્તિ અને એકાકીજીવનમા પ્રવેશ એવો થતો નહિ પણ ખૂબ પ્રવૃત્તિશીલ જીવનમાં આધ્યાત્મિક આગેકૂચ એવો થતો હતો. જે યુગમાં સ્ત્રીઓ સમાજમાં ભાગ્યે જ ભાગ લેતી, એ વખતે કુટુંબની શીળી છાયાવાળા જીવનમાંથી સમાજસેવામાં જીવન ગાળવા માટે એના દેશના બધા વર્ગોની સ્ત્રીઓને બહાર ખેંચી લાવવાની એણે પહેલ કરી.

બ્રિજિતે જાતે રથમાં એક સ્થળથી બીજે સ્થળે પ્રવાસ કરી, એનાં મકાનોનાં બાંધકામ પર દેખરેખ રાખી, કૉન્વેન્ટ વસાહતો સ્થાપી. એણે બધાને પોતાનું જીવન ઈશ્વરને સમર્પણ કરવા અને પોતાના માનવબંધુઓ પ્રત્યે ભલાઈ અને દયા રાખવા હાકલ કરી. આ ધર્માદા સંસ્થાઓ ખૂબ વિસ્તરેલી સ્વાશ્રયી વસાહતો હતી, જેમાં સાધ્વીઓ, સાધુઓ અને સામાન્ય લોકોનું ભરણપોષણ થતું. ધાર્મિક અને વ્યાવહારિક શિક્ષણના આ કેન્દ્રો હતાં. એમાં હુન્નરોનું શિક્ષણ અપાતુ અને ખેતીની, ઘણુણીની, દળવાની, રંગાટીકામની, વણાટકામની અને બીમારોની સારવારની વ્યાવહારિક તાલીમ આપવામાં આવતી હતી. બ્રિજિતે આ કેન્દ્રો આધ્યાત્મિક ભૂમિકા પર સ્થાપ્યાં હતાં એને આમાંનું ઘણું આભારી હતું; કારણ કે, એમ નોંધવામાં આવે છે કે આ કેન્દ્રો આંતરિક વિખવાદોથી મુક્ત હતાં, ભાઈચારાનાં ધામ હતાં, ગરીબોનો આશરો હતાં, દુઃખીઓના વિસામો હતાં, અને અજાણ્યાઓ અને પીડિતો આશ્વાસન માટે ત્યા જતા અને બ્રિજિત

એમને આવકારતી. બ્રિજિત એના આવકારની ઉષ્મા માટે અને દીનદુઃખિયાઓ માટેના અંગત સમભાવ માટે જાણીતી હતી. એણે પોતાનું જીવન ઈશ્વરને સમર્પ્યું હતું, અને દુનિયાની કશી સુખસગવડો મેળવવાની એને ખેવના ન હતી, પણ બીજાઓને એમના જીવનપથે તેમના કલ્યાણ માટે, સલાહ અને કાળજીપૂર્વક ખુશીથી કરેલી મદદની જરૂર રહે છે એનો એને ખ્યાલ હતો. બ્રિજિતને ઉલ્લાસ અને વિનોદ, ઉત્સવ અને સંગીત પ્રત્યે પ્રેમ હતો અને પોતાની સંસ્થાઓમાં સાચા ભાઈચારા માટે આ બધાને આવશ્યક ગણી એ ઉત્તેજન આપતી હતી.

આ પ્રદેશના સૌથી મહાન લોકો, અદના નાસ્તિક અને ખ્રિસ્તી, એની પાસે પ્રેમાળ સલાહ મેળવવા જતા; કારણ કે, એમને બ્રિજિતમાં આશ્ચર્યકારક જ્ઞાનની પ્રતીતિ થઈ હતી, અને એની સલાહ એમને લાભકારક નીવડતી. આ કેવી રીતે ઉદ્‌ભવતા એનો સરળ જવાબ આપતા એ કહે છે કે, "મારું મન કદી ઈશ્વરથી વિમુખ થયું નથી" અને આ સીધીસાદી બ્રિજિત, ઘણીવાર પ્રસિદ્ધ માણસો એને મળવા આવતા, ત્યારે ઘેટાંની સંભાળ લેતી મળી આવતી. દસમી સદીના એક લેબર બ્રેક ( Leabhar Breac – બૂટ્ટીદાર ગ્રન્થ ) નામના હસ્તલિખિત ગ્રંથમાં લખ્યું છે,... " એ ઘેટાં પાસેથી એમને સત્કારવા આવી."

બ્રિજિત પોતાના સમયમાં પોતાના દેશમાં આદર પામેલ એક જ્યોતિર્ધર હતી, પણ એ નિંદાથી સાવ મુક્ત નહોતી રહી. એની વિવેકહીન ઉદારતા ઘણીવાર કેટલાકની છાતી બેસાડી દેતી. એણે માનવનિર્બળતાઓને પારખી હતી, અને જો અપ્રામાણિક અને કપટી લોકો એને માથે પડતા, તો પણ એને દૈવી હેતુમાં એટલી શ્રદ્ધા હતી કે પાપીના હૃદયને કૂણું બનાવવા માટે અથવા તો કોઈ રીતે જીવનની દૈવી વ્યવસ્થામાં એનો સુમેળ સાધવા આમ થયું હશે, એમ એ માનતી.

બ્રિજિત—એના નામનો અર્થ થાય છે "શક્તિ"—પોતાની નીડરતા અને અડગ સત્યનિષ્ઠા માટે, આપત્તિઓમાં પણ એના મનની શાંતિ માટે, એના મિતભાષીપણા માટે અને એની સંગીન વ્યવહારુ બુદ્ધિ માટે વખણાતી. એ નોંધવું રસપ્રદ થઈ પડે છે કે એણે મેળવેલી આ પ્રસિદ્ધિ માટે એના પક્ષે મહાન ચમત્કારો નથી મુકાતા, પણ વ્યવહારુ જીવનમાર્ગ જ કારણભૂત ગણાય છે. દા. ત., જે યુગમાં સાફસૂફી એ જરૂરિયાત કરતા વૈભવ ગણાતી, એ યુગમાં એણે માંદગી અટકાવવાના ઉપાય તરીકે વૈયક્તિક સ્વચ્છતાની હિમાયત કરી હતી, અને ઘણીવાર એના ઇલાજોની શરૂઆત માંદા માણસને સાફ કરવાથી થતી.

આયર્લૅન્ડમાં સંત બ્રિજિત કૃષિજીવનની સંત ગણાય છે, કારણ કે, શું એણે પોતાની પ્રજા માટે, જમીનમાલિકોને નમ્રતાથી સમજાવીને, ઘેટાંને કાયમ વિનામૂલ્યે ચરવાની પરવાનગી નહોતી મેળવી આપી? બાળપણથી જ એણે ઘેટાંને ઉછેર્યાં હતાં, ગાયો દોહી હતી, માખણ અને પનીર બનાવ્યાં હતાં, ઘઉં દળ્યા હતા, રોટલા ઘડ્યા હતા અને ધર્માધ્યક્ષા તરીકે પોતાની કૉન્વેન્ટના ખેતરોની અંગત દેખભાળ રાખી હતી અને લણણીના સમયે ખેડૂતોને મદદ કરી હતી એમ કહેવાય છે કે એની જન્મભૂમિમાં દરેક પહાડી ખેતર અને દૂધકેન્દ્ર એ એનું રસ્તા પરનું મંદિર છે, ઝરણાંઓ, કંદરાઓ અને ગામડાંઓને એના પરથી નામ આપવામાં આવ્યું છે અને પુરાતન દેવળો, મઠો અને કૂવાઓ બ્રિજિત, બ્રિગિદ અથવા બ્રિદ નામ ધરાવે છે.

બ્રિજિતે સ્થાપેલું સૌથી પ્રસિદ્ધ કેન્દ્ર લેઈનસ્ટરનું હતું અહીં એણે પોતાના માટે સાદડી અને માટીનું ઝૂંપડું કિલ્ દર (ઓકનું દેવળ) ઓકવૃક્ષની છાયામાં બાંધ્યું હતું અને એની આસપાસ હવે કિલ્દેર તરીકે જાણીતું થયેલું આયર્લૅન્ડનું સૌથી પ્રસિદ્ધ વિદ્યા કેન્દ્ર વિકસ્યું કિલ્દેરમાં બ્રિજિતે એની સિત્તેર વર્ષની જિંદગીનો મોટો ભાગ ગાળ્યો ઈ સ પર૫માં "ચાર મહાન પુરુષોના વાર્ષિક અહેવાલો"માં નોંધવામાં આવ્યું છે "ફેબ્રુઆરીની પહેલી તારીખે બ્રિજિત મૃત્યુ પામી અને ખૂબ માન અને આદરપૂર્વક એને સંત પૅટ્રિકની સાથે ડુન(Down patric)માં એ જ કબરમાં દફનાવવામાં આવી

એનાં દયાળુ કાર્યો અને ગમે તેવાં ક્ષુલ્લક કર્તવ્ય પ્રત્યેની નિષ્ઠા દ્વારા બ્રિજિતનો જુસ્સો યુગોથી એના દેશની પ્રજાને પ્રેરતો આવ્યો છે એનું નામ ધરાવનાર ઘણી બ્રિજિત, બ્રિદ અને બ્રિદીઓ ઘરમાં, કૉન્વેન્ટમાં અથવા રુગ્ણાલયોમાં પોતાના માનવબંધુઓની સેવા કરી રહી છે ગુલામકન્યા, દૂધ કેન્દ્રમાં કામ કરનાર, ધર્માધ્યક્ષા, વિદ્વાનોની સલાહકાર, માનવતાની મિત્ર, જેનું મન "કદી ભગવાનથી વિમુખ થયું ન હતું", દૃઢ ભક્તિવાળી અને પરમાત્મા સાથેના સંપર્કને કારણે તત્પર બનેલી બ્રિજિત આયર્લૅન્ડના એ "સુવર્ણયુગ"માં પ્રમાણી લીધી.

## પ્રકરણ એકત્રીસમું

# માગ્ડેબુર્કની મેખ્ટીલ્ડ

જર્મનીના યોગીઓના ઇતિહાસની શરૂઆત નોંધપાત્ર સૂઝ અને ઈશ્વર માટે પ્રખર પ્રેમ ધરાવતી સ્ત્રીઓના ધાર્મિક અને મસ્તીદશાના વૃત્તાંતથી થાય છે. જ્યારે ખ્રિસ્તી ધર્મની પુરોહિત વ્યવસ્થામાંની નિષ્ઠા ઉપર પ્રતિદિન વધતા જતા બુદ્ધિવાદના ઓળા પથરાતા જતા હતા, ત્યારે એ બુદ્ધિવાદની પરાકાષ્ઠાએ ઈશ્વરવિષયક સ્વચ્છંદ ચિંતન સંપ્રદાયબદ્ધ સિદ્ધાંતમાં પરિણમ્યું, ત્યારે ધાર્મિક અંતઃપ્રેરણાની અદ્ભુત શક્તિના બળે દોરવાતી એવી એ સ્ત્રીઓ એમની કદીયે જેમાંથી અપેક્ષા ન રખાય એવા સમાજના સ્તરમાંથી નીકળી આવી ને આજે પણ ઈશ્વર શોધતા દરેક માણસને ડોલાવે એવા અદ્ભુત અનુભવોનો પુરાવો દુનિયાને પૂરો પાડતા પ્રગટ થઈ.

એની પોતાની આંતરિક સંપૂર્ણતામાંથી ઉદ્ભવેલાં અને એની સાથેના માણસોને જ્વલંત પ્રકાશસમા ભાસતાં પોતાને સાંપડેલાં ઈશ્વરનાં અલૌકિક દર્શનોનું વર્ણન બિંગેનની હિલ્ડેગાર્ડે (ઈ. સ. ૧૦૯૮--૧૧૭૯) કર્યું છે. એ પોતે જ કહે છે કે એના આત્માને જ્યોતિમાંની જ્યોતિનાં દર્શન થયાં છે; મતલબ કે એણે એવો પ્રકાશ જોયો છે, જેના દ્વારા બધા પ્રકાશો પ્રકાશે છે, અને દરેક વખતે એનું બધું દુઃખ અને વ્યથા, બધાં યે વર્ષોનો એનો સમગ્ર ભાર હળવો થઈ જાય છે.

આવા જ અનુભવો આઈઝલેબેન નજીક આવેલી હેલ્ફતા કોન્વેન્ટની સંચાલક, હૅકબોર્નની ગેર્ટ્રુડ(ઈ. સ. ૧૨૫૧–૧૨૯૧)માં; સૂચક સ્વપ્નો માટે જાણીતી એની બહેન હૅકબોર્નની મેખ્ટીલ્ડ (ઈ. સ. ૧૨૬૦-૧૩૧૦)માં; આ જૂથમાંની કવયિત્રી અને ઈ. સ. ૧૨૬૮ હેલ્ફતામાં આવેલી માગ્ડેબુર્ક મેખ્ટીલ્ડ (ઈ. સ. ૧૨૦૮-૧૨૯૭)માં અને છેવટે વિચિત્ર આત્મલક્ષી સ્વપ્નદર્શનોમાં ઈસુ અને મેરી સાથે વાત કરતી મહાન ગેર્ટ્રુડ (ઈ. સ. ૧૨૫૬-૧૩૧૧)માં જોવા મળે છે.

ખ્રિસ્તી દેવળ કે એના ઉપાયોની દરમિયાનગીરી વિના જ જેણે આધ્યાત્મિક ઐક્ય અનુભવ્યું એવી ઈશ્વરપ્રેમી માગ્ડેબુર્કની મેખ્ટીલ્ડમાં આપણને મુખ્યત્વે રસ છે. એના વૃત્તાંતો પૂર્વે થઈ ગયેલા ધાર્મિક લેખકો કે દ્રષ્ટાઓના વૃત્તાંતોમાં

ઘૂસણખોરી કરતા નથી, પણ ઈશ્વર સાથેના ઐક્યનું વર્ણન એવી હૃદયસ્પર્શી ભાષામાં આપે છે કે કોઈ પણ યુગના ભક્તો એનાથી પ્રભાવિત થાય છે, અને એનું મધ્યકાલીન પ્રેરક અને અસરકારક જર્મન ઊર્મિકાવ્યોમાંથી લીધેલા પ્રતીકોના શૃંગારિક સ્વરૂપથી સહેજ પણ આઘાત પામતા નથી.

મધ્યકાલીન કાવ્યગત અભિવ્યક્તિ અને યુગબળની દૃષ્ટિએ ઊર્મિકાવ્ય અને આધ્યાત્મિકતા નિકટપણે સંકળાયેલાં છે. સ્વાભાવિક રીતે જ, જર્મન ઊર્મિકાવ્યોની રૂપકસભર ભાષાએ આધ્યાત્મિક ઐક્યના (Unio-Mystica) મસ્તીભર્યા અલૌકિક અનુભવોનાં વર્ણનો ઉપર ઘણી અસર કરી છે અને આ ભાષાએ એવા એક વિશિષ્ટ વિકાસ માટેનો ઉપાય દર્શાવ્યો છે, જે ઈશ્વરસાક્ષાત્કાર સિદ્ધ કરવાના બધા જ બુદ્ધિગમ્ય તર્કમૂલક પ્રયાસ પછી પણ ટકી રહ્યો છે. આજે પણ આ વૃત્તાંતો ખૂબ તાદૃશ અને વાસ્તવિક લાગે છે, કારણ કે આપણને શ્રી રામકૃષ્ણના જીવનમાંથી જાણવા મળે છે કે હંમેશા મનુષ્યો ઈશ્વરનું દર્શન અને સાક્ષાત્કાર કરવા સમર્થ થશે. જે વખતે બુદ્ધિગમ્ય અને અમૂર્ત કલ્પનાઓ તેમ જ વિશ્વનું ભૌતિક દૃષ્ટિએ પૃથક્કરણ, આ બંને સમકાલીન વિચારમાં પ્રાધાન્ય ભોગવતાં હતાં, તેવે વખતે મનુષ્યજીવનના હેતુ અને ધ્યેયરૂપ ઈશ્વરસાક્ષાત્કાર મેષ્ટીલ્તને થયો હતો. એના અનુભવો ઈશ્વર માટેની અદમ્ય અને અગમ્ય લગનીના પરિપાકરૂપ હતા. આધ્યાત્મિકતાના ઇતિહાસમાંથી આપણને જાણવા મળે છે કે નૈસર્ગિક અંતઃપ્રેરણા અને શક્તિસામર્થ્યને લીધે સ્ત્રીઓ ઉચ્ચતમ આધ્યાત્મિક અનુભવો પામી શકતી હતી, અને હવે આજે પણ એમને અગત્યનો ભાગ ભજવવાનો છે. ચેન્જબરોજની હાડમારીને લીધે પુરુષમાં વિકસેલા અફાટ બુદ્ધિવાદને ઊર્મિઓ અને અંતઃપ્રેરણાની આધ્યાત્મિકતા અને તત્ત્વજ્ઞાનથી કેળવેલી શક્તિથી સમતોલ રાખવાનું કામ સ્ત્રીઓએ કરવાનું છે, અને એ રીતે કુટુંબજીવન અને સમાજજીવનમાં ઉચ્ચતર મૂલ્યોનું સભાનપણે પુનઃ પ્રતિષ્ઠાપન એમણે કરવાનું છે. ઘણીવાર આધ્યાત્મિક અનુભવથી એમનામાં જાગ્રત થઈ ઊઠતી, સ્ત્રીઓમાં રહેલી આ શક્તિની માગ્ડેબુર્કની

સેવા કરવાની અને માત્ર એના ખાતર જ જીવવાની ઇચ્છા એને થઈ. ઈ. સ. ૧૨૩૭ના અરસામાં એ માર્ગેનુર્કના સેવિન ગૃહમાં પ્રવેશી. આ બેગિન્સ ખ્રિ ધાર્મિક બહેનોની સમાજ હતી, જે સખ્ત પ્રતિજ્ઞાઓથી બંધાયેલ ન હતા અને જે દેવળ કે એની કોઈ સંસ્થા પર આધારિત ન હતા. સ્ત્રીઓનો સમાજ સ્થાપવાના હેતુથી આ સંસ્થાઓની સ્થાપના કરવામાં આવી હતી, જેથી આવી ધર્મનિષ્ઠપણે, સરળ અને સામાન્ય જીવન જીવતાં ઈશ્વરનો સાક્ષાત્કાર થઈ શકે અને દૈનિક જીવનમાં ખ્રિસ્તના ઉપદેશો આચરણમાં મૂકી શકાય. એમનું મુખ્ય કર્તવ્ય દાન, માંદાની માવજત અને ભક્તિ કરવાનું હતું. આપણે ખાતરીપૂર્વક કહી શકીએ કે બેગિન તરીકેની ફરજ બજાવતાં મેષ્ટીલ્ડે આખા દેશમાં ઘાટ ઘડી અને જીવનના એવાં પાસાંઓ એણે જાણ્યાં કે જેને લીધે ભગવાન તરફનું એનું વલણ વધારે દૃઢ બન્યું.

એણે આત્મદમનના માર્ગે પળીને, ઘણી કષ્ટ તપશ્ચર્યા કરી. અધ્યાત્મમાર્ગે એવા ઘણા દાખલા છે, જેમાં શરીરને એટલું બધું દમવામાં આવતું કે જેથી એ ધ્યાનના આધાર તરીકે અંતઃસ્થલ માટે સાક્ષાત્કારનું સાધન બની રહેતું. શરીરનું દમન કરવાના યાત્રીઓના આ બધા પ્રયત્નો પ્રબળ વાસનાશક્તિનો નિગ્રહ કરી, એને ઊર્ધ્વગામી બનાવી, અધ્યાત્મસાધનામાં યોજવાના હિન્દુ ધર્મના બ્રહ્મચર્ય વ્રત સાથે મળતા આવે છે.

મેષ્ટીલ્ડમાં પ્રકાશ અને પ્રેમનું જગત પાંગરી ઊઠ્યું. આ દિવ્ય પ્રકાશનો અને ઈશ્વરપ્રેમનો અદ્ભુત મહિમા વ્યક્ત કરવા કાજે જ એણે નવાં પ્રતીકો અને નવાં રૂપકો જડી આવતાં. અંતરાત્માનો સાદ એને આ સાક્ષાત્કારની નોંધ લેવાની આજ્ઞા કરતો—ઈશ્વર પોતે જ જગતની આ અનંત ઘટમાળમાં અને વિવિધ રંગો અને સૌંદર્યમાં પોતાની જાતને કેવી રીતે વ્યક્ત કરે છે એ બતાવ્યું છે એમ તે કહેતી. પણ મહત્તમ સાક્ષાત્કાર અને સૌથી વધુ વ્યાપક જો કાંઈ હોય તો તે છે પ્રેમ. અંતરના સાદને એ શાથી ખાળી શકી નહિ, એણે આ બધાં જ સ્વરૂપોને કલમે નોંધ્યાં અને આ બધું ઈશ્વરના અવતારનો પ્રકાશપ્રવાહ છે એવા મન્તવ્ય પર એ [illegible] કરીને આવી એ આપણે કલ્પી શકીએ છીએ. પોતાની આ અદ્ભુત અનુભૂતિનો પુરાવા આપવાની જરૂર પડતાં, એની પાસે એને માનવી-પ્રેમના શબ્દોમાં વર્ણવવા સિવાય બીજો કોઈ ઉપાય ન હતો. આત્મા વધૂ બને છે, અને પરમેશ્વર વર બને છે, અને આ સ્વર્ગીય લગ્નમાં પ્રેમ મૃત્યુને પણ જીતી લે છે.

એ એક આધ્યાત્મમાર્ગમાંનું મૃત્યુ છે કે જેમાંથી જ અધોમુખી વૃત્તિઓ ફગાવી દઈને આત્મા વિશુદ્ધ નિસ્વાર્થ પ્રેમના પ્રદેશમાં પ્રવેશે છે અને ત્યાં એ ભગવાનના સ્વરૂપમાં પુનર્જીવન પ્રાપ્ત કરે છે. માનવનું મન શરીર સાથે જકડાયેલ હોવાને કારણે જ સર્વકાળના અને સર્વધર્મોના ગૌગીઓ આ પરમૈક્યને વ્યાવહારિક પ્રકટનના સ્વરૂપમાં, એટલે કે પાર્થિવ પ્રેમની પરિભાષામાં વર્ણવે છે. એના સમયના ઊર્મિ-કવિઓએ સ્રીના પ્રેમને ઉદ્દેશીને લખેલાં અતિ ઉત્કૃષ્ટ ઊર્મિકાવ્યોમાંથી અતિ પ્રબળ ઈશ્વરપ્રેમ તરફ જવાનું મેષ્ટીલ્ત માટે સરળ હતું. ઈશ્વર સાથેના સંપૂર્ણ ઐક્ય ઉપરાંત ઈશ્વરના પ્રકાશ અને પ્રેમથી એના આત્મામાં ઊછળેલ મસ્તીનું વર્ણન પણ એ વિસ્તારથી કરે છે.

જે પ્રકાશનું પાન કરે છે, પ્રકાશથી પોષણ પામે છે, એનું શરીર દિવ્ય પ્રકાશ-મય થઈ જાય છે, અને આવો આત્મા અંધારામાં પણ બધા લોકો માટે પ્રકાશે છે. પ્રેમ અને પ્રકાશનું આ ઘેન ઇન્દ્રિયોની આમૂલ ઊથલપાથલ કરી, એમનું વિશો-ધન કરે છે, જે પ્રબુદ્ધતા આણે છે અને છેવટે મોક્ષ તરફ લઈ જાય છે.

ચૌદ વર્ષો સુધી, એણે પોતાને થયેલાં અનુભવો અને દર્શનોની નોંધ રાખી. લૅટિન ભાષાની એ જાણકાર ન હતી, તેથી એને પ્રાકૃત જર્મન ભાષામાં લખવું પડ્યું. હાલેના હાઇનરિચ નામના સાધુએ આ લખાણ એકઠું કર્યું, પણ અત્યારે એ વિદ્યમાન નથી. થોડા સમય પછી, નૉર્દલિંગેઝના હાઇનરિચે ઍલેમૅનિકમાં આ લખાણનો અનુવાદ કર્યો, અને આ લખાણ જનતાને ઉપલબ્ધ થયુ. આજે પણ આ કૃતિ આઇનઝીદેલ્નના મઠમાં સંઘરાયેલી પડી છે. થોડા જ સમયમાં લૅટિનમાં પણ એક અનુવાદ તૈયાર કરવામાં આવ્યો હતો, અને આપણને કહેવામાં આવે છે કે દાન્ટેને આ કૃતિથી બહુ પ્રેરણા મળેલી.

મેષ્ટીલ્તે પોતાને થયેલ અલૌકિક દર્શનો અને સાક્ષાત્કારો વિષે એના સમકાલીનો માટે બહુ અગત્યની એવી નોંધો જ માત્ર ન કરી, એ દેવળોમાં અને પ્રાર્થના-ભવનોમાં પ્રવેશેલા એના સમકાલીનોના દુર્ગુણો અને અવનતિની વેધક ટીકા કરવાની છૂટ પણ એણે લીધી. એણે સુધારાનો ઉપદેશ કર્યો, આશ્વાસન અને શિખામણના શબ્દો કહ્યા અને પોતાના ઉપદેશ પ્રમાણે જીવીને એ જમાના સમક્ષ પોતાની જાતને જ્વલંત આદર્શ તરીકે મૂકતી ગઈ. જીવનનાં છેલ્લાં વર્ષો એણે હેલ્ફ્ટાની કૉન્વેન્ટમાં ગાળ્યાં, જ્યાં એને ભગિની જેર્ટ્રૂદ અને હાકબૉર્નની મેષ્ટીલ્તમાં આધ્યાત્મિક સ્વજનો લાધ્યાં. અહીં એ ઈ. સ. ૧૨૯૯માં મૃત્યુ પામી અને એની શુશ્રૂષા કરતી સાધ્વીઓને

અંતિમ વર્ષોએ પુરવાર કરી બતાવ્યું કે ઈશ્વર માટેના જ્વલંત પ્રેમમાં લીન જીવન ગાળ્યા પછી મૃત્યુ એ ઈશ્વર સાથેના સંપૂર્ણ ઐક્યમાં અનુભવાતી પૂર્ણતાની પ્રાપ્તિથી સહેજે ન્યૂન નથી.

પોતાની પાછળ એ જે વખાણેલાં મૂકતી ગઈ, એમનો જો આપણે ઉપરથી નજર કરીએ, તો જણાય છે કે માર્ગેરુઈટની મેસીઅતે ઈશ્વર માટેના જ્વલંત પ્રેમથી ને અવિનાશ ચાહના હૃદયની અધ્યાત્મસાધનામાં વ્યક્ત થતી ઝંખનાથી જ ઈશ્વરનો સાક્ષાત્કાર કર્યો. એથી જ એને ઈશ્વરના દર્શનનો આધ્યાત્મિક અનુભવ થયો. ભગવાનને સાક્ષાત્ જોઈને, એની નજર છિપાઈ નહિ અને એવી પ્રગાઢ રહસ્યમય કોઈ અવસ્થાને નકારતી નથી, તેથી છેવટે એણે એવી અદ્વૈતાવસ્થાનો અનુભવ કર્યો, જેમાં અનન્ત શાન્તિ અને સંવાદિતાનું સામ્રાજ્ય હોય છે અને જેનું સાચું સચ્ચિદાનંદ તરીકે જ વર્ણન કરી શકીએ. આ અવસ્થામાં ઈશ્વર જ એના દર્શન બના. એણે બધી જ વસ્તુઓમાં ઈશ્વરનું દર્શન કર્યું અને પારમાર્થિક સત્ અને અર્થનાવિનુક મિથ્યા જગવ્યવહાર વચ્ચેના વિવેકથી જ જેનું ગ્રહણ થઈ શકે એ ઈશ્વરની મધુર વિશ્વલીલાને એ સમજી. શ્રી રામકૃષ્ણ કહે છે કે આપણા યુગ માટે ભક્તિ જ સૌથી સરળ અને અનુકૂળ રસ્તો છે. માર્ગેરુઈટની મેસ્તીતે પ્રેમ (ઉન્માદકારી આરાધનાની અવસ્થા) પ્રાપ્ત કરવા જ્વલંત ઉદ્રેક સાથે આ પથ પકડ્યો. આ ઉત્કૃષ્ટ ભાવાવેશમાં સર્વક્ષમાશીલ, સર્વવ્યાપક નિઃસ્વાર્થ પ્રેમપ્રેમી ઉપર મુશળધાર પાછો વરસે છે.

એણે એના પુસ્તકનું શીર્ષક 'અવતારનો વિલસતો પ્રકાશ' આપ્યું છે, અને એની પ્રસ્તાવનામાં એ કહે છે.

આ પુસ્તકને આનંદથી આવકારવું જોઈએ; કારણ કે ઈશ્વર પોતે જ આ શબ્દો ઉચ્ચારે છે. સારા કે નરસા બધા જ અધ્યાત્મમાર્ગના પ્રેમી લોકોને આ પુસ્તક સંદેશવાહક તરીકે પાઠવવામાં આવે છે જ્યારે થાંભલાઓ તૂટી પડે છે, ત્યારે ઇમારત લાંબો વખત ટકતી નથી. એ મારા તરફ આગળથી ચીંધે છે અને મારાં બધાં રહસ્યો ખુલ્લાં પાડે છે આ સંદેશો સાંભળવા ઇચ્છનારે એને નવ વખત વાંચવો જોઈએ. આ પુસ્તકનું નામ 'ઈશ્વરનો વિલસતો પ્રકાશ' એમ રાખવામાં આવ્યું છે. એની રચના કોણે કરી? મારી બધી ઊણપો છતાં આ કૃતિ મેં લખી છે, કારણ કે મારું પ્રદાન હું મનમાં ને મનમાં સમાવી શકી નહિ. ઓ ભગવાન! તમારી

યશગાથા ગાતા આ પુસ્તકને શું નામ આપવુ? એનું નામ રહેશે "નેકીથી જીવતા બધાના હૃદયમાં વિલસતો ઈશ્વરનો પ્રકાશ."

ઈશ્વર સાથેના ઐક્યનો વિચાર બધા કાળમાં અને બધા ધર્મોમાં મળે છે. માગ્ડે-બુર્કની મેષ્ટીલ્તે એના સમયની નાડ પારખી; જ્યારે ઈશ્વરવાદી સંપ્રદાયનાં બુદ્ધિ-પ્રધાન પરિબળો ખ્રિસ્તના સાચા ઉપદેશોને ઢાંકી દેતાં હતાં, ત્યારે વાસ્તવિક રીતે અવર્ણ્ય અને શબ્દોથી અગમ્ય એવી દશાનું વર્ણન એના સમકાલીનોને આપવાની જરૂર એને લાગી; છતાં એ આ સાહચર્યના અદ્‌ભુત અનુભવને તાદશ અને હૃદયસ્પર્શી રીતે વર્ણવે છે. જેની પાસે ગાંત્રિક, છીછરા અને ખ્રિસ્તી દેવળસંસ્થાના ઉપ-રીની દખલગીરી ઉપર આધાર રાખતા એવા ધર્મની જ મૂડી છે એવા સામાન્ય-જનને આથી ખૂબ મદદ મળી. મેષ્ટીલ્તના મતે આ ઐક્ય સુલભ હતું અને ઈશ્વર અને મનુષ્ય વચ્ચેના જીવંત સંબંધરૂપ હતુ. રજૂઆત માટે એની ઊર્મિઓ ઇન્દ્રિયગ્રાહ્ય વસ્તુઓનો સહારો લે છે. એ ઈશ્વર અને આત્મા બન્નેમાં માનવભાવોનું આરોપણ કરે છે અને આ હેતુ માટે ચોખ્ખાં દીવા જેવાં રૂપક ભાષામાં પ્રયોજે છે. આત્માના સ્વરૂપમાં એ પોતે જ બોલે છે. પોતાની નવવધૂ તરીકે ચાહવા માટે ઈશ્વર આ આત્માને સર્જે છે, અને સતત એને પોતાનો દિવ્ય પ્રેમ અર્પણ કરે છે.

ઈશ્વરના દર્શનથી શરૂ કરીને છેવટે આત્મા અને ઈશ્વરનું ઐક્ય સાધતી ઈશ્વર-મસ્તીને ઉદાત્ત ભાવદશામાં પરિણમતા આ ઐક્ય આસપાસ જ એના બધા વિચારો ઘૂમ્યા કરે છે. ઘણીવાર મેષ્ટીલ્ત શારીરિક ભૂમિકાને લગતા ઉદાહરણો વાપરે છે: એ કદીક ઈશ્વરની છાતી પર વિસામો લેતા થાક્યાપાક્યા આત્માનું ચિત્ર આપે છે, તો ક્યારેક ઈશ્વર અને આત્માના મદિરા અને પાણીની જેમ થતા સમન્વયને વર્ણવે છે, તો કદીક પ્રેમવિહ્વલ આત્માને મળવા ઉતાવળા ઉતાવળા જતા ઈશ્વરનો તલસાટ પણ આલેખે છે.

ઈશ્વર માટેના પ્રેમમાં એને સૌથી શ્રેષ્ઠ વસ્તુ જોઈએ. એકવાર ઈશ્વર સાથે રાત-અને દિવસ રહેતા બધા આત્માઓ મળે છે એવા સ્વર્ગનું દર્શન એને થયું. સંતો એને નૃત્ય કરવા બોલાવતા હતા, અને ઈશ્વરે આ આત્માને એમની સાથે જોડાવા કહ્યું, પણ એણે ના પાડી. એની ઇચ્છા ઈશ્વર જોડે જ નૃત્ય કરવાની હતી; એણે કહ્યું :

તમે નેતૃત્વ કરો તો જ હું નૃત્ય કરીશ, અન્યથા નહિ જ,
જો તમારી ઈચ્છા મને નૃત્યમાં પ્રયોજવાની હોય, તો તમારે જાતે જ આવો.

પછી હું પ્રેમમાં, પ્રેમમાંથી ભક્તિમાં, ભક્તિમાંથી સાક્ષાત્કારમાં અને
સાક્ષાત્કારમાંથી બધાં માનવહૃદયોમાં (સર્વાત્મૈક્ય) ફેલાવીશ.

આ શ્લોક સમજવો અઘરો છે, પણ આમાંનાં નૃત્યનો અર્થ છે સંવિદની વિવિધ ભૂમિકાઓના શુદ્ધીકરણ અને વિશ્વવ્યાપક ચૈતન્યને ઝીલવાની ક્ષમતા પ્રાપ્ત કરાવે યોગાભ્યાસ. આત્મા પોતાના કેન્દ્ર આસપાસ નૃત્ય કરે છે, અને એક પછી એક બધી જ ચેતનાવસ્થાઓ વટાવી છેક દિવ્ય ચેતના — પરમ ચેતના — સુધી ઊંચે પહોંચે છે.

સંદેહાવસ્થામાં જ માગ્ડેબુર્કની મેક્ટીલ્ડ વિશુદ્ધ અને નિઃસ્વાર્થ પ્રેમથી ઈશ્વર સાથે આત્મૈક્ય સાધી શકી હતી અને એને પ્રતીતિ હતી કે મૃત્યુમાં પણ એ ઈશ્વરથી અવિયુક્ત હતી. કોઈ પણ માયા–શક્તિને આવી સિદ્ધિ પ્રાપ્ત થઈ શકે ખરી? શું માત્ર ઊર્મિ–પ્રેરિત, મસ્ત પ્રેમે જ અદમ્ય કલ્પનાથી દેહમુક્ત ચિત્તવૃત્તિનું નિર્માણ કર્યું હતું? કે પછી સૂક્ષ્મસ્વરૂપે મનુષ્યમાં રહેલી અહંકારથી નિરોધિત દૈવી શક્તિ હતી, જે આ કિસ્સામાં, જેમ લોખંડનો ટુકડો પરવશપણે લોહચુંબક તરફ ખેંચાય, એમ, વિશુદ્ધ હૃદયમાં ઉન્મુક્ત બનીને વધતી જતી પ્રબળતાથી એના મૂળભૂત સ્વર્ગીય સ્થાન તરફ જવા મથતી હતી?

મેક્ટીલ્ડમાં પ્રગટ થતો આ પ્રેમ વિશ્વની પ્રબળ અગમ્ય શક્તિ છે. આપણે ત્રણ પ્રકારના પ્રેમને જાણીએ છીએ: પ્રથમ તો છે જેમાં હંમેશાં યાચના હોય છે અને સમર્પણ કદી હોતું નથી ને ઘણુંખરું આત્મસંરક્ષણની વૃત્તિથી ઉત્પન્ન થયેલો ઇન્દ્રિયજન્ય શારીરિક પ્રેમ, બીજા પ્રકારનો પ્રેમ છે વેપારી ઢબનો, જે હંમેશાં નફાની અને નફાના પ્રમાણમાં જોખમની ગણતરી કરે છે. માનવીની બધી વાસનાઓ આ ભૂમિકા ઉપર વિચરે છે. ઈર્ષા, અસૂયા, ધિક્કાર કે લોભ ગમે તે હો: બધાં આ સ્વકેન્દ્રિત સોદામૂલક પ્રેમમાંથી ઉત્પન્ન થાય છે, અને છેલ્લે આપણે છલકતા, વિશ્વવ્યાપક પ્રેમને જાણીએ છીએ, જે નથી કદી યાચના કરતો કે નથી અધિકારની દલીલોમાં પડતો, અને જે ઈસુ ખ્રિસ્તના રૂપે ખુશીથી વધસ્તંભને ભેટવા જાય છે, જે માતાને બાળક ખાતર કેટલાયે અગ્નિદિવ્યોમાંથી પસાર કરાવે છે અને જે માગ્ડેબુર્કની મેક્ટીલ્ડમાં ઈશ્વરના ઉર ઉપર ભાન ભૂલીને ઢળી પડે છે. આ સ્વર્ગીય પ્રેમ છે, દૈવી પ્રેમ છે. જો આ શક્તિને જાણી શકીએ તો જ આપણે મેક્ટીલ્ડનો ઈશ્વર સાથેનો અંગત સંબંધ સમજી શકીએ. આ સંબંધમાંથી જન્મેલી વૈયક્તિક શક્તિએ યુદ્ધમાં એકલા જવાનો અને ખ્રિસ્તી દેવળસંસ્થા અને પાપ

કબૂલાતને વચમાં ન લાવ્યા સિવાય ઈશ્વર સાથેનું ઐક્ય સાધવાના અધિકારનો દાવો કર્યો.

અહંપ્રત્યયમાં આત્માનું ભેદબિંદુ રહેલું છે. આ ભૂમિકાએ ઈશ્વર આત્મા સાથે, અને આત્મા ઈન્દ્રિયો સાથે વાત કરે છે. આ ગહન અવધિએ ઈશ્વર અને આત્મા મળે છે, અને એકબીજામાં ભળે છે. ઈશ્વર અને ઈન્દ્રિયો આત્મામાં એકત્ર થાય છે, અને જો મનુષ્ય પોતાના આત્મામાં સુસ્થિર હોય અને એણે વિશ્વની સાથે સંવાદિતા સાધી હોય તો આ ટાણે ઐક્ય સધાય છે.

સ્વભાવથી જ સર્વજ્ઞ, સર્વશક્તિમાન અને નિત્ય એવો આત્મા દ્વન્દ્વોનો દાસ બનવા શા માટે દેહ પિંજરમાં પ્રવેશ્યો એ તર્કથી સમજાવી શકાય એમ નથી. એ જ રીતે દેહભાવથી ઘેરાયેલા હોઈએ ત્યાં સુધી આત્મા એની વાસ્તવિક શુદ્ધિ અને પરમ અવસ્થામાં કેવો છે એ ન જાણી શકીએ, જેવી રીતે જાગ્રત અવસ્થામા આપણે સુષુપ્તિ શું છે એ જાણતા નથી જ્યારે ઘર સળગે છે ત્યારે આપણે પહેલાં કારણ પૂછ્યા વિના આગ હોલવવા પ્રયત્ન કરીએ છીએ જ્યારે આત્મા પોતાનુ પરમાર્થ સ્વરૂપ ઓળખે છે ત્યારે એ પોતાના દિવ્ય ઉગમ તરફ ત્વરિત ગતિએ ઊપડે છે, પણ શરીરના રથ દ્વારા જ એ સ્વધામ પાછો આવી શકે તેમ છે ઈન્દ્રિયો, મન અને બુદ્ધિ—એ ઉપકરણો વડે શરીરમા જ જ્ઞાન અને વિવેકરૂપી સાધનો કેળવી શકાય. તેથી શરીર એ આપણું મહાઉં અને અતિઉપયોગી સાધન છે. એમા રહીને જ આપણે આપણી અસ્મિતાનો સાર જાણવાનો છે અને આત્માનો સાક્ષાત્કાર કરવાનો છે. બીજો એકે રસ્તો નથી. ઉમર ખય્યામ પણ કહે છે:

> "જો તમે અહીં કળી ન શકયા, એ તમે ઈન્દ્રિયો અથવા શરીર વિનાની અવસ્થામા કેવી રીતે ગ્રહણ કરી શકવાના છો?"

વિચાર એ એક એવી પ્રબળ શક્તિ છે, જે આપણને અવિનાશી આત્માના જ્ઞાન ભણી દોરી જાય છે. પણ એ જ વિચાર, જ્યારે વ્યક્તિત્વનો નાશ થવાની આશકા હોય ત્યારે એ લોખંડી પડદાની જેમ આપણા માર્ગને રૂંધે છે. જ્યા તર્ક કે ઈન્દ્રિયોની ગતિ નથી, એવી ચેતનાની ભૂમિકાઓ પર સાહસ કરવા સામે બુદ્ધિ આપણને વારે છે. માર્કેબુર્કની મેષ્ટીલ્તની બાબતમા આ જ વસ્તુ બની. એનો આત્મા ઈશ્વર સાથે ઐક્યભાવ પ્રાપ્ત કરશે એવું ભગવાને એને વચન આપ્યા પછી, એની બધી જ ઝંખનાઓ અને પ્રયત્નો બુદ્ધિથી પર અને બધા પ્રશ્નોના ઉકેલ-રૂપ એ દિવ્ય ઐક્યના સાક્ષાત્કાર ભણી વળ્યા. પણ ઈન્દ્રિયોએ વિરોધ કર્યો અને

એને ભગવાનનું મિલન ટાળવા કહ્યું; કારણ કે, આત્મા એમનો દેદીપ્યમાન ઝળહળાટ સાંખી શકે એમ ન હતું અને અવતારનો જ્વલંત પ્રકાશ, જેવી રીતે સૂર્યપ્રકાશ માર્ચ મહિનાના બરફને ઓગાળે છે, તેમ એને ગળી જશે. એના મનમાં શંકાઓ ઊઠી અને ઈશ્વરે આ આત્માની કસોટી કરી. સત્ય શું છે અને અસત્ય શું છે એ બાબતમાં એના મને અનેક દલીલો કરી હશે, અને જેમનું નિરાકરણ માત્ર ઈશ્વરથી જ થઈ શકે એવા એના સમયના અનેક ચર્ચાસ્પદ પ્રશ્નો એને ઘેરી વળ્યા હશે. આધ્યાત્મિક માર્ગનાં અનેક રહસ્યોમાંનું એક રહસ્ય એ છે કે ઘણીવાર ઈશ્વરી સાદને સાંભળવાનો અને એને સમજવાનો અનુગ્રહ કેટલીકવાર માણસોને પ્રાપ્ત થાય છે.

મેખ્ટીલ્તનો આત્મા પોતાના ઈશ્વરસ્વરૂપ વિશે પૂરેપૂરો સભાન બન્યો. બધી શંકાઓને ફગાવી દઈ એ લખે છે:

> માછલી પાણીમાં ડૂબી શકે નહિ, પક્ષી હવામાં પડી જઈ શકે નહિ, ઈશ્વર અગ્નિમાં બળીને ખાખ થઈ શકે નહિ, ઊલટો એ વધારે ઉજ્જ્વળ ભાસશે. ઈશ્વરે દરેક પ્રાણીને એના સ્વભાવ પ્રમાણે જીવવા સર્જ્યું છે, તો પછી ભગવાન સાથે એકરૂપ થવા મથતા મારા સ્વભાવને હું કેવી રીતે રોકી શકું? શરૂઆતથી જ એ મારો પિતા છે, સમસ્ત માનવજાતમાં એ મારો બંધુ છે, મારો પ્રેમાળ વર છે, અને હું અનંતકાળ સુધી એની છું.

તેથી આત્માના ઈશ્વર સાથેના ઐક્યમાં જ ઈશ્વરપ્રેમની કૃતાર્થતા સધાય છે. મેખ્ટીલ્ત આપણને એના સાક્ષાત્કારોની નોંધમાં, જર્મન રહસ્યવાદની જાળમાં ગૂંથાયેલા આ ઐક્યનો સ્પષ્ટ અને પ્રતીતિજન્ય ખ્યાલ આપે છે. માત્ર કાવ્યોચિત વિચારો જ નહિ પણ એ ઉપરાંત સારા પ્રમાણમાં આધ્યાત્મિક અનુભવ વ્યક્ત કરતા એના કેટલાક ઊર્મિશીલ શ્લોકોથી આ પ્રકરણનો ઉપસંહાર કરીએ:

> દુનિયાની પાર જઈને,
> વાસનાનો ત્યાગ કરીને,
> અહંકારને હરાવીને,
> આત્મા ઈશ્વર પાસે આવે છે.
> જો દુનિયા ફટકો લગાવે છે,
> તો એથી દુઃખ થતું નથી.

જે શરીર લાત મારે છે,
તો આત્મા બીમાર પડતો નથી
સેતાન ભલે ધૃષ્ટતા કરે,
આત્મા એની પરવા કરતો નથી
એ પ્રેમમા મસ્ત રહે છે
અને અન્ય કશુ જ જાણતો નથી

અને વળી

પ્રેમ તમારામા જ વ્યાપી રહે,
ત્યારજ તમે મુક્તિ અનુભવશો,
તમારા બધો ઉપદેશ વ્યર્થ છે,
કારણ કે હુ પ્રેમવિહોણી નહિ થઈ શકુ
હુ પ્રેમથી જકડાવા માગુ છુ,
હુ પ્રેમ વિના રહી નહિ શકુ,
એ જ્યા હોય, આ જીવનમા જ કા મૃત્યુને પેલે પાર,
પણ ત્યાં મારે જવુ પડશે
હુ જીવન કે મૃત્યુ વિશે જાણતી નથી
પોતાની (ઈશ્વરવિહોણી) અવસ્થાનો શોક—
કે હૃદયની પીડા જાણ્યા વગર
જીવ્યે જવુ એ તો મૂઢ લોકની મૂઢતા જ છે

ઊર્મિઓ ઘણીવાર બુદ્ધિને જાણે કે મહાત કરી દે છે અને માગ્ડેબુર્કની મૅખ્ટીલ્તની મૂકવાદી કવિતામા દાર્શનિક રજૂઆત જાણે કે ઓછી પડે છે, એમ કેટલાક વાચકોને લાગશે, છતા અર્થસભર સૂત્રાત્મક શૈલીમા સાક્ષાત્કારનો સાર વ્યક્ત કરવાનુ એનુ સામર્થ્ય નીચેના શ્લોકમાં દેખાઈ આવે છે

જ્ઞાન વિણ પ્રેમ
અરે, તિમિર જો આત્મ વડે,
અનુભૂતિ વિણ જ્ઞાન
યાતના નરકતણી મન એને.

## પ્રકરણ બાવીસમું

# નૉર્વિચની જુલિયન

યુરોપખંડની મહાન સાધ્વીઓની હરોળમાં મૂકી શકાય એવી ઇંગ્લૅન્ડની ધાર્મિક પ્રતિભાની એકમાત્ર સ્ત્રીપ્રતિનિધિ આપણને નૉર્વિચની સાધ્વી જુલિયનમાં મળે છે. ઈ. સ. ની ચૌદમી સદીમાં, દૂર ઉત્તરના દેશોમાં આધ્યાત્મિક અંતરનો એક પ્રબળ પ્રવાહ ધાર્મિક જીવન પર ફરી વળ્યો, જેને પરિણામે જર્મનીમાં એકહાર્ટ, ટાઉલેર, સુઝો અને નીચલા દેશોમાં રિન્સ્બ્રોક—આ બધા ઉત્પન્ન થયા. યુરોપના ટાપુઓના કિનારા સુધી ફેલાયેલા આ પ્રવાહે એનાં સ્મૃતિચિહ્નો, હૅમ્પોલના સાધુ રિચાર્ડ રોલનાં લખાણોમાં, 'સંપૂર્ણતાની પાસવીશી' નામક ગ્રંથના લેખક વૉલ્ટર હિલ્ટનનાં લખાણોમાં, પ્રસિદ્ધ અનામી કૃતિ 'અજ્ઞાનના વાદળ'માં અને નૉર્વિચની જુલિયનના 'દિવ્ય પ્રેમનું પ્રકટન' નામના એકમાત્ર નાનકડા પુસ્તકના રૂપમાં સ્થાપ્યાં છે.

આધ્યાત્મિક લખાણના આ નાનકડા જૂથના સભ્યો વચ્ચે થતા સંપર્કનો કે કોઈ પ્રકારની પ્રત્યક્ષ અસરનો પુરાવો નથી, એથી પણ ઓછો સંભવ દરિયાપાર રહેતા એમના મહાન સમકાલીનો સાથે કોઈ સ્વરૂપની આપ-લેનો છે. મુદ્રણ અને મર્યાદિત સંદેશાવ્યવહારના એ દિવસોમાં સંપૂર્ણપણે અપ્રસિદ્ધ એવા આ લેખકો તેમના દેશની બહાર જાણીતા ન હતા, મોટે ભાગે તો એ એકબીજાથી પણ અજાણ્યા હતા. ગઈ અર્ધી સદીમાં પ્રસરેલી એમની કીર્તિ એમના મૃત્યુ પછી જ ફેલાઈ છે અને સર્વાંશે એમનાં શોધી કઢાયેલાં લખાણોથી જ એ ફેલાઈ છે. આવા નાના અને અપ્રસિદ્ધ જૂથમાંથી કદાચ સૌથી અપ્રસિદ્ધ વ્યક્તિ કોઈ હોય તો તે હતી નૉર્વિચની નમ્ર સાધ્વી.

એના વિશે કાંઈ પણ લખવું, એનો અર્થ અનિવાર્યપણે એની કૃતિનું વર્ણન કરવું એવો જ થાય છે, કારણ કે એના વિશે મળતી થોડી માહિતી માટેની એકમાત્ર સામગ્રી એની કૃતિમાંથી મળે છે. સાથેસાથે આ કૃતિની ગુણવત્તા એવી છે કે એનાં પૃષ્ઠોમાં એની લેખિકા આપણી સમક્ષ વિશદ રીતે પ્રગટ થાય છે. આવી પારદર્શક સરળતા અને વિશદતાપૂર્વક રચાયેલી આટલી સુકુમાર અને પ્રવર્તક માનવતાનો

રમ જ આવી પુનિત અને નિર્મળ આધ્યાત્મિકતાનો પ્રકાશ પાથરતી કૃતિઓ બહુ ઓછી હોય છે

એને જ્યારે દર્શનોની અનુભૂતિ થઈ ત્યાર એ કેટલાક વર્ષોથી 'એન્કેસ' ('સન્યાસિની' મધ્યકાલીન ઇંગ્લૅન્ડના ધાર્મિક જીવનમા માન્ય હોદ્દો) તરીકે નૉર્વિચના સંત જુલિયનના દેવળની વેદી આગળના સભામંડપની બાજુએ આવેલા એક ઓરડામા (જેના પાયા હજુ પણ જોઈ શકાય છે) શાસ્ત્રાભ્યાસ માટે એકાંત વ્રત સ્વીકારીને રહેતી હતી. અહીં દેવળની યાજ્ઞિક પ્રાર્થનામા, રોજ હાજરી આપતા, એ ખ્રિસ્તી ધર્મના રહસ્યોના સતત ચિંતનમા પોતાની જિંદગી ગાળતી હતી આ ઓરડામા એની કૃતિના પાયારૂપ સાક્ષાત્કારો (જેને એ 'દર્શનો' કહેવાનુ પસંદ કરે છે) લખ્યા એના કુટુંબ વિશેની કશી જ જાણકારી નથી, માત્ર એટલુ જ અનુમાન કરી શકાય છે કે એને આ મનગમતા રસ્તે જીવવા દઈ, એનુ પોષણ કરવા માટે પર્યાપ્ત થાય એટલી મિલકત એના કુટુંબ પાસે હતી એણે પોતે ચોકસાઈપૂર્વક દિવસો નોંધ્યા છે એ પ્રમાણે, જ્યારે સાક્ષાત્કારો થયા ત્યારે એ "સાડા ત્રીસ વર્ષની" હતી એની એક હસ્તપ્રતનો લહિયો નોંધે છે કે, ઈ સ ૧૪૧૩મા "એ જીવત હતી" એથી એક વસ્તુ સ્પષ્ટ લાગે છે કે એ સિત્તેર વર્ષ કરતાં વધારે લાંબુ જીવી હતી એ પોતાની જાતને નિરક્ષર વર્ણવે છે, તેથી એમ પણ જણાય છે કે એનુ પુસ્તક એણે પોતે લખ્યું નથી, પણ કોઈની પાસે લખાવ્યુ હતુ જે સંજોગોને કારણે આ પુસ્તક હસ્તીમા આવ્યુ એ સંજોગો શક્ય એટલી સરળ રીતે એના પોતાના શબ્દોમા[1] વર્ણવવામાં આવ્યા છે

પ્રકરણ બીજુ "આ પામર પ્રાણીને આ દર્શનો (સાક્ષાત્કારો) ખ્રિસ્તી સંવત ૧૩૭૩ના મેની આઠમી તારીખે થયા હતા આ પ્રાણીએ ઈશ્વર પાસે ત્રણ ભેટ માગી હતી. પ્રથમ તો એની પીડાની સ્મૃતિ, બીજુ, ત્રીસ વર્ષે યુવાનીમાં શારીરિક માંદગી અને ત્રીજુ ઈશ્વરની ભેટ તરીકે ત્રણ ઘા

'પ્રથમ ઇચ્છાની બાબતમા મને લાગ્યું છે કે ખ્રિસ્તની પીડા વિશે મને કંઈક પ્રતીતિ હતી, છતા પ્રભુકૃપાથી એ વધાર પ્રમાણમા થાય એવી હુ ઝંખના કરતી હતી અને એથી મારે ઈશ્વરને નજરોનજર જોવા હતા—

1 બધી જ ઉપલબ્ધ છપાયેલી આવૃત્તિઓને મૂકાવતા અતી આધુનિક સ્વરૂપ અપાયુ છે; ચોથી અર્વાચીન આવૃત્તિ ડોમ રોજર હડલસ્ટન, એ સંપાદિત કરી છે, તેનુ અહીં અનુકરણ કરવામા આવ્યુ છે

"બીજી ઈચ્છા માત્ર મનમાં પશ્ચાત્તાપ સાથે ઊઠી. હુ મુક્ત મને મૃત્યુતમો સ્વ કર માંદગીને ઇચ્છતી, જેથી પવિત્ર દેવળસંસ્થાના બધા વિધિઓ મારા પર થ હુ પોતે પણ માનવા માંડુ કે મારે હવે મરવાનું છે, અને મને જે જે જુએ એ બ માણસો પણ આવું જ માને જાણે કે મારે મરવાનું હોય, એમ આત્મા ઈશ્વરનો સ્પ કરે એટલું બાદ કરતાં બાકી જ બીમારીના અને પિશાચી તોફાનો સાથેના ન ચેતનાં આધિભૌતિક અને આધિદૈવિક દુઃખો મારે જોઈતાં હતાં. આ બન્ને ઇચ્છાઓ હુ એક શરત સાથે રાખતી હતી, અને આ પ્રમાણે કહેતી હતી. "ઓ પ્રભુ, મારે શું કરવું તે તું જાણે છે—જો તારી મરજી હોય તો એ સિવાય હુ કશું જ કહીશ નહિ."

"ત્રીજી માગણી તરીકે હુ મારી જિંદગીમાં મને ત્રણ જખમો થાય એવી પ્રબળ ઇચ્છા સેવતી હતી. પ્રશ્ચાત્તાપનો જખમ, દયાપૂર્ણ સમભાવનો જખમ અને ઈશ્વર માટેના ઉત્કટ તલસાટનો જખમ. આ છેલ્લી માગણી મે કઈ શરત વિના જ કરી હતી. ઉપર દર્શાવેલી બન્ને ઇચ્છાઓ મારા મનમાથી જતી રહી, પણ ત્રીજી કાયમ રહી."

પ્રકરણ ત્રીજુ "અને જ્યારે હુ સાડાત્રીસ વર્ષની હતી ત્યારે ભગવાને મને એવી શારીરિક માંદગી આપી, જેને લીધે ત્રણ દિવસ અને ત્રણ રાત હુ પથારીવશ રહી. ચોથા દિવસની રાત્રે પવિત્ર દેવળની બધી જ અંતિમ વિધિઓ મારા પર થઈ અને દિવસ ઊગતાં સુધી હુ જીવતી ન રહુ એવું મે ઇચ્છ્યુ

"આ રમાંચક સ્થિતિમાં પછીના ત્રણ દિવસો સુધી હું જીવતી રહી, અને એ વખતે મારું શરીર જાણે કે કેડથી માંડીને પગ સુધી નિશ્ચેતન હોય એવું મને લાગતું હતું મારા અંત સમયે મારા પાદરીને બોલાવવામાં આવ્યો, અને એ આવ્યો ત્યાં સુધી મે મારી આંખો સ્થિર કરી, પણ બોલી નહિ. એણે મારી સામે ક્રોસ ધર્યો અને કહ્યુ, "હુ આપણા પ્રભુ અને રક્ષણહારનું પ્રતીક તારે માટે લાવ્યો છુ" ઝાંખી પડતી જતી દૃષ્ટિથી જ્યારે મે આ પ્રતીકને જોયુ, ત્યારે મે એને જીવંત થતું જોયું'

પ્રકરણ ચોથું 'તરત જ મે (કાંટાના) હાર નીચેથી નરમ, તાજુ રક્ત ખૂબ પ્રમાણમા નીચે ટપકતું જોયુ '

સહુ પ્રથમ થયેલો આ સાક્ષાત્કાર સાકાર દર્શનના સ્વરૂપનો હતો, કારણ કે એની આંખો સામે ક્રોસ ઉપરની આકૃતિ જીવંત થઈ, અને એણે ઈશ્વરનું સાન્નિધ્ય સ્થાપ્યુ, જેની છાયામાં પછીના સાક્ષાત્કારો થયા. આમાંના પ્રથમ પંદર તો સવારે ચાર અને નવની વચ્ચે થયા, જે વખતે તેને બીમારીનું કાંઈ જ દર્દ કે

તકલીફ ન થયાં. અહીં શારીરિક, અંતર્દષ્ટિ વિષયક અને વિશુદ્ધ બુદ્ધિવાદી ભૂમિકાઓની સતત અદલાબદલી થતી હશે એમ જણાય છે; કારણ કે, એ પોતે જ એના પહેલા સાક્ષાત્કાર વિશે કહે છે: "આ બધું ત્રણ પ્રકારે મને દેખાયું, એટલે કે ચર્મચક્ષુથી, મારી સમજમાંથી ઊપસતા શબ્દોથી અને બિહામણાં દર્શનથી." એણે પહેલાં પંદર દર્શનો દરમિયાન આકૃતિ ઉપર નજર સ્થિર રાખી; કારણ કે, એ પોતે કહે છે તેમ (પ્રકરણ ઓગણીસમું) આ વખતે મેં ક્રોસથી ઊંચે જોયું હોત, પણ મેં ન જોયું. કારણ કે હું જાણતી હતી કે જ્યારે હું ક્રોસને જોતી, ત્યારે હું સાબૂત અને સહીસલામત છું એવું મને લાગતું...

"પંદરમા દર્શનને અંતે બધું બંધ થયું અને મેં કશું વધારે જોયું નહિ. ત્યાર પછી મને તરત જ લાગ્યું કે હું જીવીત હોવા છતા પણ દુર્બલ રહીશ. અને મારી માંદગી ફરીથી આવી—જેવી પ્રથમ આવી હતી તેવી જ. અને જાણે મને સાવ જ આરામ ન મળ્યો હોય એવી શુષ્ક ને નીરસ હું બની ગઈ. અને એક અભાગિયા જીવની જેમ આધિદૈવિક અને આધિભૌતિક સ્વાસ્થ્ય કથળવાથી આવી પડેલ શારીરિક દુઃખો બદલ હું વિમાસવા લાગી. (પ્રકરણ ૬૬મું)." શારીરિક વેદનાના પુનરાગમનની સાથે એણે જોયું હતું—એના તથ્ય વિશે—અરે, એની વાસ્તવિકતા વિશે એને શંકાકુશંકા પણ આવી. એ પોતે કહે છે, "અહીં આગળ તમે જોઈ શકો કે હું મારા વિશે શું ધારું." "પણ આમાં પણ સૌજન્યશીલ ભગવાને મને છોડી નહિ. એની કૃપામાં વિશ્વાસ રાખતી હું રાત સુધી પડી રહી અને પછી ઊંઘવા માંડી. સેતાને એને સ્વપ્નામાં દર્શન દીધું. મને લાગ્યું કે પિશાચે એને મારા ગળા પર બેસાડ્યો અને મારા ચહેરા નજીક ભેંકાર દશ્ય ખડું કર્યું...મેં કદી આવું દશ્ય જોયું ન હતું. આ કદરૂપું દર્શન જ્યારે હું સૂતી હતી ત્યારે થયું. અને આવું બીજું દર્શન થયું ન હતું, પણ...આપણા સહૃદયી ઈશ્વરે મને જગાડવાની કૃપા કરી; અને એ વખતે ભાગ્યે જ મારામાં જીવન હતું."

પછી અંતિમ દર્શન આવ્યું આ સોળમું દર્શન. એ બધાં—પંદરે દર્શનોનો ઉપસંહાર અને દઢીકરણ હતું. (પ્રકરણ ૬૭મું): "અને પછી ભગવાને મારી ભેંકાર આંખો ઉઘાડી અને મારા આત્મને મારા હૃદયમાં બતાવ્યો. આત્મા જાણે કે અનંત દુનિયા હોય, એમ મેં એને જોયો અને...હું સમજી કે એ તો એવું પુનિત નગર છે કે જેની મધ્યમાં દેવ અને માનવ એવા પ્રભુ ઈસુ બિરાજે છે. પૂજ્યભાવથી હમેશાં શાંતિ અને સ્થિરતામાં નિશ્ચય એવા આત્મામાં એ બેસે છે, અને

ઈસુ આપણા આત્મામાં જે સ્થાન લે છે, એ અંત સિવાય કદી છોડશે નહિ એમ મારા દર્શન ઉપરથી જણાય છે, કારણ કે, આપણામાં જ એનું માનીતું અને અનંત ઘર છે. અને આ દર્શનમાં એને પોતાને માનવના આત્માને ઘડીને કેવો સંતોષ થયો હતો તે દર્શાવ્યું; કારણ કે, જેમ એક પિતા (પ્રભુ) જેટલી કાળજીથી બાળકને ઘડવા ઝંખે, અને જેટલી કાળજીથી પુત્ર (ઈસુ) બાળકને ઘડવા ઝંખે, એટલી જ કાળજી પવિત્ર અવતારે માનવના આત્માને ઘડવામાં લીધી હતી; આ રીતે આત્મા ઘડાયો. અને આથી જ આ પાવન ત્રિમૂર્તિ માનવના આત્માના ઘડતરમાં અનંત આનંદ માણે છે; કારણ કે, એ અનંતકાળ સુધી કેવો હશે એનું અનાદિજ્ઞાન એમને હતું."

આ શબ્દોમાં જુલિયન આપણને એની નાની પુસ્તિકાનો નીચોડ આપે છે. સાક્ષાત્કારો ઉપર વીસ વર્ષના ચિંતન બાદ લખાયેલું હોવાથી આ પુસ્તક પરિપક્વ અને નિર્મળ બુદ્ધિનો માન્ય થયેલ કરાર છે. આ બધાં વર્ષો દરમિયાન, વચ્ચે વચ્ચે થયેલ પ્રત્યક્ષ આધ્યાત્મિક દર્શનોથી સાક્ષાત્કારોના મૂળ લખાણનો આ અગર તે ભાગ કંઈક અંશે પ્રભાવિત થતો હતો. આ યુગના બીજાં આધ્યાત્મિક લખાણોની સાથે જેને લક્ષમા લઈ તુલના કરી શકાય અને જેમનું વર્ગીકરણ કરી શકાય એવા મુદ્દાઓ આ કૃતિમા શોધવાની એક પ્રથા અત્યાર સુધી પડી છે; પણ વાસ્તવમાં જોતાં સરખા મુદ્દાઓ ઘણા ઓછા છે એ આશ્ચર્ય ઉપજાવનારી બીના છે. એના યુગની યુરોપની આધ્યાત્મિક પ્રવૃત્તિમાં ગમે તે કક્ષાનું લેખિત સ્મારક મૂકી જનાર સ્ત્રી તરીકે અનોખી હોવા ઉપરાંત જુલિયન માનસિક સ્વતંત્રતામાં અને પોતાની સામે મુકાયેલી વસ્તુઓ તરફ અતિશય આત્મલક્ષી વલણની દૃષ્ટિએ વિચારવાની બાબતમાં પણ અનન્ય છે. આ "સાદી નિરક્ષર સ્ત્રી", જુલિયન એના નમકાલીનોની અને યોગસાધનાના નિષ્ણાતોની તત્ત્વજ્ઞાનપૂર્ણ પાર્શ્વભૂમિકાથી સાવ જ વંચિત હતી. એનામાં એ વખતે પ્રચલિત નવપ્લેટોવાદનું વલણ ભાગ્યે જ જોવા મળે છે, જે વલણ એકહાર્ટના અથવા રિસબ્રોકનાં લખાણોને અથવા અનામી કૃતિ "અજ્ઞાનનાં વાદળ" ને અદ્વૈત રંગ આપે છે. ઊલટું, આપણા ઉપર એવી છાપ પડે છે કે જુલિયનના મનનું સમગ્ર વલણ દ્વૈતવાદી છે. દ્વૈતવાદનો અર્થ, સાધારણ રીતે લેવામાં આવે છે એમ, શુભ તત્ત્વની સમાન અને એના જેટલા નિત્ય એવા અશુભ તત્ત્વના અસ્તિત્વનો સ્વીકાર, એમ નથી લેવાનો, પણ અહીં દ્વૈતવાદને પોતાની જીવાવસ્થાની સંપૂર્ણ પ્રતિપત્તિ અને સ્વીકારના વધુ મૌલિક અને પાયાના અર્થમાં સમજવાનો છે. પોતાની જીવાવસ્થાની 'ભૂમિકા' પરથી જ

આત્માની દૃષ્ટિ વડે એ પોતાના ઉદ્ધારકના પ્રતીક તરફ જુએ છે અને કેટલેક ઠેકાણે એની સાથે એકતા સાધવાની અને એની તીવ્ર પીડામાં ભાગ પડાવવાની ઇચ્છા જુલિયન અવશ્ય દર્શાવે છે, તો પણ એમાં આત્મૈક્યનો સવાલ જ નથી; જેમકે, પોતાના વ્યક્તિત્વને પરાત્પર અને અતિમાનુષી તત્ત્વમાં ભાવાવેશપૂર્વક વિલીન કરવાનો અણસારો ક્યાંય પણ દેખાતો નથી. એને બદલે આપણને ડગલે ને પગલે જોવા મળે છે એક મૂલતઃ નમ્ર અને ઊંડો આદર ધરાવતો આત્મા, જે પોતાની અનિવાર્ય અને અલંઘ્ય માનવમર્યાદા વિશે, તેમ જ એના કરતાં પણ વધારે સ્પષ્ટપણે, પોતાની પતિત જીવાવસ્થા સાથે સંકળાયેલાં દુઃખ, અજ્ઞાન અને સંશય વિશે તીવ્રપણે સભાન છે. આ પ્રમાણે હમેશાં સર્જન-સર્જકભાવની સીમામાં જ એનું મન વિચરે છે; અને ઠેકઠેકાણે આપણને સંભળાય છે, "આપણા સ્વજન અને સૌજન્યનિધાન ઈશ્વર"નું વારંવાર રટણ કરતો સાદ—જેમાં પ્રેમ અને કૃતજ્ઞતા સાથે ઊંડા અને સદા વિદ્યમાન કુતૂહલનો સૂર ભળેલો છે. એનું માનસ સંપૂર્ણતઃ સ્વતંત્ર છે એમાં જરા યે શંકા નથી, કારણ કે, એની નિરક્ષરતાએ એને તત્કાલીન દાર્શનિક અને ચિંતનાત્મક વિચારપ્રવાહોથી પરાણે અળગી રાખી હતી. હાજરાહજૂર ઈશ્વરના પ્રેમ અને કરુણા ઉપર એની સંપૂર્ણ અને નિરતિશય શરણાગતિની અનહદ ભાવના વિશે તો શંકાને એથી પણ ઓછો અવકાશ છે. છતાં પોતાની જીવાવસ્થા વિશેની ઊંડી સભાનતા, કોઈ પણ સ્થળે, પામરતા અને ઓશિયાળાપણામાં સરી જતી નથી; એની ધિંગી અને અવિલોપનીય દ્વૈતભાવના (એના પોતાના જીવભાવનો મૂળભૂત સ્વીકાર) બીજા ઘણા સાધક જીવોની રોજબરોજની પોતાની 'તુચ્છતા' વિશેની ફરિયાદોથી તેને હમેશાં બચાવી લે છે.

જુલિયનની કૃતિનું વસ્તુ વાસ્તવમાં શું છે, એનો એની ગુણવત્તાની દૃષ્ટિએ પૂરતો અભ્યાસ થયો નથી. મુખ્યત્વે એનું વસ્તુ લગભગ ગૂઢાર્થવિદ્યાવિષયક હોવાથી, એ ગૌણ દૃષ્ટિએ જ અધ્યાત્મવિદ્યાવિષયક કહી શકાય, અર્થાત્ ચેતનાની અતિબૌદ્ધિક ભૂમિકાએ એનું સંક્રમણ અને વિકાસ થાય છે એ અર્થમાં જ આ કૃતિ આધ્યાત્મિક છે. ઈશ્વરે સર્જેલ માનવજીવાત્માની સાચી પ્રતિષ્ઠા અને મૂલ્ય વિશે એને જરાયે શંકા નથી. (ચોળમા સાક્ષાત્કાર વખતના એના ઉપર ટાંકેલા શબ્દો એનો પુરાવો પૂરો પાડે છે). એ ફરી (ત્રેપનમા પ્રકરણમાં) કહે છે : "માણસનો આત્મા ઈશ્વરમાં વસતો જીવ છે અને એમાં એના જ ગુણધર્મો છે; અને ત્યારથી જે કામ માટે એ સર્જાયો હતો, તે જ કામ એ કર્યે જાય છે: એ ઈશ્વરને જુએ

છે, નીરખે છે અને ચાહે છે. આ પ્રમાણે ઈશ્વર જીવમાં અને સર્જાયેલા ઈશ્વરમાં આનંદ માણે છે, અને અનંતકાળ સુધી આશ્ચર્ય પામ્યા કરે છે. જ પ્રથમ આ પ્રમાણે અભિપ્રેત હતું અને અનંતકાળ સુધી આ પ્રમાણે ચાલ્યા કરશે પણ આપણે ઇન્દ્રિયજન્ય બોજો ભોગવતાં જિંદગી પસાર કરીએ છીએ, અને આત્માનું સાચું સ્વરૂપ જાણતા નથી, પણ પછી આપણે પરમાર્થતયા અને સ્પષ્ટપણે આપણા ઈશ્વરને પૂર્ણાનંદ સ્વરૂપમાં જોઈશું અને જાણીશું...એની દયા અને અનુગ્રહથી એ ખરેખર આપણો જ છે. જેથી અનવધિ આનંદની પૂર્ણતામાં આપણે આપણા સકળ સામર્થ્યપૂર્વક આત્માને જાણવા ઝંખીએ અને ઇચ્છીએ. (પ્રકરણ ૪૬મું)."

જુલિયન જેવા સમર્થ આત્મા ગહન અને ખડતલ મનને કંઈ નહિ તો પોતાની આત્માન્વેષણની પ્રક્રિયા દ્વારા પણ દુરિતની વાસ્તવિકતાનો ખ્યાલ આવ્યા વગર રહે નહિ. માટે જ વસ્તુઓને એમના યથાતથ સ્વરૂપમાં જોઈને એ અકળાય છે અને મૂંઝાય છે; કારણ કે, ઈશ્વરે સ્પષ્ટપણે કહ્યું છે કે બધા જ દેખાવો ઉપરથી ભલે ભિન્ન દેખાય, છતાં માનવદૃષ્ટિથી બધી જ શક્યતાઓની પાર જઈને, "બધું જ સારું થશે, અને બધા જ પ્રકારની વસ્તુઓ સારી થશે." છતાં "આપણે આપણી શ્રદ્ધાને લીધે જાણીએ છીએ કે એ ધન્ય ત્રિમૂર્તિએ માનવજાતને પોતાની પ્રતિકૃતિ જેવી અને સામ્યવાળી બનાવી છે. એ જ રીતે આપણે જાણીએ છીએ કે માણસ પાપને લીધે ખૂબ દુઃખદ રીતે આટલો નીચો ગબડ્યો, ત્યારે એનો ફરીથી ઉદ્ધાર કરવા એના પોતાના સર્જક સિવાય બીજું કોઈ ન હતું...એ જ રીતે આપ પહેલીવાર સર્જન થયું ત્યારે આપણને ત્રિમૂર્તિ જેવા જ સર્જ્યા, તેથી જ આપ સર્જનહાર ઇચ્છે છે કે આપણા પુનર્જન્મના બળે અનંત સ્વર્ગમાં આપણા ઉદ્ધા ઈસુ ખ્રિસ્ત જેવા આપણે થવું જોઈએ. (પ્રકરણ ૧૦મું)." તેથી "એ ઇચ્છે છે કે એ દર્શાવેલી વસ્તુઓને જાણતાં આપણે ડરવું ન જોઈએ. આપણે એણે બતાવેલ વસ્તુઓ જાણીએ માટે જ એ આપણને બતાવે છે. એ વસ્તુઓ જાણીને આપણે એને ચાહીએ, એના જેવા થઈએ અને અનંતકાળ સુધી એનામાં રમમાણ રહીએ એમ એ ઇચ્છે છે. (પ્રકરણ ૩૬મું)."

ત્યારે એ જોવાનું છે કે જુલિયનને માનવઆત્માના પોતાના સર્જનહાર સાથેના આ વિશિષ્ટાધિકારયુક્ત અને જવાબદારીપૂર્ણ સંબંધ માટે સહેજે શંકા નથી. એનું ગહન અને સરળ, શાણું અને સમતોલ મન આ પ્રશ્નના મૂળમાં રહેલા તત્ત્વને

સારી રીતે ગ્રહણ કરી લે છે; કારણ કે, એ કહે છે (પ્રકરણ ૨૯મું): "હું સાધારણ રીતે ઈશ્વરને નિહાળતી, પજવતી અને રડતી આ પ્રમાણે કહેતી હતી: 'ઓ ભલા ઈશ્વર! પાપને લીધે તારા પ્રાણીઓને ભારે નુકસાન થયું છે, ત્યારે બધું સારું કેવી રીતે હોઈ શકે?' આ બાબતમાં મને સાંત્વન મળે એ હેતુથી કંઈક વધારે સ્પષ્ટીકરણ ઈશ્વર પાસેથી સાંભળવાની મારી ઇચ્છા હતી. અને આ પ્રશ્નનો જવાબ કૃપાળુ ઈશ્વરે ખૂબ નમ્રતાથી અને પૂર્ણ મસ્ત આનંદથી આપ્યો અને બતાવ્યું કે આદમના પાપથી જ દુનિયાના અંત સુધી ભવિષ્યમાં થઈ શકનારું મોટામાં મોટું નુકસાન થયું હતું...આગળ પર એણે એ પણ શીખવ્યું કે મારે પ્રોજ્જ્વળ સંતોષ નિહાળવો જોઈએ; કારણ કે, આ સુધરવાની વૃત્તિ ઈશ્વરને વધારે આનંદદાયક અને ભક્તિભાવવાળી લાગે છે, એની તુલનામાં આદમના પાપથી થયેલું નુકસાન પણ ન ઊભું રહી શકે. એણે એના ઉપદેશમાં આપણે ધ્યાનમાં રાખવા જેવું આ કહ્યું: 'કારણ કે મેં ઘણું નુકસાન કર્યું છે, તેથી મારી ઇચ્છા છે કે જે ઊણું છે તે બધાને હું સરખું કરી દઉં'" અને ફરી "ચાકર"ના રૂપકવાળા પદમા સુંદર પ્રકરણમાં કહે છે: "જ્યારે આદમનું પતન થયું, ત્યારે ઈશ્વરના પુત્રનું પતન થયું: આકાશમાં થયેલા સમુચિત એકપણાને લીધે ઈશ્વરનો પુત્ર આદમથી જુદો ન હોઈ શકે (આદમનો અર્થ હું સર્વ માણસો એવો કરું છું), આદમ જીવનમાંથી મૃત્યુમાં ભ્રષ્ટ થયો, આ પામર દુનિયાની ખીણમાં ગબડ્યો, અને એ નરકમાં પડ્યો. આદમ સાથે ઈશ્વરનો પુત્ર આદમની સુંદરતમ પુત્રી કુમારિકાના ઉદરના ઊંડાણમાં પડ્યો અને એમ થવાનો હેતુ એ હતો કે સ્વર્ગમાં અને પૃથ્વીમાં આદમનાં પાપ કાપવાં અને એને નરકમાંથી બહાર ખેંચી કાઢવો. આ પ્રમાણે આપણા ભલા માટે ઈશ્વરે બધાનો દોષ પોતાને માથે લઈ લીધો છે, અને તેથી આપણા પિતા એના પોતાના વહાલા પુત્ર ખ્રિસ્ત કરતાં આપણા પર વધારે દોષ ઓઢાડવાનું ઇચ્છશે નહિ."

"દિવ્ય પ્રેમનાં પ્રકટન" નામના આ પુસ્તકમાં આપણને અનોખી અને અતિશય પ્રેમાળ પવિમલ પમરાવતી ભક્તિના સંપર્કમાં આવવાના વિશિષ્ટ અધિકારનો અનુભવ મળે છે. જેની ખાતર જ એ લખે છે એવી એની-અમે તે કાળના, એના પોતાના કે દૂરના ભાવિના-"નખશિખ ખ્રિસ્તી" માટેની ગાઢ આત્મીયતા સ્થિર પ્રકાશથી જ્વલતી રહી છે. તેથી આ પ્રકરણનો અંત એના પોતાના અંતિમ શબ્દોની આણવો એ જ સમુચિત છે: "એ વખતથી એ સ્પષ્ટ થયું કે ઘણીવાર આપણા પ્રભુએ કહેવા ધાર્યું હોય, એ જ લખવાની મને ઇચ્છા થતી. અને પંદર કે એથી વધુ

વર્ષ બાદ પણ મને અમૂર્ત પ્રતીતિમાં જવાબ મળ્યો, "આ વસ્તુમાં રહેલું તત્વ ઈશ્વરનું તત્ત્વ તું સમજીશ? એને બરાબર સમજ: એ તત્ત્વ તે છે પ્રેમ. એ તને કોણે બતાવ્યો? પ્રેમે. એણે તને શા અર્થે બતાવ્યો? પ્રેમને ખાતર. એને તું એને પકડી રાખ. એમાં જ તને અધિક ને અધિક જણાશે. અંત વગરની કોઈ પણ અન્ય વસ્તુને તું એમાં જાણીશ નહિ અથવા ગ્રહણ કરીશ નહિ." આ પ્રમાણે હું શીખી કે પ્રેમ એ આપણા ઈશ્વરનું તત્ત્વ છે. અને આ અને સર્વમાં એ નિશ્ચયપૂર્વક જોયું કે ભગવાને આપણને સર્જ્યાં એ પહેલાં એ આપણને ચાહતો હતો; આ ચાહના કદી શિથિલ થઈ નથી, અથવા થવાની નથી. આ પ્રેમને વશ થઈને જ એણે પોતાનાં બધાં કાર્યો કર્યાં છે, અને આ પ્રેમમાં જ આપણી જિંદગી ચિરસ્થાયી છે. આપણા સર્જનથી જ આપણો આરંભ થયો: પણ એણે આપણું સર્જન જે પ્રેમમાં કર્યું એ તો એનામાં અનાદિકાળથી હતો: એ પ્રેમમાં જ આપણો આરંભ છે. આ બધું આપણે અનન્ત પરમેશ્વરમાં નિહાળીશું. જિસસ આપણને આ વરદાન આપો, ઈતિશમ્.

સમ્પૂર્ણ રીતે અસરકારક હોવા છતાં, નોર્વિચની જુલિયનનો સંદેશ એના જમાનામાં ખૂબ જ ઓછો વ્યાપક બન્યો હતો, કદાચ એ પછી તો એથીય ઓછો વ્યાપક હતો. આ સંદેશ સમય અને પરંપરાની દૃષ્ટિએ ખૂબ જ પ્રાચીન છે; કારણ કે, એની પહેલી અને એકમાત્ર અગ્રછાયા અવિભક્ત ખ્રિસ્તી ધર્મના મહાન પૌર્વાત્ય ધર્મગુરુઓમાં[1] જોવા મળે છે.

1 દા. ત., નિસ્સાના સત ગ્રેગરી.

નહેજ પણ આનાકાની વિના એ લાંબા સુંદર વાળ કાપી નાખીને કૅથલિક પરંપરા પ્રમાણે ભગવાનને પોતાનું સમર્પણ કર્યાનું જાહેર કર્યું. એના માતાપિતા એને એકાંત ઓરડામાં ન રહેવા દેતા, અને એની દાસીને કાઢી મૂકી આ રીતે એમણે પોતાની નાખુશી દર્શાવી. અત્યાર સુધી જે સમય એ ધ્યાનમાં ગાળતી એ હવે ઘરકામમાં લગાડવો પડયો.

આ છોકરી પ્રફુલ્લચિત્તે બધાં કામો કરવા માંડી અને પોતે જાણે નૅઝારેથના પવિત્ર ઘરમાં જ રહેતી હોય એમ એ માનતી. એના પવિત્ર પિતા એ એને મન ઈસુ ખ્રિસ્ત હતા, એની માતા ધન્ય મેરી હતી, અને એના ભાઈબહેનો એ શિષ્યો હતાં. એકવાર ભલો ગાયાકોમો એની બહેનો સાથે એ જે ઓરડામાં રહેતી હતી ત્યાં આવી ચડયો અને જોયું તો પોતાની પુત્રી ઘૂંટણિયે પડી પ્રાર્થના કરી રહી હતી, અને એક સફેદ કબૂતર એના માથા ઉપર ઊડતું હતું. એને મન આ દૈવી એંધાણી હતી ત્યાર બાદ કૅથેરિનને પોતાની ઇચ્છા પ્રમાણે જીવન ગાળવાની છૂટ આપવામાં આવી. એના પિતાએ તેને રસોડાની નીચેનો નાનો ઓરડો કાઢી આપ્યો—જે આજે પણ જેવા મળે છે આ ઓરડો એનું ભોંયરુ બન્યો અને અહીં એકાંતમાં અને અંધા-રામાં શરીરનું દમન કરવા કડક વ્રતો કૅથેરિને ગંભીરપણે આદર્યાં.

એ બને એટલા ઓછા પ્રમાણમાં રોટલો અને કાચાં શાકભાજી ખાતી હતી આ ઉપરાંત એણે એની ઊંઘના કલાક એટલા બધા ઘટાડયા કે છેવટે અડધા-ત્રીસ કલાકમાં માત્ર બે કલાક પણ ભાગ્યે જ સૂતી હતી એણે એના કબૂલાત કરાવનાર પાદરીને કહ્યું એમ "આત્માને વશ કરવાનો આ સૌથી કઠણમાં કઠણ ઉપાય હતો"

કૅથેરિન ડૉમિનિક સંપ્રદાય તરફ પ્રબળપણે ખેંચાઈ અને મૅન્ટેલેટ (સંન્યાસિની) થવાની ઇચ્છા કરી, એ વખતે સાએનાના ડૉમિનિક સંપ્રદાયની સ્ત્રીઓ મૅન્ટેલેટ (Mantellate) તરીકે જાણીતી હતી આ બધી પ્રૌઢ ઉંમરની સ્ત્રીઓ હતી, જેમાં ઘણીખરી વિધવા હતી આ બધી સ્ત્રીઓ ઘેર રહેતી, ખાસ વ્રતો લેતી નહિ પણ પોતાનું જીવન સત્કાર્યો કરવામાં ગાળતી કૅથેરિન યુવાન હોવાથી એને સ્વીકારવામાં આવત કે કેમ એ શંકાસ્પદ હતું પણ કૅથેરિન આ સમયે અછબડાને પરિણામે સહેજ કદરૂપી થઈ હતી અને તેથી અખાડા સંન્યાસિનીઓ એને વિઘ્નકર યુવતી નહીં નહિ એટલું જ નહિ, પણ એને આ કન્યા ખરેખર પવિત્ર સ્વભાવની લાગી. કૅથેરિનને સ્વીકારવામાં આવી, અને ઈ. સ. ૧૩૬૩ની એક સવારે કૅપેલા

રેલે વોલ્ટમાં કૅથેરિનને મૅન્ટેલેટ(Mantellate)ની દીક્ષા આપવામાં આવી અને એના આનંદ વચ્ચે સંન્યાસિનીનાં પરિધાન પહેરાવવામાં આવ્યાં.

દેવળ જવાનો સમય બાદ કરતાં એ પોતાના ભોંયરામાં જ રહેતી અને ઈશ્વર-સાક્ષાત્કાર પંથે વળવા માટે આત્મજ્ઞાની થવું જરૂરી હતું, તેથી એને માટે અનિવાર્ય પૂર્વતૈયારી તરીકે આત્મવિશુદ્ધિના પ્રયત્નોમાં પોતાની જાતને દોરતી. એના 'સંવાદ'માં ઈશ્વરી અવાજ કહે છેઃ "હું તારો અનાદિ પિતા તને જવાબમાં કહું છું કે આ જ રસ્તો છે, જો તું મારા સંપૂર્ણ જ્ઞાનને અને આનંદસ્વરૂપને પ્રાપ્ત કરીશ તો તું કદી પણ આત્મજ્ઞાનથી વિમુખ નહિ થાય...પછી આત્મજ્ઞાની બનીને તું તારી જાતને નમ્ર બનાવીશ, અને તું જોઈશ કે તું સ્વતંત્રપણે તારામાં હસ્તી ધરાવતી નથી; કારણ કે તારી સમગ્ર હસ્તી મારામાંથી ઉદ્ભવેલી છે અને હું તને અને બીજાંઓને તું અસ્તિત્વમાં આવી એ પહેલાંથી ચાહું છું, એમ તને જણાશે."

"ચાલો, આપણે આત્મજ્ઞાનના ભોંયરામાં પ્રવેશ કરીએ." આ શબ્દો આપણને કૅથેરિનના પત્રોમાં વારંવાર વાંચવા મળે છે, અને આ શબ્દો ભોંયરાના જીવનનો એને મન શો અર્થ હતો એ દર્શાવે છે. એમાં રહીને એ પ્રભુ સાથેના પ્રત્યક્ષ સાહચર્યમાં આનંદમગ્ન રહેતી. ઘણીવાર એના આ ઓરડામાં ઇવૅન્જેલિસ્ટ (Evangelist) સંત જૉન, મેરી મેગ્ડેલીન, સંત ડોમિનિક અથવા એકાદ દેવદૂત જેવાં અગ્નિમિત્રોથી વીંટળાયેલા પ્રભુ ખ્રિસ્ત એને મળસ્કે દર્શન આપતા. આનંદમસ્તીમાં સ્વર્ગીય સંગીતના સૂરોને સાંભળતી અને સ્વર્ગીય ફૂલોને સૂંઘતી કૅથેરિનનું વર્ણન આપણને વાંચવા મળે છે. ઈસુ ખ્રિસ્ત માટેનો એનો પ્રેમ સ્ત્રીહૃદયની સંપૂર્ણ આત્મ-નિવેદનની બધી જરૂરિયાતને સંતોષતો હતો, અને એનું સુકુમાર શરીર છેવટે એમાં કુરબાન થયું.

એકવાર જ્યારે એ પોતાના ભોંયરામાં આધ્યાત્મિક ભક્તિથી સોલોમનનું રચેલું ભજન (Canticle) ગાતી હતી, ત્યારે ઈસુ ખ્રિસ્ત દેખાયા અને એને અકથ્ય મધુરતાથી ભરી દેતું ચુંબન કર્યું. એથી એણે પ્રભુને પૂછ્યું કે, "હું શું કરું કે જેથી કદી આપના પ્રત્યે બેધ્યાન કે બેવફા ન બનું?"

આ ભોંયરામાં અનેક વર્ષો ગાળ્યા પછી, બાવીશ વર્ષની વયે કૅથેરિન ધીમેધીમે અને માંડમાંડ વાંચતાં શીખી. આ આવડત એના સમયમાં વ્યાપક ન હતી. એના પત્રોમાં આપણને સુવાર્તાઓ (Gospels) અને શાસ્ત્ર(Epistles)નું જ્ઞાન દેખાઈ આવે છે, પણ એનો મુખ્ય શોખ હતો સ્તોત્રસંગ્રહ(Breviary)ના વાચનનો.

હેવે વોર્ડમાં કૅથેરિનને મૅન્ટેલેટ(Mantellate)ની દીક્ષા આપવામાં આવી અને એના આનંદ વચ્ચે સંન્યાસિનીનાં પરિધાન પહેરાવવામાં આવ્યાં.

દેવળ જવાનો સમય બાદ કરતાં એ પોતાના ઓરડામાં જ રહેતી અને ઈશ્વર-સાક્ષાત્કાર પંથે વળવા માટે આત્મજ્ઞાની થવું જરૂરી હતું, તેથી એને માટે અનિવાર્ય પૂર્વતૈયારી તરીકે આત્મવિશુદ્ધિના પ્રયત્નોમાં પોતાની જાતને દોરતી. એના 'સંવાદ'માં ઈશ્વરી અવાજ કહે છે: "હું તારો અનાદિ પિતા તને જણાવવા કહું છું કે આ જ રસ્તો છે, જો તુ મારા સંપૂર્ણ જ્ઞાનને અને આનંદસ્વરૂપને પ્રાપ્ત કરીશ તો તું કદી પણ આત્મજ્ઞાનથી વિમુખ નહિ થાય...પછી આત્મજ્ઞાની બનીને તું તારી જાતને નમ્ર બનાવીશ, અને તું જોઈશ કે તું સ્વતંત્રપણે તારામાં હસ્તી ધરાવતી નથી; કારણ કે તારી સમગ્ર હસ્તી મારામાથી ઉદ્‌ભવેલી છે અને હું તને અને બીજાઓને તુ અસ્તિત્વમા આવી એ પહેલાંથી ચાહું છું, એમ તને જણાશે."

"ચાલો, આપણે આત્મજ્ઞાનના ઓરડામા પ્રવેશ કરીએ." આ શબ્દો આપણને કૅથેરિનના પત્રોમા વારવાર વાચવા મળે છે, અને આ શબ્દો ઓરડાના જીવનનો એને મન શો અર્થ હતો એ દર્શાવે છે. એમા રહીને એ પ્રભુ સાથેના પ્રત્યક્ષ સાહચર્યમા આનંદમગ્ન રહેતી. ઘણીવાર એના આ ઓરડામાં ઈવૅન્જેલિસ્ટ (Evangelist) સત જૉન, મેરી મૅગ્ડેલીન, સંત ડોમિનિક અથવા એકાદ દેવદૂત જેવા સમિત્રોથી વીંટળાયેલા પ્રભુ ખ્રિસ્ત એને મળસ્કે દર્શન આપતા. આનંદમસ્તીમાં સ્વર્ગીય સગીતના સૂરોને સાભળતી અને સ્વર્ગીય ફૂલોને સૂંઘતી કૅથેરિનનુ વર્ણન આપણને વાંચવા મળે છે ઇસુ ખ્રિસ્ત માટેનો એનો પ્રેમ ત્રીહૃદયની સંપૂર્ણ આત્મ-નિવેદનની બધી જરૂરિયાતને સંતોષતો હતો, અને એનુ સુકુમાર શરીર છેવટે એમાં કુરબાન થયું

એકવાર જ્યારે એ પોતાના ઓરડામાં આધ્યાત્મિક ભક્તિથી સૉલોમનનુ રચેલું ભજન (Canticle) ગાતી હતી, ત્યારે ઇસુ ખ્રિસ્ત દેખાયા અને એને અકથ્ય મધુરતાથી ભરી દેતુ ચુબન કર્યું. એથી એણે પ્રભુને પૂછ્યું કે, "હું શુ કરું કે જેથી કદી આપના પ્રત્યે બેધ્યાન કે બેવફા ન બનું?"

આ ઓરડામા અનેક વર્ષો ગાળ્યા પછી, બાવીશ વર્ષની વયે કૅથેરિન ધીમેધીમે અને માંડમાંડ વાચતાં શીખી. આ આવડત એના સમયમા વ્યાપક ન હતી. એના પત્રોમાં આપણને સુવાર્તાઓ (Gospels) અને શાસ્ત્ર(Epistles)નું જ્ઞાન દેખાઈ આવે છે, પણ એનો મુખ્ય શોખ હતો સ્તોત્રસંગ્રહ(Breviary)ના વાચનનો.

રહેવે વોટ્ટેમાં કૅથેરિનને મૅન્ટેલેટ(Mantellate)ની દીક્ષા આપવામાં આવી અને એના આનંદ વચ્ચે સંન્યાસિનીનાં પરિધાન પહેરાવવામાં આવ્યાં.

દેવળ જવાનો સમય બાદ કરતાં એ પોતાના ભોંયરામાં જ રહેતી અને ઈશ્વર–સાક્ષાત્કાર પંથે વળવા માટે આત્મજ્ઞાની થવું જરૂરી હતું, તેથી એને માટે અનિવાર્ય પૂર્વતૈયારી તરીકે આત્મવિશુદ્ધિના પ્રયત્નોમાં પોતાની જાતને દોરતી. એના 'સંવાદ'માં ઈશ્વરી અવાજ કહે છેઃ "હું તારો અનાદિ પિતા તને જવાબમાં કહું છું કે આ જ રસ્તો છે, જો તુ મારા સંપૂર્ણ જ્ઞાનને અને આનંદસ્વરૂપને પ્રાપ્ત કરીશ તો તું કદી પણ આત્મજ્ઞાનથી વિમુખ નહિ થાય...પછી આત્મજ્ઞાની બનીને તું તારી જાતને નમ્ર બનાવીશ, અને તું જેઈશ કે તું સ્વતંત્રપણે તારામાં હસ્તી ધરાવતી નથી; કારણ કે તારી સમગ્ર હસ્તી મારામાંથી ઉદ્ભવેલી છે અને હું તને અને બીજાઓને તું અસ્તિત્વમાં આવી એ પહેલાથી ચાહું છું, એમ તને જણાશે."

"ચાલો, આપણે આત્મજ્ઞાનના ભોંયરામાં પ્રવેશ કરીએ." આ શબ્દો આપણને કૅથેરિનના પત્રોમાં વારંવાર વાંચવા મળે છે, અને આ શબ્દો ભોંયરાના જીવનનો એને મન શો અર્થ હતો એ દર્શાવે છે. એમાં રહીને એ પ્રભુ સાથેના પ્રત્યક્ષ સાહચર્યમાં આનંદમગ્ન રહેતી. ઘણીવાર એના આ ઓરડામાં ઈવૅન્જેલિસ્ટ (Evangelist) સંત જૉન, મેરી મેગ્ડેલીન, સંત ડોમિનિક અથવા એકાદ દેવદૂત જેવા સન્મિત્રોથી વીંટળાયેલા પ્રભુ ખ્રિસ્ત એને મળસ્કે દર્શન આપતા. આનંદમસ્તીમાં સ્વર્ગીય સંગીતના સૂરોને સાંભળતી અને સ્વર્ગીય ફૂલોને સૂંઘતી કૅથેરિનનું વર્ણન આપણને વાંચવા મળે છે. ઈસુ ખ્રિસ્ત માટેનો એનો પ્રેમ સ્રીહૃદયની સંપૂર્ણ આત્મ-નિવેદનની બધી જરૂરિયાતને સંતોષતો હતો, અને એનું સુકુમાર શરીર છેવટે એમાં કુરબાન થયુ.

એકવાર જ્યારે એ પોતાના ભોંયરામાં આધ્યાત્મિક ભક્તિથી સોલોમનનુ સ્તોત્ર ભજન (Canticle ) ગાતી હતી, ત્યારે ઈસુ ખ્રિસ્ત દેખાયા અને એને અકથ્ય મધુરતાથી ભરી દેતું ચુંબન કર્યું. એથી એણે પ્રભુને પૂછ્યું કે, "હું શુ કરું કે જેથી કદી આપના પ્રત્યે બેધ્યાન કે બેવફા ન બનું?"

આ ભોંયરામાં અનેક વર્ષો ગાળ્યા પછી, બાવીશ વર્ષની વયે કૅથેરિન ધીમેધીમે અને માંડમાંડ વાંચતા શીખી. આ આવડત એના સમયમાં વ્યાપક ન હતી. એના પત્રોમાં આપણને સુવાર્તાઓ ( Gospels ) અને શાસ્ત્ર(Epistles)નું જ્ઞાન દેખાઈ આવે છે, પણ એનો મુખ્ય શોખ હતો સ્તોત્રસંગ્રહ( Breviary )ના વાંચનનો.

ઉંચે વોલ્ટેમાં કૅથેરિનને મૅન્ટેલેટ( Mantellate )ની દીક્ષા આપવામાં આવી અને એના આનંદ વચ્ચે સંન્યાસિનીનાં પરિધાન પહેરાવવામાં આવ્યાં.

દેવળ જવાનો સમય બાદ કરતાં એ પોતાના ભોંયરામાં જ રહેતી અને ઈશ્વર-સાક્ષાત્કાર પંથે વળવા માટે આત્મજ્ઞાની થવું જરૂરી હતું, તેથી એને માટે અનિવાર્ય પૂર્વતૈયારી તરીકે આત્મવિશુદ્ધિના પ્રયત્નોમાં પોતાની જાતને દોરતી. એના 'સંવાદ'માં ઈશ્વરી અવાજ કહે છે "હું તારો અનાદિ પિતા તને જ્વાબમાં કહું છું કે આ જ રસ્તો છે, જો તુ મારા સંપૂર્ણ જ્ઞાનને અને આનંદસ્વરૂપને પ્રાપ્ત કરીશ તો તું કદી પણ આત્મજ્ઞાનથી વિમુખ નહિ થાય...પછી આત્મજ્ઞાની બનીને તું તારી જાતને નમ્ર બનાવીશ, અને તું જોઈશ કે તું સ્વતંત્રપણે તારામાં હસ્તી ધરાવતી નથી; કારણ કે તારી સમગ્ર હસ્તી મારામાંથી ઉદ્‌ભવેલી છે અને હું તને અને બીજાઓને તુ અસ્તિત્વમા આવી એ પહેલાંથી ચાહું છુ, એમ તને જણાશે."

"ચાલો, આપણે આત્મજ્ઞાનના ભોંયરામાં પ્રવેશ કરીએ." આ શબ્દો આપણને કૅથેરિનના પત્રોમાં વારંવાર વાંચવા મળે છે, અને આ શબ્દો ભોંયરાના જીવનનો એને મન શો અર્થ હતો એ દર્શાવે છે. એમા રહીને એ પ્રભુ સાથેના પ્રત્યક્ષ સાહચર્યમા આનંદમગ્ન રહેતી. ઘણીવાર એના આ ઓરડામાં ઈવૅન્જેલિસ્ટ (Evangelist) સત જૉન, મેરી મેગ્ડેલીન, સત ડૉમિનિક અથવા એકાદ દેવદૂત જેવાં સન્મિત્રોથી વીંટળાયેલા પ્રભુ ખ્રિસ્ત એને મળસ્કે દર્શન આપતા. આનંદમસ્તીમાં સ્વર્ગીય સંગીતના સૂરોને સાંભળતી અને સ્વર્ગીય ફૂલોને સૂંઘતી કૅથેરિનનુ વર્ણન આપણને વાંચવા મળે છે. ઈસુ ખ્રિસ્ત માટેનો એનો પ્રેમ સ્ત્રીહૃદયની સંપૂર્ણ આત્મ-નિવેદનની બધી જરૂરિયાતને સંતોષતો હતો, અને એનુ સુકુમાર શરીર છેવટે એમા કુરબાન થયું.

એકવાર જ્યારે એ પોતાના ભોંયરામા આધ્યાત્મિક ભક્તિથી સોલોમનનુ સ્તોત્ર ભજન (Canticle ) ગાતી હતી, ત્યારે ઈસુ ખ્રિસ્ત દેખાયા અને એને અકથ્ય મધુરતાથી ભરી દેતું ચુંબન કર્યું. એથી એણે પ્રભુને પૂછ્યું કે, "હું શુ કરું કે જેથી કદી આપના પ્રત્યે બેધ્યાન કે બેવફા ન બનું?"

આ ભોંયરામાં અનેક વર્ષો ગાળ્યા પછી, બાવીશ વર્ષની વયે કૅથેરિન ધીમેધીમે અને માંડમાંડ વાચનાં શીખી. આ આવડત એના નમયમાં વ્યાપક ન હતી. એના પત્રોમાં આપણને સુવાર્તાઓ ( Gospels ) અને શાસ્ત્ર(Epistles)નું જ્ઞાન દેખાઈ આવે છે, પણ એનો મુખ્ય શોખ હતો સ્તોત્રસંગ્રહ( Breviary )ના વાચનનો.

વર્ણન કરતાં એ અવસ્થામાં એના "અવયવો કેટલા અક્કડ થઈ જતા, આંખો મીંચાઈ જતી અને શરીર ફૂલ જેવું ફોરું બનીને અદ્ધર ઊંચકાઈને મધુરી સુગંધ ફેલાવતું," એમ જણાવે છે. પ્રભુ ખ્રિસ્ત સાથેના ઐક્યની મસ્તી માણનાર આ જ કૅથેરિને પાછળથી યુરોપમાં ફાટી નીકળેલા અને વસતિને ભરખી જતા મરકીના રોગચાળા દરમિયાન સેવાનો ભેખ લેનાર સ્ત્રીપુરુષોનું સંચાલન કર્યું. શહેરના ખૂબ જ રોગગ્રસ્ત ભાગોમાં, રુગ્ણાલયોમાં, શેરીઓમાં ફરતાં અને ઘણીવાર કાળ થઈ ગયેલા મૃતદેહોને પોતાના હાથે દાટતી વખતે, શાંત અને ગંભીર કૅથેરિન પોતાનું કાર્ય ચાલુ રાખતી અને બીમારો અને મરતાં માણસોને આશ્વાસન અને શાતા આપ્યે જતી હતી.

રાજ્યકારણમાં કૅથેરિને કરેલી પ્રવૃત્તિઓનું અવલોકન કરીએ તે પહેલાં એની પૂર્વ-ભૂમિકા તરીકે તત્કાલીન સામાન્ય પરિસ્થિતિનું વર્ણન આપવું ઠીક પડશે.

ઈ. સ. ૧૩૦૫થી પોપોએ અમરનગર (Eternal city) છોડ્યું હતું અને રોન નદીના કિનારા ઉપર આવેલા એવિનોનમાં આવીને રહ્યા, ત્યારથી પોપની સત્તા હેઠળનાં બધાં રાજ્યો અંતર્યુદ્ધોથી જર્જરિત થવા લાગ્યાં હતાં; રોમનાં પોતાનાં દેવળો અને મઠો ત્વરિતપણે ખંડેરો થતાં જતાં હતાં. ગરીબોનું શોષણ કરીને, અસાધારણ વૈભવથી જીવતા પાદરીઓમાં સડો, શિથિલતા અને દુર્ગુણો ફાલ્યા હતા.

ફરીથી રોમમાં પોપના સામ્રાજ્યનું પુનર્સ્થાપન કરવાનો પ્રયત્ન કરનાર પ્રથમ પોપ અર્બન પાંચમો હતો અને ફ્રેંચ રાજા અને કાર્ડિનલોનો વિરોધ હોવા છતાં,

અડગ હિંમતપૂર્વક અને સ્વેચ્છાએ કાળજીપૂર્વક એના પગલે અનુસરો અને કદી આ રસ્તાને સુખ માટે કે દુ:ખ માટે છોડશો નહિ, પણ ઠેઠ સુધી એને વળગી રહો." આ પત્રમાં કૅથેરિને પ્રથમવાર દેવળના સર્વોપરી સંચાલનમાં હસ્તક્ષેપ કર્યો. સાયેનાના એક રંગારાની નિરક્ષર પુત્રી, સાવ નિર્દોષભાવે—અરે, ખૂબ આદરપાત્ર રીતે પોપને સંબોધતી વખતે પોતાના પત્રોમાં "મારા મધુર બબ્બુ"[1] એવાં એવાં સંબોધનો વાપરે એ જ એનામાંથી પ્રગટતા આધ્યાત્મિક વર્ચસ્વના પુરાવારૂપ છે. એનામાં સત્યનું તેજ એટલું તો પ્રબળ હતું કે ફ્રાંસના રાજાને લખતી વખતે એ ઈશ્વરના પક્ષે પોતાની જાતનો વારંવાર ઉલ્લેખ કરતાં જણાવે છે કે, "ભગવાનની અને મારી ઇચ્છાને અનુસરો," અથવા પોપને લખતી વખતે લખે છે: "ભગવાનની ઇચ્છાને અને મારા આત્માની ઉત્કટ ઝંખનાને પરિપૂર્ણ કરો."

વિવિધ ધાર્મિક મંડળીઓ વચ્ચેના કલહો ઉપરાંત, પોપના સામ્રાજ્ય અને ટસ્કન રાજ્યો વચ્ચે લડાઇ ચાલતી હતી. કૅથેરિને પોપના વર્ચસ્વ સામે બંડ ઉઠાવતા બળવાખોરોને ઠપકો આપ્યો અને પોપને ધર્મયુદ્ધ કરવા વીનવ્યો. ઈ. સ. ૧૩૭૩માં જ્યારે ધર્મયુદ્ધની જાહેરાત કરી ત્યારે એણે એને પૂરો ટેકો આપ્યો.

એ દિવસોમાં પોપના વર્ચસ્વ નીચે આવેલા રાજકારણમાં, કૅથેરિનના પગપેસારાએ એને બહુ ટીકાપાત્ર બનાવી. ઈ. સ. ૧૩૭૪માં એને ફ્લૉરેન્સમાં ડોમિનિક સંપ્રદાયની સામાન્ય સભા સમક્ષ ખડી કરવામાં આવી, અને ત્યાં એની પાસેથી એની જાતનો અને એના ઉપદેશોનો જવાબ માગવામાં આવ્યો. આ અરસામાં એના માર્ગદર્શક અને કબૂલાત કરાવનાર પાદરી તરીકે નિમાયેલા કેપુઆના રેમંડની દેખરેખ નીચે આ આખી તપાસ કરવામાં આવી. એને કૅથેરિનની અસાધારણ પવિત્રતાની ખાતરી થઈ હતી અને આધ્યાત્મિક બાબતોમાં પોતાના કરતાં એની ઉત્કૃષ્ટતા જોઈને એ કૅથેરિનના શેષ જીવન દરમિયાન એના પડખે રહ્યો હતો.

પોપના અધિકારીઓમાં પેઠેલો સડો અને એમનો જુલમ એટલી હદે વધ્યા હતા કે ફ્લૉરેન્સના લોકોએ વિદ્રોહ કર્યો અને ઈ.સ.૧૩૭૫ સુધીમાં બીજાં આઠ શહેરો પોપ વિરુદ્ધના સંઘમાં જોડાયાં. ફ્લૉરેન્સના નાગરિકો પ્રત્યે પોપે કરેલા અન્યાયો માટે કૅથેરિનનું હૃદય દ્રવતું હતું, છતાં પોપ કદી ભૂલ ન કરે એમ એ માનતી હોવાથી એની સામે બળવો કરવો એ ઘાતકી પાપ હતું, માત્ર જો આ પવિત્ર પિતા ઇટલીમાં આવે તો! એણે વિમાસણમાં પડેલા ગ્રેગરીને લખ્યું, "બહાદુર બનીને

[1] ડૅડી (Daddy) એ આનો અંગ્રેજી પર્યાય થઈ શકે છે; (બાપુ–ગુજરાતી)

વર્ણન કરતાં એ અવસ્થામાં એના "અવયવો કેટલા અક્કડ થઈ જતા, આંખો મીંચાઈ જતી અને શરીર ફૂલ જેવું ફોરું બનીને અંદર ઊંચકાઈને મધુરી સુગંધ ફેલાવતું," એમ જણાવે છે. પ્રભુ ખ્રિસ્ત સાથેના ઐક્યની મસ્તી માણનાર આ જ કૅથેરિને પાછળથી યુરોપમાં ફાટી નીકળેલા અને વસતિને ભરખી જતા મરકીના રોગચાળા દરમિયાન સેવાનો ભેખ લેનાર સ્ત્રીપુરુષોનું સંચાલન કર્યું. શહેરના ખૂબ જ રોગગ્રસ્ત ભાગોમાં, રુગ્ણાલયોમાં, શેરીઓમાં ફરતાં અને ઘણીવાર કાળ થઈ ગયેલા મૃતદેહોને પોતાના હાથે દાટતી વખતે, શાંત અને ગંભીર કૅથેરિન પોતાનું કાર્ય ચાલુ રાખતી અને બીમારો અને મરતાં માણસોને આશ્વાસન અને રાહત આપ્યે જતી હતી.

રાજ્યકારણમાં કૅથેરિને કરેલી પ્રવૃત્તિઓનું અવલોકન કરીએ તે પહેલાં એની પૂર્વ-ભૂમિકા તરીકે તત્કાલીન સામાન્ય પરિસ્થિતિનું વર્ણન આપવું ઠીક પડશે.

ઈ. સ. ૧૩૦૫થી પોપોએ અમરનગર (Eternal city) છોડ્યું હતું અને રોન નદીના કિનારા ઉપર આવેલા એવિનોનમાં આવીને રહ્યા, ત્યારથી પોપની સત્તા હેઠળનાં બધાં રાજ્યો આંતર્યુદ્ધોથી જર્જરિત થવા લાગ્યાં હતાં; રોમનાં પોતાનાં દેવળો અને મઠો ત્વરિતપણે ખંડેરો થતાં જતા હતાં ગરીબોનું શોષણ કરીને, અસાધારણ વૈભવથી જીવતા પાદરીઓમાં સડો, શિથિલતા અને દુર્ગુણો ફાલ્યા હતા.

ફરીથી રોમમા પોપના સામ્રાજ્યનુ પુનર્સ્થાપન કરવાનો પ્રયત્ન કરનાર પ્રથમ પોપ અર્બન પાચમો હતો અને ફ્રેંચ રાજા અને કાર્ડિનલોનો વિરોધ હોવા છતા, એણે ઈ. સ. ૧૩૬૭ના એપ્રિલની ત્રીસમી તારીખે એવિનોન છોડ્યુ. લોકોની ખુશાલી વચ્ચે, ઈસુ ખ્રિસ્તનો પૃથ્વી ઉપરનો પ્રતિનિધિ આ પવિત્ર શહેરમાં આવી પહોંચ્યો હતો. એણે ઑક્ટોબરની સોળમી તારીખે રોમમાં વિધિસર પ્રવેશ કર્યો જો કે અર્બને ઈ.સ. ૧૩૭૦માં ઇટલી છોડ્યું અને એ જ વર્ષે એ મૃત્યુ પામ્યો. બીજો એક ફ્રેન્ચ અગિયારમા ગ્રેગરી તરીકે પોપના સિંહાસન ઉપર આવ્યો કૅથેરિનના મતે, પોપ ખરેખર પૃથ્વી ઉપરનો ઈસુ ખ્રિસ્તનો પ્રતિનિધિ હતો; એ કદી ભૂલ કરે જ નહિ, એ વાત નિ:શંક હતી, અને કૅથલિક દેવળ ખ્રિસ્ત સાથે આધ્યાત્મિક વિવાહથી જોડાયેલું હતું તેથી ખ્રિસ્તના પ્રતિનિધિને એની પવિત્ર થાપણ પ્રત્યે બેવફા બનેલો જોઈ એને બહુ દુઃખ થયું.

તેથી આપણે ઈ. સ. ૧૩૭૨મા જ્યારે કૅથેરિનને એની પચ્ચીસ વર્ષની ઉંમરે સમર્થ પોપને લખતી જોઈએ છીએ: "એથી હું ઇચ્છું છું અને પ્રાર્થું છું કે ઈસુ ખ્રિસ્તના લોહીથી પાપરહિત બનેલા તમે સાચા સેવક અને પુત્રને છાજે એ રીતે

અડગ હિંમતપૂર્વક અને સ્વેચ્છાએ કાળજીપૂર્વક એના પગલે અનુસરો અને કદી આ રસ્તાને સુખ માટે કે દુઃખ માટે છોડશો નહિ, પણ ઠેઠ સુધી એને વળગી રહો." આ પત્રમાં કૅથેરિને પ્રથમવાર દેવળના સર્વોપરી સંચાલનમાં હસ્તક્ષેપ કર્યો. સાયેનાના એક રંગારાની નિરક્ષર પુત્રી, સાવ નિર્દોષભાવે–અરે, ખૂબ આદર-પાત્ર રીતે પોપને સંબોધતી વખતે પોતાના પત્રોમાં "મારા મધુર બબ્બુ"[1] એવાં એવાં સંબોધનો વાપરે એ જ એનામાંથી પ્રગટતા આધ્યાત્મિક વર્ચસ્વના પુરાવા-રૂપ છે. એનામાં સત્યનું તેજ એટલું તો પ્રબળ હતું કે ફ્રાંસના રાજાને લખતી વખતે એ ઈશ્વરના પક્ષે પોતાની જાતનો વારંવાર ઉલ્લેખ કરતાં જણાવે છે કે, "ભગવાનની અને મારી ઇચ્છાને અનુસરો," અથવા પોપને લખતી વખતે લખે છે: "ભગવાનની ઇચ્છાને અને મારા આત્માની ઉત્કટ ઝંખનાને પરિપૂર્ણ કરો."

વિવિધ ધાર્મિક મંડળીઓ વચ્ચેના કલહો ઉપરાંત, પોપના સામ્રાજ્ય અને રસ્કન રાજ્યો વચ્ચે લડાઈ ચાલતી હતી. કૅથેરિને પોપના વર્ચસ્વ સામે બંડ ઉઠાવતા બળવાખોરોને ઠપકો આપ્યો અને પોપને ધર્મયુદ્ધ કરવા વીનવ્યો. ઈ. સ. ૧૩૭૩માં જ્યારે ધર્મયુદ્ધની જાહેરાત કરી ત્યારે એણે એને પૂરો ટેકો આપ્યો.

એ દિવસોમાં પોપના વર્ચસ્વ નીચે આવેલા રાજકારણમાં, કૅથેરિનના પગપેસારાએ એને બહુ ટીકાપાત્ર બનાવી. ઈ. સ. ૧૩૭૪માં એને ફ્લોરેન્સમાં ડોમિનિક સંપ્રદાયની સામાન્ય સભા સમક્ષ ખડી કરવામાં આવી, અને ત્યાં એની પાસેથી એની જાતનો અને એના ઉપદેશોનો જવાબ માગવામાં આવ્યો. આ અરસામાં એના માર્ગદર્શક અને કબૂલાત કરાવનાર પાદરી તરીકે નિમાયેલા કેપુઆના રેમંડની દેખ-રેખ નીચે આ આખી તપાસ કરવામાં આવી. એને કૅથેરિનની અસાધારણ પવિત્રતાની ખાતરી થઈ હતી અને આધ્યાત્મિક બાબતોમાં પોતાના કરતાં એની ઉત્કૃષ્ટતા જોઈને એ કૅથેરિનના શેષ જીવન દરમિયાન એના પડખે રહ્યો હતો.

પોપના અધિકારીઓમાં પેઠેલા સડો અને એમનો જુલમ એટલી હદે વધ્યાં હતા કે ફ્લોરેન્સના લોકોએ વિદ્રોહ કર્યો અને ઈ.સ. ૧૩૭૫ સુધીમાં બીજાં આઠ શહેરો પોપ વિરુદ્ધના સંઘમાં જોડાયાં. ફ્લોરેન્સના નાગરિકો પ્રત્યે પોપે કરેલા અન્યાયો માટે કૅથેરિનનું હૃદય દ્રવતું હતું, છતાં પોપ કદી ભૂલ ન કરે એમ એ માનતી હોવાથી એની સામે બળવો કરવો એ ઘાતકી પાપ હતું, માત્ર જો આ પવિત્ર પિતા ઇટલીમાં આવે તો! એણે વિમાસણમાં પડેલા ગ્રેગરીને લખ્યું "બહાદુર બનીને

---

૧ ડૅડી (Daddy) એ આનો અંગ્રેજી પર્યાય થઈ શકે છે; (અનુ-ગુજરાતી)

આવો, પણ તમારી જિંદગીની કિંમત સમજતા હો તો સમજી જઈને શસ્ત્રસજ્જ માણસો સાથે ન આવતા, પણ તમારા હાથમાં ક્રૉસ લઈને નમ્ર ઘેટાની જેમ આવો."

પણ પોપે ઈટલીમાં, જે પાછળથી કલીમેંટ સાતમો બનવાનો હતો, એ કાર્ડિનલની સરદારી નીચે ભાડૂતી સૈનિકોને મોકલ્યા અને એ સેસેનાની ક્રૂર કતલ શરૂ થઈ. કૅથેરિન ફ્લોરેન્સવાસીઓને નમતું જોખવા માટે અને ગ્રેગરીને ક્ષમા આપવા માટે વીનવતી દેખાય છે. એવિનોન જઈને પોપ પાસે પોતાનો અહેવાલ રજૂ કરવા માટે, દૂતનું કામ સ્વીકારવા ફ્લોરેન્સવાસીઓએ અંતે કૅથેરિનને વિનતિ કરી.

વફાદાર અનુયાયીઓના સમૂહ સાથે કૅથેરિન ઈ.સ. ૧૩૭૬ના જૂન માસમાં ઍવિનૉન આવી પહોંચી. દુભાષિયા તરીકે કેપુઆનો રેમંડ સાથે હતો. કૅથેરિને ફ્લોરેન્સવાસીઓની તરફેણમાં એવી સરસ દલીલો કરી અને એની ગહન આધ્યાત્મિકતા એટલી તો અસરકારક નીવડી કે, પોપે બધી જ વાતનો દોર સમગ્રપણે એના હાથમાં સોંપી દીધો બ્રધર રેમંડ વર્ણવે છે તેમ, પોપે કહ્યું કે, "હું સાચા હૃદયથી શાંતિ ઈચ્છુ છું એ દર્શાવવા માટે નિરાકરણ લાવવાનો બધો ભાર હું તમારા હાથમાં સોંપું છુ, કેવળ એટલુ જ કહું છું કે દેવળના સન્માનનું રક્ષણ થાય એવું કરજો."

અચકત અને ઢીલા ગ્રેગરીને એવિનોનના જીવનના વૈભવો અને વિલાસો—છોડવાનુ અને રોમમાં એના સાચા સિંહાસન ઉપર બિરાજવાનું સમજાવવામાં કૅથેરિન સફળ થઈ. ઘણી આનાકાની અને ખૂબ અનિશ્ચય બાદ, છેવટે પોપ ઈ.સ. ૧૩૭૭ના જાન્યુઆરીમાં રોમમા આવ્યો અને કૅથેરિનની ઇચ્છા પૂર્ણ થઈ.

ઈ.સ. ૧૩૭૮માં આપણે ફરીથી એને શાંતિસ્થાપક તરીકે ભાગ ભજવતી જોઈએ છીએ. એ વખતે ગ્રેગરીએ એને ફ્લોરેન્સમાં રાજકાર્ય અંગે મોકલી. કૅથેરિન ફ્લોરેન્સવાસીઓ અને પોપ વચ્ચે સમાધાન કરાવવામાં સફળ નીવડી, પણ આ કામમાં એ પોતે શહીદ થતાંથતાંમાં બચી ગઈ. શસ્ત્રસજ્જ ટોળાની વચ્ચે પોતાનું ગળું ખુલ્લું કરીને પોતાને મારી નાખવા એણે નેતાને હુકમ કરતાં કહ્યું: "હું કૅથેરિન છું, ભગવાન જે કરવા દે તે મને કરો; પણ મારી વિનતિ છે કે ભગવાનને ખાતર, તમે મારી સાથેના કોઈને પણ ઇજા ન પહોંચાડો." આ શબ્દો સાંભળતાં મૂંઝવણમાં પડેલું ટોળું વિખરાઈ ગયું.

ઈ.સ. ૧૩૭૮માં ગ્રેગરી મૃત્યુ પામ્યો, અને એક ઇટાલિયન પોપ તરીકે ચૂંટાઈ આવ્યો, એણે અર્બન છઠ્ઠો એ નામ ધારણ કર્યું, એના સમયમાં પ્રખર સંપ્રદાયભેદ (Great Schism) શરૂ થયો. સુધારાના પ્રયત્નો કરવામાં તે ખૂબ ઉત્સાહી

હતો, પણ એ રીતભાતમાં કર્કશ અને આચરણમાં ઝનૂની હતો: તેથી આપ-
ણને કૅથેરિન એને લખતી અને વીનવતી જોવા મળે છે કે "કુદરત તમારામાં પ્રેરે
છે એ અતિશય ચપળ વૃત્તિઓને સહેજ કાબૂમાં રાખો." પણ એની વીનવણી હવે
વ્યર્થ ગઈ: અને વિરુદ્ધ જૂથે અર્બનને ખ્રિસ્તવિરોધી જાહેર કર્યો અને જીનિવાના
રોબર્ટને એના ટેકેદારોએ ક્લીમેંટ સાતમા 'પોપ' તરીકે ચૂંટયો.

બાહ્ય દુનિયાના જેના બધા પ્રયત્નોનો ઉદ્દેશ ખ્રિસ્તી જગતનાં વિસંવાદી જૂથો
વચ્ચે ઐક્ય સ્થાપવા માટેનો હતો, એવી કૅથેરિનને આથી બહુ કઠોર આઘાત લાગ્યો.
ઈ.સ. ૧૩૭૮ના નવેંબર માસમાં અર્બને એને રોમમાં બોલાવી અને લગભગ
ચાલીસ અનુયાયીઓ અને મિત્રો સાથે એ ત્યાં આવી. ભિક્ષાને આધારે જ
વૃત્તિ ચલાવવાના એના વ્રતને લીધે અનુયાયીઓને ઘણી વાર ભૂખે મરવું પડતું. એને
તરત જ અર્બનની હાજરીમાં બોલાવવામાં આવી. ત્યારે એણે, જે પવિત્ર સાધુઓ
અને સંન્યાસીઓનું પ્રાર્થનામાં વીતેલું જીવન ખ્રિસ્તી ધર્મનાં ઉત્કૃષ્ટ તત્ત્વોના નિચોડ-
રૂપ હતું, તે બધાને રોમ બોલાવવા અર્બનને આગ્રહ કર્યો. ખ્રિસ્તી દેવળ સંસ્થાની
ખરી અણીના સમયે એ બધા આવીને એના શત્રુઓ સામે કિલ્લા સમા
નીવડવાના હતા.

આ માગણીનો પ્રત્યુત્તર એટલો તો ઓછો મળ્યો કે તે સાવ અપૂરતો હતો.
એની યોજનાની નિષ્ફળતા અંગેની એની હતાશા નીચેની પંક્તિઓમાં ભોંયરાને
ન છોડવા ઇચ્છતા કોઈક એકાંતપ્રિય સાધુને સંબોધેલી ઠપકાભરી વાણીમાં દેખાય
છે: "જો સ્થાનફેરફારને લીધે જ ખોવાઈ જતું હોય તો એવા આધ્યાત્મિક જીવનનું
મૂલ્ય સાવ જ નજીવું આંકવામાં આવે છે. તમે માનતા જણાવ છો કે ઈશ્વર
અમુક જ સ્થાનનો અંગીકાર કરે છે, અને માત્ર જંગલમાં જ મળે છે અને અણીના
વખતે બીજે ક્યાય મળતો નથી."

એના સંક્ષિપ્ત દુન્યવી જીવનપંથનો અંત હવે નજીક આવતો હતો, અને સતત
તપશ્ચર્યા અને આત્માના ગાઢ ઉદ્વેગને લીધે એના નબળા પડેલા સુકુમાર શરીરને
હવે ખ્રિસ્તી દેવળસંસ્થાની અધોગતિ જોઈને તીવ્ર માનસિક સંતાપ ભોગવવો પડતો.

કૅથેરિન સમૃદ્ધ કલ્પનાશક્તિ ધરાવતી કવયિત્રી પણ હતી, એ આપણને એણે
એક આધ્યાત્મિક પુત્રીને લખેલા પત્રના નીચે આપેલા સારમાંથી જણાય છે: "આત્મા
એ વૃક્ષ છે, પ્રેમનું વૃક્ષ છે. વહાલી બેટી, જો સ્વેચ્છારૂપી માળી, એ વૃક્ષને જ્યાં
રોપવાનું હોય ત્યાં રોપે, એટલે કે, ગર્વરૂપી પર્વત પર ન રોપતાં, નમ્રતાની ખીણમાં

રોપે તો એને સદ્‌ગુણોરૂપી સુગંધી ફૂલો આવશે અને એ બધાંમાં ઈશ્વરના નામની કીર્તિરૂપી ફૂલ સુંદરતામાં સૌથી ચઢિયાતાં હશે; કારણ કે, ઉચ્ચતમ અને શાશ્વત સજ્જનતા ખાસ ધ્યાન રાખે છે કે માણસ ફૂલો પર નહિ, પણ ફળો પર જ જીવે, કારણ કે, આપણે ફૂલોથી મરી જઈએ, પણ ફળો પર જીવીએ છીએ, એ પરમપિતાને માટે ફૂલ રાખે છે અને આપણને ફળ આપે છે."

કૅથેરિનના જીવનની સંધ્યા આવી પહોંચી. એનાં જીવનકાર્યોમાં નીચે જણાવેલો પરમ અનુભવ એણે વ્યક્ત કર્યો હતો: "હું સત્ ઈશ્વર છું; તું અસત્ છે." એની જિંદગીના અંતભાગમાં, એણે એની મહાન સાહિત્યિક કૃતિ 'દિવ્ય સંવાદ' આપી. એણે સમાધિઓ અને ધ્યાન દરમિયાન ભગવાન પાસેથી જે પ્રત્યક્ષ ઉપદેશ મેળવ્યો હતો તેનો આમાં સાર છે. એ ભાવાવેશમાં હતી ત્યારે એના કેટલાક મંત્રીઓએ આ ઉપદેશ ઉતારી લીધો હતો. ઈસુ ખ્રિસ્ત અને એના આત્મા વચ્ચેના સંવાદમાં ઈસુ ખ્રિસ્તને સ્વર્ગ અને પૃથ્વીના સેતુ તરીકે વર્ણવવામાં આવ્યા છે.

ઈશ્વરી સાદ કહે છે, "એ આત્મા કેટલો ભવ્ય છે જે તોફાની સાગરને પાર કરીને શાંત મહાસાગરમાં શાંતિ પામે પહોંચવા અને આ મહાર્ણવસમા મારામાંથી એના હૃદયકુંભને ભરવા શક્તિમાન થયો!" જગતના કયા ધાર્મિક સાહિત્યમાં આના કરતાં વધારે વિશાળ કે ઉદાત્ત ભાવનાવાળા ફકરાઓ આપણને મળશે? આ જ બોલ કોઈ ભારતીય ઋષિ કે સૂફી મહાત્માના મુખમાં પણ શોભત.

કૅથેરિને ઘણા મહિનાઓથી કોઈ પણ જાતનો ખોરાક લીધો ન હતો, અને માત્ર પવિત્ર ધાર્મિક વિધિ ઉપર જ નભતી હતી. ઈ. સ. ૧૩૮૦ના અરસામાં એ એટલી નબળી પડી ગઈ હતી કે પાણી પણ ભાગ્યે જ ટકાવી શકતી. એની આખી હસ્તી દિવ્ય પ્રેમથી જ્વલંત હતી. આ જ્વાળા એવી હતી કે થોડા મહિનાઓમાં સંપૂર્ણપણે એને ભરખી જવાની હતી. એણે રેમંડને લખ્યું, "આ શરીર કશા પણ ખોરાક વિના, અરે પાણીના ટીપા વિના પણ ટકે છે, પણ મને કદી ન સહેલી એવી અતિશય મધુર શરીરયાતના થાય છે. મારું જીવન એક તાંતણા પર લટકી રહ્યું છે." એની શારીરિક વેદના અને એની પ્રિય દેવળસંસ્થાની દુરવસ્થાને કારણે એને થતો સંતાપ—આ બન્નેએ બીજા કોઈક નિર્બળ આત્માને ક્યારનોય હંફાવી દીધો હોત.

ચારે બાજુ બીજાં ચાર પાટિયાંની કિનારી જડેલા એક પાટિયા પર કૅથેરિન પડી રહી હતી, જાણે કે અત્યારથી જ એને શબપેટીમાં મૂકી હોય તેમ. આ રીતે એની ટૂંકી જિંદગીનાં આઠ અઠવાડિયાં વીત્યાં. આ 'મધુર પવિત્ર માતા'ને એનાં આધ્યાત્મિક

બાળકો વીંટાઇ વળ્યાં હતાં. એણે દરેકને આશિષ આપીને એકબીજા પ્રત્યે સ્નેહપૂર્ણ વર્તાવ રાખવાનો આદેશ આપ્યો. એની પોતાની વૃદ્ધ માતા પણ એની પથારી પાસે બેઠી હતી.

અંતિમ ક્ષણના પવિત્ર સંસ્કારો એના પર થયા પછી પોતાના વહાલા ઈસુ ખ્રિસ્તના શબ્દોમાં એ ગણગણી, "હે પિતા, તમારા હાથમાં મારો આત્મા સુપરત કરુ છુ" અને શાંતિથી ઝળહળતી કૅથેરિને દેહત્યાગ કર્યો.

ખ્રિસ્તી દેવળસંસ્થાના મહાન આધ્યાત્મિક સંતોમાં અગ્રગણ્ય એવી કૅથેરિન આધ્યાત્મિક ઉત્કૃષ્ટ ઊંચાઈએ પહોચી હોવા છતાં એણે ગમે તેવા કપરા કાળ વખતે પણ સદા અડગ હિંમતથી ક્રૂરતા, ભયકરતા અને હિંસાથી ભરેલી એના સમયની બાહ્ય દુનિયાનો સામનો કર્યો.

એના સમકાલીનો ઉપર એણે ખૂબ અસર પાડી આ રેખાચિત્રના પ્રારંભમાં અમે દર્શાવવાનો પ્રયત્ન કર્યો છે, ખરેખર તે પ્રમાણે ખ્રિસ્તનો પૃથ્વી ઉપરનો પ્રતિનિધિ પોપ જેવો સર્વોચ્ચ સત્તાધીશ પણ મંત્રણા માટે એને બોલાવતો હતો. એના સમયના રાજાઓ, ઉમરાવો અને ઘણા વિદ્વાન પાદરીઓ એની પાસે દોરવણી માગતા હતા. એના વિશે એમ કહેવાય છે કે એના જીવનકાળ દરમિયાન હજારો આત્માઓ એના ચહેરાના દર્શન માત્રથી જ સદાચારી અને નિષ્ઠાપૂર્ણ જિંદગી તરફ વળ્યા હતા.

જોકે આજની દુનિયા ખૂબ જ જુદુ ચિત્ર રજૂ કરે છે, છતા આ જીવનના બજારમા મુશ્કેલીઓનો સામનો કરવામા સાયેનાની આ સાધ્વીની હિંમત અને નૈતિક વિશુદ્ધિનું અનુકરણ આપણે કરી શકીએ

દુનિયાને એણે આપેલો સદેશ કાળનિરપેક્ષ છે અહીં બે સામ્રાજ્યો છે. એક છે સંસાર, પાપ અને મૃત્યુનુ, અને બીજુ છે પ્રેમ, સ્વાર્થત્યાગ અને જીવનનું મૃત્યુના સામ્રાજ્યનુ દ્વાર છે અહકાર અને ઈશ્વરના સામ્રાજ્યનું દ્વાર છે ઈસુ ખ્રિસ્ત. એ જ એકમાત્ર સાચો શબ્દ છે જેસ્વાત્મામા વસે છે તે નશ્વરમા વસે છે, અને તે બધું ખોઇ બેસશે: જે ખ્રિસ્તમાં વસે છે તે શાશ્વતમા વસે છે અને તે તરી જશે.

## પ્રકરણ ચોવીસમું

# અવિલાની ટેરેસા

અનુગામી પેઢીઓ જેને સંત ટેરેસા તરીકે ઓળખવાની હતી, એ સ્ત્રી સ્પેનના ઓલ્ડ કૅસ્ટિલ જિલ્લાના અવિલા નગરમાં ઈ.સ. ૧૫૧૫માં જન્મી હતી. ખાનદાન કુટુંબમાં જન્મ થયો હોવાને કારણે એનો ઉછેર સુરક્ષિતપણે અને એ સમયે સ્પેનમાં પ્રવર્તતી કડક પ્રથા અનુસાર થયો હતો. માત્ર સગાંવહાલાંઓ અને સ્વજનોનો સત્કાર કરતું પ્રત્યેક કુટુંબ એકલવાયું જીવન ગાળતું હતું. દેવળમાં જવા સિવાય સ્ત્રીઓ ભાગ્યે જ ઘરની ચાર દીવાલોથી બહાર જતી હતી. ટેરેસા એના બાળપણની ઘણી ઓછી માહિતી આપણને આપે છે. એ નોંધે છે કે એણે બાર વર્ષની વયે માતાને ગુમાવી હતી, અને આ ખોટ પૂરવા ખ્રિસ્તની માતા ભણી આશ્વાસન માટે એ ખેંચાઈ. શૌર્યકથાઓ તેમજ સંતોના ચરિત્રથી એ ખૂબ પ્રભાવિત થઈ. આ બધાએ એની યૌવનસહજ કલ્પનાને એવી તો પ્રદીપ્ત કરી કે એના નાના ભાઈ અને એણે ઘરમાંથી નાસી જઈ, મૂરના હાથે શહીદ થવાનું નક્કી કર્યું, જોકે એ બન્ને જણ નગરની દીવાલોથી આગળ વધી શક્યા નહિ.

સોળ વર્ષની વયે, એના પિતાએ એને ઑગસ્ટિન સંપ્રદાયના એક મઠમાં શિક્ષણ પૂરું કરવા મોકલી. એના એક સમકાલીનના મત પ્રમાણે, એ આનંદી, આકર્ષક અને વસ્ત્રાભૂષણોની શોખીન હતી, અને બીજાઓ પોતાના વિશે ઊંચો અભિપ્રાય બાંધે એ એને ગમતું હતું.

એક ગંભીર માંદગી બાદ એ ઘેર પાછી ફરી અને બરાબર સાજા થવા માટે એને એની પરિણીત બહેનના ઘેર મોકલવામાં આવી. ત્યાં જતાં રસ્તામાં એ એના એક કાકા પાસે રહી. આ કાકાએ એને 'સંતોનાં ચરિત્રો' નામક ગ્રંથમાંથી પોતાને મોંએથી વાંચી સંભળાવવા કહ્યું. વાંચતી વખતે એ જિંદગીની પોકળતા અને વ્યર્થતાથી સભાન બની ગઈ. નરકની બીક અને શોધનાગ્નિ (Purgatory)ના દુઃખો એને સતાવતાં હતાં. આપણે યાદ રાખવું જોઈએ કે એ દિવસોનું સ્પેન હજી ધાર્મિક તપાસ (Inquisition)'ની અસર નીચે કણસતું હતું. બીક અને હિંસાનું સામ્રાજ્ય ચોમેર ફેલાયેલું હતું અને નરકના દુઃખો માથે તોળાતાં હતાં.

આ જ અરસામાં એણે ધાર્મિક જીવન ગાળવાનો પાકો નિશ્ચય કરી લીધો, જોકે એના પોતાના શબ્દો પ્રમાણે, એના આ નિર્ણય માટે કારણભૂત "ઈશ્વરના પ્રેમ કરતાં એમનો ડર" વધારે હતો: આ જીવનની યાતનાઓ અને દુ:ખો એને શોધ-નાગ્નિનાં દુ:ખોની સરખામણીમાં ઘણાં હળવાં જણાયાં હતાં.

એનો આંતરિક સંઘર્ષ ત્રણ મહિના ચાલ્યો, જે પછી એણે એના પિતાને પોતાની ઇચ્છા જણાવી. એના પિતાએ પોતાના મૃત્યુ પછી એ મઠમાં જાય એવી ઇચ્છા પ્રદર્શિત કરી. પણ એ આ બાબતનું વચન આપતી ન હતી; કારણ કે, એણે ક્યાર-નોય નિર્ણય લઈ નાખ્યો હતો; એ ફરીથી નાસી ગઈ, અને અવતાર મઠ-(convent of the Incarnation)માં પ્રવેશી. ટેરેસા એ વખતે એકવીસ વર્ષની હતી, અને બીજે વર્ષે એણે વ્રતો અંગીકાર કર્યાં.

આખી જિંદગી, ખાસ કરીને એની દીક્ષાના પ્રારંભનાં વર્ષોમાં ટેરેસાને નબળી તબિયતને કારણે સહન કરવુ પડ્યુ હતું. એને એક પ્રસિદ્ધ ઝરા આગળ સારવાર માટે મોકલવામાં આવી, અને રસ્તામાં એણે ફરી એના કાકાની મુલાકાત લીધી. આ મુલાકાત એના જીવનમાં અતિ અગત્યની, લગભગ વળાંકબિંદુ કહી શકાય એવી નીવડી; કારણ કે, એના કાકાએ એને એક ધ્યાનવિષયક પુસ્તક આપ્યું, જે વિશે એ કશુ જાણતી ન હતી. જો કે એને એકાંત અને આત્મપરીક્ષા ક્યારનાંય ગમતા હતાં. આ ગ્રંથ એનો ભોમિયો, ગુરુ અને મિત્ર બની રહ્યો; કારણ કે, એને સમજી શકે એવો આધ્યાત્મિક ગુરુ એને ઠેઠ વીસ વર્ષ પછી મળ્યો.

સારવારથી બીમારી મટવાને બદલે વધતી હતી, તેથી એને અવિલા પાછી લાવવામાં આવી. એ વખતે એણે જૉબના ઉદ્‌ગારો યાદ કર્યા: "જો ભગવાન આપણને આશી-ર્વાદ પાઠવે તો એ આપણને શિક્ષા કેમ ન કરે?" એ ગંભીર માંદી હતી, લગભગ મરવાની અણી પર હતી, એની કબર પણ તૈયાર થઈ ગઈ હતી; છતાં એ જીવી ગઈ. એ વખતના એના ઉદ્‌ગાર નીચે પ્રમાણે આપવામાં આવ્યા છે: "મને શા માટે પાછી લાવવામાં આવી? મેં નરક જોયું. મારે જે મઠ સ્થાપવાના છે એમને મારે સંપ્રદાયમાં કરવાના કામને અને મારે જેમનો ઉદ્ધાર કરવાનો છે એ આત્મા-ઓને મેં જોયાં: હું સાધ્વી તરીકે મરણ પામીશ."

મઠમાં પાછા આવ્યા પછી બીમાર અને દુ:ખી ટેરેસા માટે વીસ વર્ષનો ગાળો એવો આવ્યો કે જે દરમિયાન એની વફાદારી ઈશ્વર અને સંસાર વચ્ચે વહેંચાયેલ હતી. આ દિવસોને વર્ણવતાં એણે લખ્યું છે: "જ્યારે હું દુન્યવી સુખોની વચ્ચ

હતી ત્યારે ભગવાનની હુ કેટલી ઋણી છું એની યાદથી મને સંતાપ થતો, જ્યારે હુ ભગવાન સાથે હતી ત્યારે સાંસારિક મમતાને કારણે હુ બેચેન બની જતી હતી."

ઈ સ ૧૫૫૫ ના અરસામાં ટેરેસાએ એના આધ્યાત્મિક જીવનની ત્વરિત પ્રગતિ અનુભવી એવો સમય આવ્યો કે જ્યારે એ એના જીવનમાં બે જુદા તબક્કાઓ જોઈ શકતી રોજ બ રોજનું સામાન્ય જીવન, અને એનુ આંતરિક પ્રભુમય જીવન, અને આ ગહન પરિવર્તન માટે એણે પોતાના ધ્યાનને જ સંપૂર્ણપણે કારણભૂત ગણાવ્યું હતું

ટેરેસા બાળ ઈસુ(Infant Jesus)ના સંપ્રદાયથી આકર્ષાઈ ન હતી જેમ જેમ એ વિકસતી ગઈ, અને એની શરૂઆતની નૈવકસહજ ભીતિ પિતા પ્રત્યેની બીકમા રૂપાતર પામી, તેમતેમ એનામા રહેલો દિવ્ય પ્રેમ બલવત્તર બન્યો, અને જેમને એ સંપૂર્ણપણે પોતાના કરવા માગતી હતી એ એના દૈવી પ્રભુ અને મિત્ર ઈસુ એનો ઇષ્ટ આદર્શ બન્યા એણે આ આદર્શના સાક્ષાત્કાર માટે કશો પ્રયત્ન બાકી રહેવા દીધો નહિ, અને અત્યાર સુધી વસ્ત્રાભૂષણો અને સ્ત્રીસહજ શણગારની શોખીન ટેરેસાએ સર્વસ્વનો ત્યાગ કર્યો અને ભિક્ષા માગવાનો વિચાર કર્યો એમ કહેવાય છે કે જ્યારે ટેરેસાએ સંત જોસેફનો મઠ સ્થાપવા માટે અવતાર-મઠને છોડયો, ત્યારે એની પાસે એક થાગડથીગડ વસ્ત્ર અને કામળો, એટલું જ હતું

પોતાના પગલે ચાલવા માટે આ સંત આપણને શું કરવાનું કહે છે? ઘણા ઓછુ રોજ થોડી પળો ભગવાનને અર્પણ કરી એકાંત અને મૌનમા પ્રવેશો શું તમે કદી એવુ કર્યું નથી? ત્યા તમને બધું જ લાધશે, અને એકવાર આ અભ્યાસ શરૂ કરશો પછી ગમે તે થશે, પણ એ છોડવાનુ તમને ગમશે નહિ

ધ્યાન વડે તમે દુનિયાના અંતરાયો અને ક્ષોભ દૂર કરી શકશો એમાથી વિવેક ઉદ્ભવશે અને ઇન્દ્રિયોની ગુલામીમાથી છૂટવાની ઇચ્છા થશે અને જ્યારે સંપૂર્ણ અંતઃશુદ્ધિ થશે, ત્યારે ઐક્ય સધાશે

ટેરેસાના મત પ્રમાણે ધ્યાનની મુખ્ય ચાર દશાઓ છે, અને એના અર્થને સ્પષ્ટ કરવા માટે એ નીચેની ઉપમા પ્રયોજે છે

"પ્રત્યેક જણ ઈશ્વર પાસેથી સૂગે, રસકસ વગરનો અને ઝાખરાથી ભરેલો એક જમીનનો ટુકડો મેળવે છે આપણુ કર્તવ્ય આ જમીનનું બગીચામા રૂપાંતર કરવાનું છે બગીચો આપણો નથી, પણ આપણે બદલાની આશા વિના એના પ્રેમ ખાતર જ એને કેળવવાનો પ્રયત્ન કરવો જોઈએ

"આપણું પ્રથમ કર્તવ્ય ઝાંખરાઓને ઉખાડીને, જમીનને ખેડવાનું અને પાણી પાવાનું છે. આપણા કૂવાના ઊંડાણમાંથી એક એક ડોલ પાણી આપણે ખેંચવાનું છે. અહીં આગળ પાણીને સ્થાને આંતરિક ભક્તિ છે. દુનિયાના અને ઇન્દ્રિયોના આકર્ષણમાંથી પોતાની જાતને સંપૂર્ણપણે પાછી ખેંચી લેવી જોઈએ અને ધ્યાન અંતરમાં કેન્દ્રિત કરવું જોઈએ. પછી માણસે આત્માવબોધ અને જ્ઞાન મેળવવા માટે નિખાલસ પ્રશ્નો અને પૃથક્કરણથી આત્મપરીક્ષણ કરવું જોઈએ."

આ આત્મનિગ્રહનો કાળ ઘણો પ્રયત્ન માગી લે છે અને ટેરેસા કબૂલ કરે છે કે આ સંયમ એને બહુ આકરો લાગ્યો; કારણ કે, એને હમેશાં પ્રત્યક્ષ દર્શનની ઇચ્છા રહેતી: છેવટે જ્યારે એ દિવસ આવ્યો, ત્યારે ઊલટું એણે એ દિવ્ય સાન્નિધ્ય પોતાની અંદર જ અનુભવ્યું.

જો શરૂઆતના તબક્કામાં ભક્તિની ઊણપ હોય તો ખોટી રીતે દુઃખી થશો નહિ: ભગવાનની સાથે સંબંધ સ્થાપીને, આત્મામાં ઈશ્વરનું સાન્નિધ્ય સર્જવા પ્રયત્ન કરો અને એનો આભાર માનો કે પોતાને ખુશ કરવાની અને શોધવાની ઇચ્છા એણે તમારામાં પ્રગટાવી છે. અવિરત પ્રયત્ન પછી જો આપણને વિમુખતા, કંટાળો અને આધ્યાત્મિક શુષ્કતા લાગે, તો એ જ કટોકટીનો સમય છે, કારણ કે, આવા વખતે જ ધૈર્ય છોડી દેવાનું આપણને અત્યંત પ્રલોભન થાય છે. કેટલાંય વર્ષો સુધી ટેરેસાએ પ્રાર્થના અને ભક્તિ પ્રત્યે ઉદાસીનતાનો અનુભવ કર્યો હતો, અને એ એની મુક્તિ સૂચવતા ઘડિયાળના ટકોરાની અધીરતાથી રાહ જોતી. આ પ્રલોભનને કાબૂમાં લેવું જોઈએ; કારણ કે, એમ કરવું એ આધ્યાત્મિક જીવનની વિશુદ્ધિ પ્રક્રિયાનો એક ભાગ છે. જ્યારે સામાન્ય રીત કરતાં વિરુદ્ધ રીતે શક્તિઓને અંતર્મુખી બનાવવામાં આવે છે ત્યારે એના ભયંકર પ્રત્યાઘાતો પણ થાય છે: ટેરેસાએ પોતાના વિશે કહ્યું છે કે આ સમય દરમિયાન, શેતાન એનામાં ખૂબ ગુસ્સો અને ખરાબ સ્વભાવ પ્રેરતો.

ઘણીવાર શંકાઓ અને ભીતિ આપણને ઘેરી વળે છે, નિર્જીવ ધૂપણો થાય છે, શરૂઆતનો ઉદ્રેક જતો રહ્યો જણાય છે અને પ્રેમ ઉષ્માવિહીન લાગે છે અને અંતરમાં માત્ર શુષ્કતા અને વિફળતા જ રહેલી જણાય છે. આ ભાવસ્થિતિઓ તમને પાછા ન પાડે તે જોજો. જેવી રીતે હલેસા મારતી હોડી આછા પવનમાં આગળ જતી દેખાતી નથી, તેમ આધ્યાત્મિક પ્રગતિ માણસની પોતાની સભાનતા વગર જ થાય છે.

આવે સમયે આપણું કર્તવ્ય વધારે નિખાલસતાથી આપણી જાતનું વિશ્લેષણ કરવાનું છે. આપણે કઈ રીતે દુનિયામાં હજી પણ આસક્ત છીએ એ શોધવાનું છે

અને ગેથ્સેમનેમાં આપણી ઇચ્છાનું વધારે ને વધારે સમર્પણ કરવાનું છે આ પછી બીજી ભૂમિકાએ જતાં પહેલાં આપણે ઈશ્વરના અનુગ્રહની પ્રતીક્ષા કરવી જોઈએ.

હવે પાણી વધારે સરળતાથી વહે છે ઉન્નિદ્રિત થયેલો આત્મા ઉચ્ચતર ભૂમિકા ઉપર પહોંચ્યો છે, પણ હજુ એના પ્રેમના લક્ષ્યરૂપ આદર્શના ગ્રહણ અને ધારણ માટે સમર્થ થયો નથી. પ્રભુ આત્માની સાથે સીધો જ સંપર્ક સાધવાનું શરૂ કરે છે અને એને પોતાના સાન્નિધ્યની પ્રતીતિ કરાવે છે ધન્યતાની ઊર્મિ પ્રગટે છે, અને આ નવપ્રાપ્ત શાંતિમાં આત્મા સ્થિર થાય છે ઘણા આત્માઓ શાંતિ અને ધન્યતાની ભૂમિકા પર આવી અટકી જાય છે, કારણ કે, ચેતનાની ઉચ્ચતર ભૂમિકાઓના અસ્તિત્વથી એ અજાણ હોય છે હવે આપણું શું કર્તવ્ય છે? ભાવિ ધન્યતાનો પહેલો સ્વાદ માણતાં, જે કામ માટે આપણે પસંદ થયા છીએ, એના માટે આપણી જાતને નમ્રતાપૂર્વક તૈયાર કરવાનું આપણું કર્તવ્ય છે અંતરમાં પ્રગટ થતો આ દૈવી પ્રેમ કેવળ માનવી-પ્રયત્નોથી અસાધ્ય એવી નમ્રતા આપણામાં લાવશે અને બીજાઓ માટેના નિઃસ્વાર્થ પ્રેમને જન્માવશે બગીચામાં ફૂલોની કળીઓ ઊગી છે, થોડા જ વખતમાં એ ખીલી ઊઠશે.

ત્રીજા તબક્કામાં આપણે હવે પાણી ખેંચવાનું નથી, આપણે પ્રભવસ્થાનને જ શોધ્યું છે દૈવી ભવ્યતાના આનંદસાગરમાં જાણે કે આત્મા ડૂબેલો છે આ ઈશ્વર સાથેનું સંપૂર્ણ ઐક્ય નથી, પણ આત્મા બધાં ઇન્દ્રિયબંધનોથી ક્યારનો ય મુક્ત થયો છે અને હવે ઈશ્વર સિવાય બીજા કશાથી એને સંતોષ થાય એમ નથી આ ભૂમિકાએ આત્મા સંપૂર્ણપણે પોતાની જાતને પ્રભુની ઇચ્છા પર છોડી દે છે અને ટેરેસા કહે છે, એ પ્રમાણે એ હવે સ્વાધીન ન હતી, પણ ઈશ્વરાધીન થઈ હતી.

આત્માને પક્ષે હવે કશા જ પ્રયત્ન સિવાય સદ્‌ગુણોનાં ફૂલો બગીચામાં ખીલવા માંડ્યાં પ્રિય પ્રભુ પોતે જ માળીનું કામ સંભાળી લે છે અને આત્મા એનાં ફળોનો ઉપભોગ કરી શકે, પણ હજુ એણે આ ફળ બીજાને વહેંચવાં ન જોઈએ

ધ્યાનની આ અંતિમ અવસ્થાએ પહોંચ્યા પછી, બગીચાને પાણી પાવાની કાળજી આપણે રાખવાની જરૂર નથી, સ્વર્ગ પોતે પોતાની ઝાકળ એના પર વરસાવશે આત્મા તદ્દન શાંત અને ઉદાસીન છે, લેશ પણ સાંસારિક મમતા હવે રહી નથી. અંતઃશુદ્ધિની પ્રક્રિયા હવે પૂરી થઈ છે અને આપણે સંપૂર્ણતાની ઝળહળ આવી પહોંચ્યા છીએ. અહીં આત્મા ઈશ્વરસાક્ષાત્કારનો આનંદ માણે છે અને એ ઉપરાંત

દિવ્ય અદ્વૈતાવસ્થામાં બધા જીવો એક છે અને આ એક જ ખરેખર બધામાં છે એવી અનુભૂતિ કરે છે.

આ રીતે ટેરેસાના રૂપકનું સમાપન કરીએ તો લણણીનો સમય આવ્યો છે, અને પ્રભુ પોતે જ પોતાના બગીચાનાં ફળો વહેંચે છે. વિશુદ્ધ આત્મા જાણતો હોય છે કે એનું પોતાનું કંઈ જ નથી. અહીં એ ઉપદેશે છે કે આપણે પક્ષે કોઈ સીધી પ્રવૃત્તિ વિના પણ આપણે આપણા પડોશીનું આધ્યાત્મિક કલ્યાણ કરી શકીએ. એ પોતે જ કહે છે એ પ્રમાણે ફૂલો મધુર સુગંધ ફેલાવશે અને બીજાઓ આ સુગંધ તરફ અદ્‌ભુત રીતે ખેંચાશે અને આકર્ષાશે.

ટેરેસાએ ઘણી મુશ્કેલીભરી કસોટીઓનો સામનો કર્યો. જે લોકો પાસેથી એણે મૂંઝવણમાં દોરવણી લીધી હતી, એ લોકોએ એના સાક્ષાત્કારો અને દર્શનોની વાત કોઈ જાતના તારતમ્ય વગર જાહેર કરી દીધી અને એને લીધે અવિલા નગરમાં એના પ્રત્યે બધાંનું ધ્યાન ખેંચાયું હતું અને એનાં દર્શનોને ઈશ્વરનાં કે શેતાનનાં ઘટાવવાં એ વિશે લોકોમાં ચર્ચા થતી હતી. એ વિશે એના પાપની કબૂલાત કરાવનાર પાદરીઓએ પણ જાહેરાત કરવાની ખૂબ આનાકાની કરી, આથી એને ખૂબ માનસિક સંતાપ થયો. અહીં પણ ફરીફરી એને એના દિવ્ય પ્રભુને પગલે પગલે પવિત્ર પથ તરફ પોતાની મેળે જ ચાલવાની ફરજ પડી. માત્ર એના આંતરિક આશ્વાસન અને કેટલાક વિરલ અને પ્રબુદ્ધ આત્માઓના સહારાથી જ એ ટકી રહી.

પ્રેમમાર્ગ છોડયા વિના, હવે એણે કર્મમાર્ગે પગરણ માંડવાનાં હતાં. ઈશ્વરે એની પાસે માગણી કરી કે એણે મૌનવ્રત અને દારિદ્ર્યવ્રતનું પાલન કરવું અને આત્માઓનો ઉદ્ધાર કરવાનું એનું જીવનકાર્ય પરિપૂર્ણ કરવું.

એની આગળપાછળના વાતાવરણને જોતાં એને પ્રવર્તમાન સ્થિતિમાં સુધારો અનિવાર્ય જણાતો હતો. સાધ્વીઓ ઈશ્વરને અને પ્રાર્થનામય જીવનને સમર્પણ થવાનું વ્રત લેતી હતી, પણ નિયમોનું પાલન શિથિલ હતું. મઠો ખીચોખીચ ઊભરાતા હતા, અને બહારની દુનિયાનાં આકર્ષણો અને પ્રલોભનો મઠને ભેદીને અંદર પ્રવેશતાં હતાં. સહેજ દૂર નજર નાખતાં, ધાર્મિક પુનરુત્થાનની ભરતીના પ્રવાહમાં ઝડપાઈ ગયેલા મહાન દેશો અને જનમમૂળો દેવળ પ્રત્યેની વફાદારીમાંથી ખસતા લાગતા હતા. જેને પરિણામે ઘણા મઠોની પડતી દશા આવી.

આ પરિસ્થિતિ માટેનો રામબાણ ઉપાય ટેરેસાના મનમાં સ્પષ્ટ હ[illegible] [illegible] હતો

ધાર્મિક સંપ્રદાયોનો સુધારો. એ વખતે એણે ઉચ્ચારેલા શબ્દો આ બાબતમાં એનો અભિપ્રાય સ્પષ્ટપણે દર્શાવે છે: "ધાર્મિક આચરણનો સાચો રસ્તો એટલો ઓછો અનુસરાય કે પોતાના વ્યવસાયને સમ્યક્ રીતે અનુસરવાની શરૂઆત કરનાર સાધુ અને સાધ્વીને નરકના બધા શેતાનો કરતાં પોતાના સંપ્રદાયના સભ્યોથી વધારે ડરવાનું રહે."

કાર્મેલાઇટ સંપ્રદાયનો શરૂઆતનો આચાર વિશુદ્ધ રીતે પળાતો હોય એવો મઠ સ્થાપવાનો દૈવી આદેશ ધ્યાન દરમિયાન મળ્યા પછી, એણે અને એના થોડા અંતેવાસીઓએ નક્કી કર્યું કે હવે એ માટેનો સમય પાકી ગયો હતો અને એ પ્રમાણે યોજના કરી.

અલ્કન્તારાના સંત પીટર અને અવિલાના ધર્માધ્યક્ષે આ યોજનાને સંમતિ આપ્યા પછી, ટેરેસાએ કાર્મેલાઇટ સંપ્રદાયના મુખ્ય અધિકારી પાસેથી જરૂરી પરવાનો મેળવ્યો અને સ્પેનની એક શ્રીમંત વિધવાની આર્થિક મદદથી યોજનાને કાર્યાન્વિત કરવામાં આવી. એકદમ એની સાથેની સાધ્વીઓમાં, ઉમરાવોમાં, સ્થાનિક અધિકારીઓમાં અને સામાન્ય જનતામાં વિરોધનો વંટોળ ઊઠયો અને આ યોજના સામેનો વિરોધ એવો તો બલવત્તર થયો કે પરવાનો પાછો ખેંચી લેવામાં આવ્યો.

છતાં એક ડૉમિનિક સાધુ ગુપ્ત રીતે ટેરેસાને આ યોજનાને પકડી રાખવા ઉત્તેજન આપતો હતો; તેથી એના બહેન-બનેવીએ ઈ. સ. ૧૫૬૧માં અવિલામાં નવો મઠ એવી રીતે બાંધવા માંડયો કે બધી રીતે એમના અને એમના કુટુંબ માટે બંધાતા ઘર જેવો એ લાગે. આ મકાન બંધાતું હતું એ દરમિયાન, આ સ્થળે રમતો આ સાધ્વીનો નાનો ભત્રીજો ગોસાલેઝ ચગદાઈને મરણ પામ્યો. નિર્જીવ દેખાતા આ બાળકને એના હાથમાં મૂકવામાં આવ્યો કે તરત જ એણે ઈશ્વરને પ્રાર્થના કરી અને થોડીક ક્ષણો પછી એને સાજોસમો કરી એની માતાને સુપરત કર્યો.

ખૂબ જ વિરોધ અને ઘણી ચડતીપડતી પછી, આ નવા મઠની સ્થાપના માટે પોપનું આજ્ઞાપત્ર મેળવવામાં આવ્યું, સંત જોસેફને આ મઠ અર્પણ કરવામાં આવ્યો, અને ટેરેસા અને ચાર નવદીક્ષિત સાધ્વીઓએ સુધારેલા સંપ્રદાયનાં વ્રતો અંગીકાર કર્યાં

જો કે ટેરેસા નિ:શંકપણે સંત અને દ્રષ્ટા હતી, છતાં તે અત્યંત વ્યવહારુ સ્ત્રી પણ હતી. એણે પાછળથી જે મઠો સ્થાપ્યા, એમાં સાધ્વીઓની પસંદગીમાં એનો આ ગુણ જોવામાં આવે છે. સૌપ્રથમ એ, અત્યંત કરુણાપૂર્ણ હૃદય કરતાં બુદ્ધિની આવશ્યકતા વધારે ગણતી: માણસ કરુણાની બાબતમાં પાછળથી કેળવાઈ શકે,

પણ સંગીન નિર્ણયબુદ્ધિનો ઉપયોગ કરવાની શકિત ન આવી શકે. "બુદ્ધિશાળી માણસનું મન સરળ અને નમતું આપે એવું હોય છે; એ પોતાના દોષો જુએ છે અને બીજા વડે પોતાની જાતને દોરાવા દે છે. સંકુચિત અને ખામીવાળું મન દોષો દેખાડવામાં આવે તો પણ પોતાના દોષો જોતું નથી. જોકે આપણા પ્રભુએ યુવાન કન્યાને પણ ભકિતપરાયણ બનાવવી જોઈએ અને એને ચિંતન કરતા શીખવવું જોઈએ, છતાં જો એનામાં બુદ્ધિ નહિ હોય તો એનામાં એ કદી પણ નહિ આવે અને સમાજને ઉપયોગી થવાને બદલે એ ભારરૂપ થશે." અને "ઈશ્વર આપણને આવી મૂર્ખ સાધ્વીઓથી બચાવે."

આપણે એને દિનચર્યાની ઝીણામાં ઝીણી વિગતોમાં પારંગત જોઈએ છીએ. એ કપડાં ધોવાની એકદમ કરકસરભરી રીત શીખવતી હતી; એને ચોખ્ખાઈની બહુ ચીવટ હતી, જે એના યુગમાં અસામાન્ય હતી. રાંધવાના ચૂલાની પોતાને આવેલી કલ્પના વિશે, એના કબૂલાત કરાવનાર પાદરીને લખતી આપણે એને જોઈએ છીએ; કારણ કે, એ પોતે રસોડામાં નિપુણ હતી.

એની ઊંડી વિનોદબુદ્ધિને લીધે, એનું શાસન ઠીકઠીક હળવું બનતું હતું. એની સાધ્વીઓ આત્માની સહેજ આળપંપાળ કરવા તરફ કયારેક ઢળતી, તેથી એ ઘણી-વાર એમને હસી મજાકથી વાળી દેતી. દરેક યુવાન સાધ્વીને હસવાનું, ખાવાનું અને સૂવાનું, એ ત્રણ પ્રલોભનો હોય છે, એ જાણીને એને આનંદ થતો હતો. એણે કહ્યું, " જો એને હસવાનું મન થતું હોય તો એનો સ્વભાવ આનંદી હોવો જોઈએ; જો એને ખાવાનું મન થતું હોય તો એ તંદુરસ્ત હોવી જોઈએ; અને જો એને ઊંઘવાનું મન થતું હોય તો, એનું મન પાપભારથી હળવું હોવું જોઈએ." તેથી જ તપશ્ચર્યાથી પોતાના શરીરને કર્તવ્યપાલન માટે નકામું બનાવી મૂકનાર એક ધર્માધ્યક્ષા સાથે ટેરેસા ખૂબ લડી હતી.

એ હમેશાં એની સાધ્વીઓને યાદ આપ્યા કરતી કે, "ઈશ્વર હમેશાં વાસણોમાં અને હાંડલાંમાં રહે છે. જ્યારે જ્યારે તમારે બાહ્ય કામકાજ કરવાની ફરજ આવી પડે (દા. ત., વાસણો અને થાળીઓથી ભરેલા રસોડામાં જવાનું આવે), તો યાદ રાખો કે આપણા પ્રભુ તમારી સાથે તમારી બાહ્ય અને આંતરિક બન્ને પ્રકારની ફરજોમાં મદદ કરવા આવે છે."

સંત જોસેફના મઠમાં એને ચોથું વર્ષ ચાલતું હતું, ત્યાં એના સંપ્રદાયમાં વડા પાદરીએ એ જ શરૂઆતના નિયમોને અનુસરતા બીજા મઠ સ્થાપવાનો હુકમ એને કર્યો. ખાસ

કરીને એના જેટલી ઉંમરની અને એના જેવી તબિયતની સ્ત્રી માટે લાંબી અને કષ્ટ કર્યો શ્રમદ એવી મુસાફરીઓ એને કરવી પડતી હતી. પર્વતીય રસ્તાઓ કરતાં સહેજે સારા નહિ એવા રસ્તાઓ પર અને કમાન વગરના ગાડામાં, ઉનાળાની અનહદ ગરમી દરમિયાન, તો ઘણીવાર ઘૂઘવતા પૂર દરમિયાન અને શિયાળાની સખત ઠંડી દરમિયાન મુસાફરી કરવી પડતી વીશીઓમાં સાધારણ રીતે દુરાચારીઓનો અડ્ડો હોય અને એના જેવા ચોખ્ખિયા સ્વભાવને માફક ન આવે એવી સ્થિતિમાં હતી, વાહનો હાંકનારાઓ પણ ભરોસાપાત્ર ન હતા, અને એની સાથેનો પાદરી અને સાધ્વીઓ આ અણધાર્યા સાહસોથી ગભરાઈ જતાં હતાં

પ્રત્યેક મઠની સ્થાપના ભાર મુશ્કેલી અને મળજીથી થઈ હતી, દા ત, ટેરનાએ ટૉલેડોના મઠની સ્થાપના માત્ર ચાર ડ્યુકટ વડે કરી હતી. આ પ્રસંગે એના શબ્દો હતા, "ટરસા અને આ પૈસા ખરેખર કઈ વિસાતમાં નથી, પણ ઈશ્વર, ટેરસા અને આ ડ્યુકટ પૂરતાં છે"

ઘણીખરી સંસ્થાઓ અત્યંત નાણાંભીડમાં હતી અને માત્ર દાન ઉપર નભતી હતી કરવેરા ઉપર નભતી સંસ્થાઓ પણ એને ઘણી ઉપાધિનું કારણ બનતી હતી, કારણ કે, એને અર્થતંત્રની કેટલીક આંટીઘૂંટીઓ સમજવી પડતી, અને જ્યાં બક્ષિસ અપાઈ હોય, ત્યાં એને વારસાનો કાયદો જાણવાની જરૂર રહેતી હતી.

આ સુધારેલા નિયમોને સ્વેચ્છાએ અનુસરવા તૈયાર થનાર કોઈ સાધુઓ મળતા ન હતા એ વાત એણે અવિલામાં કામે લાર્ઈટના ધર્માધ્યક્ષ તરીકે જેમને એ ઓળખતી હતી એ ફાધર એ ટની ઓફ જિસસને મદિનામાં કરી, અને એના ખૂબ આશ્ચર્ય વચ્ચે એમણે પોતાની જાતને આગળ ધરી એમના પછી તરત જ જૉન ઑફ ધ ક્રૉસ એમને અનુસર્યા. આ જૉન દેખાવે વામણા અને નમ્ર હતા અને પ્રેમાળ મસ્તીમાં પોતાની જાતને ટરસા પાસે, 'મારા દોઢ સાધુ' કહેવડાવતા પછીથી એ અવતાર મઠમાં સાધ્વીઓના પાપની કબૂલાત કરાવનાર પાદરી બન્યા, જ્યાં ટરસાને ધર્માધ્યક્ષાનું

દીક્ષા થઈ હતી તે માટે એની પહેલાંની સહસાધ્વીઓએ એને માફ કરી ન હતી. શરૂઆતમાં તો એણે એની આજ્ઞા માનવાની ના પાડી. એણે એમને કહ્યું કે પોતે ઉપદેશ આપવા આવી ન હતી, પણ એમનામાંની અદની સાધ્વી પાસેથી શીખવા આવી હતી. મઠની ધર્માધ્યક્ષા તરીકેના પ્રારંભિક પ્રવચનની શરૂઆત એણે આ રીતે કરી, "મારી માતાઓ અને બહેનો, આપણા પ્રભુની આજ્ઞાને વશ થઈ હું આ મઠમાં આવી છું. જે પદનો મને ભાગ્યે જ ખ્યાલ હતો અને જેના માટે હું જરાયે લાયક નથી, એવા પદે હું આવી છું—માત્ર તમારી સેવા કરવા જ હું આવું છું. હું આ મઠની પુત્રી છું અને તમારી બહેન છું; તમારામાંની પ્રત્યેક માટે હું શું કરી શકું તે મને જાણવા દો; કારણ કે, તમે માગશો એ કરવા, અરે, તમારે માટે મારું લોહી રેડવા પણ હું ખૂબ ખુશીથી તૈયાર થઈશ. તો પછી આટલાં બધાં બિરુદોથી જે સંપૂર્ણપણે તમારી છે, એના શાસન હેઠળ રહેવામાં તમારે ડરવાનું કશું કારણ નથી."

એના કબૂલાત કરાવનાર પાદરીઓના હુકમથી એણે પોતાની જિંદગી અને ઉપદેશોનો સાર લખ્યો. દર્શનો વિશેનાં એનાં લખાણોમાં, ટેરેસા દર્શનના ત્રણ વિવિધ પ્રકારો વર્ણવે છે અને એમને ધ્યાનની વિવિધ ભૂમિકાઓ સાથે સરખાવે છે:

પ્રથમ, બાહ્ય ઇન્દ્રિયોની મદદથી વિશુદ્ધિકાળમાં થતાં ભૌતિક દર્શનો છે, જે ધ્યાનની પ્રથમ (જાગ્રત) ભૂમિકા બરાબર છે; બીજાં આવે છે સૂક્ષ્મેન્દ્રિયથી થતાં માનસિક દર્શનો, જે સ્વપ્ન અથવા જાગ્રતકાળનાં દ્યોતક છે અને ધ્યાનની બીજી અને ત્રીજી અવસ્થા બરાબર છે; છેવટે આવે છે અતીન્દ્રિય બુદ્ધિગમ્ય સાક્ષાત્કાર, જે ધ્યાનનું અદ્વૈત સાધતી તુરીયાવસ્થા સમાન છે.

ટેરેસાને ભૌતિક દર્શનો બહુ ઓછાં થયાં હતાં, પણ જેમતેમ એણે આધ્યાત્મિક સંયમના માર્ગે પ્રગતિ કરી અને ધ્યાનના પંથે પળી, તેમતેમ આંતરિક ઇન્દ્રિયોની મદદથી થતાં સાધ્યાબાધ આંતરિક દર્શનોનો એણે અનુભવ કર્યો. શરૂઆતમાં માત્ર સ્વરૂપનો એક જ ભાગ એને દેખાતો; દા. ત., બન્ને હાથ, પછી વદન અને છેવટે આખી આકૃતિ. આ દર્શનો હમેશાં ઝળાંઝળાં કરતા શુભ્ર તેજમાં તરતાં હતાં, જેને ટેરેસા સૂર્યપ્રકાશનું પ્રતિબિંબ પાડતા સ્ફટિક પરથી વહી જતાં નિર્મળ જળ સાથે સરખાવે છે. છતાં સરખામણીમાં સૂર્યપ્રકાશ ઝાંખો લાગતો હતો, જેવી રીતે તોફાન આવતાં સરોવરનું પાણી ભૂરું અને ઝાંખું લાગે છે. આ પ્રમાણે, ટેરેસાને આ ઝાંખીઓ એના આત્માનો અંદરનો પ્રકાશ નૈસર્ગિક જણાતો, જ્યારે સૂર્યપ્રકાશ કૃત્રિમ લાગતો.

કેટલાક પ્રસંગોએ, અદ્વિતીય શોભાયુક્ત ઈસુ ખ્રિસ્તનું આખું સ્વરૂપ એની નજર સામે જીવંત રીતે ખડું થતું. આ દર્શને આ સાધ્વી પર એવી પ્રબળ અસર કરી કે એ ભાવાવેશમાં આવી ગઈ; છતાં જો એ વિગતોનું પૃથક્કરણ કરવા પ્રયત્ન કરતી તો આખું દશ્ય સંપૂર્ણપણે અદશ્ય થઈ જતું હતું.

અતીન્દ્રિય દર્શનના અનુભવને શબ્દોમાં ઉતારવાનો પ્રયત્ન કરતાં એ લખે છે' "જે માણસ કદી કશુ શીખ્યો ન હતો, જેને વાંચતાં આવડતું ન હતું, જે કદી ભણ્યો ન હતો, એને એકદમ શાસ્ત્રસંનિહિત જ્ઞાનરાશિ હાથ આવી જાય એવું કંઈક આ છે" એ નિ:શંકપણે જાણતી હતી કે એનો દિવ્ય પ્રભુ હાજર હતો. આ એવી અદ્વૈતાવસ્થા છે કે જેમાં ઇન્દ્રિયોના માધ્યમ વગર જ આત્મા દિવ્ય સાન્નિધ્યનો અનુભવ કરે છે અને એ પોતાની અંદર પોકારી ઊઠે છે, "હુ જીવતી નથી, પણ મારી અંદર વસતા ખ્રિસ્ત જીવે છે"

ધ્યાન દરમિયાન એને ઘણીવાર સંભળાતા અવાજ વિશે પણ ટેરેસા આપણને કહે છે એના વૃત્તાંત અનુસાર, એને કહેવાયેલા સૌપ્રથમ શબ્દો આ હતા, "હુ ઈચ્છું છુ કે હવેથી તું બીજા માણસો સાથે વાતો કરીશ નહિ, પણ માત્ર દેવદૂતો સાથે જ બોલજે." આ પછી એ કહે છે કે ઈશ્વરભક્ત સિવાય કોઈનો સગ કરવાનુ એને મન થતું નહિ. એ દિવસોમા જ્યારે વાતાવરણમા શેતાનની બીક પ્રવર્તતી હતી ત્યારે આ અવાજ ક્યાંથી આવ્યો હશે એ વિશે આ સાધ્વીએ અનુભવેલો આત્માનો સંતાપ આપણે સમજી શકીએ એના પ્રિય પ્રભુના "મારી દીકરી, બીશ નહિ, એ હુ છું હુ તને કદી છોડીશ નહિ," આ આશ્વાસક શબ્દો સાંભળતાં એની બીક ચાલી ગઈ

એક પ્રસંગે ટેરેસાએ આ શબ્દો સાભળ્યા "દુ:ખ ન ધરીશ 'હુ તને જીવતુજાગતું પુસ્તક આપીશ." એ સમયે ધાર્મિક તપાસની ચળવળમા મોટા ભાગના સ્પૅનિશ ગ્રંથોને બાળી નાખવામા આવતા હતા, જેમાં એને વાચવા ગમતા કેટલાક પુસ્તકો હતાં. પહેલાં એને આ શબ્દોનુ મહત્ત્વ ન સમજાયું, પણ પછી યાદ આવ્યું કે "એ દિવ્ય પ્રભુ જ જીવતું પુસ્તક છે, જેમાં મે સત્યનુ દર્શન કર્યું છે"

ટેરેસાએ એના આધ્યાત્મિક ભાવાવેશની ચડતીઊતરતી દશાઓના અનુભવો પણ નોંધ્યા છે દેહચૈતન્યભાવ થોડેઘણે અંશે ગળતો જતો હતો. ઉચ્ચતર ભૂમિકાઓમાં એમ લાગતું હતું કે આત્મા દેહને અનુપ્રાણિત કરતો ન હતો, નાડી લગભગ થભી જતી હતી, હથેળી ખુલ્લી રહેતી હતી અને હાથ સખત થઈ જતા હતા.

પહેલા પ્રસંગે આ દશાએ એને ઘણી ગભરાવી મૂકી. જેનો એને પણ સહેજે ખ્યાલ ન હતો એવી આ દશાનો અનુભવ હિંમત માગી લેતો હતો. છતાં આ પછી તરત જ, ટેરેસા જેને આનંદ અને યાતનાઓના હોમ તરીકે ઓળખાવતી અને જે ઈશ્વર માટેની એની ઉત્કટ ઇચ્છાને લીધે જ સહ્ય બનેલી તે અવસ્થા આવી. એના દિવ્ય પ્રભુએ એને શીખવ્યું કે મહાન આધ્યાત્મિક મસ્તીના આગમન પહેલાં આવતા દૈહિક સંતાપથી ગભરાવું નહિ; કારણ કે, ત્યારે જ આત્માને સોનાની જેમ અને ભઠ્ઠીમાં તપાવાય છે.

આધ્યાત્મિક વિકાસનાં આ વર્ષો દરમિયાન ટેરેસાએ નોંધપાત્ર શક્તિઓ વિકસાવી જણાય છે. ઘણીવાર એ કેટલાંય વર્ષો અગાઉ ભવિષ્યના પ્રસંગોની આગાહી કરતી હતી, અને અંતઃકરણપૂર્વક ત્યાગનું આચરણ કરતી સાધ્વીઓથી, એનો માત્ર દેખાવ કરતી સાધ્વીઓને તરત જ જુદી પાડી શકતી હતી.

એના ઉપદેશનો સાર પ્રેમ અને નમ્રતા એ બે જ શબ્દોમાં દર્શાવી શકાય. સ્પેનના ઉમરાવ કુટુંબની આ ઉદ્ધત સ્ત્રીમાં નમ્રતા સરળતાથી આવી ન હતી; જ્યારે પ્રેમ, અંતરમાં દિવ્ય સાન્નિધ્યના વધતા જતા સાક્ષાત્કાર સાથે વિકસતો ગયો હતો અને છેવટે પ્રિયતમ સાથેના અંતિમ મિલન તરફ એને દોરી ગયો હતો.

એની જિંદગીના અંત સમયે, કથળેલી તબિયત હોવા છતાં, પોતાની પ્રવૃત્તિઓ ચાલુ રાખીને, જ્યાંજ્યાં એના સંપ્રદાયના મઠ એણે સ્થાપ્યા હતા ત્યાં ત્યાં, દા. ત., ટૉલેડો, વૅલેન્સિયા અને બીજાં ઘણાં સ્થળોએ—એ કઠિન મુસાફરીઓ કરતી હતી.

ઈ. સ. ૧૫૮૨ના ઑક્ટોબરની પંદરમી તારીખે અડસઠ વર્ષની વયે એ મૃત્યુ પામી. અંતકાળે આપણે એને નીચેના શબ્દો ગણગણતી સાંભળીએ છીએ: "ઓ મારા સ્વામી! ઓ મારા પ્રભુ! આજે મારી તીવ્ર અભિલાષા પૂરી થવાનો દિવસ આવી પહોંચ્યો છે. મને હમણાં જ મુક્તિ મળશે. તારી ઇચ્છા ફળીભૂત થાઓ."

## પ્રકરણ પચ્ચીસમું

# લા મેર એન્જેલિક

એન્જેલિક આર્નોલ્ડ (૧૫૯૧–૧૬૬૧) અને પોર્ટ રૉયલના મઠની વાર્તા અત્યંત સમર્પણની કથા છે, અને એનો અંત આવે છે પોર્ટ રૉયલના અને મેર એન્જેલિકે કરેલા બધાં યત્નો એળે જવામાં. આ વાર્તા યુરોપના આધ્યાત્મિક ઇતિહાસના દુઃખદ પ્રકરણોમાંની એક છે, જેમાં ખ્રિસ્તનો પ્રેમ અને ક્ષમાભાવના બહુ ઓછી દેખાય છે, અને જે ઇતિહાસે જાણે કે અજાણે એના મ્હેવાના અનુયાયીઓને એમના સંદેશાનાં મૂળભૂત તત્ત્વોનો વિકૃત ખ્યાલ આપ્યો હતો.

પોતે જેને પોતાનું જીવનકાર્ય માનતા તેને માટે આર્નોલ્ડો ખાસ ઝનૂની ઉત્સાહ ધરાવતા હતા, અને જે લક્ષ્ય માટે પોતે પોતાની જિંદગીનું સમર્પણ કરવા તૈયાર હતા, તે લક્ષ્ય માટે પોતાના વ્યક્તિત્વના પ્રભાવથી લોકોમાં આત્યંતિક ભક્તિ કેવી રીતે જગાડવી એ સારી રીતે જાણતા હતા.

જોકે મેર એન્જેલિકના ઉચ્ચ સુધારક ઉત્સાહનો વિરોધ કરનારાં પરિબળો જીત્યાં અને બાહ્ય દૃષ્ટિએ એના હેતુઓ, એના મઠ અને એના મિત્રો ઉપર એ વિજયી નીવડ્યાં, છતાં એના સમર્થ શત્રુઓ માનતા હતા તેવી આ જીત આંતરિક દૃષ્ટિએ અંતિમ ન પણ હોય, કારણ કે, આજે પણ પોર્ટ રૉયલનું નામ મહાન આદર્શના પ્રકાશને અજવાળે છે, અને એના બ્લેઈઝ પાસ્કલ અને જીન રેસીન જેવા કેટલાક હિમાયતીઓ પોતાના મૃત્યુ પછી આટલે લાંબે ગાળે હજી પણ પોતાનાં પુસ્તકો દ્વારા એના માટે લડી રહ્યા છે.

સહિષ્ણુતાના દુઃખદ અભાવે ધર્મને એના કેટકેટલા સાચા હિમાયતીઓથી વંચિત રાખ્યો છે એના અનેક ઉદાહરણોમાંનું એક ઉદાહરણ પોર્ટ રૉયલ અને એની સન્નિષ્ઠ સાધ્વીઓ અને અનુયાયીઓ છે.

પોર્ટ રૉયલ માટેની લડતમાં મુખ્ય ટેકેદાર મક્કમ મનની, અજેય, અણનમ અને ઊંડી નિષ્ઠા ધરાવતી શક્તિશાળી સ્ત્રી એન્જેલિક આર્નોલ્ડ હતી.

એન્જેલિકના પિતામહ, આર્નોલ્ડ દ લા મોથ એક હ્યુજેનો હતા પણ સંત બાર્થોલોમ્યુની કતલ પછી એમણે પોતાનાં કેટલાક બાળકો—જેમાં એન્જેલિકના પિતાનો પણ

સમાવેશ થતો હતો—ની સાથે કૅલ્વિન સંપ્રદાયનો ત્યાગ કર્યો હતો. તો પણ લા રૉશેલમાં કેટલીક મોટી ઉંમરની હ્યુજેનો સ્ત્રીઓ હતી.

એથી પોર્ટ-રૉયલનો મોટામાં મોટો અપરાધ આર્નોલ્ડ કુટુંબ હતું અને સૌથી અધિક અપરાધનું કારણ હતું ઍંજેલિકના પિતા શ્રી ઑંતોઇન આર્નોલ્ડે લખેલું "રાજા હેન્રી ચોથા ઉપરનો નિખાલસ અને વિશ્વસનીય વાર્તાલાપ," નામનું પુસ્તક. આ પુસ્તકમાં એણે આગ્રહ રાખ્યો હતો કે જેસુઇટો—જેમને એણે ચાલીસ વર્ષ દરમિયાનની યુરોપની દરેક કતલ માટે જવાબદાર ગણ્યા હતા—ને ફ્રાન્સમાં પાછા ન આવવા દેવા જોઈએ. પોર્ટ રૉયલ, મેર ઍંજેલિક અને એના બધા અનુયાયીઓ તેમ જ જૅન્સન અને એના મિત્ર જીન્ દુ વર્જિયર દ હોરાન્ને, ઍબે દ સૅંત સાયરનને આપવામા આવેલા ત્રાસનુ કારણ અવશ્ય આર્નોલ્ડો હતા.

સાધારણ રીતે જેન્સનિયસ કહેવાતો જૅન્સન ઈ. સ. ૧૫૮૫માં જન્મ્યો હતો અને ઈ. સ. ૧૬૩૮મા વાઇપ્રેસના ધર્માધ્યક્ષ તરીકે મૃત્યુ પામ્યો હતો. એ જીવતો હતો ત્યારે એની રૂઢિચુસ્તતા વિશે કદી શંકા ઉઠાવવામાં આવી ન હતી. ઊલટું, સ્પેનનો વતની હોવાને કારણે લોવેનની યુનિવર્સિટીના એના સહકાર્યકરોએ, પોતાની જેસુઇટો વિરુદ્ધની ચળવળને ટેકો આપવા બેવાર એને માડ્રિડ મોકલ્યો હતો. ઑગસ્ટિનસ નામનો દળદાર ગ્રંથ, જે એના મૃત્યુ પછી એના મૃત્યુપત્રનો અમલ કરનારાઓ છપાવવાના હતા, તે જો એણે પોતાની પાછળ ન મૂક્યો હોત તો એ કદી નાસ્તિક ગણાયો ન હોત

ઍંજેલિકના શત્રુઓએ જૅન્સનની કૃતિમાં લખેલા કહેવાતા અનુગ્રહના સિદ્ધાંતનો તેમ જ એના મિત્ર સંત સાયરનના અને એના પોતાના કુટુંબના કેટલાક સભ્યોનાં જીવન અને ઉપદેશોનો ઉપયોગ કરીને એમને દેવળ માટે, પોપ માટે અને ફ્રાન્સના રાજા માટે જોખમકારક એવા કૅલ્વિન સંપ્રદાયના ભયંકર વિરોધીઓ તરીકે વગોવ્યા.

છતાં એના શત્રુઓએ પોર્ટ રૉયલ અને મેર ઍંજેલિકના સુધારાનો જૅન્સનવાદ સાથે ગોટાળો કર્યો એમ ન કરવા આપણે ખૂબ સાવચેત રહેવું જોઈએ. એણે સુધારાઓ કર્યા, ત્યારે એ સંત સાયરનથી સાવ અજાણ હતી, અને મઠ પૂરેપૂરી રીતે સ્થપાઈ ગયા પછી વીસ કરતાં પણ વધારે વર્ષ પછી એ એમના અને એમના દ્વારા જૅન્સનના સિદ્ધાંતોના સંપર્કમાં આવી. આ અવિરત સંઘર્ષમાં એવા • ... ... જ્યારે એમ લાગતું હતું કે, પોર્ટ-રૉયલને પોતાનું આત્મશુદ્ધિ

પર અને પ્રાર્થના પર જીવન ચાલુ રાખવા દેવામાં આવશે, પણ એમ થવાનું ન હતું.

આ કરુણાન્ત નાટકનો છેલ્લો અંક પડે એના બહુ પહેલાં એંજેલિક મૃત્યુ પામી. જે રીતે પ્રત્યેક આનંદ અને વિપત્તિને એણે ઈશ્વર પાસેથી આવેલાં અને ઇચ્છાઓની પૂર્તિ તરીકે ગણીને સ્વીકાર્યાં હતાં, એ જ રીતે પોતે સર્જેલી પ્રત્યેક વસ્તુની અંતિમ પડતીને પણ એણે સ્વીકારી હોત. દેખીતી હતાશાની અને માનવીય નિરાશાની અંધકારમય પળોમાં પણ એણે કદી ઈશ્વર પર વૈષમ્યનૈર્ઘૃણ્યનો આક્ષેપ મૂક્યો ન હતો એને મન તો બધી કસોટીઓ ઈશ્વરના અનુગ્રહની એંધાણીરૂપ હતી. તેથી ધાર્મિક જીવન પાળનાર પ્રત્યેક જણ માટે, ઈશ્વરેચ્છાને આધીન થવું, નિઃશંકપણે આધીન થવું, એ જ મુખ્ય નિયમ હતો. એની દૃષ્ટિએ, આના પાલન વગર કોઈ સ્ત્રી કે પુરુષને ધાર્મિક કહેવાય નહિ, અગર તો એ વગર સાચા સાધુ અગર સાધ્વી પણ ન બની શકાય. એના વિના પોતાનાં વ્રતોનું ઊંડા અને સાચા અર્થમાં પાલન કરવા કોઈ પણ સમર્થ ન બની શકે.

ઈશ્વરનો અનુગ્રહ જ સર્વસ્વ હતો, અને સ્વકર્મોથી માત્ર વ્યક્તિગત પુણ્ય મેળવવાના પોતાના જ પુરુષાર્થથી અનુગ્રહ સંપાદન ન કરી શકાય. જો આપણે ખ્રિસ્તી ધર્મના આદેશોનુ ચુસ્તપણે પાલન કર્યું હોય તો આપણે આ બદલાના અધિકારી ન ઠરીએ. તેથી જ એંજેલિકને જેને જેને માટે મમતા હતી, એ બધાનો સમૂળગો નાશ પણ એને સ્વીકાર્ય બન્યો હોત ભગવાનના ઉચ્ચોચ્ચ આદેશો સામે સાચા ધાર્મિક માણસના હૃદયમા બંડ ઊઠત નહિ કે લોકમત કે વૈયક્તિક લાગણી અથવા આસક્તિ ખાતર આ આદર્શો સામે એ હળવાશથી આંખ આડા કાન કરી શકત નહિ એના મતે બંડ કરવુ, એ ઈશ્વરેચ્છાનું ઉલ્લંઘન કરવા બરાબર હતું અનુગ્રહની શક્તિને માનવી પુણ્યકર્મોને જ આધીન ગણાવી દેતા, મૉલિનાના સંકલ્પ-સ્વાતંત્ર્યના સિદ્ધાંતો વિરુદ્ધ ખ્રિસ્તી દેવળે માન્ય રાખેલા અને સંત ઑગસ્ટાઈને ઘોષિત કરેલા પ્રાચીન સત્યોને પોર્ટ-રૉયલે ફક્ત પ્રતિપાદન કરવાનો પ્રયત્ન કર્યો.

એંજેલિક માત્ર સુધારક ન હતી, પણ એ કરતા કંઈક વિશેષ હતી એના સંપ્રદાયની કઠોરતા પ્રતિકારક હોવા છતા, એણે એના જીવન દરમિયાન એના મઠમાં રહેતી સાધ્વીઓ ઉપરાંત, ઘણાં સ્ત્રી પુરુષો પર અસર પાડી હતી. અતિશય સ્વાર્થત્યાગ અને આત્માન્વેષણની જરૂરિયાતનો એણે માત્ર ઉપદેશ જ આપ્યો ન હતો, પોતે પણ ખૂબ ઉગ્ર આત્મસંયમ આચર્યો હતો.

એમ છતાં, આશ્ચર્યકારક બીના એ છે કે પોર્ટ-રૉયલના સુધારાની અને એના

પોતાના ધાર્મિક જીવનની પૂર્વભૂમિકા એક જૂઠાણું હતું, કારણ કે પોપના જરૂરી હુકમો આઠ વર્ષની છોકરીને મળી શકે તે માટે એની ઉંમર આઠ વર્ષ વધુ બતાવવામાં આવી. જ્યારે આતોઈન આર્નોલ્ડ એની નાની દીકરીને દીક્ષા અપાવવા મૉબિસોં મઠમાં લઈ ગયો, ત્યારે એને ભાગ્યે જ ખ્યાલ હતો કે એક દિવસ પોર્ટ-રૉયલના દ્વાર એને માટે સખત બિડાઈ જશે, અને સાત બર્નાર્ડનું શાસન એના પોતાના કુટુંબ અને નજીકનાં સગાંઓ વિરુદ્ધ અમલમાં મુકાશે.

છ વર્ષ પછી, ઈ. સ ૧૬૦૮માં જ્યારે એંજેલિક પોર્ટ-રૉયલમાં ધર્માધ્યક્ષા બની, ત્યારે એક ખરાબ કૅપુચિન સાધુનો ઉપદેશ સાભળવામાં આવ્યો. એણે તરત જ પોતાના મઠમાં સુધારો કરવાનો નિર્ણય લીધો, અને એના સગાંઓની ભારે ચોંકા અને એના શરૂઆતના માર્ગદર્શકોનો પ્રત્યક્ષ અગર પરોક્ષ વિરોધ હોવા છતાં એણે એ સુધારો અમલમાં મૂક્યો એની નાટકીય કારકિર્દીના એક અતિ નાટ્યાત્મક પ્રસંગ ગીચેની પ્રસિદ્ધ મુસાફરી (Journee du guichet) પછી, પોર્ટ-રૉયલ ક્રાર્મેલાઈટ અને સાત ફ્રાન્સિસ દ સેલ્સના વિઝિટેશન સપ્રદાય જેટલું પ્રખ્યાત બન્યું.

ગીચેની મુસાફરી( Journee du guichet )નો બનાવ ઈ સ. ૧૬૦૯ના સપ્ટેમ્બર માસની પચ્ચીસમી તારીખે બન્યો કે જ્યારે પોતાની જાતને પોર્ટ-રૉયલના સર્વસત્તાધીશ માનતા આર્નોલ્ડોએ પોર્ટ-રૉયલની મુલાકાત લીધી એંજેલિકે એક પાદરીને મઠનો નિયમ પાળવા આજ્ઞા કરી ગુસ્સે કર્યો, એ જ ધાર્મિક જીવન પ્રત્યે એના અનુનમ વલણનું અને મઠજીવનના વ્રતોના સભાન આચરણનું પહેલું લક્ષણ હતું

વર્ષો પહેલા, એકવાર એંજેલિકે, એક વાર્તાલાપ દરમિયાન, એના દાદા શ્રી મરિયનને કહ્યું હતુ કે બીજી પુત્રી તરીકે જન્મી એ મારી કમનસીબી છે, કારણ કે, જો હુ જ્યેષ્ઠ પુત્રી હોત તો મને પરણાવવામા આવી હોત. આ ઉપરથી સ્પષ્ટ દેખાય છે કે એને એની ઇચ્છા વિરુદ્ધ સાધ્વી કરવામાં આવી હતી. પણ એકવાર ઇચ્છા વિરુદ્ધ પોતાને સાધ્વી બનાવ્યા પછી, એ જ માતાપિતા જ્યારે એના નિર્ણયનો વિરોધ કરવા લાગ્યાં ત્યારે એંજેલિકે નિષ્ઠાપૂર્વક સાધ્વીજીવન જીવવાની અને નિષ્કામ આત્મસમર્પણના બધા જ નિયમો પોતાની બહેનો પાસે વિગતવાર પળાવવાની ઇચ્છા કરી. એના મતે, પોતે અંગીકાર કરેલાં ધાર્મિક વ્રતોના સંપૂર્ણ આચરણ વિનાનું ધાર્મિક જીવન ચોકળતા અને દંભ સિવાય બીજું કશું ન હતું, અને ધાર્મિક માણસથી થતાં ખૂબ ધિક્કારપાત્ર અને અક્ષમ્ય પાપોમાંનું એક પાપ તે દાંભિકતા હતું

જ્યારે બધું એને સરળ અને આનંદી જીવન પ્રત્યે સાદ કરતું દેખાતું હતું, ત્યાં આ જુવાન અને બિન-અનુભવી ધર્માધિષ્ઠાત્રીનો પૉર્ટ–રૉયલને મૂળ નિયમો તરફ પાછા લઈ જવાનો પ્રયત્ન ખૂબ વિચિત્ર અને વિધિનિર્મિત જેવો લાગે છે, કારણ કે, એની ચારે બાજુએ એ સમયના સમાજમાં વિઘટન અને નૈતિક શિથિલતા પ્રવર્તી રહ્યાં હતાં. મધ્યમ માર્ગને ન જાણતા અને હમેશાં છેવટનો ઉપાય અજમાવવા તૈયાર એવા જુવાન અને લાગણીવાળા આત્માની બધીયે ધગશ એંજેલિકે સુધારવામાં રેડી. એ આશ્ચર્યજનક હકીકત છે કે આ અતિશયતાએ જ, ઘણામાં આત્મ-સમર્પણ અને સંપૂર્ણ સ્વાર્થત્યાગની ઉગ્ર તપશ્ચર્યા માટે ચિરસ્થાયી ઉત્સાહ ઉત્પન્ન કરીને, તેમને ધાર્મિક જીવન પ્રત્યે આકર્ષ્યાં.

એણે સુધારેલા પૉર્ટ–રૉયલના સંપ્રદાયની ઊંડી નિખાલસતા અને શ્રદ્ધાથી તેમ જ પોતાની અંતરતમ માન્યતાઓનો ભોગ આપવા કરતાં અને પોતે માનેલા સત્યને બેવફા બનવા કરતાં જેમણે જાતે ભૂંસાઈ જવાનું પસંદ કર્યું હતું તેવી શાંત સાધ્વીઓ અને વિદ્વાન સાધુઓથી, એંજેલિકના મૃત્યુ પછી, ઘણે વખતે પણ વૉલ્ટેર જેવા છિદ્રાન્વેષી માણસ પ્રભાવિત થયો હતો.

એંજેલિકનો પ્રથમ પ્રયત્ન સિસ્ટેર્શિયન સંપ્રદાયના સિદ્ધાંતો પ્રમાણે, વિશુદ્ધિ અકિંચનતા, નમ્રતા અને આજ્ઞાંકિતતા અને એકાંતવાસ વગેરે મઠવાસના નિયમોનું કડક પાલન ફરીથી દાખલ કરવાનો હતો. એના મતે, જે લોકો ધાર્મિક જીવન નિષ્ઠાથી ગાળવા ઇચ્છતા હતા અને પોતે અપનાવવા ન ઇચ્છેલા આદર્શને મોઢેથી જ વફાદારી દાખવીને વૈયક્તિક સગવડ શોધતા ન હતા, એવા લોકોએ પોતાની જાતને ગમે તે સ્વરૂપે પ્રગટ થતા પ્રત્યેક વૈયક્તિક બંધન અથવા સંબંધ અને બધી ઇચ્છાઓથી મુક્ત કરવી જોઈતી હતી, એમણે બધું જ છોડીને, ઈશ્વરની શરણાગતિ સ્વીકારવાની હતી; એમણે મૌનવ્રત ધારીને પ્રાર્થનામાં તન્મય રહેવાનું હતું, પવિત્રતમ તત્ત્વ માટેનાં જીવતાંજાગતાં મંદિરો અથવા દેવાલયો સાચાં સાધુ અને સાધ્વીઓએ જ બનવાનું હતું. ધાર્મિક જીવન વડે અપાતા લાગણીજન્ય સંતોષો, એની મધુરતા, એના ભાવાવેશો, એનાં દર્શનો, જે બધાથી સ્ત્રીઓ જલદીથી વશ થાય છે અને જે એમને ઇન્દ્રિયજન્ય આનંદ આપે છે, તે બધાંને એંજેલિકની યોજનામાં સ્થાન ન હતું. ધર્મનાં બાહ્ય અંચળાઓ અને આવરણો કે જેનો ઉપયોગ દંભી ધાર્મિક માણસ પોતાની સાંસારિકતાને સંતાડવામાં કરી શકે, એમાં એને બહુ રસ ન હતો. જે બધું બાહ્ય સપાટી સાથે સંકળાયેલું હોય, ધાર્મિક જીવનનું પોકળ આવરણ હોય,

એ બધું જ જ્યાં સુધી મુખ્ય નિયમો અને શરતોનું સાચા હૃદયથી અને આનંદથી પાલન થાય નહિ, ત્યાં સુધી એને માટે આકર્ષણ વિનાનું હતું.

હેન્રી ચોથો હમેશાં જેનો સબળ ટેકેદાર રહ્યો હતો એવી ધર્માધ્યક્ષા એ'જેલિક, દેસ્ત્રેનું દુરાચરણ હેન્રીના મૃત્યુ પછી લાંબો વખત ચલાવી શકાય એવું ન હતું, તેથી તેની જગ્યા લેવા અને એનો સુધારો દાખલ કરવા મૉબિસૉંમા એ'જેલિકને મોકલવામાં આવી. ત્યાં થયેલી સંત ફ્રાન્સિસ દ સૅલ્સ સાથેની મુલાકાત એની જિંદગીનો બીજો મહત્ત્વનો પ્રસંગ હતો. જ્યાં એણે પોતે દીક્ષા લીધી હતી અને સાધ્વીનાં વસ્ત્રો ધારણ કર્યાં હતાં, તેવા આ મઠમાં એણે ગાળેલાં પાંચ વર્ષ અપૂર્વ હિંમત અને સાચું શૌર્ય માગી લે એવાં નાટ્યાત્મક ચડતીપડતીવાળાં અને ભયજનક હતાં.

મૉબિસૉંમાં આપણે એ'જેલિકનું અવિચળ ચારિત્ર્ય, ખતરાઓ અને નિરાશાઓ વચ્ચેની સંપૂર્ણ કર્તવ્યનિષ્ઠા, સુંવાળી જિંદગી માટેની ચીડ, પોતે માનેલા કર્તવ્ય અને ઈશ્વરેચ્છાને કરેલું સંપૂર્ણ આત્મનિવેદન એને આટલી પ્રશસ્ય બનાવતા આ બધા ગુણો વધારે પડતા અતિમાનુષી, વધારે પડતા કડક અને સખત પણ લાગે છે, જેમને લીધે એ પોતાની સમતુલા અને શાંતિ ખોઈ બેસતી.

ઈ. સ. ૧૬૧૯ના એપ્રિલ માસની પાંચમી તારીખે, એ'જેલિકની એક નવદીક્ષિત સાધ્વીને માન્યતા આપવા માટે સંત ફ્રાન્સિસ દ સેલ્સ મૉબિસૉંમાં આવ્યા. એ'જેલિક એમને મળવાની અને જીની દ શૅન્તાલ નીચે વિઝિટેશન સંપ્રદાયમાં જોડાવાની ઇચ્છા સેવતી હતી, એટલે આ મુલાકાતથી એ ઘણી ખુશી થઈ. એ બન્ને એકબીજાને કેટલીકવાર મળ્યા અને પછી સંત ફ્રાન્સિસ દ સૅલ્સ પોર્ટ–રૉયલમાં રહેતી એની બહેન એગ્નેસને પણ મળવા ગયા. પણ અણગમતી જવાબદારીઓ અને સંઘર્ષો સાથેની પોર્ટ–રૉયલની જગ્યા છોડી દઈને, જીની દ શૅન્તાલ નીચે વિઝિટેશન સંપ્રદાયમાં જોડાવાની અને સામાન્ય સાધ્વી બનવાની એ'જેલિકની ઇચ્છાને એમણે બર આવવા ન દીધી.

ઈ. સ. ૧૬૧૯ના સપ્ટેમ્બર માસમાં એમની અંગત મુલાકાત પછી, એ'જેલિક એમને ફરી મળી નહિ, પણ એને પ્રેમ અને સંગીન શિખામણથી ભરપૂર જ્વલંત પત્રો લખવાનું એમણે ચાલુ રાખ્યું હતું આ પત્રો એમના પત્રવ્યવહારના પવિત્ર સંપાદકોને માટે હજી પણ નિરાશાના કારણરૂપ છે; કારણ કે, પોર્ટ–રૉયલને અને બધા આર્નોલ્ડોને તેમ જ તેમના મિત્રોને વગોવવામાં આ સંપાદકો એમને પોતાની તરફેણમાં ખેંચી શકતા નથી. આ પત્રો અને મેર એ'જેલિક તરફનું સંત

ફ્રાન્સિસ દ સેલ્સનું સમગ્ર વલણ સ્ત્રી અને પુરુષ વચ્ચેના એવા એક વિરલ્શાથી સંબંધને પ્રગટ કરે છે, જે સંબંધની ઉત્કટતાને અને વિશુદ્ધિને સાંસારિક માણુસ મહામુશ્કેલીએ સમજી શકે અને જે સંબંધ એની સાથે સંકળાયેલાંના આધ્યાત્મિક વિકાસમાં ફળદાયી નીવડ્યો છે ઍસિસિના સંત ફ્રાન્સિસ વિના સંત ક્લેરનો, સેંટ જૉન ઑફ ધ ક્રૉસ વિના અવિલાની સેંટ ટેરેસાનો, સંત ફ્રાન્સિસ દ સેલ્સ વિના સંત જીની દ શૅન્તાલનો વિચાર કરવો જ અશક્ય થઈ જાય. મેર એન્જેલિકની બાબતમા પણ સંત ફ્રાન્સિસ દ સેલ્સની અસરે એના વિકાસમા મદદ કરી હતી વળી એમની અસરને લીધે એની ઉગ્રતા, એનુ એકપક્ષીય વલણ, જીવનના સાચા અને એકમાત્ર ધારણ માટેની એની મોટા ભાગથી દઢ, અધીરી અને ઝનૂની આસક્તિ, તેમ જ પોતાની અને બીજાની ઊણપો વિશેની આગમાધાનકારક નિર્ણય શક્તિની અતિશયતા ઓછી થઈ

ત્રણ વર્ષ પછી સત ફ્રાન્સિસ અવસાન પામ્યા એમના સુદર પત્રોમા, એમણે ઘણીવાર એને એના અધીરા સ્વભાવ માટે તેમ જ પોતાનો અને હાથ નીચેના માણસોનો વધારે પડતો કસ કાઢવા માટે ટકોર કરી હતી એમના સ્વભાવ જેમ એકબીજાથી ભિન્ન હતા, તેમ જ ધાર્મિક જીવનનું સત ફ્રાન્સિસનું વલણ અને ભાવના એના કરતા ઘણે અંશે જુદા હતા, કારણ કે, લગભગ જુલમની હદે જાય એટલી નિષ્કરુણ કડકાઈ દાખવતો ભયકર ઈશ્વર, અથવા પથરના હૃદયે જેનાથી આપણે ડરીએ અને માન આપીએ એવો ઈશ્વર, એમને માન્ય ન હતો

સત ફ્રાન્સિસ દ સેલ્સે હમેશાં ઇચ્છ્યું હતુ કે જીની દ શૅન્તાલ અને વિઝિટેશન સપ્રદાય પોર્ટ-રૉયલ અને મેર એન્જેલિક સાથે ઘનિષ્ઠપણે જોડાઈ જાય. એમના ઈ સ ૧૬૨૨માં થયેલા મૃત્યુ પછી, બાકીના વીસ વર્ષ દરમિયાન જીની દ શૅન્તાલ એ જેલિકની શ્રેષ્ઠ મિત્ર રહી મૌલિન્સમા થયેલા એના અવસાન પહેલા થોડા જ વખત ઉપર એ જેલિકને લખેલા અંતિમ પત્રમા એણે ફરી એક વાર પોર્ટ-રૉયલ અને વિઝિટેશન સપ્રદાયના જોડાવ્ની ભલામણ કરી હતી જેસુઈટોને હાથે ઝનૂની બનાવાયેલી અને ખોટે રસ્તે દોરવાયેલી, સત ફ્રાન્સિસ દ સેલ્સ અને જીની શૅન્તાલની આધ્યાત્મિક પુત્રીઓએ, પછીના વર્ષોમા પોર્ટ-રૉયલની સાધ્વીઓને દયાહીન અને નિષ્ઠુર બનીને કેદ કરી, એ બનાવ એટલે જ વધારે વિચિત્ર લાગે છે અને મોટે ભાગે વિધિની વક્રતા જ કહેવાય.

કંઈક અંશે પોર્ટ-રૉયલના દૂષિત વાતાવરણને લીધે અને કંઈક અંશે પોતાની

મંડળીના અજ્ઞાની અને સંસારમાં આસક્ત શ્રીટીકરાના ઉપરી સાધુઓથી પોતાને અને પોતાની મંડળીને મુક્ત કરીને, એંજેલિક પોતાને પૅરિસના મહાધર્માધ્યક્ષ નીચે મૂકવા ઇચ્છતી હતી, તેથી એણે પોર્ટ-રૉયલ દે-શૅમ્પસનો મઠ ઈ. સ. ૧૬૨૫માં છોડી દીધો અને ફાઉબોર્ગ સંત જેક્વિસની પાસે પૅરિસ ગઈ.

પૅરિસમાં, લાંગ્રેના ધર્માધ્યક્ષ સેબૅસ્તીન ઝામેત સાથે એ ઘનિષ્ઠ સંપર્કમાં આવી. આ વખતે એ એના સુધારાઓની પ્રશંસા કરતો હતો; પવિત્ર સંસ્કાર( Blessed Sacrament )ની ચિરસ્થાયી યાદમાં એક નવો સંપ્રદાય સ્થાપવાની યોજના મનમાં ઘડતો હતો; પોર્ટ-રૉયલમાં આ પદ્ધતિ એંજેલિકે ક્યારનીયે શરૂ કરી હતી, તેથી એ પદ્ધતિ બન્ને વચ્ચે મજબૂત સહાનુભૂતિની સાંકળરૂપ નીવડી. સેબૅસ્તીન ઝામેત એટલો બધો ઉત્સાહી હતો અને ઊંડી આધ્યાત્મિકતાથી ભરપૂર લાગતો હતો કે એના સ્વભાવનું મૂળભૂત છીછરાપણું, એની સંકુચિતતા અને અસ્થિરતાને પારખ્યા વગર, એંજેલિક એની ઉત્કટ આવેગશીલતાથી ખૂબ આકર્ષાઈ ગઈ અને એકદમ અંજાઈ ગઈ.

ઈ. સ ૧૬૩૦માં પોતાના હોદ્દા પરથી નિવૃત્ત થવાની એની જૂની ઇચ્છા પરિપૂર્ણ થઈ અને રાજાએ પોર્ટ-રૉયલને દર ત્રણ વર્ષે ધર્માધ્યક્ષા ચૂંટવાનો વિશિષ્ટાધિકાર આપ્યો. કમનસીબે, નવી ધર્માધ્યક્ષા જીનીવિવ લે તાર્દિફ, જે એંજેલિકની મૅલિસૅાંની શિષ્યા હતી, તે સંપૂર્ણ રીતે ઝામેતની અસર નીચે હતી. સુધારાનાં લાંબા અને મુશ્કેલ વર્ષો દરમિયાન અથાગ પ્રયત્નથી એણે જે ઊભું કર્યું હતું તે બધાંને ધૂળમાં મેળવતી જીનીવિવ પાસે સાદી સાધ્વી તરીકે ઊભા રહીને જોવાનું એંજેલિકના નસીબમાં હતું. જીનીવિવે માન્યું કે એમની દરિદ્રતા, નમતું આપવાની વૃત્તિ અને સંપૂર્ણ આજ્ઞાંકિતતાએ સાધ્વીઓને ગરીબ ગાય જેવી બનાવી દીધી હતી. તેથી એણે એમને વાંચતાં અને અભ્યાસ કરતાં શીખવવાનો નિર્ણય કર્યો. એ ઉપરાંત એંજેલિકે ધાર્મિક મનુષ્યો માટે શિથિલતા અને સરળ, આનંદી અને સગવડવાળી જિંદગીને તેમ જ જે ઉત્તેજક તપશ્ચર્યાઓ અને સાધનાઓને ધિક્કારી હતી, એ બધાંને એણે દાખલ કર્યાં. એંજેલિક જાણતી હતી કે આવી સાધનાઓ પ્રબળ ઇન્દ્રિયજન્ય ઊર્મિશીલતા જ માત્ર જન્માવતી હતી અને ઘણા કિસ્સાઓમાં આવી સાધના કરતી વ્યક્તિઓમાં આત્મગૌરવનું ભાન પણ વધારે પ્રમાણમાં જાગ્રત થતું હતું.

જ્યારે ઈ. સ. ૧૬૩૩માં 'પવિત્ર સંસ્કારના માનમાં' (The Adoration of the Blessed Sacrament) સંપ્રદાય સ્થાપવામાં આવ્યો ત્યારે અધ્યક્ષમાતાનું પદ

એંજેલિક બ્રોગર્વે એમ આર્નો ઇચ્છતો ન હતો. છતાં પૅરિસના મહાધર્માધ્યક્ષે એની નિમણૂક માટે આગ્રહ જારી રાખ્યો, પણ આ મઠ તરત જ બંધ થયો, અને સાધ્વીઓને પોતાની સાથે લઈને, ઈ. સ. ૧૬૩૬માં એંજેલિક પૉર્ટ-રૉયલ પાછી ફરી.

છતાં આર્નોએ પોર્ટ-રૉયલમાં ડ્યુ વર્જિયર હોરાન્ને એબે દ સંત-સાયરનને મોકલ્યા. આ પ્રસંગ પોર્ટ-રૉયલના આખા સમાજ માટે મહાન અને કટવાં પરિણામો લાવવાનો હતો. સંત સાયરન સાથેના આ સંબંધને કારણે જ પોર્ટ-રૉયલ ખૂબ જાણીતું બન્યું અને બીજા કથા કરતાં આ કારણે જ એની અંતિમ પડતી આવી. સંત-સાયરન, જેન્સન, કાર્ડિનલ દ બેરુલ અને સંત વિન્સેંટ દ પોલના મહાન મિત્ર હતા. રિશલ્યુ એમના માટે ખૂબ માન ધરાવતો હતો. એણે એમને પોતાને પક્ષે લેવા અથાગ પ્રયત્ન કર્યો હતો, પણ પોતાની સત્તાને એમનો સ્વતંત્રતાનો જુસ્સો ભયજનક લાગતાં, એ ઉશ્કેરાઈ ગયો હતો. સંત સાયરન ઉપદેશથી અને આચરણથી એંજેલિકના પોતાના વિચારો સાથે નિકટપણે ગૂંથાઈ ગયેલા ભયમૂલક ધર્મના ખૂબ અડગ હિમાયતી હતા. આ અર્થમાં એ સાચા ઑગસ્ટિયન હતા એટલે એમને પોતાને મતે પણ અનુગ્રહ વૈયક્તિક ગુણવત્તાથી મેળવી શકાય નહિ, પણ એ તો સ્વયં ઈશ્વરદત્ત કૃપા હતી અને એ કૃપા એવી હતી કે ઈશ્વર કોઈને પણ, પોતાના અત્યંત નિષ્ઠાવાન ભક્તોને પણ, આપવા બંધાયેલો ન હતો. એંજેલિકે માન્યું કે પોતાને નવા ફ્રાન્સિસ દ સેલ્સ મળ્યા હતા અને સાધુઓ સહિતનો આખો પોર્ટ-રૉયલનો સમાજ પણ તેમના આ નવા સૂત્રધાર માટે એટલો ઊંડો આદર ધરાવવા લાગ્યો કે સેબૅસ્ટીન આર્નોને ઈર્ષા થઈ અને એણે એમના શત્રુઓનો પક્ષ લઈને પોર્ટ-રૉયલ સાથેના બધા સંબંધો તોડી નાખ્યા. સંત સાયરનને રિશલ્યુ પાસે વગોવવામાં આવ્યા અને એમને વિન્સેનીસમાં કેદ કરવામાં આવ્યા, કારણ કે એમણે ગૅસ્તૉં દ ઑર્લીન્સનું લગ્ન રદ કરવાની શેખીના પાડી હતી, અને કાર્ડિનલથી ખૂબ જુદા પડતા પશ્ચાત્તાપ વિશેના વિચારો અને ઉપદેશોનું એમણે પ્રવર્તન કર્યું હતું.

કેદખાનામાંથી સંત સાયરને પોર્ટ-રૉયલની સાધ્વીઓને દોરવણી આપવાનું ચાલુ રાખ્યું, અને જ્યારે રિશલ્યુના મૃત્યુ પછી વિન્સેનીસ છોડ્યું, ત્યારે પહેલાં આ સાધ્વીઓને એ મળ્યા. એ પછી તરત જ એ મૃત્યુ પામ્યા. એ વાત નિઃશંક છે કે સત્તરમી સદીમાં એ પ્રજાના મહાન સંરક્ષક હતા. પોર્ટ-રૉયલ માટે તો એ પિતા સમાન હતા. ઘણાં ઓછાં સ્ત્રી કે પુરુષો એમના અને મેર એંજેલિકના જેટલાં સ્વભાવમાં

અને માન્યતાઓમા મળતા આવતા હશે બન્ને સ્વભાવે કડક અને દુરાગ્રહી હતા, બન્ને બીજાના તેજને ઝાખુ અને ધૂધળુ બનાવી દેતી પ્રખર વિભૂતિરૂપ હતા બન્ને પોતાના આદર્શોથી માનવબધુઓને કેવી રીતે પ્રેરવા અને કેવી રીતે એમને પોતાનો દાખલો અનુસરવા કરવા એ સારી રીતે જાણતા હતા, પોતે માનેલા સત્યની બાબતમા બન્ને અણનમ હતા

ઈ સ ૧૬૪૨ અને ૧૬૪૯ વચ્ચે એન્જેલિકને ઉપરાઉપરી ચાર વાર પોર્ટ-રૉયલની ધર્માધ્યક્ષા ચૂટવામા આવી એ વર્ષો પ્રમાણમા શાતિપૂર્ણ હતા ઈ સ ૧૬૪૮મા એકવીસ વર્ષની ગેરહાજરી પછી, એ પોર્ટ રૉયલ દે શૅમ્પ્સમા કેટલીક સાધ્વીઓ સાથે આવી અને ત્યા એકઠા થયેલા સાધુઓએ એને આવકાર આપ્યો

ફ્રૉન્દેના યુદ્ધ દરમિયાન, એન્જેલિકે મઠના દ્વાર ખુલ્લા મૂકી, આશરો શોધતા બધાને રક્ષણ આપ્યુ આપણે એન ક્યારેય આટલી બધી ત્યાગમયી, દુ ખીઓ માટે અત્યત દયાપૂર્ણ, અને નિરાધાર અને ભયગ્રસ્ત લોકોને માટે મઠનુ સર્વસ્વ આપી દેવા તત્પર જોતા નથી બીજા કોઈ પણ પ્રસગે એણે આટલી બધી વ્યવહારુ બુદ્ધિ અને સમતુલા તેમ જ અદ્ભુત વ્યવસ્થાશક્તિ દર્શાવ્યા નથી

જે નિશ્ચલ મક્કમતાથી એણે યુદ્ધની નિષ્ઠુરતાનો સામનો કર્યા હતો, તે રીતે જ ત્રાસનો પણ સામનો કર્યો ઈ સ ૧૬૫૩મા એને અને એની સાધ્વીઓને ઑગસ્ટિનસમા મનાતા હતાતા પાચ સિદ્ધાતો રદ કરવા પ્રથમ ખરડામા સહી કરવી પડી એમ ક્યા પછી પણ એમને શાતિ મળી નહિ

પોર્ટ રૉયલના નમાજે અને બહારની દુનિયાએ જેને ચમત્કાર તરીકે ગણાવ્યો તેવા એક પ્રસગને લીધે, થોડા વખત માટે, સમાજની હેરાનગતી અને અપવાદોનો અત આવતો લાગ્યો મેર એન્જેલિકના એક સબધી પાદરીએ, ઈસુ ખ્રિસ્તના મરણના મુગટમાથી આવેલો કહેવાતો કાટો મેળવ્યો હતો અને એ એણે પોર્ટ રૉયલ મોકલ્યો હતો એ વખતે મઠમા રહેતી એક દસ વર્ષની બાળકીને અસાધ્ય મનાતી ગાઠ થઈ હતી, પણ આ કાટો જે સ્ફટિકની ડબીમા મૂકવામા આવ્યો હતો, તેનાથી એની સભાળ લેતી પરિચારિકાએ એ ભાગને સ્પર્શ કર્યો અને એ ગાઠ ગહેજ પણ ટાઢા રહ્યા વગર અદૃશ્ય થઈ ગઈ તબીબોએ પ્રમાણપત્ર આપ્યુ કે દવાની બધી જ શક્તિઓ કરતા આ ઉપચાર અસાધારણ રીતે ઉત્કૃષ્ટ હતો પૅરિસના મહાધર્માધ્યક્ષે પણ એને ચમત્કાર તરીકે જાહેર કર્યો જેના એક પ્રસિદ્ધ પત્રમા બ્લેઈઝ પાસ્કલ પણ આ

બનાવનો ઉત્સાહી શબ્દોમાં ઉલ્લેખ કરે છે. નજરંદનારમાં ઘણાને એમ પણ લાગ્યું કે જોખમી અને પાખંડી સિદ્ધાંતોનો પ્રચાર અને પ્રવર્તન કરતા આવા નાસ્તિકોના નમૂલ ઉપર ઈશ્વર અનુગ્રહ કરે એ અશક્ય હતું પણ આ શાંતિનો વચગાળો બહુ લાંબો ટકવાનો ન હતો થોડા સમય પછી એક નવો મુસદ્દો ઘડવામાં આવ્યો, જેમાં કોઈ પણ જાતની મર્યાદા વગર બધાએ સહી કરવાની હતી, કારણ કે પોપે ચોક્કસપણે જાહેર કર્યું હતું કે પેલા પાંચ સિદ્ધાંતો જેન્સેનના પુસ્તકમાં અવશ્ય જોવા મળતા હતા

મથાળે સાવચેતીની નોંધ લખ્યા વગર, પોર્ટ-રૉયલની સાધ્વીઓએ આ મુસદ્દામાં સહી કરવાની ના પાડી, કારણ કે સહી કરવાનો અર્થ સંત સાયરન તેમ જ જેન્સેનની અવગણના કરવી એવો થતો હતો ઘણીએ તો સહી કરવાની જ ચોખ્ખી ના પાડી બ્લેઇઝ પાસ્કલની બહેન જૅક્વેલિન પાસ્કલ, જે પોર્ટ રૉયલની મઢીમાં ઘણા વર્ષો પહેલાં જોડાઈ હતી તે હતાશ હૃદયે મૃત્યુ પામી

સાધુઓને વિખેરી નાખવામાં આવ્યા, નિશાળો બંધ કરવામાં આવી ઈ. સ. ૧૬૬૦ના એપ્રિલની ત્રેવીસમી તારીખે, પૅરિસની સાધ્વીઓને એમના નિવૃત્ત અંતેવાસીઓને પાછા મોકલી દેવાનું કહેવામાં આવ્યું. લા મેર એન્જેલિકે પૅરિસની સાધ્વીઓને ટેકો આપવા ત્યાં જવાની ઉતાવળ કરી એ વખતે એ સિત્તેર વર્ષની હતી બ્રધર દ આન્ટિલીને એણે કહેલા વિદાયવચનો નોંધવામાં આવ્યા છે મઠના પ્રવેશદ્વાર બહાર ઊભેલી ગાડીમાં એ બેસવા જતી હતી, ત્યારે એ બન્નેએ વાતચીત કરી હતી.

એણે કહ્યું "આવજો બંધુ, ગમે તે માથે પડે, પણ હિંમત રાખજો."

એમણે જવાબ આપ્યો "મારી ચિંતા કરશો નહિ. હું ખૂબ હિંમતવાળો છું "

એણે જવાબ આપ્યો "અરે ભાઈ, આપણે નમ્ર થઈએ, આપણે યાદ રાખવું ઘટે કે મક્કમતા વિનાની નમ્રતા એ તો બીકણપણું છે, જ્યારે નમ્રતા વિનાની હિંમત સાહસિકતા છે "

મેની ચોથી તારીખના રોજ સાધ્વીઓને ફરમાન થયું કે બધી જ નવદીક્ષિત સાધ્વીઓને તેમ જ જૂની સાધ્વીઓને મોકલી આપશો અને નવી શિષ્યાઓને સ્વીકારશો નહિ એ એન્જેલિકની ત્યાગપૂર્ણ અને ઉચ્ચ આધ્યાત્મિક આકાંક્ષાપૂર્ણ જિંદગીની અને એના સુધારાની આ ઇતિશ્રી હતી જે બધા માટે એ જીવી હતી અને જેના એણે

સ્વપ્ન સેવ્યાં હતાં તે બધાંનો નાશ કરવામાં આવ્યો હતો, એ બધું જ કાદવમાં રગદોળવામાં આવ્યું હતું—અને એ પણ એણે આદરણીય અને માનપાત્ર અણેલા સંપ્રદાયે કર્યું હતું. એંજેલિકના મતે, એમના પર પડેલાં દુઃખોનું કારણ જુલમ ન હતો, વેરભાવના ન હતી, પણ ઈશ્વરેચ્છા હતી. એ એની સાધ્વીઓને ફરીફરી વિનંતિ કરતી: "આપણે બાધાં ન બની જઈએ, પાછાં ન પડીએ, પણ આપણી જાતને વધારે નમ્ર બનાવીએ." એ કહેતી: "ઈશ્વર જ્ઞાનપૂર્વક અને દયા-પૂર્વક બધી વસ્તુઓ એવી રીતે યોજે છે કે આપણે પોતે જ એ જ્ઞાન અને દયાની પ્રતીતિ કરી શકીએ. આપણને નમ્ર બનાવવા માટે જે જે બન્યું, તેની જરૂર હતી. જો આપણે આટલા બધા વૈભવમાં લાંબો વખત રહ્યાં હોત તો એ આપણે માટે જોખમકારક હોત. આટલી બધી આધ્યાત્મિક ધન્યતા ફ્રાન્સના કોઈ સમાજને સાંપડી ન હતી. બધે જ આપણા વિશે વાતો થતી હતી. મારામાં શ્રદ્ધા રાખો, ઈશ્વર આપણને નમ્ર બનાવે એ બહુ જરૂરી હતું; જો એણે આપણને નમ્ર ન બનાવ્યાં હોત તો, આપણી અધોગતિ થઈ હોત. માણસ પોતાનાં કાર્યોનાં કારણ જાતે જોઈ શકતો નથી, પણ પોતાના ઉદ્દેશ માટે આ બધાનો ઉપયોગ કરતો ઈશ્વર એ બધું સ્પષ્ટતાથી જુએ છે."

પોતાના ધર્મમાં અવિચળ શ્રદ્ધા સાથે એ ઈ. સ. ૧૬૬૧ના ઑગસ્ટમાં મૃત્યુ પામી. એને હમેશાં મૃત્યુનો ડર હતો, પણ એ એની મિત્ર જીની દ શૅન્તાલ કરતાં વધારે શાંતિથી મૃત્યુ પામી એના મતે એ 'માનવયુગ' હતો, પણ એને ખાતરી હતી કે, "ઈશ્વરનો યુગ" આવશે.

એના મૃત્યુ સાથે સાચું પોર્ટ-રૉયલ મૃત્યુ પામ્યું. આપણે કદી ન ભૂલવું જોઈએ કે સાચા પોર્ટ રૉયલનો આત્મા અને એની ભાવના મેર એંજેલિક હતી. એના ઉદાહરણે, એની શક્તિએ, એની શ્રદ્ધાએ, એની નિખાલસતાએ અને એના પ્રભાવે એના યુગના ફ્રાન્સનાં શ્રેષ્ઠ સ્ત્રી-પુરુષોને આકર્ષ્યાં હતાં અને પોતાની આજુબાજુ જિવાતી ચારિત્ર્યશિથિલ અને મોજમજામાં રાચતી જિંદગી કરતાં ઉચ્ચતર સત્યની ખોજ કરવા એમને પ્રેર્યાં. એંજેલિકનું વ્યક્તિત્વ અને અડગ હિંમત જ એની સાધ્વીઓ અને સાધુઓને પ્રેરણાદાયક હતાં. પાશ્ચાત્ય જીવનની, અરે, વિશ્વની મહાન સ્ત્રીસુધારકોની કક્ષામાં મુકાવા એ સંપૂર્ણપણે લાયક છે. જો કે એને પવિત્ર સાધ્વી તરીકે જાહેર કરવામાં આવી નથી અથવા જે સંપ્રદાય ખાતર એણે —ાના

દેશના સમગ્ર ધાર્મિક જીવનમા વિશુદ્ધિ આણવા પ્રયત્ન કર્યો હતો. તે સપ્રદાયની આચી પુત્રી તરીકે પણ એને માન્ય કરવામા આવી ન હતી.

જો કે એની કડકાઈ અને જક્કીપણ તેમ જ એની ઈશ્વરભાવનાની કઠોરતા ઘણાને સ્વીકાર્ય ન બને, છતા આજે પણ એનું ઉદાહરણ જીવત જ્યોતિરૂપ બની શકે છે

બાહ્ય દષ્ટિએ એનું પોર્ટ રૉયલ એની સાથે મૃત્યુ પામ્યુ પણ આધ્યાત્મિક અર્થમા એ હજી જીવત છે અને જ્યા સુધી નેકી, હિમત અને સચ્ચાઈ આદરપાત્ર ગણાય છે ત્યા સુધી એ જીવંત રહેશે એના જેવી વ્યક્તિઓના જીવન સસ્કારપૂત હોય છે અને એના સપર્કમા આવનાર દરકના જીવનને પવિત્રતાના પુનિત પ્રકાશથી અજવાળે છે

## પ્રકરણ છવ્વીસમું

# માતા કેબ્રિની

ઈ. સ. ૧૯૫૩ના જૂન માસની એકવીસમી તારીખે રોમમાં "હિજરતીઓની માતા" સંત ફ્રાન્સિસ ઝેવિયર કેબ્રિનીના માનમાં એક મંદિર અર્પણ કરવામાં આવ્યું. આ પ્રસંગ પૂર્વે પચાસ વર્ષથી પણ ઓછા સમયમાં માતા કેબ્રિનીએ બંધાવેલા પવિત્ર ઉદ્ધારકોના દેવળમા આ મંદિર હતું એનાં બધાં કાર્યોની જેમ, આ દેવળ પણ પવિત્ર પિતાના આદેશને વશ થઈ બંધાવવામાં આવ્યું હતુ. આજ્ઞાંકિતતા, પ્રાર્થના અને કર્તવ્ય, એ ત્રણ એનાં જીવન અને સિદ્ધિની ગુરુચાવીઓ હતી. અને જો કે બાળપણથી એની ઇચ્છા ચીની પ્રજામાં ધર્મપ્રચારક બનવાની હતી, છતાં દિવ્ય પિતાના આદેશને વશ થઈ એ અમેરિકા જવા નીકળી, જયાં એનું મોટા ભાગનું કામ થવાનુ હતુ.

મારિયા ફ્રાન્સેસ્કા કેબ્રિની ઈ.સ. ૧૮૫૦ ના જુલાઈની પંદરમી તારીખે, ઈટલીમાં સેંટ એંજેલો દ લોદી(લિમ્બાર્ડી)માં જન્મી હતી. તેર જણાંના કુટુંબમાં એ છેલ્લુ સંતાન હતી. એના માતાપિતા એમની ધાર્મિક વૃત્તિ માટે જાણીતાં હતા. એની માતાની વૃદ્ધાવસ્થાને કારણે ફ્રાન્સેસ્કાને એની બહેન રોઝે મોટી કરી હતી. આ રોઝ ખૂબ નીરસ, આખાબોલી અને સત્તાવાદી જુવાન શિક્ષિકા હતી. એની પોતાની એક નાની ખાનગી નિશાળ હતી. ફ્રાન્સેસ્કાની ભવિષ્યની સાધ્વી તરીકેની કારકિર્દી માટે આ કડક ઉછેર સારી તૈયારીરૂપ નીવડ્યો જો કે એણે એના ચારિત્ર્યને ઘડવામાં મદદ કરી, છતાં ભવિષ્યની માતા કેબ્રિની શીખી કે આ પ્રકારની કડકાઈ ઉદ્દેશ સાધવા માટે ઉત્તમ સાધન ન હતી. આથી એના પ્રેમાળ સ્વભાવ માટે એ

નજીકના શહેરમાં રહેતા એના કાકા, જે સ્થાનિક પૂજારી હતા, એમને ત્યાં એ ગઈ ત્યારે એની આ ઇચ્છા વ્યક્ત થવાનું કરતી હતી શહેરનું વિભાજન કરતી નહેરના ઝડપી વહેણમાં કાગળની હોડીઓને મૂકી એ રમત કરતી આ હોડીઓમાં એ જાણે રગના ફૂલોને મૂકતી અને પછી પોતે કલ્પના કરતી કે હુ આમને ધર્મપ્રચારકો તરીકે આખી દુનિયામાં મોકલું છું આ પ્રકારની રમતથી આ સાત વર્ષની બાલિકામાં અસાધારણતા જોવામાં આવી હતી, પણ આ પછી એને તરત જ થયેલા અનુભવે એને અસામાન્ય ઠરાવી ઈ સ ૧૮૫૭ના જુલાઈની પહેલી તારીખે, પોતાના અનુષ્ઠાન વખતે, એ પ્રભુ સાથેની એકતાના ભાવાવેશમાં ડૂબી ગઈ સતપણાના પ્રથમ એંધાણ જેવા આ અનુભવને માતા કૅથ્રિનીએ વર્ષો પછી સમજાવ્યો 'જે ક્ષણે મને સમર્પણની પવિત્રતાનો સ્પર્શ થયો, તે ક્ષણની મારી લાગણીઓને વર્ણવવા હુ કદી શક્તિમાન થઈ શકીશ નહિ હુ પૃથ્વી ઉપર છુ એવો મને ખ્યાલ ન રહ્યો. મારુ હૃદય વિશુદ્ધતમ આનદથી તરબોળ બન્યુ અને મને શુ થયુ એ હુ કહી શકતી નથી, પણ એ પવિત્ર આત્મા હતા, એટલુ જ હુ જાણુ છુ"

આ પ્રારભકાળમા જ એના આત્મસંયમે અને ઈશ્વરભક્તિએ એનામા એવી એકાગ્રતા કેળવી જેથી ત ધરતીકપ દરમિયાન, જ્યારે એના માતાપિતા ગભરાટમા એને શોધતા હતા, ત્યાર પણ એ ધ્યાનમા નિશ્ચલ બેસી રહી હતી આ માટ કારણ ભૂત એનો ધ્યાનનો સતત અભ્યાસ હાય આ આધ્યાત્મિક સયમમા બીજુ એક તત્ત્વ ઉમેરાયુ એના પ્રથમ આધ્યાત્મિક ગુરુ, એના પરગણાના પાદરીએ, એને અગિયાર વર્ષની વયે, બ્રહ્મચર્યનુ વ્રત લેવાની રજા આપી, છતા એ ઓગણીસ વર્ષની થઈ ત્યા સુધી આ વ્રતનો કાયમી અગીકાર કરવાની ધાર્મિક સમતિ એને આપવામાં આવી ન હતી બહુ વર્ષો પછી, આ પાદરીએ લખ્યું કે હુ હમેશા તેને સત લેખતો હતો ફ્રાન્સેસ્કાનો બીજો આધ્યાત્મિક માર્ગદર્શક સ્થાનિક દેવળનો પાદરી હતો ફ્રાન્સેસ્કા પંદર વર્ષની થઈ, ત્યાર એની સંભાળ નીચે એને મૂકવામા આવી આ પ્રસગ ખૂબ જ સદ્‌ભાગી બનાવ તરીકે પુરવાર થયો, કારણ કે એની સક્ષિપ્ત સૂચનાઓ જ ફ્રાન્સેસ્કાની ભવિષ્યની જિંદગી માટની તૈયારીમા મદદરૂપ નીવડવાની હતી. જ્યારે જ્યાર આ બાલિકા પોતાનો કોઈ પ્રશ્ન આ પાદરી પાસે રજૂ કરતી, ત્યાર એ જવાબ આપતો 'જા, જઈને ઈસુને કહે.' આને લીધે એ ઈશ્વર સાથે નિકટનો અને ઘનિષ્ઠ સંબંધ વિકસાવી શકી જેને કદી પદ્ધતિસર કોઈ જાતનું આધ્યાત્મિક માર્ગદર્શન મળવાનુ ન હતું, તેને માટે આ વિકાસ અતિ અગત્યનો હતો

નજીકના શહેર આર્લુનોમાં 'ઈસુની પુત્રીઓ' (Daughters of the Sacred Heart) દ્વારા ચલાવવામાં આવતી ખાનગી નિશાળમાં તેર વર્ષની વયે ફ્રાન્સેસ્કાને મોકલવામાં આવી. ત્યાં એ પાંચ વર્ષ રહી અને અઢાર વર્ષની વયે એણે પોતાના શિક્ષકનું પ્રમાણપત્ર મેળવ્યું. લોદી નોર્મલ નિશાળમાં એનો અભ્યાસ પૂરો થયો અને અહીં એણે માનસહિત બધી પરીક્ષા પસાર કરી. આ વખતે ધાર્મિક સમાજમાં દાખલ થવાના એણે બે પ્રયત્નો કર્યા, પણ એની નાજુક તબિયતને લીધે એને ના પાડવામાં આવી. ઘેર પાછી આવીને ફ્રાન્સેસ્કા પરોપકારી કાર્યો કરવા લાગી અને પરગણાના પાદરીની વિનતિથી એણે રઝળતાં બાળકોને પ્રાર્થનાઓ શીખવવા માંડી. ઈ. સ. ૧૮૭૨માં બળિયાનો રોગચાળો સંત ઍન્જેલોમાં ફાટી નીકળ્યો. ફ્રાન્સેસ્કા એની બહેન રોઝ સાથે આ રોગનો ભોગ બનેલાંની સંભાળ રાખતી હતી. પણ એને પોતાને જ ચેપ લાગ્યો. સાજી થયા પછી નજીકના શહેર વિડાર્ડોની સાર્વજનિક નિશાળમાં એ શિક્ષિકા તરીકે જોડાઈ. આ સમય દરમિયાન એની ઘણી રાત્રિઓ પ્રાર્થના માટેના જાગરણમાં પસાર થતી. આ ઉપરાંત એણે શારીરિક તપશ્ચર્યાનું પાલન કરવા માડ્યું, જેને લીધે એની મૂળથી જ નાજુક એવી તબિયત કથળી જવાની અણીએ પહોંચી. પાછળથી એને એ પોતાની ભૂલ હોવાનું ભાન થયું. એના જીવનમાં મહત્ત્વનો ભાગ ભજવનાર નીચેના મુદ્દા ઉપર ભાર મૂકવાનો એનો નિર્ણય પરિપક્વ હતો: ધાર્મિક સમાજના સ્થાપક તરીકે એણે ભારપૂર્વક કહ્યું કે, નિયમોના સંપૂર્ણ પાલનમાં જ પૂરેપૂરું દમન આવી જાય છે. આ બાબતમાં એણે એની સાધ્વીઓને લખ્યું: "આજ્ઞાંકિત થાઓ; તમે સંત બનશો ...... સ્વેચ્છાએ એકવાર કરેલ આજ્ઞાંકિતપણાનો અમલ આખા વર્ષના ઉપવાસ કરતાં વધારે કીમતી છે."

ઈ.સ. ૧૮૭૪માં ફ્રાન્સેસ્કાએ કોડોગ્નો નામના નાના શહેરમાં અનાથ બાળકોની નિશાળમાં નિયામિકાનો હોદ્દો સંભાળ્યો. ઈ સ. ૧૮૫૭માં "ઈશ્વરેચ્છા ગૃહ" (House of Providence) તરીકે સ્થપાયેલી આ નિશાળને એક પૂની શ્રીમંત સ્ત્રીનું સંરક્ષણ મળ્યું હતું, જે આ સંસ્થાને નાણાં આપતી હતી અને એની આચાર્યા તરીકે કામ કરતી હતી. લોદીના ધર્માધ્યક્ષની સમજાવટને લીધે ઍન્ટોનિયા ટૉન્ડિની નામની આ સ્ત્રી સાધ્વી બની. ધર્માધ્યક્ષે આશા રાખી હતી કે એમ કરવાથી એના ચારિત્ર્યમાં તેમ જ આ અનાથગૃહના એના વહીવટમાં ફરક પડશે. પણ ફેરફાર ઘણો ઓછો થયો. અસમતોલ માનસની આ નિયામિકાથી કઢંગી રીતે

નજીકના શહેરમા રહેતા એના કાકા, જે સ્થાનિક પૂજારી હતા, એમને ત્યા એ ગઈ ત્યારે એની આ ઇચ્છા વ્યકત થવાનું કરતી હતી શહેરનું વિભાજન કરતી નહેરના ઝડપી વહેણમાં કાગળની હોડીઓને મૂકી એ રમત કરતી આ હોડીઓમા એ જાંબલી રગનાં ફૂલોને મૂકતી અને પછી પોતે કલ્પના કરતી કે હુ આમને ધર્મપ્રચારકો તરીકે આખી દુનિયામાં મોકલું છું આ પ્રકારની રમતથી આ સાત વર્ષની બાલિકામા અસાધારણતા જોવામાં આવી હતી, પણ આ પછી એને તરત જ થયેલા અનુભવે એને અસામાન્ય ઠરાવી ઈ સ ૧૮૫૭ના જુલાઈની પહેલી તારીખે, પોતાના અનુષ્ઠાન વખતે, એ પ્રભુ સાથેની એકતાના ભાવાવેશમા ડૂબી ગઈ સતપણાના પ્રથમ એ ધાણુ જેવા આ અનુભવને માતા કૅસ્ત્રિનીએ વર્ષો પછી સમજાવ્યો "જે ક્ષણે મને સમર્પણની પવિત્રતાનો સ્પર્શ થયો, તે ક્ષણની મારી લાગણીઓને વર્ણવવા હુ કદી શકિતમાન થઈ શકીશ નહિ હુ પૃથ્વી ઉપર છુ એવો મને ખ્યાલ ન રહ્યો મારુ હૃદય વિશુદ્ધતમ આનદથી તરબોળ બન્યુ અને મને શુ થયુ એ હુ કહી શકતી નથી, પણ એ પવિત્ર આત્મા હતા, એટલુ જ હુ જાણુ છુ"

આ પ્રારભકાળમા જ એના આત્મસયમે અને ઈશ્વરભકિતએ એનામા એવી એકાગ્રતા કેળવી જેથી તે ધરતીકપ દરમિયાન, જ્યારે એના માતાપિતા ગભરાટમા એને શોધતા હતા, ત્યારે પણ એ ધ્યાનમાં નિશ્ચલ બેસી રહી હતી આ માટે કારણભૂત એનો ધ્યાનનો સતત અભ્યાસ હોય આ આધ્યાત્મિક સયમમા બીજુ એક તત્ત્વ ઉમેરાયુ એના પ્રથમ આધ્યાત્મિક ગુરુ, એના પરગણાના પાદરીએ, એને અગિયાર વર્ષની વયે, બ્રહ્મચર્યનુ વ્રત લેવાની રજા આપી, છતા એ ઓગણીસ વર્ષની થઈ ત્યા સુધી આ વ્રતનો કાયમી સ્વીકાર કરવાની ધાર્મિક સમતિ એને આપવામા આવી ન હતી બહુ વર્ષો પછી, આ પાદરીએ લખ્યુ કે હુ હમેશા તેને સત લેખતો હતો ફ્રાન્સેસ્કાનો બીજો આધ્યાત્મિક માર્ગદર્શક સ્થાનિક દેવળનો પાદરી હતો ફ્રાન્સેસ્કા પદર વર્ષની થઈ, ત્યારે એની સભાળ નીચે એને મૂકવામા આવી આ પ્રસગ ખૂબ જ સદ્ભાગી બનાવ તરીકે પુરવાર થયો, કારણ કે એની સક્ષિપ્ત સૂચનાઓ જ ફ્રાન્સેસ્કાની ભવિષ્યની જિદગી માટેની તૈયારીમા મદદરૂપ નીવડવાની હતી જ્યારે જ્યારે આ બાલિકા પોતાનો કોઈ પ્રશ્ન આ પાદરી પાસે રજૂ કરતી, ત્યારે એ જવાબ આપતો "જા, જઈને ઈસુને કહે.' આને લીધે એ ઈશ્વર સાથે નિકટનો અને ઘનિષ્ઠ સંબંધ વિકસાવી શકી જેને કદી પદ્ધતિસર કોઈ જાતનું આધ્યાત્મિક માર્ગદર્શન મળવાનું ન હતું, તેને માટે આ વિકાસ અતિ અગત્યનો હતો

નજીકના શહેર આર્લુનોમાં 'ઈસુની પુત્રીઓ' (Daughters of the Sacred Heart) દ્વારા ચલાવવામાં આવતી ખાનગી નિશાળમાં તેર વર્ષની વયે ફ્રાન્સેસ્કાને મોકલવામાં આવી. ત્યાં એ પાંચ વર્ષ રહી અને અઢાર વર્ષની વયે એણે પોતાના શિક્ષકનું પ્રમાણપત્ર મેળવ્યું. લોદી નોર્મલ નિશાળમાં એનો અભ્યાસ પૂરો થયો અને અહીં એણે માનસહિત બધી પરીક્ષા પસાર કરી. આ વખતે ધાર્મિક સમાજમાં દાખલ થવાના એણે બે પ્રયત્નો કર્યા, પણ એની નાજુક તબિયતને લીધે એને ના પાડવામાં આવી. ઘેર પાછી આવીને ફ્રાન્સેસ્કા પરોપકારી કાર્યો કરવા લાગી અને પરગણાના પાદરીની વિનતિથી એણે રઝળતાં બાળકોને પ્રાર્થનાઓ શીખવવા માંડી. ઈ. સ. ૧૮૭૨માં બળિયાનો રોગચાળો સંત ઍંજેલોમાં ફાટી નીકળ્યો. ફ્રાન્સેસ્કા એની બહેન રોઝ સાથે આ રોગનો ભોગ બનેલાંની સંભાળ રાખતી હતી. પણ એને પોતાને જ ચેપ લાગ્યો. સાજી થયા પછી નજીકના શહેર વિદર્શેની સાર્વજનિક નિશાળમા એ શિક્ષિકા તરીકે જોડાઈ. આ સમય દરમિયાન એની ઘણી રાત્રિઓ પ્રાર્થના માટેના જાગરણમાં પસાર થતી. આ ઉપરાંત એણે શારીરિક તપશ્ચર્યાનું પાલન કરવા માંડ્યું, જેને લીધે એની મૂળથી જ નાજુક એવી તબિયત કથળી જવાની અણીએ પહોંચી. પાછળથી એને એ પોતાની ભૂલ હોવાનું ભાન થયું. એના જીવનમાં મહત્ત્વનો ભાગ ભજવનાર નીચેના મુદ્દા ઉપર ભાર મૂકવાનો એનો નિર્ણય પરિપક્વ હતો: ધાર્મિક સમાજના સ્થાપક તરીકે એણે ભારપૂર્વક કહ્યું કે, નિયમોના સંપૂર્ણ પાલનમાં જ પૂરેપૂરું દમન આવી જાય છે. આ બાબતમાં એણે એની સાધ્વીઓને લખ્યું: "આજ્ઞાંકિત થાઓ; તમે સંત બનશો...... સ્વેચ્છાએ એકવાર કરેલ આજ્ઞાંકિતપણાનો અમલ આખા વર્ષના ઉપવાસ કરતાં વધારે કીમતી છે."

ઈ. સ. ૧૮૭૪માં ફ્રાન્સેસ્કાએ કોડોગ્નો નામના નાના શહેરમાં અનાથ બાળકોની નિશાળમાં નિયામિકાનો હોદ્દો સંભાળ્યો. ઈ. સ. ૧૮૫૭માં "ઈશ્વરેચ્છા ગૃહ" (House of Providence) તરીકે સ્થપાયેલી આ નિશાળને એક પૂની શ્રીમંત સ્ત્રીનું સંરક્ષણ મળ્યું હતું, જે આ સંસ્થાને નાણાં આપતી હતી અને એની આચાર્યા તરીકે કામ કરતી હતી. લોદીના ધર્માધ્યક્ષની સમજાવટને લીધે ઍન્ટોનિયા ટોંડિની નામની આ સ્ત્રી સાધ્વી બની. ધર્માધ્યક્ષે આશા રાખી હતી કે એમ કરવાથી એના ચારિત્ર્યમાં તેમ જ આ અનાથગૃહના એના વહીવટમાં ફરક પડશે. ફેરફાર થયો ઓછો હતો. અસમતોલ માનસની આ નિયામિકાથી કઢંગી રીતે

ચલાવવામાં આવતી આ નિશાળના વાતાવરણમાં ફ્રાન્સેસ્કા હંગામી તરીકે દાખલ થઈ. અહીં એ છ વર્ષ રહી, અને ઈ. સ. ૧૮૭૪ના ઑક્ટોબરની પંદરમી તારીખે એણે સાધ્વીનું વ્રત સ્વીકાર્યું. આ ધૂની આચાર્યા નિશાળમાં કોઈ સારો સુધારો કરવામાં વચ્ચે વિઘ્નરૂપ થતી હતી, છતાં અનાથ બાળકોની સંખ્યા વધી અને કેટલીક જુવાન સ્ત્રીઓ દીક્ષા લેવા માટે આ સંસ્થામાં દાખલ થઈ. પોતાનાં આધ્યાત્મિક ઉત્સાહ અને ધર્મપ્રચારકાર્યની ઝંખનાથી એમને પ્રદીપ્ત કરતી ફ્રાન્સેસ્કા કૅબ્રિની આસપાસ આ કન્યાઓ વીંટળાઈ વળતી. અત્યારથી જ ફ્રાન્સેસ્કાની ભાવિજીવની કારકિર્દી વિકસતી જતી હતી; થોડા જ વખતમાં એને વધુ વેગ મળવાનો હતો. ઈ. સ. ૧૮૮૦ના અંતમાં ઍન્ટોનિયા ટૉંડિનીની હૈયાનગતિ એટલી બધી વધી ગઈ હતી કે લોદીના ધર્માધ્યક્ષે "ઈશ્વરેચ્છા ગૃહ"ને વિખેરી નાખવાનો નિર્ણય લીધો. એને લીધે ફ્રાન્સેસ્કા અને એની સાથેની સ્ત્રીઓ નિરાધાર થઈ ગઈ. ધર્માધ્યક્ષ જાણતા હતા કે, "ઈશ્વરેચ્છા ગૃહ"ને ચાલતું રાખનાર આ નાનું અંતરંગ મંડળ હતું, ફ્રાન્સેસ્કાનો આદર્શ ધર્મપ્રચારક બનવાનો હતો એનો પણ એમને ખ્યાલ હતો, તેથી ધર્મપ્રચારક સાધ્વીઓનો સંઘ સ્થાપવાની એમણે ફ્રાન્સેસ્કાને કરેલી વિનંતિ યોગ્ય હતી, અને આ પ્રમાણે ફ્રાન્સેસ્કાનું સાચુ કાર્ય શરૂ થયું. ઈ. સ. ૧૮૮૦ના નવેમ્બરની ચૌદમી તારીખે, ફ્રાન્સેસ્કા અને એની સાથેની સાધ્વીઓ કોડોગ્નોમાં આવેલા અને ત્યજાયેલા ફ્રાન્સિસ સંપ્રદાયના મઠમાં ગઈ. પાછળથી "ઈસુની ધર્મ-પ્રચારક બહેનો" (Missionary Sisters of the Sacred Heart) તરીકે જાણીતી થયેલી એની સંસ્થાનો જન્મ આ દિવસે થયેલો ગણાય છે. ઈસુનું બાવલું આ મકાન ઉપર મૂકવામાં આવ્યું, પ્રાર્થના ગવાઈ અને માતા કૅબ્રિનીએ પોતાની પ્રવૃત્તિઓ શરૂ કરી, જે કાળે કરીને દુનિયાના ઘણા ભાગોમાં પહોંચવાની હતી.

ધર્મપ્રચારક સંઘના સ્થાપક તરીકે માતા કૅબ્રિનીએ ધાર્મિક જીવનમાં પોતાના નામ તરીકે ઝેવિયરનો ઇટાલિયન પર્યાય શબ્દ 'સેવેરીઓ' અપનાવ્યો. એ પોતાની જાતને "સસ્થાપક માતા" કહેવડાવવા દેતી નહિ, પણ માત્ર 'માતા કૅબ્રિની' જ કહેવડાવતી. એણે સમજાવ્યું કે, "દયાળુ માતા મેરી એ જ આપણી સ્થાપક છે; આપણા ઉપરી પવિત્ર ઈસુ છે; સંત ફ્રાન્સિસ દ સેલ્સ આપણા સંચાલક છે અને સંત ફ્રાન્સિસ ઝેવિયર આપણા પોષણકર્તા છે."

આ સમય દરમિયાન, ધ્યાનમાં ખૂબ સમય ગાળીને માતા કૅબ્રિનીએ પોતાની જાતને ઘડવાનું ચાલુ રાખ્યું હતું. છતાં એની સંસ્થાના સભ્યો પ્રત્યે એણે કદી

બેદરકારી દાખવી નહિ. એમના ભવિષ્યના કાર્ય માટે એમને તાલીમ આપવામાં આવતી હતી, અને એમની મુખ્ય માતા જન્મજાત શિક્ષિકા હતી. મક્કમ છતાં દયાળુ માતા કૅબ્રિનીએ અંગત મુલાકાતો દ્વારા અને આધ્યાત્મિક પરિષદો દ્વારા પોતાની જુવાન સાધ્વીઓને પોતાના કરતાં ઉચ્ચતર શક્તિ પર આધાર રાખવાનું શીખવ્યું. સંત ઈગ્નેશિયસની 'યોગાભ્યાસ' નામની પુસ્તિકા એની માર્ગદર્શિકા હતી. એણે આ આધ્યાત્મિક સૂચનાઓ પોતાની સાધ્વીઓને આપી અને પોતે પણ એનું પાલન કર્યું.

આ સંસ્થાની સ્થાપના પછી, બે વર્ષે ચાર સાધ્વીઓ અને પોતાના પચ્ચીસ વર્ષના ઉપરી સાથે માતા કૅબ્રિની ક્રીમોના નજીક આવેલા ગ્રુમેલો શહેરમાં ગઈ. અહીં એમણે દિવસે ચાલતી એક નાની શાળા ખોલી, જેમાં બીજા વિષયોની સાથેસાથે પાકકલા, સીવણકલા અને ધર્મ પણ શીખવવામાં આવતાં હતાં. ત્રણ ત્રણ ખંડોમાં અનેક સંસ્થાઓ સ્થાપનાર ધર્મપ્રચારના કાર્યનું આ પ્રથમ પગલું હતું. ઈ. સ. ૧૮૮૮માં મિલાન, બોરોનેટો, લિવાગ્રા, રોમ અને બીજાં સ્થળોએ શાળાઓ સ્થપાઈ.

ઈ. સ.ની ઓગણીસમી સદીના ઉત્તરાર્ધમાં અમેરિકામાં આવતા ઈટાલિયન હિજરતીઓની સંખ્યા ખૂબ ઝડપથી વધતી જતી હતી. ન્યૂયૉર્ક, શિકાગો અને બીજાં શહેરોમાં રહેતા ગરીબ ઈટાલિયનોની ઘૃણાસ્પદ પરિસ્થિતિનો અહેવાલ રોમમાં પહોંચ્યો. આ કપરા પ્રશ્નનું નિવારણ કરવા બહુ ઓછો પ્રયત્ન કરવામાં આવ્યો હતો. પોપ લીઓ તેરમાને લાગ્યું કે અમેરિકામાં સ્થપાયેલ ઈટાલિયન સાધ્વીઓનો સંઘ આ ગરીબ અને પીડિત હિજરતીઓને ગણનાપાત્ર મદદ કરવા શક્તિમાન થશે. આ જ સમયે ન્યૂયૉર્કના મહાધર્માધ્યક્ષ કૉરિગને આ જ હેતુ માટે ન્યૂયૉર્ક શહેરમાં એક સંસ્થા સ્થાપવા વિનંતિ કરી. પોપ સાથેની મુલાકાતમાં આ નિમંત્રણના સ્વીકાર અસ્વીકારનો નિર્ણય કરવાનું માતા કૅબ્રિનીએ એમના પર છોડ્યું. એમણે એનો સ્વીકાર કરવાની હા પાડી. અને પછી આ કામ ઉપાડી લેવા માટે એને પોપના આશીર્વાદ આપવામાં આવ્યા.

ઈ. સ. ૧૮૮૯ના માર્ચની એકત્રીસમી તારીખે, માતા કૅબ્રિની અને એની સાધ્વીઓનું જૂથ ન્યૂયૉર્ક પહોંચ્યું. આ સંસ્થા સ્થાપવા માટે અહીં એક અનાથ-ગૃહ અને બીજી સગવડો આપવાની હતી. પણ કંઈ ગેરસમજને લીધે, મહાધર્માધ્યક્ષ કૉરિગને એ લોકોને આવકાર ન આપ્યો. એથી પણ વધારે ખરાબ એ થયું કે એ લોકોએ કામ ઉપાડવું જોઈએ એવો પણ ખ્યાલ પોતાને ન આવ્યો. જ્યારે

ચલાવવામાં આવતી આ નિશાળના વાતાવરણમાં ફ્રાન્સેસ્કા ઉમેદવાર તરીકે દાખલ થઈ અહીં એ છ વર્ષ રહી, અને ઈ સ ૧૮૭૪ના ઑક્ટોબરની પંદરમી તારીખે એણે સાધ્વીનું વ્રત સ્વીકાર્યું આ ધૂની આચાર્યા નિશાળમાં કોઈ સાચો સુધારો કરવામાં વચ્ચે વિઘ્નરૂપ થતી હતી, છતાં અનાથ બાળાઓની સંખ્યા વધી અને કેટલીક જુવાન સ્ત્રીઓ દીક્ષા લેવા માટે આ સંસ્થામાં દાખલ થઈ પોતાના આધ્યાત્મિક ઉત્સાહ અને ધર્મપ્રચારકાર્યની ઝંખનાથી એમને પ્રદીપ્ત કરતી ફ્રાન્સેસ્કા કૅબ્રિની આસપાસ આ કન્યાઓ વીંટળાઈ વળતી અત્યારથી જ ફ્રાન્સેસ્કાની ભવિષ્યની કારકિર્દી વિકસતી જતી હતી, થોડા જ વખતમાં એને વધુ વેગ મળવાનો હતો. ઈ સ ૧૮૮૦ના અંતમાં ઍન્ટોનિયા ટૉંડિનીની હેરાનગતિ એટલી બધી વધી ગઈ હતી કે લોદીના ધર્માધ્યક્ષે "ઈશ્વરેચ્છા ગૃહ"ને વિખેરી નાખવાનો નિર્ણય લીધો એને લીધે ફ્રાન્સેસ્કા અને એની સાથેની સ્ત્રીઓ નિરાધાર થઈ ગઈ ધર્માધ્યક્ષ જાણતા હતા કે, "ઈશ્વરેચ્છા ગૃહ"ને ચાલતું રાખનાર આ નાનું અંતરંગ મંડળ હતું ફ્રાન્સેસ્કાનો આદર્શ ધર્મપ્રચારક બનવાનો હતો એનો પણ એમને ખ્યાલ હતો, તેથી ધર્મપ્રચારક સાધ્વીઓનો સંઘ સ્થાપવાની એમણે ફ્રાન્સેસ્કાને કરેલી વિનંતિ યોગ્ય હતી, અને આ પ્રમાણે ફ્રાન્સેસ્કાનું સાચું કાર્ય શરૂ થયું ઈ સ ૧૮૮૦ના નવેમ્બરની ચૌદમી તારીખે, ફ્રાન્સેસ્કા અને એની સાથેની સાધ્વીઓ કોડોગ્નોમાં આવેલા અને ત્યજાયેલા ફ્રાન્સિસ્કન સંપ્રદાયના મઠમાં ગઈ પાછળથી "ઈસુની ધર્મ પ્રચારક બહેનો" (Missionary Sisters of the Sacred Heart) તરીકે જાણીતી થયેલી એની સંસ્થાનો જન્મ આ દિવસે થયેલો ગણાય છે ઈસુનું બાવલું આ મકાન ઉપર મૂકવામાં આવ્યું, પ્રાર્થના ગવાઈ અને માતા કૅબ્રિનીએ પોતાની પ્રવૃત્તિઓ શરૂ કરી, જે કાળે કરીને દુનિયાના ઘણા ભાગોમાં પહોંચવાની હતી.

ધર્મપ્રચારક સંઘના સ્થાપક તરીકે માતા કૅબ્રિનીએ ધાર્મિક જીવનમાં પોતાના નામ તરીકે ઝેવિયરનો ઇટાલિયન પર્યાય શબ્દ 'સૅવેરીઓ' અપનાવ્યો એ પોતાની જાતને "સંસ્થાપક માતા" કહેવડાવવા દેતી નહિ, પણ માત્ર 'માતા કૅબ્રિની' જ કહેવડાવતી એણે સમજાવ્યું કે, "દયાળુ માતા મેરી એ જ આપણી સ્થાપક છે, આપણા ઉપરી પવિત્ર ઈસુ છે, સંત ફ્રાન્સિસ દ સેલ્સ આપણા સંચાલક છે અને સંત ફ્રાન્સિસ ઝેવિયર આપણા પોષણકર્તા છે"

આ સમય દરમિયાન, ધ્યાનમાં ખૂબ સમય ગાળીને માતા કૅબ્રિનીએ પોતાની જાતને ઘડવાનું ચાલુ રાખ્યું હતું છતાં એની સંસ્થાના સભ્યો પ્રત્યે એણે કદી

બેદરકારી .દાખવી નહિ. એમના ભવિષ્યના કાર્ય માટે એમને તાલીમ આપવામાં આવતી હતી, અને એમની મુખ્ય માતા જન્મજાત શિક્ષિકા હતી. મક્કમ છતાં દયાળુ માતા કૅબ્રિનીએ અંગત મુલાકાતો દ્વારા અને આધ્યાત્મિક પરિષદો દ્વારા પોતાની જુવાન સાધ્વીઓને પોતાના કરતાં ઉચ્ચતર શકિત પર આધાર રાખવાનું શીખવ્યું. સંત ઈગ્નેશિયસની 'યોગાભ્યાસ' નામની પુસ્તિકા એની માર્ગદર્શિકા હતી. એણે આ આધ્યાત્મિક સૂચનાઓ પોતાની સાધ્વીઓને આપી અને પોતે પણ એનું પાલન કર્યું.

આ સંસ્થાની સ્થાપના પછી, બે વર્ષે ચાર સાધ્વીઓ અને પોતાના પચ્ચીસ વર્ષના ઉપરી સાથે માતા કૅબ્રિની ક્રીમોના નજીક આવેલા ગ્રુમેલો શહેરમાં ગઈ. અહીં એમણે દિવસે ચાલતી એક નાની શાળા ખોલી, જેમાં બીજા વિષયોની સાથેસાથે પાકકલા, સીવણકલા અને ધર્મ પણ શીખવવામાં આવતાં હતાં. ત્રણ ત્રણ ખંડોમાં અનેક સંસ્થાઓ સ્થાપનાર ધર્મપ્રચારના કાર્યનું આ પ્રથમ પગલું હતું. ઈ. સ. ૧૮૮૮મા મિલાન, બોરોનેટો, લિવાગ્રા, રોમ અને બીજાં સ્થળોએ શાળાઓ સ્થપાઈ.

ઈ. સ ની ઓગણીસમી સદીના ઉત્તરાર્ધમાં અમેરિકામાં આવતા ઇટાલિયન હિજરતીઓની સખ્યા ખૂબ ઝડપથી વધતી જતી હતી. ન્યુયૉર્ક, શિકાગો અને બીજાં શહેરોમાં રહેતા ગરીબ ઇટાલિયનોની ઘૃણાસ્પદ પરિસ્થિતિનો અહેવાલ રોમમાં પહોચ્યો આ કપરા પ્રશ્નનું નિવારણ કરવા બહુ ઓછો પ્રયત્ન કરવામાં આવ્યો હતો. પોપ લીઓ તેરમાને લાગ્યુ કે અમેરિકામા સ્થપાયેલ ઇટાલિયન સાધ્વીઓનો સઘ આ ગરીબ અને પીડિત હિજરતીઓને ગણનાપાત્ર મદદ કરવા શકિતમાન થશે. આ જ અમયે ન્યુયૉર્કના મહાધર્માધ્યક્ષ કૉરિગને આ જ હેતુ માટે ન્યુયૉર્ક શહેરમા એક સંસ્થા સ્થાપવા વિનતિ કરી. પોપ સાહેબની મુલાકાતમાં આ નિમત્રણના સ્વીકાર અસ્વીકારનો નિર્ણય કરવાનું માતા કૅબ્રિનીએ એમના પર છોડયું. એમણે એનો સ્વીકાર કરવાની હા પાડી અને પછી આ કામ ઉપાડી લેવા માટે ...ર્નદ આપવામાં આવ્યા.

જ્યારે માતા કૅબ્રિનીને ઈટલીમાં પાછી ફરવા સૂચવ્યું ત્યારે માતા કૅબ્રિનીએ જવાબ આપ્યો કે, ભગવાને મને અહીં મોકલી છે અને હું અહીં રહીશ

હિંમત, સાહસિકતા અને પોતાના આધ્યાત્મિક આદર્શથી જ્વલંત એવી માતા કૅબ્રિનીએ માતાપ્રભુના રાહની બધી મુશ્કેલીઓને પહોંચી વળી, અનાથગૃહ સ્થાપ્યું, ત્યાં નાની બાળાઓ તથા, તેણી એવું ફાળા દ્વારા અને ઈટાલિયન વસ્તીમાં સીધી ભિક્ષા માગીને પૈસા મેળવ્યા જરૂરિયાત તાત્કાલિક હતી, અને આ સાધ્વીઓ ઘણીવાર હાથમાં માટી ટોપલીઓ રાખીને શહેરમાં ફરતી, કારણ કે, અનાજનું દાન પણ હાથોહાથ સ્વીકારવામાં આવતું હતું નિરાધાર બાળકોની કાળજી લેવાની હતી, એમના રહેઠાણ માટે ઘરોની વ્યવસ્થા કરવાની હતી, એમને ખવડાવવાનું હતું, અને સાથે સાથે એમનો ધાર્મિક વારસો પણ જાળવવાનો હતો વળી શહેરના ઈટાલિયન લત્તાઓમાં રહેતા બીજા બાળકોની ધાર્મિક કેળવણી પ્રત્યે પણ દુર્લક્ષ કરી શકાય એમ ન હતું આ જરૂરિયાતોને પહોંચી વળવા ન્યુયૉર્કના "નાનકડા ઈટલી"માં આવેલા સંત જોકિમના દેવળમાં સાધ્વીઓને કામે લગાડવામાં આવી અહીં એ પ્રાર્થના દરમિયાન બાળકોનું ધ્યાન રાખતી હતી અને એમને બપોરે ભજનો શીખવતી હતી થોડા જ વખત પછી જુવાન સ્ત્રીઓ અને મોટી ઉંમરની કન્યાઓ માટે ખ્રિસ્તના સિદ્ધાંતો માટેના વર્ગો ખોલવામાં આવ્યા આ રીતે સંત જોકિમનું દેવળ ઈટાલિયન કેન્દ્ર તરીકે વિકસવા માડ્યું

હમેશ નાજુક તબિયત હોવા છતાં માતા કૅબ્રિની એક અથાક કાર્યકર હતી અમેરિકા અને બીજા દેશો વચ્ચેનો ઍટલાંટિક મહાસાગર પસાર કરતા મળતો સમય એ જ એનો એકમાત્ર આરામ હતો પોતાના બીજા કામ માટે તૈયાર થવા માટે જ એ આરામ કરતી હતી બધી મળીને સાડત્રીસ જેટલી આ મુસાફરીઓ સાધ્વીઓની આપ-લે કરવા માટેની તકો હતી અમેરિકામાંની જૂની સાધ્વીઓને કોડોગ્નોમાં લઈ જવામાં આવતી હતી અને ઈટાલિયન સાધ્વીઓ તેમની મુખ્ય માતા સાથે અમેરિકા આવતી હતી ઘણીવાર એ પોતાની સાધ્વીઓને કહેતી "આપણે કશું કરતાં નથી, પણ ઈશ્વરના સામ્રાજ્ય નીચે આપણે બધી વસ્તુઓ કરી શકીએ છીએ

ઍંડીની પર્વતમાળા પસાર કરતી વખતે, એક ખૂન થયેલું હોવાની માન્યતાને કારણે, જ્યા અગિયાર ઇટાલિયનોને ફાંસી આપવામાં આવી હતી તેવા ન્યુ ઑર્લીન્સ શહેરમા ઇટાલિયનો માટેના સખત ધિક્કારનો સામનો કરીને, રુશવતખોર રાજનીતિજ્ઞો અને વિલાસી માણસો વચ્ચે કામ કરતી વખતે, માતા કૅબ્રિની ભગવાનમા શ્રદ્ધા રાખીને અને પોતાની સમક્ષ રહેલા કામને વફાદાર રહીને આગળ ધપની હતી એણે એની સાધ્વીઓને કહ્યુ "શ્રદ્ધાથી તમારે પાછા પડવુ નહિ તમારે અભિમાનથી નહિ પણ શ્રદ્ધાથી આગળ ધપ્યે જવાનુ છે જ્યારે હુ કોઈ કાર્યમા નિષ્ફળ ગઈ છુ ત્યારે એનુ કારણ મારી શક્તિમા મારો વધારે પડતો વિશ્વાસ જ હતો એવુ હુ હવે શીખી છુ જો આપણે બધુ ભગવાનના હાથમા સોંપીએ, તો આપણામાનું કોઈ નિષ્ફળ જશે નહિ. એની પાસે શક્ય અને અશક્યના પ્રશ્નની કોઈ વિસાત નથી" ફરીથી એણે એમને ખાતરી આપી "સપૂર્ણ બનવા માટે તમારે પૂરી રીતે આજ્ઞાંકિત થવાનુ રહે છે જ્યારે જ્યારે તમે તમારા અગત ગમાઅણગમાને તિલાજલિ આપો છો, ત્યારે તમે ઈસુના વધસ્તભ સાથે જડાયેલુ કષ્ટ સ્વીકારો છો"

એમની મુખ્ય માતાના વ્યક્તિત્વ અને આધ્યાત્મિક ઉદ્રેકથી પ્રેરાયેલી ધર્મપ્રચારક બહેનોએ એની નીચેની શિખામણમા શ્રદ્ધા રાખી ભારે વિકટ સજોગોનો સામનો કર્યો "મુશ્કેલીઓ બાળકોના રમકડા છે કલ્પના જ એમને મોટા ચીતરે છે" ન્યુ ઑર્લીન્સની સસ્થા દસ વર્ષ સુધી એ સપ્રદાયની શાખામા બારણે બારણે ભીખ માગીને ચાલુ રાખવામા આવી જેણે વર્ષો સુધી હજારો દર્દીઓની સભાળ લીધી છે તેવુ ન્યુ યૉર્કમા આવેલુ કોલબસ દવાખાનુ બસો પચાસ ડૉલરથી શરૂ કરવામા આવ્યુ કોલોરેડોના ડેન્વરમા એમના આગમન પછી માત્ર ત્રણ જ અઠવાડિયામા ધર્મપ્રચારક સાધ્વીઓએ નવુ ગૃહ સ્થાપ્યુ હતું, અને નિશાળ ઊઘડવાના પહેલા દિવસે જ બસો બાળકો આવ્યા પણ આટલુ પૂરતુ ન હતુ આ બાળકોના પિતાઓ પ્રત્યે દુર્લક્ષ સેવવામા આવતું ન હતું માતા કૅબ્રિની અને એમની સાધ્વીઓ નીચે ખાણમા ઊતરી ત્રાસજનક પરિસ્થિતિમા કામ કરતા ખાણિયાઓને મદદ કરતી શિકાગો અને ફિલાડેલ્ફિયામાં દવાખાના શરૂ કરવામા આવ્યા સીટેલમા એક અનાથ–ગૃહ અને દેવળ સ્થાપવામા આવ્યા લૉસ ઍંજેલીસમા ક્ષયરોગનુ આરોગ્યધામ ખોલવામા આવ્યુ કગાલ ઘરોમા રહેતા અને કેદખાનામા રહેલા ગરીબ ઇટાલિયનોની મુલાકાત લેવામા આવી કામ આગળ ને આગળ ચાલ્યુ. ઈ સ. ૧૯૧૭ના ડિસેમ્બરની બાવીસમી તારીખે થયેલા એના અવસાન સુધીમાં માતા કૅબ્રિનીએ સડસઠ

એમણે માતા કૅબ્રિનીને ઈટલીમા પાછી ફરવા સૂચવ્યુ ત્યારે માતા કૅબ્રિનીએ જવાબ આપ્યો કે, મને પોપે અહીં મોકલી છે અને હુ અહીં રહીશ

નિર્ભય, સાહસિક અને પોતાના આધ્યાત્મિક આદર્શથી જવનત એવી માતા કૅબ્રિનીએ મહાધર્માધ્યક્ષ સાથેની બધી મુશ્કેલીઓને પહોચી વળી, અનાથગૃહ સ્થાપ્યુ, છતા નાણા ઓછા હતા, તેથી એણે ફાળા દ્વારા અને ઈટાલિયન લત્તામાં સીધી ભિક્ષા માગીને પૈસા મેળવ્યા જરૂરિયાત તાત્કાલિક હતી, અને આ સાધ્વીઓ ઘણીવાર હાથમાં મોટી ટોપલીઓ રાખીને શહેરમા ફરતી, કારણ કે, અનાજનું દાન પણ સાથેસાથે સ્વીકારવામા આવતું હતું નિરાધાર બાળકોની કાળજી લેવાની હતી, એમને રહેવા માટે ઘરોની વ્યવસ્થા કરવાની હતી, એમને ખવડાવવાનું હતુ, અને સાથે સાથે એમનો ધાર્મિક વારસો પણ જાળવવાનો હતો વળી શહેરના ઈટાલિયન લત્તાઓમા રહેતા બીજા બાળકોની ધાર્મિક કેળવણી પ્રત્યે પણ દુર્લક્ષ કરી શકાય એમ ન હતું આ જરૂરિયાતોને પહોચી વળવા ન્યુયૉર્કના "નાનકડા ઈટલી"મા આવેલા સત જોકિમના દેવળમા સાધ્વીઓને કામે લગાડવામા આવી અહીં એ પ્રાર્થના દરમિયાન બાળકોનુ ધ્યાન રાખતી હતી અને એમને બપોરે ભજનો શીખવતી હતી થોડા જ વખત પછી જુવાન સ્ત્રીઓ અને મોટી ઉંમરની કન્યાઓ માટે ખ્રિસ્તના સિદ્ધાંતો માટેના વર્ગો ખોલવામા આવ્યા આ રીતે સંત જોકિમનું દેવળ ઈટાલિયન કેન્દ્ર તરીકે વિકસવા માડ્યુ

હમેશ નાજુક તબિયત હોવા છતા માતા કૅબ્રિની એક અથાક કાર્યકર હતી અમેરિકા અને બીજા દેશો વચ્ચેનો ઍટલાંટિક મહાસાગર પસાર કરતા મળતો સમય એ જ એનો એકમાત્ર આરામ હતો પોતાના બીજા કામ માટે તૈયાર થવા માટે જ એ આરામ કરતી હતી બધી મળીને સાડત્રીસ જેટલી આ મુસાફરીઓ સાધ્વીઓની આપ-લે કરવા માટેની તકો હતી અમેરિકામાંની જૂની સાધ્વીઓને કેરોગ્નોમાં લઈ જવામાં આવતી હતી અને ઈટાલિયન સાધ્વીઓ તેમની મુખ્ય માતા સાથે અમેરિકા આવતી હતી ઘણીવાર એ પોતાની સાધ્વીઓને કહેતી "આપણે કશું કરતાં નથી, પણ ઈશ્વરના સામ્રાજ્ય નીચે આપણે બધી વસ્તુઓ કરી શકીએ છીએ આ પૃથ્વી પર આરામ શોધશો નહિ, પણ ઈસુની સાથે સમરાંગણમાં ખપી જવા તૈયાર થાઓ જેટલું વધારે તમે બઢશો, તેટલો મોટો તમને બદલો મળશે, જેને શાશ્વતકાળમા કોઈ ઝૂટવી ન શકે એવો મુગટ તમને મળશે." રાજકીય કલહોને લીધે નિકારાગુઆમાથી હદપાર થવાને કારણે જ્યાં એની જિંદગી ભયમાં હતી તે

ઍંડીની પર્વતમાળા પચાર કરતી વખતે, એક ખૂન થયેલું હોવાની માન્યતાને કારણે, જ્યાં અગિયાર ઇટાલિયનોને ફાંસી આપવામાં આવી હતી તેવા ન્યુ ઑર્લીન્સ શહેરમાં ઇટાલિયનો માટેના સખત ધિક્કારનો સામનો કરીને, રુશવતખોર રાજનીતિજ્ઞો અને વિલાસી માણસો વચ્ચે કામ કરતી વખતે, માતા કૅબ્રિની ભગવાનમા શ્રદ્ધા રાખીને અને પોતાની સમક્ષ રહેલા કામને વફાદાર રહીને આગળ ધપતી હતી એણે એની સાધ્વીઓને કહ્યુ "કશાથી તમારે પાછા પડવુ નહિ તમારે અભિમાનથી નહિ પણ શ્રદ્ધાથી આગળ ધપ્યે જવાનુ છે જ્યારે હુ કોઈ કાર્યમા નિષ્ફળ ગઈ છુ ત્યારે એનું કારણ મારી શકિતમા મારો વધારે પડતો વિશ્વાસ જ હતો એવું હુ હવે શીખી છુ જો આપણે બધું ભગવાનના હાથમા સોપીએ, તો આપણામાનુ કોઈ નિષ્ફળ જશે નહિ એની પાસે શકય અને અશકયના પ્રશ્નની કાઈ વિસાત નથી" ફરીથી એણે એમને ખાતરી આપી "સપૂર્ણ બનવા માટે તમારે પૂરી રીતે આજ્ઞાંકિત થવાનુ રહે છે જ્યાર જ્યાર તમે તમારા અગત ગમાઅણગમાને તિલાજલિ આપો છો, ત્યાર તમ ઈસુના વધસ્તભ સાથે જડાયેલુ કષ્ટ સ્વીકારો છો"

એમની મુખ્ય માતાના વ્યકિતત્વ અને આધ્યાત્મિક ઉદ્રેકથી પ્રેરાયેલી ધર્મ પ્રચારક બહેનોએ એની નીચની શિખામણમા શ્રદ્ધા રાખી ભાગ્ વિકટ સજોગોનો સામનો કર્યો "મુશ્કલીઓ બાળકાના રમકડા છે કલ્પના જ એમને મોટા ચીતરે છે" અને ન્યુ ઑર્લીન્સની સસ્થા દસ વષ સુધી એ સપ્રદાયની શાખામા બારણે બારણે ભીખ માગીને ચાનુ રાખવામા આવી જેણ વર્ષો સુધી હજારા દર્દીઓની સંભાળ લીધી છે તવુ ન્યુ યૉર્કમા આવેલુ કાલબસ દવાખાનુ બસો પચાસ ડૉલરથી શરૂ કરવામા આવ્યુ કોલોરડાના ડેન્વરમા એમના આગમન પછી માત્ર ત્રણ જ અઠવાડિયામા ધર્મપ્રચારક સાધ્વીઓએ નવુ ગૃહ સ્થાપ્યુ હતુ, અને નિશાળ ઊઘડવાના પહેલા દિવસે જ બસો બાળકો આવ્યા પણ આટલુ પૂરતુ ન હતુ આ બાળકોના પિતાઓ પ્રત્યે દુર્લક્ષ સેવવામા આવતુ ન હતુ માતા કૅબ્રિની અને એમની સાધ્વીઓ નીચે ખાણમા ઊતરી ત્રાસજનક પરિસ્થિતિમા કામ કરતા ખાણિયાઓને મદદ કરતી શિકાગો અને ફિલાડેલ્ફિયામા દવાખાના શરૂ કરવામા આવ્યા સીટેલમાં એક અનાથ-ગૃહ અને દેવળ સ્થાપવામા આવ્યા લૉસ ઍન્જેલીસમા ક્ષયરોગનુ આરાગ્યધામ ખોલવામા આવ્યુ કગાળ ઘરોમા રહેતા અને કેદખાનામા રહેલા ગરીબ ઇટાલિયનોની મુલાકાત લેવામા આવી કામ આગળ ને આગળ ચાલ્યુ ઈ સ ૧૯૧૭ના ડિસેમ્બરની બાવીસમી તારીખે થયેલા એના અવસાન સુધીમાં માતા કૅબ્રિનીએ સડસઠ

સંસ્થાઓ સ્થાપી હતી. ઈ. સ. ૧૯૩૧માં એમના સંઘની એંસી શાખાઓ થઈ હતી. એમાંની બે, જ્યાં એને કામ કરવાનું હંમેશ મન હતું, તેવા ચીન દેશમાં સ્થપાઈ હતી. ઈ. સ. ૧૯૫૪ સુધીમાં દુનિયાભરમાં સો સંસ્થાઓ સ્થપાઈ હતી. માતા કૅબ્રિનીનું જીવન ત્રણ મહાન ગુણો—સરળતા, નમ્રતા અને આજ્ઞાંકિતતાથી અંકિત છે. સતત ચાલતી પ્રવૃત્તિની ધમાલમાં પણ માતા કૅબ્રિનીનો ચહેરો હમેશાં સ્વસ્થ અને શાંત જણાતો અને અવાજ ધીમો અને નમ્ર હતો. બધી દુન્યવી ચિંતાઓની વચ્ચે પણ આવી એકસરખી ધૈર્યશીલતા એનું "ઈશ્વર સાથેનું સ્વાભાવિક ઐક્ય" પ્રગટ કરે છે, જે ઐક્યનું દર્શન બધાને થતું હતું. ભલે, એના ઈશ્વર સાથેના સંબંધ વિશે ઓછી માહિતી મળતી હોય, પરંતુ એ જ આ કૅથલિક સંત સ્ત્રીનું એક અસાધારણ લક્ષણ ગણાય છે. નોંધપોથીનો એક ભાગ અને થોડા પત્રો સિવાય એણે કંઈ લખાણ પાછળ મૂક્યું નથી. એના પુસ્તકસંગ્રહમાં "ખ્રિસ્તનું અનુકરણ," સંત ઈગ્નેશીયસનું 'યોગાભ્યાસ', ફાધર પીનમોંટે, જેસુઈટ લેખક આલ્ફોન્સસ રૉડ્રિગ્ઝ અને સંત આલ્ફોન્સસ લીગોરીની કૃતિઓ—એટલાં પુસ્તકો હતાં. એ કોઈ પ્રકારના ખાસ આધ્યાત્મિક સંપ્રદાયની અનુયાયી ન હતી, અને પોતાની સાધ્વીઓને કોઈ સંકુલ સિદ્ધાંતોથી ગૂંચવવા માગતી ન હતી, તેથી માતા કૅબ્રિનીની સંસ્થામાં માત્ર સરળ અને ભક્તિપૂર્ણ સાધનાઓ જ આચરવામાં આવતી હતી. અંગત ધ્યાન ઉપરાંત ઘણી પ્રાર્થનાઓ સાર્વજનિક હતી. જો કે આ ધર્મપ્રચારક બહેનો એમના સખત કાર્ય માટે જાણીતી હતી, છતાં દિવસમાં છ કલાક પ્રાર્થના અને ધ્યાનમાં ગાળવામાં આવતા જ હતા. માતા કૅબ્રિનીનો આગ્રહ હતો કે કોઈ બાહ્ય પ્રવૃત્તિઓ આત્માની આકાંક્ષા વચ્ચે ન આવવી જોઈએ.

અનાસક્ત દૃષ્ટિકોણને લીધે આવેલી પ્રસન્નતા અને શાંતિને લીધે, માતા કૅબ્રિની બહારના વિસ્તરતા જતા કાર્યની ઘણી વિગતોમાં ધ્યાન આપવા છતાં ભગવાનમાં મન પરોવી શકતી હતી. વખતોવખત એ મઠમાં જતી પણ ત્યાંથી પ્રોત્સાહિત થઈને પ્રવૃત્તિઓમાં પાછી ફરતી અને એ પ્રવૃત્તિઓની ઘણી વિગતો અને પ્રશ્નોને પહોંચી વળતી. કાયમ માટે નિવૃત્ત થવાની અને સંપૂર્ણપણે ધ્યાનમાં અને ચિંતનમાં સમય ગાળવાની એની ઇચ્છા દિવસે દિવસે વધતી જતી હતી. પણ આ ઇચ્છા કદી પરિપૂર્ણ થવાની ન હતી. એકવાર એક સાધ્વી સાથેના વાર્તાલાપમાં એણે કહ્યું: "જો હું મારી ગૂઢ ઇચ્છાઓને અનુસરી હોત તો હું વેસ્ટ પાર્કમાં[1] ગઈ હોત અને

[1] ઉત્તર ન્યૂયૉર્ક રાજ્યમાં આવેલ સૅક્રેડ હાર્ટની મિશનરી બહેનોનો મઠ (Convent of the Missionary Sisters of the Sacred Heart)

બધા અંતરાયોથી દૂર રહીને સંસ્થા માટે ઘણી સુંદર વસ્તુઓ કરતી હોત. પણ હું જોઉં છું કે હમણાં ઈશ્વર મારી પાસે આમ કરાવવાનું ઇચ્છતો નથી તેથી હું એકાંત ભૂલી જાઉં છું અને સંઘની બાબતો પર ધ્યાન આપ્યા કરું છું. આ રીતે હું ઈશ્વરની ઇચ્છાને શેરીમાં, આગગાડીમાં, વહાણમાં અમલમાં મૂકું છું – જાણે કે હું મારા ઓરડામાં ધ્યાન ધરતી હોઉં એવું મને સર્વત્ર લાગે છે." બધા મનુષ્યોને એમના ઈશ્વરના જ્ઞાનમાં, પ્રેમમાં અને સેવામાં પ્રયોજવા એ માતા કૅબ્રિનીનો એક જ ઉદ્દેશ એના આખા જીવનને આવરીને રહેલો હતો. નોંધપોથીના પત્રના અંતે એના મનમાં સતત રહેતો એક વિચાર વ્યક્ત થાય છે: પ્રાર્થના, આત્મવિશ્વાસ અને પ્રભુને સંપૂર્ણ સમર્પણ એ હમેશાં આપણાં આયુધો રહેશે. આપણે કશું કરતા નથી, પણ જે પરમાત્મા મને બળ આપી રહ્યો છે તેનામાં સમર્પિત કરીને હું બધી વસ્તુઓ કરી શકું છું."

શરૂઆતના દિવસોથી જ માતા કૅબ્રિનીએ પોતાના અંતર્જીવનને ગુપ્ત રાખ્યું હતું, છતાં પોતાના આધ્યાત્મિક અનુભવોને સર્વથા છુપાવવા એ અસમર્થ થઈ. ઘણીવાર દેવળમાં કોઈ પ્રસંગે કોઈ સાધ્વી એને સામાન્ય દેહચૈતન્યની મર્યાદા બહારની સમાધિદશામાં જોતી. એના બીજા આધ્યાત્મિક અનુભવો અને ચમત્કારોનું બયાન એના સહકાર્યકરોએ આપ્યું છે. લંડન આવી પહોંચતાં જ માતા કૅબ્રિનીને મેરીનું દર્શન થયું. આ અનુભવ વર્ણવતાં એણે કહ્યું: "એ વખતે મેં સુંદર મુગટ પહેરેલી આપણી પવિત્ર માતાને જોઈ. આપણું રક્ષણ કરતાં હાથ પસારીને રહેલા બાળક ઈસુ એના ઘૂંટણ પાસે હતા." સતત મુસાફરીને લીધે રીતસરના આધ્યાત્મિક ગુરુથી વંચિત રહેલી માતા કૅબ્રિની પોતાના સર્જક સાથે દિવ્ય સાહચર્ય સાધવા અને એના પર આધાર રાખવા સમર્થ બની હતી. એણે એક પત્રમાં લખ્યું: "આત્મા શીખે છે કે પોતાના પ્રિયતમને પોતાના અંતર બહાર બીજે કશે શોધવાની જરૂર નથી; અને એને એ જેમ એના સિંહાસન પર અને એના મંદિરમાં જોઈ શકે, તેમ જ પોતાના અંતરમાં પણ જોઈ શકે." ભક્તિ અને કર્તવ્ય દ્વારા રસ્તો કરતી એક યોગિનીનાં અહીં આપણને એનામાં દર્શન થાય છે. એના મતે આધ્યાત્મિકતા એ "ખડતલ, શક્તિશાળી, મજબૂત અને પૌરુષવાળું તત્ત્વ" છે અને એના આ શબ્દો એની અને એની સંસ્થાના સભ્યોની જિંદગી દ્વારા ગુંજતા રહ્યા. મિથ્યા સદાચાર, ફરિયાદો અને નિરાશાને તો ત્યાં સ્થાન જ ન હતું. જ્યારે માઝા ફેરવાતી ન હોય ત્યારે એને આઘી મૂકવામાં આવતી હતી.

આના કેબ્રિનીની કાર્ય માટેની પ્રચંડ શક્તિ એના અંતર્જીવનના સીધા પરિણામરૂપ હતી. નિશ્ચયોની એક નાની નોંધપોથીમા એણે લખ્યું "બાહ્ય વસ્તુઓ ગમે તેટલી સારી અને પવિત્ર હોય, છતા મારે જે માત્ર બાહ્ય વસ્તુઓમા જ રચ્યા પચ્યા રહેવાનું હોય તો હુ અશક્ત, નિર્બળ થઈ જાઉં અને મારી જાતને ખોવાનું જોખમ વહોરી બેસુ અથવા મારે ઊંઘ કે પ્રાર્થના વિના રહેવાનું હોય તો માત્ર પવિત્ર ઈસુના હૃદયમા ઓ ઈસુ, મને પુષ્કળ યૌગિક નિદ્રા આપો" જો કે એની માનુષી સિદ્ધિઓ ખૂબ વિશાળ હતી, છતા એ સદા અનાસક્ત હતી, કારણ કે એનું હૃદય બીજે હતુ એણે લખ્યુ "ઈસુની પવિત્ર પીડા એવી મારી પાછળ પડી છે કે હુ એનો પ્રતિકાર કરી શકતી નથી જે થવાનું હોય તે થાય, પણ હુ તો મારી આંખો બંધ કરીશ અને મારુ માથુ ઈસુની છાતી પરથી ઊંચકીશ નહિ." એક પત્રમા એણે સાધ્વીઓને કહ્યું "વધસ્તંભ પરની પીડા એ મારુ પુસ્તક હશે અને પ્રેમ કરતા અને સહન કરતાં શીખવા માટે એને હુ હમેશાં મારી દૃષ્ટિ સમક્ષ રાખીશ. જે ધર્મપ્રચારક સાધ્વી સહન કરવા ઇચ્છતી નથી, તેણે સાધ્વી કહેવડાવવાનુ છોડી દેવુ જોઈએ જે ખ્રિસ્તીનુ નામ ધરાવ છે, તેણે ઈસુના હૃદયને આરપાર વીંધતા કાંટાઓ નજર સમક્ષ રાખીને સહન કરતા રહેવું જોઈએ ઈસુને માટે, ઈસુની સાથે સહન કરવું અને માત્ર પવિત્ર પ્રેમ દ્વારા સહન કરતા આત્મવિલોપન કરવુ એ કેટલું સુંદર છે!'

ઘણા દેશોના સામાજિક, ધાર્મિક, શિક્ષણવિષયક, સ્વાસ્થ્યસબંધી અને સાંસ્કૃતિક વિકાસમા ફાળો આપનાર આ સ્ત્રી અંદરથી ભગવાનની સીધીસાદી ભક્ત અને દાસી હતી એની નોંધપોથીમા એણે ખ્રિસ્તને સીધું લખ્યુ છે 'તમારી સાથે જે પળથી મારા પરિચય થયો, તે પળથી તમારા સૌંદર્ય ઉપર હુ એટલી વારી ગઈ કે હુ તમાર પગલે પગલે ચાલી તમને હુ જેમજેમ વધારે ચાહતી થાઉં છુ તેમતેમ મારી એ ચાહના ઓછી ને ઓછી લાગે છે, કારણ કે, હુ એનાથી પણ વધાર ચાહવા ઇચ્છુ છુ હવે હુ લાખો વખત સહન કરી શકુ એમ નથી. મારા હૃદયને વિસ્તારો, વિસ્તારો! .. ઓ ઈસુ! ઈસુ, ઓ પ્રેમસ્વરૂપ! તમારી ગરીબડી, દુખી, કઠી નાનકડી વધૂને હમેશા મદદ કરો, અને એને તમારા બહુપાશમાં રાખો હુ તમને ચાહુ છુ ખૂબ ખૂબ ચાહુ છુ'

એના જીવનમાળ દરમિયાન સ્થપાયેલા અનેક રુગ્ણાલયોમાંના એક શિકાગોમા આવેલા કોલમ્બસ રુગ્ણાલયમા, સંત ફ્રાન્સેસ્કા ઝેવિયર કેબ્રિની ઈ સ ૧૯૧૭ના

ડિસેમ્બરની બાવીસમી તારીખે મૃત્યુ પામી. એના મૃત્યુ પછી તરત જ એના સ્વર્ગ-સુખના અધિકાર માટેની તપાસ શરૂ થઈ. ઈશ્વરના સેવકની પવિત્રતાની કાયદેસર તપાસ રોમના દેવળે બે વર્ષ પછી શરૂ કરી. આ તપાસ શરૂ થાય તે પહેલાં પચાસ વર્ષ પસાર થઈ ગયાં હોવાં જોઈએ એવા નિયમને પોપે ફગાવી દીધો એટલે આ તપાસ થઈ શકી. આ જમાનામાં આ અસાધારણ બનાવ અજોડ હતો. જેમાં અધિકૃત અને વિશ્વાસપાત્ર ચમત્કારોનો સમાવેશ થતો હતો, તેવી પૂરી તપાસ થયા પછી ઈ. સ. ૧૯૩૮ના નવેમ્બરની તેરમી તારીખે માતા કૅબ્રિનીને 'અનુગૃહીત' જાહેર કરવામાં આવી.

સત્તાવાર રીતે સ્વર્ગસુખની અધિકારિણી તરીકે જાહેર થયેલી એ અમેરિકાની પ્રથમ નાગરિક હતી. આઠ વર્ષ પછી, એને સંત તરીકે માન્ય કરતા ફરમાન પર સહી કરવામાં આવી.

જેણે એકવીસ વર્ષ પહેલાં માતા કૅબ્રિનીની અંતિમવિધિ કરી હતી તે કાર્ડિનલ મુંડેલીને એને સ્વર્ગસુખની અધિકારિણી ઠરાવતા જાહેરનામા પ્રસંગે, વેટિકન બેસિલિકામાં મૃત્યુપ્રાર્થના ગાઈ દેવળના ઇતિહાસમાં પહેલી જ વાર આવો બનાવ બન્યો હતો કે જ્યારે એક જ કાર્ડિનલે એ જ માણસના અતિમ સંસ્કાર અને તપાસ કર્યાં હોય. એને સ્વર્ગસુખની અધિકારિણી ઠરાવતા જાહેરનામા પ્રસંગે કાર્ડિનલે પોતાના વાયુપ્રવચનમાં કહ્યું. "ચાળીસ વર્ષના ટૂંકા ગાળામાં, ઈસુના નામ નીચે ચાર હજાર સ્ત્રીઓનું જૂથ એણે ભેગું કર્યું હતું. આ બધી સ્ત્રીઓ અકિંચનતા અને આત્મસમર્પણને વરેલી હતી, પ્રાચીન ધાર્મિક યોદ્ધાઓના ઉત્સાહથી પ્રદીપ્ત હતી, પોતાના માનવબંધુઓ માટેના પ્રેમથી જ્વલંત હતી, અને દરિયાપાર જઈને, અજાણ્યા દેશોને વીંધીને, લોકોને અને એમનાં બાળકોને પોતાનાં વાણી અને આચારથી સારા ખ્રિસ્તીઓ અને કાયદાનું પાલન કરતા નાગરિકો બનવાનું શીખવતી હતી, ગરીબોની મિત્ર બનતી હતી, અજ્ઞાનીઓને જ્ઞાન આપતી હતી, માંદાની માવજત કરતી હતી, અને આ બધું કોઈ પણ જાતના બદલાની કે વળતરની આશા વિના કરતી હતી—આ પ્રકારની સ્ત્રીઓને તૈયાર કરનાર નાજુક સ્ત્રી વિશે આપણે વિચાર કરીએ છીએ—મને કહો, આ બધાથી, અર્વાચીન સંતે આચરેલો કૅથલિક કર્તવ્ય-ભાવનાનો આદર્શ શું મૂર્તિમંત નથી થતો?"

સંત ફ્રાન્સિસ ઝેવિયર કૅબ્રિનીએ એના જીવનમાં એક એવી શક્તિ ઉત્પન્ન કરી

કે જે શકિતએ એના દરેક કાર્યને પ્રેરણા આપી, એની સાથે કામ કરવા જોડાયેલા-ઓનું પરિવર્તન કર્યું, એના પોતાના જીવનકાળ દરમિયાન હજારો લોકોને આશીર્વાદ આપ્યા અને પ્રતિવર્ષ વધતી જતી સંખ્યાને આશીર્વાદ આપતી રહી એના રોજિંદા જીવનના ઈશ્વરકેન્દ્રિત કાર્યરૂપે વ્યકત થતી પ્રાર્થનાનો જયધ્વનિ એ જ એનો માનવતા માટેનો વારસો છે

## પ્રકરણ સત્તાવીસમું

# હેન્રિએટા ઝોડ

પૅલેસ્ટાઇનની દવાખાનાંની અને સમાજકલ્યાણની સેવા યોજનાની સ્થાપનાર અને એનું માળખું ઘડનાર અને નાઝી અત્યાચારોમાંથી હજારો અનાથ બાળકોને ઉગારનાર 'યૂથ અલિયા' નામની સંસ્થાની સંચાલક અને વ્યવસ્થાપક હેન્રિએટા ઝોડ એના જીવનકાર્ય દ્વારા સંતપણાનો યહૂદી આદર્શ ચરિતાર્થ કરે છે. પોતાની જાત કરતાં ઈશ્વરને અને માનવબંધુઓને એ વધારે ચાહતી હતી અને એમની સ્થિતિ સુધારવામાં એણે પોતાની શક્તિ અને સામર્થ્ય ખર્ચ્યાં.

ઈ.સ. ૧૮૬૦માં અમેરિકાના મેરીલૅન્ડના બાલ્ટિમોરમાં એ જન્મી હતી અને નગરના 'રાબી' (યહૂદી ધારાશાસ્ત્રી) બેન્જામિન ઝોડ અને એની પત્ની સોફિયાની જ્યેષ્ઠ પુત્રી હતી. એમની પાસેથી જ ઈશ્વરપ્રેમ અને માનવબંધુઓની સેવાના સંસ્કાર એણે પચાવ્યા હતા અને એ જ એના સર્વ વિચારો અને કાર્યોનું પ્રેરક બળ અને લક્ષ્ય હતા. પુત્ર ન હોવાથી, રાબી ઝોડે એ વખતે સાધારણ રીતે ઘરના છોકરાઓને જ આપવામાં આવતું વિશિષ્ટ શિક્ષણ અને કેળવણી એની જ્યેષ્ઠ પુત્રીને આપ્યાં. નિશાળની ખૂબ તેજસ્વી કારકિર્દી બાદ, એ અધ્યાપન અને લેખન કરવા લાગી; કારણ કે રાબીની જૂજ આવક પાંચ પુત્રીઓનું ભરણપોષણ કરવા અપૂરતી હતી. ચૌદ વર્ષ વિદ્યાલયમાં અધ્યાપનકાર્ય કર્યું ને દરમિયાન એ બીજી પણ ઘણી પ્રવૃત્તિઓમાં રોકાયેલી રહેતી હતી.

કૌમાર્યાવસ્થામાં એ એના પિતા સાથે યુરોપના પ્રવાસે ગઈ હતી અને આ પ્રવાસની એના પર કાયમી છાપ પાડી. યહૂદીઓના ભૂતકાળનાં ભવ્ય અને કરુણ પ્રાચીન સ્મરણો સાથે સંકળાયેલા પ્રાગ શહેર અને જર્મનીમાં આવેલા યહૂદીઓના લત્તાના અવશેષોએ એના મન પર અવિસ્મરણીય છાપ પાડી. અને એનામાં પોતાના લોકો પ્રત્યે પોતાપણાની ભાવના જગાડી. આ પ્રવાસને પરિણામે બાલ્ટિમોરમાં વસતા એના જાતિભાઈઓની ઊણપો માટે થોડીક અધીરતા પણ એનામાં ઊપજી. એણે એમના ધર્મવિમુખ વલણ અને પડોશીઓના રિવાજોનું અનુકરણ કરવાની આતુરતાને વખોડી કાઢયાં.

એ અમેરિકા પાછી આવી તે પછી તરત જ સ્થળાંતરનું મોજું શરૂ થયું ઈ. સ. ૧૮૮૨ના 'મે કાયદા'ઓને પરિણામે હજારો યહૂદીઓને રશિયામાંથી નાસી જવાની ફરજ પડી. ઘણા પડોશના મિત્રદેશોમાં જઈ વસ્યા, જ્યારે કેટલાક દૂરદૂર આવેલ અમેરિકા જઈ પહોંચ્યા અને આમાંની ઠીકઠીક સંખ્યા બાલ્ટિમોરમાં જઈ પહોંચી, જ્યાં એમની વિચિત્ર રીતભાત અને ભાષાને લીધે એ બહુ આવકારપાત્ર બન્યા નહિ રાચી અને એની પુત્રી દરેક માણસની વીતકકથાને સહાનુભૂતિપૂર્વક સાંભળતાં અને એને એના નવા સમાજ અને વાતાવરણમાં ભળી જવા મદદ કરતાં હેન્રિએટાએ એમને 'અમેરિકન' બનાવવાની મદદ કરવામાં પ્રથમ પગલું ભર્યું એણે એક દુકાનની ઉપરના માળે એક ખંડ ભાડે લીધો અને એક રાત્રિશાળા ખોલી. ચાર વર્ષ પછી જ્યારે એની 'રશિયન શાળા' બાલ્ટિમોરના શિક્ષણાધિકારીઓએ પોતાને હસ્તક લઈ લીધી ત્યારે એના વિદ્યાર્થીઓની સંખ્યા પાંચ હજાર સુધી પહોંચી હતી.

આ હડધૂત થતા રશિયન નિર્વાસિતો સાથેના પોતાના અનુભવથી એ યહૂદીઓના ઇતિહાસનું પુનર્મૂલ્યાંકન કરવાની ધગશ તરફ ખેંચાઈ એવું ન હતું કે માત્ર ઝારની સરકાર જ યહૂદીઓને હડધૂત કરવા માગતી હતી, બધે જ ઠેકાણે થોડા વત્તા અંશે બહિષ્કાર અને અસહિષ્ણુતા હતાં જો એમને પોતાની માતૃભૂમિ હોય, તો જ તેમનું પ્રાચીન ગૌરવ પુનરુસ્થાપિત થાય આ પ્રમાણે ડૉ. થિઓડોર હર્ઝલની પણ પહેલાં, હેન્રિએટા ઇઝરાયલ રાષ્ટ્રને તેની માતૃભૂમિમાં પુનરુસ્થાપિત કરવાના પ્રયત્નોનું મંડાણ કરી ચૂકી હતી એણે પાછળથી કહ્યું "હું યહૂદીવાદમાં એ ક્ષણે જ માનતી થઈ જે ક્ષણે મને ખ્યાલ આવ્યો કે એ જ મારા દુભાયેલા, વેરવિખેર અને લોહીનીંગળતા રાષ્ટ્ર, મારા છિન્નભિન્ન દેશને એક આદર્શ પૂરો પાડી શકે તેમ છે – એ આદર્શ બીજાઓએ ઠોકી બેસાડ્યો છે – જે આદર્શ બધા જ અપનાવી શકે એમ છે, પછી ભલે બીજા યહૂદી પ્રશ્નો તરફ તેમનું ગમે તે વલણ હોય"

તેત્રીસ વર્ષની ઉંમરે એણે શિક્ષણનો વ્યવસાય છોડ્યો અને એણે ફિલાડેલ્ફિયામાં અમેરિકાની યહૂદી પ્રકાશન સંસ્થાના સાહિત્યિક મંત્રી તરીકેનો હોદ્દો સ્વીકાર્યો અને આ જવાબદારી એણે ત્રેવીસ વર્ષ સુધી સંભાળી. આ મહાન કાર્ય માટે પોતાની તૈયારી કરવા માટે એણે અમેરિકાની જ્યૂઈશ થિઑલૉજિકલ સેમિનરી ઑફ અમેરિકા–ઈશ્વરજ્ઞાનવિષયક યહૂદી સંસ્થામાં અભ્યાસ કર્યો. એ સંસ્થાએ એના ઉંબરા પર સ્ત્રીને કદી ચડવા નહોતી દીધી "તાલમૂડનો અભ્યાસ કરતી સ્ત્રી"એ એક નવાઈની ચીજ હતી ઘણા વિદ્યાર્થીઓએ એનામાં સમભાવી શ્રોતા અને સલાહકાર દીઠી

એણે 'યહૂદી જ્ઞાનકોશ' માટે અને બીજા અભ્યાસી સામયિકો માટે લેખો લખ્યા. ઈ. સ. ૧૮૯૩માં શિકાગોમાં યોજાયેલ વિશ્વધર્મ પરિષદમાં બે વ્યાખ્યાનો આપવાનું આમંત્રણ આપીને એને સન્માનવામાં આવી.

વર્ષો સુધી આખા દિવસ દરમ્યાન એ ચૌદથી સોળ કલાક કામ કરતી. આથી છેવટે એ બીમાર થઈ અને એને આરામ લેવાનો હુકમ કરવામાં આવ્યો. એની તબિયત ખૂબ ધીમેધીમે સુધારા પર આવતી હોવાથી ઉપર્યુક્ત પ્રકાશન સંસ્થાએ, એની સેવાની કદર કરીને, યુરોપમાં અને પૅલેસ્ટાઈનમાંના મહિનાઓના દરિયાઈ પ્રવાસનો એનો ખર્ચ ઉપાડયો. કેટલાય વખતથી પોતાની માતૃભૂમિમાં જવાની એને ઝંખના હતી: હવે એ સાકાર બની શકે એમ હતું; પોતાનાં પગલાં એની સીમાઓની અંદર પડશે. એને એ વખતે ભાગ્યે જ ખ્યાલ હતો કે એના જીવનનું સૌથી મહાન કાર્ય અહીં જ સિદ્ધ થવાનું હતું અને ઇઝરાયલના પ્રાકટ્ય અને પુનર્જન્મના ઇતિહાસમાં એક નવું પાનું લખાવાનું હતું

ઈ. સ. ૧૯૦૯માં જ્યારે હેન્રિએટાએ પૅલેસ્ટાઈનની મુલાકાત લીધી ત્યારે એ સંસ્કૃતિના કેવળ ધોવાણ જેવું હતું. એ તુર્કી સામ્રાજ્યનો એક ભાગ લેખાતું અને આપખુદ સુલતાન એના પર અમલ ચલાવતો. એના અધિકારીઓ રુશવતખોર અને બેદરકાર હતા અને ભારે કરો અને લાંચમાંથી એમની ઉપજ મેળવતા. આખો દેશ વેરાન અને કસ વગરનો થઈ ગયો હતો. એના વતનીઓ ભૂખમરાથી પીડાતા હતા અને આશા છોડી બેઠા હતા. પ્રથમ યહૂદી વસાહતીઓને માત્ર કઠણ અને નિષ્ઠુર જમીન સાથે મથવાનું હતું એટલું જ નહિ, પણ મરકી અને રોગચાળાનો પણ સામનો કરવાનો હતો. ખાસ કરીને બાળકોની અવદશાએ હેન્રિએટાના હૃદયના તારોને ઝણઝણાવી મૂક્યા. એક કાળે જ્યાં રોમન રાજ્યપાલોનું થાણું હતું એ ટાઈબેરિયસના રેતાળ માર્ગો પર ફરતાં એને અને એની માતાને ચોંવરેલાં, મડદાલ બાળકોની પ્રથમ ઝાંખી થઈ. એમની કાળી અને ઊંડી આંખો રોગથી છવાયેલી હતી. જન્મજાત અંધાપો અને ચાંદી જેવાં જાતીય દર્દોને લીધે આવેલ અંધાપો ઠેરઠેર વ્યાપ્યો હતો. રહેઠાણોની સ્વચ્છાસ્વચ્છતાની અવસ્થા ત્રાસ ઉપજાવે તેવી હતી; બાળમરણનું પ્રમાણ બેહદ ઊંચું હતું.

એ વખતે ઓગણપચાસ વર્ષની હેન્રિએટાએ આખા પૅલેસ્ટાઈન માટે, આરબો તેમ જ યહૂદીઓ માટે, આરોગ્ય અને સામાજિક કલ્યાણની સેવા યોજના શરૂ કરવા

માટેની ચળવળ ઉપાડવાનો નિર્ણય કર્યો એણે કહ્યું "જો એક નિશ્ચયમાં એ કરી શકાય તો એ બધું જ સિદ્ધ થઈ શકે"

એ જાણતી હતી કે આ કાર્ય સહેલું નથી જ્યારે શરીરસ્વાસ્થ્ય પુન પ્રાપ્ત કરી એ ન્યુયૉર્ક પાછી ફરી ત્યારે એણે એના નવા કામમાં પુરજોશથી ઝંપલાવ્યું અને એનું શેષ જીવન આ કાર્યને અર્પણ કર્યું

એ વખતે ન્યુયૉર્કમાં કેટલીક યહૂદીવાદમાં જોડાયેલી સ્ત્રીઓનું જૂથ હતું એમણે રાણી એસ્થરના નામે એક સંસ્થા સ્થાપી આ સંસ્થાનો હેતુ યહૂદી ધર્મવાદીઓના પ્રયત્નોને મદદ કરવાનો હતો જો કે એનું મુખ્ય કાર્ય સાહિત્યિક સનદ તરીકેનું હતું હેન્રિએટાએ પોતાનું જીવનલક્ષ્ય પ્રકટ કર્યું, તે આ જ જૂથ સમક્ષ પોતે જે જોયું હતું, એનું એણે કરેલું બયાન એટલું તો હૃદયદ્રાવક હતું કે તરત જ એને એમનો ટેકો મળ્યો બીજાં જૂથો પણ હવે આ જૂથ સાથે સંકળાયાં હવે આ સંગઠિત જૂથનું નામ હદસ્સહ રાખવામાં આવ્યું અંગ્રેજીમાં મીર્ટલ (Myrtle)[1] શબ્દના અર્થનો આ હિબ્રૂ શબ્દ છે અને જે એસ્થરના બાઈબલમાં મળતા નામ માટે બીજો પર્યાય છે પચાસ વર્ષની ઉંમર પહોંચેલ એવી એક સ્ત્રી તરીકે ફાળો ઉઘરાવવાનું કામ એના માટે સાવ સહેલું ન હતું એને લીધે એને અમેરિકાના બધા ભાગોમાં જવું પડતું હતું વ્યાખ્યાનોમાં વિશાળ તેમ જ નાના જનસમુદાયને એ એકસરખી રીતે સંબોધતી હતી એની રીત કૉલેજના પ્રાધ્યાપકની જેમ 'સંયમિત અને અસરકાર હતી." એ પ્રખર વ્યાખ્યાતા ન હતી, પણ અચોટ હતી, અને પોતાની આ મદદની વિનંતિઓના સમર્થનમાં પોતે જોયેલાં દશ્યોનો ચિતાર ખડો કરવા એ દીપકીય ચિત્રદર્શન પણ કરાવતી હતી

પૅલેસ્ટાઇનમાંથી ગખ્યાબધ જોરદાર લાગણીભરી કાકલૂદીઓ એને કરવામાં આવી અને અંતે એ ઈ સ ૧૯૧૩માં થોડીક કેળવાયેલી પરિચારિકાઓ મોકલી શકી. મિસ ઝોડ ફાળો એકઠો કરવા, કાર્યને પાર પાડવા અને આગળ ધપાવવા પોતે અમેરિકામાં રહી

ઈ સ. ૧૯૧૬માં એની માતા ઘણા મહિનાઓની પીડાકારક માંદગી બાદ મૃત્યુ પામી. એની માંદગીના સમય દરમિયાન હેન્રિએટાએ એની સેવાચાકરી કરી

---

૧ મીર્ટલ (Myrtle) કાયમ લીલાં ચળકતાં પાંદડાં અને સફેદ સુગંધી ફૂલોવાળો એક છોડ જે એક દેવી વીનસને ખૂબ પ્રિય મનાતો હતો

અને ઠેઠ સુધી એની સાથે પ્રાર્થનાઓ ગાઈ. હેન્રિએટા પોતે પણ લગભગ સાઠ વર્ષની થઈ હતી અને વધતી ઉંમર એની અસર પહોંચાડે જતી હતી. એના ચિકિત્સકોએ એને ઓછી મહેનતનુ જિંદગી ગાળવા ફરમાવ્યું. એનું હૈયું હવે થાકતું જતું હતું, એની તબિયત કથળતી જતી હતી, પણ હેન્રિએટાએ પોતાની યોજના અને પોતાનો ઉદ્દેશ ચાલુ રાખવાનો નિર્ણય કર્યો, જો કે એણે પોતાની ગતિ ધીરી પાડવાનું વચન આપ્યુ એ જ વર્ષે એ પૅલેસ્ટાઇન જવા નીકળી પડી. થોડાક મિત્રોએ એને વિદાય આપી અને એક યુવતીની માફક એ એની અદ્દભુત કારકિર્દીના ત્રીજા તબક્કાની રાહ જોતી હતી એમ બધાને લાગતું હતુ એની ધારણા ત્યાં બે વર્ષ સુધી રહેવાની હતી, પણ સત્તાવીસ વર્ષ પછી મૃત્યુ પામી ત્યા સુધી એ ત્યાં જ રહી. આ વર્ષો દરમિયાન–બે વિશ્વયુદ્ધો અને એ વચ્ચેના ગાળા દરમિયાન–એણે પૅલેસ્ટાઈનમા સામાજિક સ્વાસ્થ્ય કલ્યાણ યોજનાનો વિકાસ કર્યો અને એની દેખરેખ રાખી અને જે જે દેશોમા યહૂદીઓને ત્રાસ અપાતો એ બધા દેશોમાથી હજારો ગરીબ, ત્યજાયેલાં અને અનાથ બાળકોને પૅલેસ્ટાઇનમા લાવી એમના પુનર્વસવાટ અને શિક્ષણ માટેની જવાબદારી લીધી

પ્રથમ વિશ્વયુદ્ધ પૅલેસ્ટાઇનના વતનીઓ માટે અકથ્ય દુ ખો લાવ્યું હતું. આ કટોકટીના સમયમા હેન્રિએટા ઝોડ પૅલેસ્ટાઇનમાં આવી પહોંચી એનુ તાત્કાલિક કાર્ય દરિદ્રતા અને બીમારીના ભોગ બનેલાઓને પોષણ અને તબીબી સારવાર આપવાનુ હતું એણે શરૂ કરેલા તબીબી એકમે પૅલેસ્ટાઇનને યુદ્ધ દરમિયાન રોગચાળાના વાવરમાથી ઉગારી લીધુ હતુ અને અસખ્ય બાળકો અને એમની માતાઓને ટકાવી રાખ્યા હતા પણ હવે એની પાસે આવતી ભારે માગણીઓને પહોચી વળવા માટે આ એકમ અપર્યાપ્ત હતું

અમેરિકાથી ટપકે ટપકે નજર ફાળો આવતો અને એની પાસે આવતી સતત નવી માગણીઓને પહોંચી વળવા માટે આ ફાળો સાવ અપૂરતો હતો. ઈ. સ ૧૯૨૦માં એની પાસે કામ કરતા લગભગ ચારસો દાતકરો અને પરિચારિકાઓ હતા–અને નાણાકીય ખાધ હતી અમેરિકન પરિચારિકાઓની જેમ હેન્રિએટાએ પરિચારિકાઓ તરીકે નોંધેલી પૅલેસ્ટાઇનની છોકરીઓ ધધાકીય નીતિનિયમોથી પરિચિત ન હતી અને ઘણીવાર પરિસ્થિતિથી અસંતુષ્ટ થઈને એકીસાથે જતી રહેતી અને દર્દીઓ સારવાર વગર પડી રહેતા. હેન્રિએટાએ એમની સાથે ધીરજથી કામ

લીધુ અને ધીમેધીમે એમને એક શિસ્તબદ્ધ સમૂહમાં પલટી નાખી. એનુ કામ સહેલું ન હતું, કારણ કે હિબ્રુ ભાષામા પરિચર્યાવિષયક પાઠયપુસ્તકો ન હતાં.

અઠવાડિયે ત્રણસોના હિસાબે નિર્વાસિતો જહાજમાં આવતા હતા, અને થોડાં અઠવાડિયાંમાં જ એમાંના ઘણાખરા મૅલેરિયામાં પટકાઈ પડ્યા. મિસ ઝ્રૉડ જાણતી હતી કે અમુક સ્થાયી આવક હોય તો સમુચિત યોજના અને સાવધાનીનાં પગલા અમલમાં મૂકવાથી રોગથી થયેલા નુકસાનને પહોંચી વળાય. છતા એણે પોતાની હતાશાને કર્તવ્યોમાં આડખીલીરૂપ બનવા દીધી નહિ. રસ્તાઓ બરાબર ન હોવા છતા ગાડામાં અથવા ગધેડા પર બેસીને એ આખા દેશમાં ફરી વળી એણે એક પત્રમા લખ્યું છે, "આ અગ્રેસરો—યુદ્ધ દરમિયાન ઊછરેલી પેઢીઓ—સાવ પ્રાથમિક દશાનું જીવન જીવે છે અને જીવનના પાયાના મૂળભૂત પ્રશ્નોમા અટવાઈ પડે છે જો કે હુ તેમની સાથે પથરાઓ ન ફોડી શકુ, પણ હુ એમને એવી રીતે વ્યવસ્થિત કરી શકુ કે જેથી તેમની રહેણીકરણી સુધરે." વ્યવસ્થા અને વર્તમાન પરિસ્થિતિમાં સુધારો કરવો, આ બન્ને તરફ એનું નૈસર્ગિક વલણ હતુ એ જ્યાજ્યાં ગઈ, ત્યાત્યા એ પરિસ્થિતિ સુધારવા માગતી હતી પોતાની પ્રાચીન માતૃભૂમિને પુનનર્સ્થાપિત કરનાર આ પ્રણેતાઓ માટે અને ઘણ માન હતું એણે કહ્યુ, "મારી આશાઆકાક્ષા શાલુન્મિમા જીવ છે એ તાજો પ્રવાહ નદીના બધા જ થરોને પોતાના ઝડપી વહેણમા તાણી જશે."

એના કેન્દ્રની તિજોરી હજી ખાલીખમ હતી અને એ ભારે દેવામાં ડૂબી હતી. વેપારીઓને ચૂકવવા કે પોતાના માણસોનો પગાર ચૂકવવા એની પાસે નાણા ન હતા. પણ મિસ ઝ્રૉડે કાર્ય ચાલુ રાખવાનુ નિરધાર્યું હતું નાથન સ્ટ્રૉસ પાસેથી વીસ હજાર ડૉલર મળવાથી એની ચિંતાઓ કઈક અશે હળવી થઈ, પણ આ તો કુલ જોઈતી રકમનો એક નાનો જ ભાગ હતો એના દાક્તરો અને કાર્યકરો એને આવી મળતા અને કદી પોતાના પગારો માટે એના ઉપર દબાણ લાવતા નહિ, જેથી એ વેપારીઓને ચૂકવવા અને નવી દવાઓ ખરીદવા એ નાણાંનો વિનિમય કરી શકે

આ તબક્કે જ જ્યારે કામ વધારે સ્થિર અને ઓછી મહેનત માગતું થયું ત્યારે જ હેન્રિએટાએ આધુનિક પૅલેસ્ટાઇનના વિકાસનાં બીજાં પાસાંઓમા રસ લેવા માડ્યો હવે એ એના દવાખાનાની યોજનાને આગળ ધપાવવા અમેરિકા અને પૅલેસ્ટાઇન વચ્ચે આવ-જા કરતી અને એણે શિક્ષણમાં પણ રસ લેવા માડ્યો, તબીબી

વિજ્ઞાનની જેમ એ પણ પ્રારંભિક તબક્કામા હતું. જ્યારે એણે પ્રવૃત્તિના આ ક્ષેત્રે પગરણ માંડયાં, ત્યારે એને અસંખ્ય મુશ્કેલીઓનો સામનો કરવો પડયો.

શાળાપદ્ધતિમાં એકસૂત્રતા આણવામાં, બજેટનાં બે પાસાં મેળવવામાં અને આધુનિક ધોરણો દાખલ કરવામાં એને સફળતા સાંપડી. ચારે બાજુએ એનું સન્માન થતું હતું અને સચ્ચાઈ અને નિઃસ્વાર્થપણા માટે એની પ્રશંસા થતી હતી. એણે શાળામાં બપોરનું ભોજન આપવાની પદ્ધતિ દાખલ કરી, જેને લીધે વિદ્યાર્થીઓને દિવસ દરમ્યાન એકવાર તો સારું ભોજન મળવાની વ્યવસ્થા થઈ. ઈ. સ. ૧૯૨૯માં એણે જેરુસલેમમાં આરોગ્ય કેન્દ્ર અને તેલ-અવીવમાં આધુનિક દવાખાનું ખોલ્યું. આ રીતે એ આરોગ્ય અને શિક્ષણ બન્ને કાર્યોમાં રોકાયેલી હતી અને બન્નેનું સફળ સંચાલન કરતી હતી.

હેન્રિએટા ઝોલ્ડનો પોતાની માતૃભૂમિ પાછી મેળવવાનો નિશ્ચય હતો. "એ જો કે માનવતાવાદી હતી, અને માનવોની મૂળભૂત જરૂરિયાતો વિશે સજાગ હતી... છતાં પૅલેસ્ટાઈનમાં પોતે કરતી હતી તે કાર્ય માત્ર માનવદયાનું ન હતું, પણ એક રાષ્ટ્રના નવનિર્માણનું, રાષ્ટ્રના આત્મા માટે શરીર ઘડવાનું કાર્ય હતું, એ ખ્યાલ કદી એની નજરબહાર ગયો ન હતો. એ રાષ્ટ્રીય સભાની (National Assembly) સભ્ય બની અને નવા કામ માટે સજ્જ થઈ.

ઈ. સ. ૧૯૩૩માં પચોતેર વર્ષની વયે, જ્યારે મોટા ભાગે લોકો વૃદ્ધાવસ્થા આગળ લાચાર બની લગભગ નિવૃત્ત જીવન ગાળે છે, ત્યારે હેન્રિએટા ઝોલ્ડને એક બીજા પ્રકારનું પુણ્યકાર્ય ઉપાડી લેવાનો સાદ સંભળાયો. આ કાળે નાઝી અત્યાચારોની બોલબાલા હતી. જર્મનીના યહૂદીઓ ઉપર હિટલરે ક્રૂરતાના ઉન્માદમાં આક્રમણની શરૂઆત કરી હતી, જે સાઠ લાખ સ્ત્રીપુરુષો અને બાળકોના નાશમાં પરિણમ્યું. બાળકોને પૅલેસ્ટાઈન મોકલી આપવા માટે એક સંસ્થા ઊભી કરવામાં આવી. ઈ. સ. ૧૯૩૪માં લગભગ પાંચ હજાર બાળકોને માતૃભૂમિમાં લાવવામાં આવ્યાં. હેન્રિએટા ઝોલ્ડે એમની માતા બનવાની જવાબદારી લીધી. એ બોલી ઊઠી: "એ મારાં બાળકો બનશે."

ઈ.સ.૧૯૩૪ના ફેબ્રુઆરી માસમાં હૈફામાં પહેલું જૂથ આવી પહોંચ્યું. એના સાન્નિધ્યથી તેમનામાં હિંમત આવી અને એમનાં માતાપિતા અને પૂર્વપરિચિત સ્વજનોનો વિરહ સહન કરવામાં મદદ થઈ. એમણે છોકરાં હતાં એ પરોના જેવી જ

સ્થિતિમાંનાં ઘરોમાં એમને મોકલી આપવાની વ્યવસ્થા એણે કરી કામ ડગલે ને પગલે વધતું ચાલ્યું અને રોજ વધુ ને વધુ સંખ્યામાં બાળકો આવવા લાગ્યાં.

આખી દુનિયાને હવે નાઝી આક્રમણોની ખબર પડી અને બધી બાજુએથી એનું દયાળુ કાર્ય ચાલુ રાખવા અને વધારવા માટે મદદ આવવા માંડી એણે યહૂદી જાતિની કરુણ અવદશા અને એમની દયાજનક અવસ્થા જોઈ અને પરમકૃપાળુ પરમાત્માએ જે જે શક્તિઓ એને આપી હતી, એ બધી શક્તિઓ નિર્દોષ બાળકોને બચાવવામાં કામે લગાડવાનું નક્કી કર્યું

પછીના વર્ષો દરમિયાન, દુનિયાના બધા ભાગોમાંથી લગભગ સાઠ હજાર બાળકો આવ્યાં, એમને શિક્ષણ આપવામાં આવ્યું, એમનો પુનર્વસવાટ કરવામાં આવ્યો અને એમને ઉપયોગી વેપાર અથવા ધંધાઓ શીખવીને સમાજમાં ઉપયોગી નાગરિકો તરીકે શામેલ કરી દેવામાં આવ્યા અલબત્ત, આ કામ એકલે હાથે ન થઈ શક્યું હોત એણે એની આસપાસ સ્ત્રીપુરુષોનું એક જૂથ ભેગું કર્યું હતું અને એમનામાં આ નાજુક કામ માટે ખૂબ આવશ્યક એવો ઉત્સાહ સીંચ્યો દૈવી તત્ત્વ અને માનવ માટે એમનામાં નવી શ્રદ્ધા જગાડી

એની જિંદગીના અંતિમ વર્ષ સુધી હેન્રિએટા ઓલ્ડે એના બાળકોને મળવાનું અને એમને એમના નવા ઘરમાં લઈ જવાનું ચાલુ રાખ્યું રાત્રે માતાની જેમ એ એમના પલંગો પર બેસતી, ધીરજથી એમની ફરિયાદો સાંભળતી અને એમને નવાં ગીતો શીખવતી એણે બાળગ્રામો સ્થાપ્યાં અને બાળકોને કાંતતાં, વણતાં અને ઘેટાનું ઊન રંગતાં શીખવ્યું સાઠ હજાર બાળકોની માતાના રૂપમાં એ લોકવાર્તાની વસ્તુ બની ગઈ

સારવાર અને સંશોધન માટે દુનિયાના એક મોટામાં મોટા કેન્દ્ર—હડસાહ યુનિવર્સિટીના તબીબી કેન્દ્રનું ઈ સ. ૧૯૩૯માં માઉંટસ્કોપસ પર થયેલું ઉદઘાટન જોઈને હૈયું ઠારવાની તક એને મળી, અને લગભગ ૩૫૦ પરિચારિકાઓ માટેની પોતાના નામની પ્રથમ પરિચારિકા શાળાનું ઉદ્ઘાટન જોવાનો લહાવો પણ એને મળ્યો. માત્ર સગર્ભા સ્ત્રીઓની સારવાર અને બાળઉછેર માટેના લગભગ પચાસ કેન્દ્રો સ્થપાયાં હતાં પોતે જેમને જગત દેખાડ્યું હતું અને કેળવી હતી, એવી પોતાની કેટલીક પરિચારિકાઓને બીજા વિશ્વયુદ્ધ દરમિયાન સેવા કરતી અને માનવીની માનવી પ્રત્યેની નિર્દયતાનો ભોગ બનેલાઓને સારવાર કરી આરામ પહોંચાડતી

જોવા એ જીવી. પોતાનાં બાળકોની સેવા કરવાની એને તક આપવાની ઈશ્વરે એના ઉપર મહેર કરી હતી. "હું સુખી છું," આ હતા એના અંતિમ શબ્દો.

રવીન્દ્રનાથ ટાગોરે લખ્યું છે કે, "જે ભલાઈ કરવા ઇચ્છે છે એ બારણું ઠોકતું આવે છે: જે ચાહે છે એને માટે એ ખુલ્લાં છે."

હેન્રિએટા ઝોલ્ડને ભલાં કામો કરવાની રુચિ હતી. એણે એની જિંદગીનાં સાઠ વર્ષ સ્ત્રીપુરુષો અને બાળકોને બચાવવામાં નિઃસ્વાર્થવૃત્તિથી અને પોતાની જાત ઉપર દયા રાખ્યા વગર ગાળ્યાં. પૂર્વગ્રહ, અજ્ઞાન, અમાનુષિતા, રોગો અને ત્રાસ સામે જ નહિ, પણ સ્ત્રીજાતિ માટેના પૂર્વગ્રહ સામે પણ એટલી જ ઉત્કટતાથી એ ઝઝૂમી. આ એ માટીની હતી, જેમાંથી ઘડાયેલા લોકો—

> "દુઃખ, ભીતિ અને રક્તપાતની કરુણ પરંપરા સાથે રહેવા સર્જાયેલ હોવા છતાં પોતાની અનિવાર્યતાને ભવ્ય લાભમાં પલટે છે; આ બધાં સામે પણ, આપણા માનવસ્વભાવના અત્યુત્તમ કરિયાવરરૂપી સામર્થ્ય દાખવે છે; ......

એ ચોર્યાશી વર્ષની ઉંમરે પહોંચી અને ઈ. સ. ૧૯૪૫ના ફેબ્રુઆરીની તેરમી તારીખે, ઈહલોકમાં પ્રેમ અને આદર મેળવી, પોતે સારી પેઠે કરેલી મહેનતનો બદલો મેળવવા જગન્નિયંતા પાસે જવાના થઈ.

યહૂદી ધર્મ ઉદાત્તચરિત સ્ત્રીપુરુષોને દૈવી વિભૂતિઓ તરીકે રૂઢ કરતો નથી. જો એમ કરવામાં આવતું હોત તો હેન્રિએટા ઝોલ્ડને અવશ્ય યહૂદી સંત નારીનું બિરુદ મળ્યું હોત. એને મોત આવ્યું, પણ એનો અંત ન આવ્યો. અદૃશ્ય જગતમાંથી એ હજી પણ બોલે છે. એની સ્મૃતિ એ આશીર્વાદ અને પ્રેરણા છે: એનું કાર્ય ચાલ્યા કરે છે.

## પ્રકરણ અઠ્ઠાવીસમું

# રાબિઆ

રાબિઆ 'અદી' જાતિમાં જન્મી હોવાથી, 'રાબિ-આ અલ-અદવિય્યા' તરીકે ઓળખાતી હતી. તે ઈ. સ. ૭૧૭માં બસરા(ઈરાક)માં જન્મી' હોવાને કારણે રાબિ-આ અલ-સરિયા નામે પણ ઓળખાતી હતી. એનાં માતાપિતા ઘણાં ગરીબ હતાં, પણ ખૂબ જ ધાર્મિક હતાં. એમને ત્રણ પુત્રીઓ તો હતી જ, તેથી આ ચોથી પુત્રીનું નામ 'રાબિ-આ' એટલે કે ચોથી એમ પાડવામાં આવ્યું. સાવ કુમળી વયે એ અનાથ થઇ અને બસરામા તરત જ દુકાળ પડવાથી એને એની બહેનોથી પણ વિખૂટા પડવું પડ્યું. ગરીબ અને નિરાધાર રાબિઆ શેરીઓમાં રખડતી હતી, ત્યારે એક દિવસ એક દુષ્ટ માણસ એને પકડી ગયો અને નજીવી રકમ માટે એને ગુલામ તરીકે વેચી મારી. એનો માલિક બહુ નિષ્ઠુર હતો અને એની પાસે ખૂબ વેઠ કરાવતો હતો. પરંતુ જન્મથી જ એના માથે ત્રાટકેલી કમનસીબી અને મુશ્કેલીઓની આ સતત પરંપરા એની પ્રખર હિંમતને, એની ઊંડી શ્રદ્ધાને, એના અદમ્ય જુસ્સાને અને વિશુદ્ધ હૃદયને તેમ જ એની અથાગ શક્તિ અને અફર મક્કમતાને ડગાવી શકી નહિ. ગુલામીની ભારે અને નિષ્ઠુર જંજીરોમાં જકડાવા છતાં એણે ક્ષણ માટે પણ હિંમત ન ખોઈ, ન કદી ઊજળા ભવિષ્ય માટેની આશા છોડી કે ન કદી સાક્ષાત પરમેશ્વર સાથે આધ્યાત્મિક ઐક્ય સાધવાના કાર્યમાં હારણ થઈ કે દિવ્ય અને પરિપૂર્ણ જીવન પ્રાપ્ત કરવાની મથામણમાં હિંમત હારી બેઠી. એથી જ સતત દૈનિક કામનો બોજો વહન કરતાં કરતાં એ આખો દિવસ ઉપવાસ કરતી અને આખી રાત ભગવાનની અખંડ પ્રાર્થના કરતી. એક રાત્રે જ્યારે એ ભગવાનના ઊંડા ધ્યાનમાં મશગૂલ હતી અને અખંડિતપણે દિવસરાત ભગવાનનું ધ્યાન ધરવાનું અને સેવા કરવાનું પોતાનાથી બની શકતું ન હોવાથી પોતાના નસીબને દોષ દેતી હતી ત્યારે એનો માલિક ઊંઘ-માંથી જાગી ગયો અને એણે આશ્ચર્ય સાથે નજર કરતાં એના માથા પર સાંકળના અવલંબન વગર લટકતો અને આખા ઘરને અજવાળી દેતો એક દીવો જોયો. આ વિચિત્ર દૃશ્યથી ખૂબ અકળાઈ ઊઠીને, એણે બીજી સવારે એને મુક્ત કરી. પછી રાબિઆ તપસ્વી જીવન ગાળવા રણમાં ગઈ. થોડા સમય પછી બસરા પાછી

ફરી, એણે પોતાના માટે એકાંતમાં એક આશ્રમ બાંધ્યો અને ત્યાં જ તપશ્ચર્યામય ભક્તિપૂર્ણ જિંદગી ગાળવા માંડી

થોડા જ સમયમાં રાબિઆની મહાયોગિની તરીકેની કીર્તિ દૂરદૂર પ્રસરતાં એ સમયના અનેક તવંગર અને ખ્યાતનામ માણસોના ટકશાળ પાડતાં માગાં એને આવવા લાગ્યાં પણ એણે બધાને નકાર્યાં અને એકમાત્ર ઈશ્વરની પૂજા અને સેવાને વરીને બ્રહ્મચર્ય અને શુચિતાયુક્ત જીવન પસંદ કર્યું બસરાનો અતિ ધનાઢ્ય રાજ્યપાલ મુહમ્મદ સુલેમાન એક રાજવીને છાજે એવી પહેરામણી આપવા તૈયાર થયો, ત્યારે પણ એણે મોં મચકોડીને નીચેના શબ્દો સાથે એની માગણી પાછી વાળી "તમારે મને એક ક્ષણ માટે પણ ભગવાનથી વિમુખ ન કરવી તમે મને આપો એ બધું જ, અરે, એથી બમણું આપવા પ્રભુ સમર્થ છે" બસરા નજીક આવેલા અને સહુપ્રથમ સ્થપાયેલામાંના એક મઠના સ્થાપક, પ્રસિદ્ધ ઈશ્વરવાદી અને ઉપદેશક અબ્દ ઝૈદનું માગું પણ એટલા જ તુચ્છકાર અને જુસ્સાથી પાછું વાળ્યું

આ પ્રમાણે બધાં પાર્થિવ બંધનોમાંથી મુક્ત રહીને, રાબિઆએ સતત ધ્યાન ધરવાની અને ઉપદેશ કરવાની જીવનપ્રણાલી આરંભી અને થોડા જ વખતમાં સર્વમાન્ય સૂફી સંતોમાંની એક અતિપ્રસિદ્ધ સંત તરીકે એની ગણના થવા લાગી એને અસંખ્ય શિષ્યો હતા, જે રાત ને દિવસ એનો ઉપદેશ સાંભળવા, આધ્યાત્મિક બાબતોમાં એની દોરવણી મેળવવા અને એની પ્રાર્થનાઓમાં ભાગ લેવા એના ઘેર ટોળે મળતા હતા દંતકથાઓ એને એ સમયના ઘણા પ્રસિદ્ધ માણસો સાથે સાંકળે છે, અને જો કે, બધા કિસ્સાઓમાં એમની વિશ્વસનીયતા પર આધાર રાખી શકાય નહિ, છતાં એક બાબત નિઃશંક છે કે એ વખતના ઘણા સંતો અને વિદ્વાનોને રાબિઆના ઉપદેશથી બહુ લાભ થયો હતો અને એમણે સહેજે આનાકાની વગર, એ સ્ત્રી હોવા છતાં, એને પોતાના આધ્યાત્મિક ગુરુ અને માર્ગદર્શક તરીકે સ્વીકારી હતી પરંતુ ઈશ્વરના નમ્ર સેવક તરીકેના પદને છાજે એ રીતે એણે કદી પણ કોઈના ઉપદેશક કે પથપ્રદર્શક હોવાનો દાવો કર્યો ન હતો એને બદલે ખૂબ નમ્રતા અને વિનય સાથે એ લોકોને સહાયરૂપ થઈ, પોતાનાથી બની શકે એટલે અંશે મોક્ષના માર્ગે આગળ ચીંધતી અને ભગવાનને નામે વચ્ચે પડીને કદી ઈશ્વર અને મનુષ્ય વચ્ચેની દલાલ બની નહિ જ્યારે એક માણસે પોતાના વતી તેને પ્રાર્થના કરવા વિનંતિ કરી, ત્યારે રાબિઆએ એને તરત જ ચોખ્ખું સુણાવી ના

કે, "હું તે કોણ છું? તારા ઈશ્વરની આજ્ઞા પાળ અને એની સ્તુતિ કર, કેમકે પ્રાર્થના કરતાંરે'ત એ યાચકને જવાબ આપે છે."

સાચી સૂફી સંત હોવાથી રાબિઆએ માત્ર તપશ્ચર્યાનો ઉપદેશ જ આપ્યો એમ નહિ, પણ એણે જાતે આચારમાં પણ ઉતાર્યો. તેથી જ આજે પણ એનું પવિત્ર ચરિત, પરમ વિશુદ્ધ, નિઃસ્વાર્થ અને આત્મસમર્પણયુક્ત જીવનના અત્યંત પ્રેરક દૃષ્ટાંત તરીકે આપણી સામે તરવરે છે. એણે જેમ સ્વેચ્છાએ બ્રહ્મચર્યવ્રત સ્વીકાર્યું હતું, એવી જ રીતે એણે અત્યંત અકિંચનતા અને ઉગ્ર સાધનાના જીવનને સ્વેચ્છાએ અપનાવ્યું હતું જો કે એના જીવનનાં શરૂઆતનાં વર્ષોમાં, એ નાર નિર્ધન ગુલામ હતી, છતાં પાછળથી જ્યારે એને મહાન સંત તરીકે પ્રસિદ્ધિ મળી, ત્યારે એને આર્થિક મદદ આપવા તૈયાર હોય એવા ઘણા શ્રીમંત અને વગદાર મિત્રો મળી આવ્યા. પરંતુ કોઈની યે પાસેથી કોઈ પણ પ્રકારની મદદ લેવા એ કદી પણ તૈયાર ન થઈ. જ્યારે એના મિત્રોએ આ બદલ એને મીઠો ઠપકો આપ્યો ત્યારે એણે ખૂબ હૃદયસ્પર્શી શબ્દોમા કહ્યુ: "સાચે જ, જે આખી આલમનો માલિક છે તેની પાસે અહિક ચીજો માગતાં મને શરમ આવે; તો પછી જે એના માલિક નથી એમની પાસેથી તો હું કેમ માગી શકું?"

રાબિઆએ આ ત્યાગ અને તપસ્યાની દીક્ષા પસીનો અને આંસુઓ પાડી-પાડીને પ્રાપ્ત કરી હતી એના ચરિત્રકાર અત્તારે એના વિશે નીચેની એક સુંદર કથા આપી છે. એકવાર રાબિઆએ આખું અઠવાડિયુ દિન અને રાત એક કરી, ભોજન કર્યા વગર કે ઊંઘ લીધા વિના પ્રાર્થના જ કર્યા કરી. પછી એને ગજબની ભૂખ લાગી, અને એને કોઈએ પ્યાલો ભરી ખાવાનું આપ્યું. પણ એક બિલાડીએ પ્યાલો ઢોળી નાખ્યો. એને થોડુ પાણી પીવાનું મન થયું, પણ પાણીનો કુંજો પણ એના હાથમાથી પડી જઈને ટુકડેટુકડા થઈ ગયો ભૂખની વેદના હવે સહન ન થવાથી એણે રડવા માંડ્યુ, અને ભગવાનને એની [illegible]

એને માથા પર વાગ્યુ, અને ખૂબ લોહી નીકળવા માડ્યુ, પણ એ વેદનાથી સાવ જ અજાણ હતી જ્યારે એના મિત્રોએ આ બાબત આશ્ચર્ય દાખવ્યુ, ત્યારે એણે સરળપણે કહ્યુ "ભગવાન મને દુનિયાની ઈન્દ્રિયગમ્ય વસ્તુઓ કરતા પર એવી અન્ય વસ્તુઓમા રોકી રાખે છે"

ઈ સ ૮૦૧મા રાબિઆ મૃત્યુ પામી અને એને બસરામા દફનાવવામા આવી એના અંતિમ શબ્દો ઈશ્વરના સતત સાહચર્ય અને પ્રાર્થનાને વરેલી એની દીર્ઘ જિદગીને શોભે એવા હતા શાત મને અને નિર્ભયપણે એ પોતાના પ્રિયતમને શરણે ગઈ, અને એના ચરિત્રકારો કહે છે એ પ્રમાણે પ્રભુએ અનત ચેતનામા તેને નીચેના રણકતા શબ્દો વડે આવકાર આપ્યો 'પ્રભુથી રાતોષાઈને એને સતોષ આપીને, તારા પ્રભુ પાસે પાછી ફર" આમ મૃત્યુ એના માટે "પ્રિયતમને પ્રિયતમા સાથે જોડતા સેતુ સમુ હતુ"

આ મહાન અને ભલી જીવનયાત્રાનો વૃત્તાત દતકથાઓના આધારે અને સાવ આછાપાતળા સ્વરૂપે જ આપણને ઉપલબ્ધ થાય છે છતા, આ અપૂરતા વૃત્તાત માથી પણ આપણને એના ઉદાત્ત અને મહાભવ્ય છતા સપૂર્ણ, મધુરતા અને અકૃત્રિમતાને લીધે એકદમ પ્રેમાળ અને અનન્ય વ્યક્તિત્વની ઝાખી થાય છે બાળપણના વર્ષોમા એને શાળાનુ સામાન્ય શિક્ષણ મેળવવાની તક સાવ જ ન મળી, તેમ ઉત્તર વયમાં એને કોઈ શેખ એટલે - ગુરુ પાસેથી આધ્યાત્મિક માર્ગની દોરવણી મેળવવાનો અવકાશ ન હતો છતાં, જ્યારે ભગવાન પોતે જ પોતાના તરફ ખેંચે ત્યારે એ પ્રભુ પ્રતિ ધમમસતા આત્માને કોણ અટકાવી શકે? દુનિયાએ જોયેલી મહાન રાતોમાંની એક રાબિઆની બાબતમાં આવુ જ બન્યું હતું અશિક્ષિત અને અસહાય હોવા છતાં એણે ભગવાન પાસેથી જ સીધો પ્રકાશ ઝીલવા તેની સમક્ષ હૃદયદ્વાર ખોલ્યા એથી જ એના માલિકને ઘેર ગુલામ તરીકે વૈતરુ કરતાં કરતા ધગધગતા રણની એકલવાયી તીવ્રતાની વચમા, મોટા ધમાલિયા શહેરની અતિશય દરિદ્રતા અને સકુલતા વચ્ચે ભગવાનની આ લાડકી પુત્રી રાબિઆએ ઈશ્વરના સાક્ષાત્કારમાં પરિણમે એવી ઉચ્ચતર અધ્યાત્મસાધના માટે પોતાની જાત કેળવી, અને ભગવાન સાથેનો સાક્ષાત્કાર સાધ્યો સામાન્ય સ્ત્રીઓ પણ, જો એમની ઈચ્છા હોય તો, પોતાના જ પ્રયત્નો વડે આધ્યાત્મિક પૂર્ણતાના શિખરને સર કરી શકે એ માટે રાબિઆનું જીવન ખરેખર એક જ્વલત આદર્શ પૂરો પાડે છે

## રાબિઆનો ઉપદેશ

રાબિઆ ઇબ્રાહીમ ઇબ્ન આધમ, તેમના અબૂ અલી શકાક દાઊદ અને ફુદયલ – ઈયદ જેવા પ્રાચીન સૂફી અગ્રગણ્ય સંતોમાંની એક હતી. એનું અવસાન હિજરી સનના મધ્ય અને અંતિમ વર્ષોના ગાળામાં(ઈ સ. ૭૮૯–૮૧૫)માં થયું

પ્રાચીન સૂફીમત દાર્શનિક કે ચિંતનાત્મક ન હતો પણ નીતિમૂલક હતો. તાત્પર્ય કે, એમા આપણને ઈશ્વર, આત્મા, મોક્ષ, ઈશ્વર સાથેનું ઐક્ય વગેરેના સ્વરૂપ વિશે અધ્યાત્મ વિચારો કે ચર્ચાવિચારણા મળતા નથી, પણ ઈશ્વરને કેવી રીતે પ્રાપ્ત કરી શકાય એ વિશેની માત્ર કેટલીક વ્યવહારુ સૂચનાઓ મળે છે આ પ્રમાણે શરૂઆતનો સૂફીવાદ એ “વ્યવહાર ધર્મ અને જીવનમાર્ગ છે” આ સત્ય જુનૈદે એ પોતાના પ્રસિદ્ધ સુવાકયમા સુંદર રીતે રજૂ કર્યું છે ‘અમને સૂફીમત ઉપવાસમાંથી અને જગતને તિલાંજલિ આપવામાંથી લાધ્યો છે, પરિચિત બંધનો તોડવામાંથી અને માણસો જેને પ્રિય માને છે એના પરિત્યાગમા મળ્યા છે, નહિ કે વાદવિવાદમાંથી.”

આ પ્રમાણે, પ્રાચીન સૂફીવાદના બે મુખ્ય લક્ષણો સંન્યસ્ત અને શમ છે સંન્યસ્તનો અર્થ છે કડક દેહદમન અને તપસ્યા પ્રત્યેના પ્રેમને લક્ષ્ય સમજતી નૈતિક માન્યતા શરૂઆતના સંન્યાસીઓએ પાપ વિશેના કયામતના દિવસ વિશેના, નરક વિશેના અને ઈશ્વર પોતે એક કડક નિર્ણાયક અને ન્યાયાધીશ છે, એવા કુચિંતનના વિચારો ઉપર વધાર પડતો ભાર મૂક્યો એથી બદલામાં આવી પડનારી સજા અને સળગતા નરકની બીકથી અતિપ્રભાવિત થઈ જઈને એમણે સાંસારિક જીવનનો સંપૂર્ણ ત્યાગ કર્યો અને અતિશય તપસ્યામય અને દેહદમનપરક જીવન જીવવા માંડયું વળી સૂફીઓ પ્રખર તપસ્વીઓ હોવા ઉપરાંત કંઈક વધારે હતા કારણ કે, પ્રથમ તો, એમની તપશ્ચર્યા સ્વર્ગપ્રાપ્તિ અને નરકમુક્તિ જેવા કોઈ સ્વાર્થી હેતુથી પ્રેરાઈ નહોતી, પણ ઈશ્વર સાથે સંપૂર્ણ ઐક્ય અનુભવવાનું ધ્યેય પ્રાપ્ત કરવા માટે હતી બીજુ સૂફીઓ હમેશાં બાહ્ય આચરણ કરતા આંતરિક હેતુ ઉપર વધાર ભાર મૂકતા, એટલે કે એમના મતે દારિદ્ર અને સાધનાનો અર્થ માત્ર દુન્યવી ભોગોનો અભાવ એટલો જ નહોતો થતો, પરંતુ એ ઉપરાંત દુન્યવી ત્યાગ તૃષ્ણાઓનો એમાં અભિપ્રેત હતો—“માત્ર હાથ જ ખાલી નહિ, ખાલી હૃદય પણ” ત્રીજુ, સૂફીઓ માત્ર ચોખ્ખિયા ખાખીબાવા ન હતા, પણ ભકત—

યોગીઓ યે હતા. આમાં જ સૂફી ધર્મનો નિવૃત્તિવાદ રહેલો છે. નિવૃત્તિવાદ એટલે ઈશ્વરનું અતિશય શાંત મને એકચિત્તે ધ્યાન અને એની ઇચ્છાને આધ્યાત્મિક પૂર્ણતા-પ્રાપ્તિ માટેનું એકમેવ સાધન તરીકે આધીન થવું, એમ ઉપદેશતો નીતિસિદ્ધાંત. સૂફીઓ પણ ઈશ્વરના સાક્ષાત્કાર માટે અખંડ ધ્યાનને જ એકમાત્ર સાધન તરીકે ઉપદેશે છે. આમ, સૂફીઓ માત્ર તપસ્વી (ઝહીદ) કે સાધુ (ફકીર) હતા એટલું જ નહિ; તેઓ યોગી પણ હતા. સુહરાવર્દી સંક્ષેપમાં કહે છે કે, "સૂફીવાદ એ માત્ર ગરીબાઈ (ફકીરી) કે તપશ્ચર્યા (ઝુહદ) નથી, પણ બન્ને અર્થોને સાંકળી લઈ એ બન્ને ઉપરાંત બીજા કશાને સમાવી લેતી સંજ્ઞા છે. આ વધારાના ગુણો ન હોય તો માણસ તાપસ (ઝહીદ) કે ગરીબ (ફકીર) હોઈ શકે, પણ એ સૂફી ન હોઈ શકે."

અતિ ખ્યાતિ પામેલ પ્રાચીન સૂફી સંતોમાંની એક એવી આ રાબિઆએ ઈશ્વર, આત્મા, અને એ બન્નેના ઐક્યના સ્વરૂપની ભાંજગડમાં પડવા કરતાં, પરમાત્મા સાથે તાદાત્મ્ય પ્રાપ્ત કરવાના ધ્યેય તરફનો વ્યવહારુ માર્ગ ચીંધવાનું જ લક્ષ્ય મુખ્યતઃ રાખ્યું હતું. એને મન ભગવાન પ્રમાણથી નિરપેક્ષ એવા એક અવિવાદ્ય સત્ય હતા; એ જ રીતે આત્માના પરમેશ્વર સાથેના સાહચર્ય અને ઐક્યની આવશ્યકતા પણ એટલી જ અવિવાદ્ય હતી. જેથી આવા, જેમના વિશે કદી શકા છે જ નહિ એવાં સત્યોની બાબતમાં નિરર્થક અંદાજ બાંધવામા વખત બગાડવા કરતા ઉત્તરોત્તર ચડિયાતી ભૂમિકાઓ દ્વારા ઈશ્વરનુ આનંદસ્વરૂપ અને તેની સાથે પરમ અદ્વૈત સાધવા માટેનો નીતિમય માર્ગ નિશ્ચિત કરવામાં જ રાબિઆએ પોતાનું મન લગાડ્યું.

આ ગ્રંથમાં નીચે પ્રમાણે મુખ્ય સોપાનો છે: પશ્ચાત્તાપ, ધૃતિ, કૃતજ્ઞતા, શ્રદ્ધા, ભીરુતા, સ્વેચ્છાપૂર્વકની અકિંચનતા, તપશ્ચર્યા, ઈશ્વરની અનન્ય શરણાગતિ અને છેવટે—પ્રેમ જેમાં પ્રિયતમ માટે ઉત્કટ અભિલાષા, એની સાથે તન્મયતા અને સંતૃપ્તિ પણ આવી ગયાં. બીજા મહાન સૂફીઓએ પણ આવો જ માર્ગ દર્શાવ્યો છે.

(૧) પશ્ચાત્તાપને જ બધાએ પાર્થિવ બંધનોમાંથી આત્માને મુક્તિ અપાવી લઈ જઈને ઈશ્વર સાથે એકરૂપ બનવાના યોગમાર્ગના નીતિમૂલક પ્રથમ સોપાન તરીકે ગણાવ્યો છે; કારણ કે નૈતિક જીવન અને આધ્યાત્મિક વિકાસ માટે સૌપ્રથમ પોતાનાં પાપો અને ઊણપોનું ભાન થવું અને એનો એકરાર કરવો તેમ જ આ બધાં બદલ નિખાલસપણે દુઃખ થવું જરૂરી છે—તો જ મનુષ્ય પોતાનામાં સુધારા કરી, ફરીથી શરૂઆત કરી, વધુ પૂર્ણતામય, વિશુદ્ધિશીલ અને સભરતાપૂર્ણ જીવન માટે પ્રયત્નશીલ થાય. આ જ કારણથી બધા જ સૂફીઓ નૈતિક માર્ગમાં પશ્ચાત્તાપની અનિવાર્ય આવશ્યકતા

'ઉપર ઘણો ભાર મૂકે છે. પશ્ચાત્તાપના મુખ્ય મુખ્ય પ્રકારોનું જેમણે આપણને વિસ્તૃત વર્ગીકરણ આપ્યું છે એ જાણીતા સૂફી ધુલ નૂન-અલ-મિસરીના વિચારો આપણે આના અનુસંધાનમાં ટૂંકમાં જોઈએ: પ્રથમ તો આપણે સામાન્ય માણસના અને સૂફીઓના અને સંતોના પશ્ચાત્તાપ વચ્ચે રહેલો ફરક ધ્યાનમાં રાખવાનો છે; સામાન્ય માણસ પોતાનાં કૃતકર્મો બદલ જ પસ્તાવો કરે છે, સૂફી માત્ર કૃતકર્મો—વાસ્તવિક પાપકૃત્યો માટે જ નહિ; પણ ન કરેલાં કાર્યો, કરવા ચૂકી જવાયેલાં પવિત્ર કર્તવ્યો, માટે પણ પશ્ચાત્તાપ કરે છે. સંત પોતાની અપૂર્ણતા માટે પસ્તાવા કરે છે. બીજું, ઈશ્વરનાં પરમ સામર્થ્ય અને ભવ્યતાના જ્ઞાન પછી ઈશ્વરને ભયંકર માનીને બીકથી પણ પસ્તાવો હોઈ શકે; અને એનાં અનંત સૌંદર્ય અને સુકુમારતાના કારણે ઊપજેલી લજ્જાનો પણ પસ્તાવો હોઈ શકે. પ્રથમ પસ્તાવો માણસને માત્ર ગંભીર જ બનાવે છે, બીજો પસ્તાવો એને મસ્તીમાં લાવે છે. એથી સૂફી દષ્ટિકોણથી બીજા પ્રકારનો પસ્તાવો એ ઉચ્ચતર છે.

રાબિઆના ઉપદેશોમાં પસ્તાવાના આ ઉચ્ચતર અને વિશુદ્ધતર પ્રકાર ઉપર ભાર મુકાયેલો આપણને જોવા મળે છે. જો કે પોતાનાં દોષો અને ઊણપો માટે એ તીવ્રપણે સભાન હતી, અને આ બધાં માટે એ સતત રડતી અને કલ્પાંત કરતી છતાં, રાબિઆમાં કોઈ સ્વાર્થી વૃત્તિઓ હતી નહિ તાત્પર્ય કે એને કદી પણ પોતાનાં પાપો માટે ઈશ્વરની ક્ષમા માગવાનો વિચાર આવ્યો ન હતો કે જેથી એની ન્યાયી સજામાંથી છૂટી શકાય. ઊલટું, એના મતે પાપ એ તો ખૂબ નુકસાનકારક અને ગર્હણીય એટલા માટે છે કે એ આત્મા અને ઈશ્વર વચ્ચે અંતરાય આણે છે, પરલોકમાં આપણને સજાને પાત્ર ઠરાવે છે. ખરું જોતાં, રાબિઆએ માત્ર ઉપદેશ કરીને બેસી ન રહેતાં, પોતાના જીવનને જ દષ્ટાંતરૂપ બનાવીને બતાવી આપ્યુ છે કે આવો વિયોગ એ જ ભકત માટે મોટામાં મોટી સજા છે.

રાબિઆ એમ પણ શીખવે છે કે પશ્ચાત્તાપ એ સ્વયં પ્રભુએ આપેલ બક્ષિસ છે, કારણ કે માત્ર સ્વપ્રયત્નોથી માણસ પશ્ચાત્તાપની આ ભૂમિકાએ પહોંચી શકતો નથી. તેથી ઘણે ઠેકાણે એ સુંદર શબ્દોમાં કહે છે: "જો હું જાતે જ પશ્ચાત્તાપની અવસ્થા પ્રાપ્ત કરવા મથું તો મારે વારંવાર પસ્તાવું પડશે," "આપણે ભગવાન પાસે ક્ષમાયાચના કરવાની આવશ્યકતા જેવી એ કૃતિ જ ખરે ક્ષમાયાચના માટે પર્યાપ્ત છે" વગેરે વગેરે. અલ કુશયરી નોંધે છે કે, જ્યારે એક માણસે રાબિઆને

પૂછ્યું કે, "જો હું પસ્તાવો કરું તો ભગવાન એને સ્વીકારશે?" રાબિઆએ તરત જ જવાબ આપ્યો, "ના, પણ જો એ તારા તરફ અભિમુખ થાય, તો તું એના તરફ અભિમુખ થઈશ."

આ પ્રમાણે ઈશ્વરની સાચી પુત્રી રાબિઆએ બધી જ બાબતોમાં, પ્રત્યેક પળે એની કૃપાનું શરણ સ્વીકાર્યું.

(૨) ધૃતિ: ભગવાને કૃપાપૂર્વક આપણને જે આપવાનું પસંદ કર્યું છે, એનો શાંતિથી અને ફરિયાદ વગર સ્વીકાર કરવો એ બીજી ઉચ્ચતર ભૂમિકા છે. પ્રસિદ્ધ સૂફી બાયઝિદ અલ-બિસ્તામી સાચું જ કહે છે કે, "જે ઈશ્વરની આજ્ઞા અને મનાઈને પણ ધીરજથી માથે ચડાવે છે એ જ સંત છે." બીજા અગ્રગણ્ય સૂફી કલબધી પણ આપણું ધ્યાન દોરતાં કહે છે કે, "નિમ્ન ભૂમિકામાં, ધીરજનો અર્થ બધી મુશ્કેલીઓને હિંમતથી સહેવી અને છતાં ઈશ્વર પાસેથી આશ્વાસનની આશા રાખવી એવો થાય છે, પણ ઉચ્ચતર ભૂમિકાએ, ધીરજમાં આવી સ્વાર્થી આશાને સ્થાન નથી."

રાબિઆ આ ઉચ્ચતર પ્રકારની ધીરજ શીખવે છે અને પહેલાંની જેમ જ પોતાના જીવનના દૃષ્ટાંત દ્વારા એને રજૂ કરે છે. આપણે જોયું કે સાવ બાળપણથી જ રાબિઆએ સહેજ પણ બડબડાટ વિના અનેક સ્નેહીઓનાં અવસાન, રોગ, ગુલામી અને દરિદ્રતા જેવી કમનસીબીઓની પરંપરા સહી. ભગવાનનાં જ્ઞાન (ન્યાયબુદ્ધિ) અને દયામાં શંકા લાવવી એ એના મતે મૂર્ખાઈ અને અશ્રદ્ધાની (નાસ્તિકતાની) પરિસીમા છે. એ ઊંડી ભક્તિ અને અચળ શ્રદ્ધા સાથે કહે છે: "હું ઈશ્વરને અસમ્મત એક પણ વસ્તુને ઈચ્છું તો હું અશ્રદ્ધા માટે અપરાધી બનું."

(૩) કૃતજ્ઞતા એ આધ્યાત્મિક માર્ગમાં વધારે ઉચ્ચતર ભૂમિકા છે અને ધીરજની પૂરક છે, કારણ કે ધીરજમાં ઈશ્વરેચ્છાને શાંતપણે આધીન થવાનું આવતું હોવાથી એનું સ્વરૂપ અભાવાત્મક છે એને બદલે કૃતજ્ઞતામાં, ઈશ્વર એની અનંતકૃપા અને સમ્યક્બુદ્ધિથી આપણને જે આપવાનું પસંદ કરે છે, એના આભાર સ્વીકારનો સમાવેશ થતો હોવાથી કૃતજ્ઞતા અધિક ભાવાત્મક છે. એનાથી પણ વધુ ઉદાત્ત પ્રકાર તે સમૃદ્ધિ માટે જ આભાર માનવો એટલું જ નહિ, પણ વિપત્તિ માટે પણ આભાર માનવો એ છે. સાચા સૂફી તરીકે, રાબિઆએ આપત્તિઓ અને દુઃખોને આનંદ અને સુખોના જેટલી જ કૃતજ્ઞતાથી સ્વીકારીને કૃતજ્ઞતાનો આ ઉદાત્ત ગુણ સતત શીખવ્યો છે અને આચર્યો છે.

આ માર્ગનાં બીજાં સોપાનોની જેમ, 'કૃતજ્ઞતા' પણ અલ કુશયરીના શબ્દોમાં, "ઈશ્વરે ખુદ દીધેલી બક્ષિસ છે." અગ્રગણ્ય સૂફી હલ્લજ પણ માને છે કે સંતે અતિશય નમ્રતા અને કૃતજ્ઞતાનું વલણ તો કેળવવું જ જોઈએ, પણ એની સાથે-સાથે ઈશ્વરે આપણા માટે જે કર્યું છે એ માટે સંપૂર્ણ અને પૂરતા પ્રમાણમાં ઈશ્વર પ્રત્યે કૃતજ્ઞતા દાખવવાની પોતાની અશક્તિને પણ જાણવી જોઈએ; તેથી કૃતજ્ઞતાનો શ્રેષ્ઠ પ્રકાર તે માનવી કૃતજ્ઞતાની સાવ નિરર્થકતા સમજવી એ જ છે. હલ્લજ હૃદયસ્પર્શી શબ્દોમાં કહે છે, "ઓ ઈશ્વર! તારી બધી કૃપા-પ્રસાદીને ગણીગણીને તારો આભાર માનવા હું સમર્થ નથી. તેથી હું તને પ્રાર્થના કરું છું કે મારા વતી તું તારી જાતનો આભાર માન."

આ જ પ્રકારની પરમ કૃતજ્ઞતા શરૂઆતથી જ રાબિઆના જીવન અને ઉપદેશમાં મળે છે.

(જ) સૂફીઓના મત પ્રમાણે આધ્યાત્મિક માર્ગમાં શ્રદ્ધા અને ભીરુતા પણ અગત્યનાં સોપાનો છે. અહીં 'શ્રદ્ધા'નો અર્થ છે ઈશ્વર સાથે પોતાનું મિલન જરૂર થશે જ એવી ભકતની નિત્ય આશા. 'ભીરુતા'નો અર્થ છે ઈશ્વરથી વિખૂટા પડી જવાની ભકતને લાગતી સતત બીક. આ પ્રમાણે આશા અને ભીતિ એ એકબીજાની પૂરક અવસ્થાઓ છે, જે સાધકને ધ્યેય માટે મથતા રહેવાની સતત પ્રેરણા આપ્યા કરે છે. આ બન્નેને સૂફીઓએ ઊંચે ને ઊંચે ઊડતા પંખીની બે પાંખો તરીકે વર્ણવી છે, તે ખૂબ ઉચિત છે.

આ શ્રદ્ધા અને ભીરુતાના વિચારોને નવીન રીતે વિકસાવનાર પ્રાચીન સૂફીઓમાં રાબિઆ કદાચ ખૂબ અગ્રગણ્ય હતી, અને એમાંથી એણે અનાસકત પ્રેમનો નવો સિદ્ધાંત પ્રવર્તાવ્યો. આશા અને ભીતિ બન્નેમાં સ્વાર્થી હેતુઓ હોઈ શકે; બદલાની કે સ્વર્ગની આશા હોઈ શકે, જ્યારે ભીતિ શિક્ષાની કે નરકની હોઈ શકે. રાબિઆએ આશા અને ભીતિને દરેક સ્વાર્થી અંશથી અલગ કર્યાં, અને આ બન્નેનું વિશુદ્ધ નિસ્વાર્થી પ્રેમ અને ભકિતની ભૂમિકાએ ઊર્ધ્વીકરણ કર્યું સાચા સૂફીને મન સ્વર્ગ અને ઈન્દ્રિયજન્ય, અગર અધ્યાત્મિક ભોગ ભોગવવાનું પણ સ્થાન નથી, પણ ઈશ્વરદર્શન અને ઈશ્વરૈકય પ્રાપ્ત કરવાનું સ્થાન છે; એ જ રીતે નરક એ યાતના અને દંડ પામવાનું સ્થાન નથી, પણ ઈશ્વરથી વિખુટા પડવાનું સ્થાન છે. તેથી એક સૂફી બાયઝિદ અલ-બિસ્તામીને અનુસરીને કહે છે: "જે લોકો પ્રેમ કરે છે, એમને મન સ્વર્ગની કશી જ કિંમત નથી." આ બાબતમાં રાબિઆની

પ્રસિદ્ધ ઉક્તિ, જેને અલ-ગઝ્ઝાલીએ અવતરણ તરીકે ટાંકી છે, તે એક પ્રસિદ્ધ સુભાષિત બની ગઈ છે. તે છે, "પહેલાં પાડોશી, પછી ઘર." આનો અર્થ એવો થાય છે કે પાડોશી, એટલે કે ઈશ્વર, એ ઘર, એટલે કે સ્વર્ગ કરતાં વધારે અગત્યનો છે.

(૫) સ્વેચ્છાપૂર્વકની અકિંચનતા એ સૂફીવાદના પાયાના સિદ્ધાંતોમાંનો એક છે. એનો અર્થ હૃદયમાંથી બધી સ્વાર્થી ઇચ્છાઓ દૂર કરીને એને માત્ર ઈશ્વર તરફ જ અભિમુખ કરવું એવો થાય છે. આપણે જોયું કે રાબિઆએ દારિદ્રનું આ મહાન અને કપરું વ્રત માત્ર ઉપદેશ્યું જ ન હતું, પોતે પણ એને આચરણમાં મૂક્યું હતું.

(૬) તપશ્ચર્યા એ સૂફીવાદનો મુખ્ય આધારસ્તંભ છે અને એ અકિંચનતા સાથે સંકળાયેલો છે. તપશ્ચર્યાનો અર્થ પરા આધ્યાત્મિક પ્રકૃતિ વડે અપરા પાર્થિવ પ્રકૃતિનો સંપૂર્ણ નિગ્રહ કરવો એવો થાય છે. અહીં પણ રાબિઆના ઉપદેશો અને આચરણ સૂફીવાદને નવો ચેતનપ્રદ વળાંક આપે છે. રાબિઆ પોતાની સરળ અને સીધીસાદી શૈલીમાં શીખવે છે કે આવા આત્મનિગ્રહનો અર્થ થાય છે, કશાથી જેમાં વિક્ષેપ ન પડી શકે એવી ઈશ્વર પ્રત્યેની ચિત્તની અનન્ય એકાગ્રતા. સાચા અર્થમાં સંત હોવાથી, રાબિઆ સંત તરીકેની કીર્તિ મેળવવાથી પણ ડરતી કે રખેને પોતે ઈશ્વર સિવાય બીજી વસ્તુથી સંતોષ પામી જાય; વળી એ હંમેશાં પોતાનાં જ્ઞાન અને શક્તિનું પ્રદર્શન કરવાથી દૂર ભાગતી હતી.

(૭) ઈશ્વરની શરણાગતિ એ આ માર્ગનાં ઉપરનાં સોપાનોનો પરિપાક છે. ઈશ્વરની શરણાગતિ એટલે ઈશ્વરની સંપૂર્ણ શરણાગતિની, સર્વભૂતાત્માને આત્માના સંપૂર્ણ સમર્પણની ચરમ ભૂમિકા. મહાન સૂફી હલ્લજની નીચેની સુંદર બંદગીમાં સૂફીઓના આ વલણનું બહુ વિશદ પ્રતિબિંબ પડે છે: "ઓ મારા પ્રભુ, ઓ મારા નાથ! તારી ઇચ્છા પ્રમાણે જ થાવ. ઓ મારા ધ્યેય અને સાર્થક્ય, તારી ઇચ્છા પ્રમાણે જ થાવ. ઓ મારા આત્માના સાર, ઓ મારી અભિલાષાના અવધિ, ઓ મારી વાણી અને મારા ઇંગીત અને ચેષ્ટા, ઓ મારા સર્વસ્વ, મારાં શ્રવણો અને મારી દૃષ્ટિ, મારા સકલ અને મારા અંશો." રાબિઆનો ઉપદેશ બરાબર આવો જ હતો.

(૮) યોગમાર્ગમાં છેલ્લું સોપાન છે પ્રેમ, જે પ્રિયતમના દર્શનથી કૃતાર્થતા અનુભવવાનો અને એની સાથે ઐક્ય સાધવાનો છેલ્લો ઉપાય છે. રાબિઆ શીખવે છે કે પ્રેમમાં મુખ્યત્વે બે ખાસિયતો હોવી જોઈએ:

પ્રથમ, એ સર્વગ્રાહી હોવો જોઈએ, બીજુ, એ એગ્રો જ અનાસકત હોવો જોઈએ. સંને ઈશ્વરનું એકવા ઈશ્વરનું જ ચિંતન કરવં જોઈએ, બીજા કોઈનું પણ નહિ. ઈશ્વર એક ઈર્ષાળુ પ્રિયતમ છે, જે બીજા હરીફને સાખી લેતો નથી. આવા ઉદાત્ત સર્વગ્રાહી પ્રેમનું સાચું સ્વરૂપ રાબિઆ વિશેના નીચેના પ્રસંગમાં બહુ સુંદર રીતે વ્યકત થયું છે એકવાર એને કોઈએ પૂછયું "તમે ઈશ્વરને ચાહો છો?" એણે સહેજ પણ અવકાશ વિના જવાબ આપ્યો, "હા" એને ફરી પૂછવામા આવ્યુ "તમે સેતાનને ધિક્કારો છો? પહેલાની જેમ જ આનાકાની વિના એણે જવાબ આપ્યો "ના, ઈશ્વર માટનો મારા પ્રેમ સેતાનને ધિક્કારવા માટે અવકાશ રહેવા દેતો નથી ઈશ્વરપ્રેમે મને એટલી તો આવરી લીધી છે કે એના સિવાય કોઈને ચાહવા કે ધિક્કારવા અવકાશ રહ્યો નથી.'

એના પ્રેમના આ સાવ અનાસક્ત સ્વરૂપનો ઉપર નિર્દેશ થયો છે જ

## રાબિઆનાં લખાણો

ઉત્તરકાલીન જુદા જુદા દાર્શનિક અગર ચરિત્રાત્મક નિબંધોમાં એના ઉપદેશોના અવતરણો મોટી સખ્યામા મળે છે એ ઉપરથી સ્પષ્ટ થાય છે કે મુસ્લિમ સતો અને વિદ્વાનો રાબિઆ માટે બહુ આદર ધરાવતા હતા વાસ્તવમા, લગભગ બધા જ મહાન સૂફી લેખક એના ઉપદેશોનો નિર્દેશ કરે છે અને એના વચનોને અવતરણરૂપે મૂકે છે આ વિદ્વાનોમા અબુ નસર અલ સર્રાજ, અબુ તાલિબ, કલબધિ અબુ-અલ કુશયરી અલ ગઝ્ઝાલી, અલ સુહરાવર્દી અને હજૂરીનો નિર્દેશ પ્રમાણ તરીકે ટાંકી શકાય. જો કે આપણે રાબિઆની કોઈ સ્વતંત્ર કૃતિ વિશે જાણતા નથી, છતા આ અસખ્ય અવતરણો આપણને એની સાવ સરળ અને નિખાલસ શૈલીનો સ્પષ્ટ ખ્યાલ આપે છે નમૂના તરીકે અબુ તાલિબે ટાકેલી દ્વિવિધ પ્રમવિષયક એની જાણીતી રુબાયતોનો નિર્દેશ કરીએ

મે તને દ્વિવિધ પ્રેમથી ચાહ્યો છે,<br>
એક સ્વાર્થી પ્રેમ છે અને બીજો ઉદાત્ત પ્રેમ છે<br>
સ્વાર્થી પ્રેમમાં તારા સિવાય બીજુ બધુ છાડી<br>
તારી યાદથી મારી જાતને હુ ભરી રહુ છું

જ્યારે બીજો જે તને શોભે એવો છે એમાં,
હું તને જોઈ શકું તે માટે તું બુરખો ઊંચો કરે છે,
છતાં આમાં કે પેલામાં મારાં વખાણ નથી,
પણ આમાં કે પેલામાં તારી જ પ્રશંસા છે.

એના ગદ્યના નમૂના તરીકે, આપણે નીચેની સુંદર પ્રાર્થના લઈ શકીએ, જે એના જાણીતા ચરિત્રકાર અત્તારે નોંધી છે:

"ઓ મારા પ્રભુ, જો હું નરકની બીકે તને ભજતી હોઉં તો
મને નરકમાં બાળી મૂકજે; અને જો સ્વર્ગની આશાએ
તને ભજતી હોઉં, તો એમાંથી મને બાકાત રાખજે,
પણ જો તને હું તારે ખાતર જ ભજતી હોઉં
તો તારા અનંત સૌંદર્યને મારાથી છુપાવીશ નહિ."

આપણને ઉપલબ્ધ એવાં એનાં ગદ્ય અને પદ્યમાં, એ જ ઉદાત્ત ભવ્યતા, એ જ લાગણીનું ઊંડાણ અને દૃષ્ટિની તાજગી સ્ફુરે છે એનો પોતાનો પ્રિયતમ જ એનામાં બોલે છે એટલે જ એનાં બધાં વચનો આપણા હૈયામાં સોંસરાં ઊતરી જાય છે અને આપણાં અંતરતમ ઊંડાણોમા રમી રહે છે

## મૂલ્યાંકન

રાબિઆની અસર સમકાલીન અને ઉત્તરકાલીન વિચાર ઉપર ઘણી દૂરગામી નીવડી. સૂફીવાદના વિકાસના આરંભના તબક્કાઓનાં મુખ્ય મુખ્ય પાસાંને અનુરૂપ રીતે રાબિઆના સિદ્ધાંતો મુખ્યત્વે વ્યવહારુ હતા. પણ તપસ્યા અને નિવૃત્તિ ઉપરાંત, રાબિઆમાં આપણે મસ્તીની તીવ્ર ઝલક, ચિંતન અને ભક્તિનું સુભગ મિશ્રણ જોઈએ છીએ, જે સૂફીવાદના ઇતિહાસના એક નવા વલણની શરૂઆતનું સૂચક છે. એનાં વચનોમાં, આપણને માત્ર ગાઢ અને શક્તિપૂર્ણ હૃદયની જ નહિ પરંતુ ઊંડા ચિંતનશીલ મનની પણ ઝાંખી થાય છે, જેને લીધે તેણે અવિવાદ્ય સત્યની પૂર્ણ પ્રતીતિ થઈ હોવા છતાં, પ્રસંગોપાત્ત બાહ્ય પ્રમાણો દ્વારા આંતરિક શ્રદ્ધાને પ્રગટ કરવાનું યોગ્ય માન્યું. વિચાર અને લાગણીનો, તેમ જ સિદ્ધાંત અને વ્યવહારનો સુભગ સુમેળ એ સમગ્ર સૂફીમતમાં એનું ચિરંતન પ્રદાન છે.

પણ એની પોતાની અને પછીની પેઢીઓને માટે એનું મોંઘેરું પ્રદાન તો છે એ અદ્વિતીય વ્યકિતત્વ - એનું નિષ્કલંક પવિત્રતા, મધુર સરળતા, ઉદાત્ત નિસ્વાર્થ ભાવના અને ગાઢ ભકિતથી ઓતપ્રોત જીવન. એના ચારિત્ર્યનું સૌથી પ્રશસ્ય પાસું એ છે કે તે પોતે જ પોતાના ઉપદેશોનું જ્વલંત દષ્ટાંત બની રહી.

આ મહાન સંત અને જ્યોતિર્ધરના વૃત્તાંતનું સમાપન તેના ચરિત્રકાર પ્રસિદ્ધ વિદ્વાન ફરીદુદ્દીન અત્તારની ઉદાત્ત અંજલિ વડે કરીએ:

> "પવિત્રતાની એકલતામાં રહેવા માટે પસંદ થયેલી એ, મજહબી નેકીના બુરખામાં લપેટાયેલી એ નારી; પ્રેમ અને ઝંખનાની આગમાં જલતી એ, પોતાના ઈશ્વરને જઈ ભેટવાની અને એની ભવ્યતામાં કુરબાન થઈ જવાની તમન્નાને વરેલી, દિવ્ય પ્રભુના એકયમાં ખોવાઈ ગયેલી એ સ્ત્રી; માનવોએ બીજી નિષ્કલંક મેરી તરીકે સ્વીકારેલી; એ રાબિઆ અલ - અદવિયા પર અલ્લાહ રહેમ કરો."